## સોરઠા.

દીધું દિનને દાન, કાં સમરાંગણ શિર ધર્યું;
મહિમાં પામ્યો માન, જે નર કવિને કર ચડ્યો. ૧
દોલત કદિ દશ લાખ, પડ્યા જેવું પૂદગળ,
થશે ઘડિકમાં ખાખ, કવી વિણ કિર્ત્તિ ન અમર રે'. ૨

## સવૈયા.

વ્યંઢળ જન્મ વૃથા જગમાં, નહિ કીંમત જાણી શકે વિનતાની,
સૂમ તણું ધન વ્યર્થ ગણો, જરીં દાદ ન લે દિનની દીનતાની;
આંખ ઉલૂકની વ્યર્થ જગે નહિ રોશની ન્યાળી શકે સવિતાની,
વ્યર્થ ગયો જગ જન્મ અને જર કીંમત જો ન કરી કવિતાની.

# અર્પણ પત્રિકા.

શેઠજી સાહેબ,

## ચુનીલાલ નગીનદાસ શરાફ

શુભ મુ. મુંબઇ બંદર

ત્રોટક છંદ.

દિન ઉપર નિત્ય દયા ધરતા,
જનના હીતમાં વિત વાપરતા;
ઉરમાંહિં ઉદાર વિચાર રૂડા,
હરનીશ વશ્યા ચિત્તમાં બહુધા. ૧

પરમાર્થ વિષે વિણ સ્વાર્થ સદા,
ધસતા, પ્રિતથી, જન સુખિ થવા;
અભિમાન ન અંતર, માન મને,
દિસતું ન લગાર, સ્વધર્મ ગણે. ૨

પર કાજ દગી નિજ દેહ લતા,
કરતા શુભ કામ સદા સુખદા;
મરકી સમયે ગરિબોનિ પિડા,
ધરિ, વૈદ દવા પરમાર્થ મહા. ૩

જનના સુખમાં સુખ આપ તણું,
લિધું માનિ, મને હું વિશેષ ગણું;
અતિ આતુર ચાતુર ચિત્ત રહે,
શુભ કામ વિષે સમયાનુકુળે. ૪

અનનિ દશ વાડિ મહીં ફરતો,

શુભ કાવ્ય રૂપી ફુલડાં વિણ્તો;
બુદ્ધિ જાત તણાં કુસુમો ક્રમનાં,
વિણિને વૃતિ વેલિ પરે ધરિયાં. ૫

કુસુમાકર કાવ્ય તણો કરિને,
શુભ ગ્રંથ સ્વરૂપ કર્યું ગુથિને;
અરપું પ્રિત ધારિ ઉદાર દિલે,
ચુનિલાલ શરાફ અપાર પ્રિતે. ૬

અશરાફ હિતુ ઉરમેં નજરે,
વ્યહવાર વિષેજ શરાફ ખરે;
વધુ ભારતિ ઉપર પ્રીતિ ધરે,
કવિ કોવિદ આશ્રય જ્યાથિ લહે. ૭

ગુણની રૂચિ દોરિ વિષે ગુથિને,
કુસુમાકર કાવ્ય તણો સુપ્રિતે;
અરપું પ્રિત ધારિ સ્વિકારિ લિયો,
ગુણ ગ્રાહક લાયક ગ્રંથ રૂડો. ૮

દોહરો.

સુજ્ઞ ચિત, હરદમ કરો,–દક્ષ તણો દરિયાફ,
અર્પું એથી ગ્રંથ આ, ચૂનીલાલ શરાફ. ૧

લી. સ્નેહાધીન

ઓઝા લલ્લુભાઇ કાળીદાસ.

# પ્રસ્તાવના.



સમ્ય પરત્વે બનતી કવિતાનો પચીશ વર્ષનો સંગ્રહ કરી "કાવ્યકુસુમાકર" ના નામથી પ્રજા હજુર મૂકતાં મને આનંદ થાય છે. ગુજરાતી ભાષામાં કવિઓને વાંચવા.યોગ્ય પુસ્તકો ન હોવાથી કેટલીક અડચણો પડે છે. અને તે માટે હિંદી ભાષાનાં પુસ્તકો વાંચવાની જરૂર પડે છે. ગુજરાતી ભાષામાં સાહિત્યનો વધારો થવા વિદ્વાનોનો પ્રયાસ સતત ચાલુ રહે તો બેશક ગુર્જર ભાષાને સમૃદ્ધિવાળી બનતાં વિલંબ લાગે નહિ. સુભાગ્યે "સાહિત્ય સભા" એ વિષય ઉપર પુરતુ લક્ષ આપશે તો એ દિવસ આવતાં બહુ વિલંબ નહિ લાગે. તથાસ્તુ.

ભાવનગર.
ચવાડી વેણીરામનો ડેલો.
જેષ્ટ સુદી ૧૫ સંવત ૧૯૫૨

લી. ઓઝા લલ્લુભાઈ કાળીદાસ

# સૂચિપત્ર.

# काव्य कुसुमाकर.

## भाग १ लो.

### ઇશ્વરસ્તુતી.

#### શાર્દુલ વિક્રિડિત છંદ.

વંદું હું જગદીશ શીશ નમિને, વંદું ક્ષમીના પતી,
વંદું દુઃખ વિદારનાર વિભુને, વંદુ સુધારો મતી;
વંદું હે અખિલેશ એશ કરતા, વંદું હું વિશ્વેશ્વરા,
વંદું હું જગપાળ પ્રીતિથિ સદા, વંદું હું સર્વેશ્વરા. ૧
વંદું દુર્મતિ ટાળનાર વિભુને, વંદું દયાના નિધી,
વંદું વાણિ સુધારનાર પ્રભુને, વંદું કૃપા જે કિધી;
વંદું પાળક પ્રાણીના સરવદા, વંદું હું વિશ્વંભરા,
વંદું દીન દયાનિધી દુઃખ હરા, વંદું દયાના ઝરા. ૨
વંદું માતપિતા જનો સકળના, વંદું હું માતા તને,
વંદું છો સુખકાર સર્વ જીવના, વંદું પિતા આપને;
વંદું સૃષ્ટિ બનાવનાર ઇશને, વંદું અહોના પિતા,
વંદું વ્યાપક સર્વદા સહુ સ્થળે, વંદું ધરી નમ્રતા. ૩
વંદું નાથ હું હાથ જોડિ તમને, વંદું દુખો સૌ ટળે,
વંદું આપ પ્રતાપ સર્વ સ્થળમાં, જેનાથિ શાંતિ મળે;
વંદું દોષ નિવારનાર હરિને, વંદું પ્રભૂ સર્વદા;
વંદું ટાળક તાપ આપ સહુના, વંદું ટળે આપદા. ૪
વંદું નાથ અનાથના અવનિમાં, વંદું વિભૂ પ્રીતર્થી
વંદું કાપે સુધારનાર જનનાં, વંદું સદા ચિત્તથી;

વંદું મત્ય તણાજ સ્નેહિ તમને, વંદું હું [1]પાદાંબુજે,
વંદું વીનતિ તાત ધ્યાન ધરિને, વંદું સુખો આપજે. ૫

## ઉપજાતિ વૃત.

હે દેવ તું જગત નિવાસ વાળો, અનંત છો હે હરિ તું કૃપાળો;
તું ધર્મ રક્ષા કરનાર ત્રાતા, સદા તમે છો હરિ સૂખદાતા. ૬
[2]ભૂ [3]વ્યોમમાં વ્યાપિ તમે રહ્યા છો, દિશાન્તરે તો પ્રભુ એક તું છો;
આદી નથી અંત હરી તમારો, મરે કુટી જો જન [4]જન્મારો. ૭
તું જાણવા યોગજ તાત મારો, નિર્માણ કર્તા હરિ તું અમારો;*
છો મોક્ષનું સાધન હે મુરારી, અનંત શક્તી પ્રભુ છે તમારી. ૮
પિતા તું માતા ગુરૂ પુજ્ય જાણું, ભૂમાંહિ હે તાત તને વખાણું;
ત્રિલોકમાં તાત પ્રતાપ તારો, નથી બિજો તુથિ વડો થનારો. ૯
આશ્રીતનો રક્ષણ હાર ત્રાતા, જનો તણા છો પ્રભુ અંતરાત્મા;
રૈ' અંતકાળે દુઃખને હરો છો, સંસારનો નાવિક તું ખરો છો. ૧૦
છો સ્તુતિ યોગે મમ જગ સ્વામી, કરી સ્તુતિ માગું હું ગુણ ગામી;
પીતા હમેશાં નિજ પુત્રને તો, કરે ક્ષમા તેમ કરો મને તો. ૧૧
સાષ્ટાંગ હું પ્રેમ થકી કરૂં છું. પાદાંબુજે શીર હરી ધરૂં છું;
કરૂં ફરી કોટિ તને પ્રણામ, કરો પુરી હે હરિ મારી હામ. ૧૨

## ગીતી.

દાતા દીન દયાળા, સુખ કરનારા જપું જગત ત્રાતા,
સુખ આપી શેવકને, ભય ટાળો શિર થકી પિતા માતા. ૧૩
સરજનહાર અમારો, રક્ષણ કરતા તને તાત જાણી,
ધરૂં ધ્યાન ધરણીમાં, નિત્યે તારૂં હૃદય પ્રીતી આણી. ૧૪
ભય ટાળી ઉગારી, શેવક ઉપર મે'ર સદા આણો;
સુમતી નિત્ય સુઝાડી, દુરમતિ ત્રાતા દિલે થકી ટાળો. ૧૫
સર્વે ધારા તારા, સારા લાગે મહી વિષે મુજને;
દે સુમતી તું ત્રાતા, નમું નિત્ય કરજોડી હું તુજને. ૧૬
ભવસાગર હું ભાળું, તોફાની મોજાંથી ઉછળતો;
સીમા જાઉં તણાતો, સુમાર્ગ હે પ્રભુ મને નથી જડતો. ૧૭

---

૧ ચરણકમળ. ૨ પૃથ્વી. ૩ આકાશ. ૪ જન્માંગ.

અનાથ તાત સુ રસ્તો, ધર્મનો જાઉં હું તેથિં ગમે નિત્યે,
ભાવથી ભક્તી ધારૂ, પ્યારૂં તારૂં નામ ધરૂં ચિત્તે. ૧૮
સુમતીનો તું દાતા, સુખ શાતા કર દાસ ગણી દિલમાં;
ત્રાસ નિવારણ તુ છો, મે'ર કરી સુખ આપો આ જગમા. ૧૯
નિત્ય નિરંજન તારી, ભક્તી ભાવથિ કરૂ સુખકારી,
અવિચળ પદ દેનારી, શોક સૃષ્ટિના સદયે હરનારી. ૨૦
બાળ ગણી ભગવંતા, પાળ મને ગણું પાડ પ્રભુ તારો;
અખીલપતી અપરાધી છુ, પણ મે'ર કરીને ઉગારો ૨૧
બાહ્ય ગ્રહીને તારો, ડુબતો દેખી સૃષ્ટિ સાગરમા,
કૃપા કરી કરૂણાળુ, બચાવ બાળ ગણી આ અવસરમા. ૨૨
નથી કર્યા મતૃ કરમો, મરમો જાણ્યા નહિ શુભકતીના;
અંધ બનીને બેઠો, કામ ન જાણ્યા તારી શક્તીના. ૨૩

## વસંત તિલકાવૃત.

વંદુ પ્રિતેથિ તુજને જગ પાળનાર,
હે તાત મારિ વિનતી પ્રિતથી સ્વિકાર,
તારી કૃપાથિ અતિ થાય સદા સુવારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો ૨૪
સંસાર સાર નિશુ આ મુજ મન ભાસે,
તે માહિ તાત તુજ નામ વધૂ પ્રકાસે,
લીધાથિ નામ જગમા સુખનો વધારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૨૫
વિશ્વેશ તારિ કૃતિ આ જગમા જણાય,
તેનો ન પાર કવિરાજ થકી પમાય,
શક્તીથિ મારિ પ્રભુ પામુ હું તે કિનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૨૬
આ સૃષ્ટિ આપ પરતાપ થકી બની છે,
બીજી વિશેષ વસુધા[૧] હરિ તેં કરી છે,
તેના તું તાત નિત ક્લેશજ કાપનારા,

---

૧ પૃથ્વી

આ તાપ આપ ભવસાગરના નિવારો. ૨૭
ખૂટે ન પાણિ કદિ પ્રાણિ ન દુઃખ પામે,
તેથી બનાવ્યું જગમાં જળ ઠામ ઠામે;
ભર્યો તળાવ નદિ નીર તણો વધારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૨૮
આનાથિ તારિ [1]પરજન્ય શુદ્ધિ આપે,
દુઃખી ન થાય સુખિ છે પ્રભુ તું પ્રતાપે;
વીવીધ સુખ જનને વિભુ આપનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૨૯
આનંદ આપ અખિલેશ•હરિ બળાપો,
ત્રાપો તું તાર ગણું હું નિત જગ્ત બાપો,
હે તાત તારિ દરશાવ મને કિનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૩૦
સંસાર [2]અબ્ધિ અખિલેશ ભર્યો હું ભાળું.
નૌકાનું નામ તુજ વીણ નહીં નિહાળું;
તે અબ્ધિ માંહિં દુઃખનો ન દિસે કિનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૩૧
જંજાળ જાળ પડશે પડતાંજ તેમાં,
પામે ન પાર ભટકે પડિ જંત જેમાં;
તેમાં ન ભકિત વિણુ કો ન ઉગારનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૩૨
તારા પ્રતાપ થકિ સૌજન પાર પામે,
દુઃખી ન થાય સુખિ છે જન સર્વ ઠામે;
ત્રાતા તું વીણુ જગમાં દુઃખનો વધારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૩૩

## ગરબી રાગ દેશી.

"અંતકાળે સગું નહીં કોઇનું રે."—એ રાગ.

નમું નિત્યે નિરંજન નાથનેરે, હાથ જોડી પ્રીતે વારંવાર,

---

૧ વરસાદ. ૨ સમુદ્ર.

નમું નિત્યે નિરંજન નાથનેરે. ૨૬
સાચો હિમે સગો સંસારમાંરે, એક અખિલ તણો કરતાર. નમું૦ ૩૪
દુઃખ ટાળી સદા સુખ આપશેરે. જે છે નિર્ગુણ નિરાકાર. નમું૦ ૩૫
જેની ભવ્ય કારીગરી ભૂતળેરે, કદી ગણતાં ન પામું પાર. નમું૦ ૩૬
વારવાર નમું તે ઇશનેરે, દુઃખ દરિઆ તણો તારનાર. નમું૦ ૩૭
અણ સમજુ જાણે નહીં ઇશનેરે, ખાય ખત્તાને થાય ખુવાર. નમું૦ ૩૮
હીરે પાણ્યા પ્રભુ ગણી પૂજતારે, કેમ જાયે પડી ભવપાર. નમું૦ ૩૯
પાપ કીધાં પ્રભૂ મેં જગે ઘણાંરે, કરો મે'ર કરી મને માફ. નમું૦ ૪૦
બાપ ભૂલ્યો સદા હું ભૂતળેરે, સાફ કરશો મારો ઇનસાફ. નમું૦ ૪૧
શુભ કૃત્યો કીધાં નથી કો સમેરે, ભર્યા કુકર્મના કોઠાર. નમું૦ ૪૨
સાર લીધો નહીં શુભ જ્ઞાનનોરે, કેમ મારો થશે ઉદ્ધાર. નમું૦ ૪૩
શુભ રસ્તો સુઝાડનાર તું ખરોરે, જેથી પામે પ્રાણી ભવપાર. નમું૦ ૪૪
એવા અખિલપતી ઉદારનેરે, વારવાર મારો નમસ્કાર. નમું૦ ૪૫

## દોહરા.

વિશ્વ તણો કરતાર તું, શક્તી તારિ અપાર;
વારવાર વદૂં તને, જયજય જગદાધાર. ૪૬
અખિલ વિષે તું એકલો, વ્યાપ્યો ઠારોઠાર;
એકવાર નજરે નથી, પડતો જગદાધાર. ૪૭
તારી કૃતિ ત્રિભુવન વિષે, દીસે મને અપાર;
પાર ન પામ્યા પંડિતો, જય જય જગદાધાર. ૪૮
અદ્‌ભુત શક્તી અખિલમાં, વ્યાપી ઠારોઠાર;
કામ કર્યાં અતિ કૂશળ તે, જય જય જગદાધાર. ૪૯
ભૂમંડળમાં તેં ભલાં, કીધાં કામ અપાર;
નજરે તેને ન્યાળતાં, જય જય જગદાધાર. ૫૦
પરવત નજરે પેખતાં, મૂખે થાય ઉચ્ચાર;
વારવાર વંદું તને, જય જય જગદાધાર ૫૧
શું ખિણ પરવતમાં કરી, ગુફા તણો નહિં પાર;
શાં જળનાં ઝરણાં ઝરે, જય જય જગદાધાર. ૫૨
વનસ્પતિ તે ઉપરે, દીસે ભાર અઢાર;
સાર ઘણો તેમાં સદા, જય જય જગદાધાર. ૫૩

પશુ પક્ષી તો તે સ્થળે, નજરે પડે અપાર;
ઘાટ જોઇ જન સહુ કહે, જય જય જગદાધાર. ૫૪

રમણિય તેના જોઇએ, એક વાર આકાર;
ભવ બધો ભુલાય નહિં, જય જય જગદાધાર, ૫૫

વ્યોમ વિષે પણ તાહરી, કૃતી તણો નહિં પાર;
મુખ કરે ઉચ્ચાર મુજ, જય જય જગદાધાર. ૫૬

રવી તણી રચના જુઓ, તેજ તણો નહિં પાર;
જોતાં શક્તી તાહરી, અપાર જગદાધાર. ૫૭

અખિલ વિષે અજવાળું તે, કરતો વારંવાર;
લેશ નહીં તે કામમાં, કસુર જગદાધાર. ૫૮

શશિ રચના જોઇ શરિરમાં, વાધે હર્ષ અપાર;
અદ્‌ભુત તારી અખિલમાં, રચના જુગદાધાર ૫૯

કો દિન તે અરધો બને, આખો પણ કોવાર;
અસ્ત થાય કો વાર તુજ, કૃતિથી જગદાધાર. ૬૦

ચોપાસે ફરતા ફરે, ગ્રહ જે નભ મોઝાર;
તે પૂરે તુજ શકતીની, સાક્ષી જગદાધાર. ૬૧

ફરવામાં જો તે ગ્રહો, કરે ચુક કો વાર,
ગ્રહણ તણી તેને કરી, શિક્ષા જગદાધાર. ૬૨

ઉદય થાય ગ્રહ અવનના, અસ્તજ થાય અપાર;
ટૂટ પડે નહિં તે સ્થળે, જય જય જગદાધાર. ૬૩

મનુષ્ય રચ્યાં તે મહિ વિષે, મહેશ હારો હાર;
અપાર તારી તે થકી, સાક્ષી જગદાધાર. ૬૪

પોષણ થાવા જન્મતાં, તુજ ઉર ફિકર અપાર;
તે માટે માતા સ્તને, પય ધર્યું, જગદાધાર ૬૫

શામ શ્વેત મહિમાં તમે, કર્યા મનુષ્ય આકાર;
તેમાં ખૂબી તાહરી, અપાર જગદાધાર. ૬૬

શીત વધૂ કો દેશમાં, કોમાં ઉષ્ણ અપાર;
જેવું જન તનને સહે, તે કર્યું જગદાધાર. ૬૭

બરફ પડે કો દેશમા, [૧]વારિ પડે કો હાર;

---

૧ પાણી.

સાર સૃષ્ટિ જન કારણે, બનાવ્યું જગદાધાર. ૬૮
[1]અરણવમા તારી કતી, અતી દિસે તે દાર;
તુજ હુકમથી ઉછળે, [2]જળધી જગદાધાર. ૬૯
જળચર ભૂચર પ્રાણિયો, પેદા કર્યા અપાર;
વારંવાર તું તેહને, પાળે જગદાધાર. ૭૦
એવો તું અખિલેશ છો, શક્તિ તણો નહિં પાર;
વરણવતા પામું નહીં, પાર હું જગદાધાર. ૭૧
માત તાતને ભ્રાત તું, જનના દુખ દળનાર,
ભવસાગરમાં તાહરો, ભરુસો જગદાધાર- ૭૨
ઉગારી અરણવ થકી, આપો સૂખ અપાર;
પાર વિના ઉપકાર તુજ, મુજપર જગદાધાર. ૭૩
વારંવાર વિનતી કરું, પાર દિસે દાતાર,
ભવસાગરના સહુ દુખો, ટાળો જગદાધાર. ૭૪

### મનહર છંદ.

નમું નાથ જોડી હાથ છો અનાથ તણા નાથ,
સર્વ પ્રાણી તણા ભુમી માહિ પાળનાર છો;
અનત બ્રહ્માંડ તણી રક્ષા કરનાર તાત,
દીન તણા દુઃખ દાઝ લાવી ટાળનાર છો.
સર્વદા સંભાળ રાખો પ્રાણી તણી સર્વ સ્થળે,
શિક્ષા આપી પાપીને પ્રભૂ સુધારનાર છો;
અવિનાશી આપવિણ કોઇથી જીવાય નહિં,
સહુ પ્રાણી તણા પીતા આપ પાળનાર છો. ૭૫
કોઈ તારા ગુણ ગાઇ અંતરમા રાજી થાય,
કોઇ હીણ ભાગી તને કોદી યાદ ના કરે;
નાસ્તીક બનીને અથડાય અવનીમાં બરે,
આપના પ્રતાપ વીણ મુંઝાઇને તે મરે.
આખ છતા અંધ બની ધંધ તારી સાથ ધારે,
આવે અંતકાળ ત્યારે આગળ તો તું ઠરે;

---

૧ સમુદ્ર. ૨ સમુદ્ર.

પાપીપર મે'ર લાવનાર હો ! પીતાજી પ્રીતે,
પાણી જોડીને પ્રણામ લલ્લુ આપને કરે. ૭૬

સવૈયો.

તું સુખકારણ દુઃખ વિદારણ કારણ સર્વનું છે જગમાં તું,
સાગરમાં તુજ શાકત અપાર રહ્યો ફરિ વ્યોમ અને નભમાં તું;
વૃક્ષ વિષે ફળફુલ વિષે નિત વ્યાપિ રહ્યો નદિને [1]નગમાં તું,
તારિ કૃતીથિ હલાયચલાય જીવેથિ રહ્યો જનને ખગમાં તું. ૭૭

## [2]વૃષ્ટિ માટે પ્રાર્થના.

દોહરા.

ધાર ધરા ધરનાર તું, આ જનની ફરિયાદ;
મે'ર કરી મનુષ્યો પરે, વરસાવો વરસાદ. ૭૮
સત્તા તારી સૃષ્ટિમાં, પ્રસરી પ્રભૂ અથાગ;
સઘળી સત્તા વાપરી, વરસાવો વરસાદ. ૭૯
વદે વેદ ગુણ તાહરા, કરી શ્લોકના નાદ;
ધ્યાન ધારી તે સ્તુતિપરે, વરસાવો વરસાદ. ૮૦
મંગળ[3] નામ મહેશ તુજ, જપે જનો કરી યાદ;
સાર્થક નામ તણું કરી, વરસાવો વરસાદ. ૮૧
સન્મતી દાતા સુખકરા, સકળ સૃષ્ટિના નાથ;
દિનજન પ્રતિ પાલણ પ્રભૂ, વરસાવો વરસાદ. ૮૨
નામ ધર્યું જગનાથ પ્રભૂ, નાથ ન થાવ અનાથ;
[4]અંકિતની અરજી સુણી, વરસાવો વરસાદ. ૮૩
ધાસ્તી ધરે દુકાળની, આગળનું ધરિ યાદ;
ધરણીધર ધાસ્તી હરી, વરસાવો વરસાદ. ૮૪
છોડ સુકાઇ અનાજના, બન્યા ખલકપતિ ખાખ;
રત્નો કરવા રાખનાં, વરસાવો વરસાદ. ૮૫
ખેતરમાં ખોરાકના, છોડ કરે છે સાદ;
નાદ સાંભળી તેહનો, વરસાવો વરસાદ. ૮૬
ખેડૂ ખેતરમાં જઈ, ઉરમાં ધરે વિષાદ;

૧ પર્વત. ૨ સં. ૧૯૩૯ માં જોડી. ૩ કલ્યાણ. ૪ સેવક.

દિલગિરિ તેનિ દબાવવા, વરસાવો વરસાદ. ૮૭
ગત વર્ષો ઉરમાં પ્રભૂ, આણે છે જન યાદ;
યાદી એવિ ભુલાવવા, વરસાવો વરસાદ. ૮૮
ગયા વર્ષ એમાં પ્રભૂ, લાગી નહિં જરિ ખાદ;
એવું આ વરસે કરો, વરસાવી વરસાદ. ૮૯
પીડાહર પ્રાણી તણી, પવીત્ર આપિ પ્રસાદ;
સુખ આપો સૃષ્ટીપતી, વરસાવી વરસાદ. ૯૦
દહન થાય રવિ તેજથી, તૃણ કણ મનુષ્ય અથાગ;
તેજ હરી તેજી કરો, વરસાવી વરસાદ. ૯૧
પીરશી પાત્રે હે પ્રભૂ, ઝુંટાવો ન અનાજ;
પરચો દો પિરશેલમાં, વરસાવી વરસાદ. ૯૨
એક ખરિ પીડા ખમે, ગણિ વરસાદનિ ખાદ;
ખાધ મટાડો ખલકપતિ, વરસાવી વરસાદ. ૯૩
લીલાલે'ર કરો જગે, સુણિ દિનજનની દાદ;
યાદ કરે ઉપકાર જન, વરસાવો વરસાદ. ૯૪
તુજ આશ્રયવિણ અવનિમાં, જન આથડે અથાગ;
આથડાતાં અટકાવિને, વરસાવો વરસાદ. ૯૫
સર્વ સ્થળે શોભી રહી, સત્તા તારિ અગાધ;
સત્તા પ્રેરી સૃષ્ટીપતી, વરસાવો વરસાદ. ૯૬
કષ્ટ હરણ સુખ કરણ પ્રભુ, અભરા ભરણ અબાધ;
લલ્લુ વિનતી હૃદય ધરિ, વરસાવો વરસાદ. ૯૭

## મનહર છંદ.

પ્રાણીનો પાળક દુ:ખ ટાળક દયાનિધીતું,
પાળ ગણી બાળક હે બાપ વિનતી કરૂં;
કાપ દુ:ખ આપ સૂખ સ્થાપ શીર નાથ હાથ,
હું અનાથ હાથ જોડી શીશ પાયમાં ધરૂં;
આધી વ્યાધી ને ઉપાધી નડે ન, તારી સમાધી,
લીધી હાથ, નાથ કદી દુ:ખથી હું ના ડરૂં;
સ્નેહથી સ્વીકાર વિશ્વાધાર વંદના આ વાર,
નોધારા આધાર આપના ગુણો રટે ધરૂં. ૯૮
તારનાર તાપ તું વીદારનાર વે'મ જાળ,

બાળ ગણી બાપ મારી મતી તું સુધારજે;
તાર તું દાતાર નિરાધાર તું ઉગાર આજ,
છોડી શીરતાજ મારી સ્તુતી તું સ્વીકારજે.
પાપનો ન પાર રાખ્યો ડર્યો ના લગાર દીલ,
રે'મ દીલ રાખીને અધમને ઉદ્ધારજે;
જોશો નહીં દોષ [1]ક્રોધ રૂદે નવ લાવો રોષ,
[2]કલ્મષનો કોપ ટાળી તાત મને તારજે. ૯૯

## ધનાક્ષરી છંદ ચૌદ પાંખડી કમળ પ્રબંધ.

ધાવા દીન તણી વા'ર રહે છે સદા તૈયાર,
જે પ્રભૂ છે પાળનાર, ખુબ સૂખ આપનાર;
વારવાર કરે વાર, રટે અધમ ઉદ્ધાર,
થશે તું વિના ખૂવાર, ઓળખે ન જો ગમાર.
નમી સહુ નરનાર, ભલાં સુખ પામનાર,
જ્યાં છે આપનો આધાર, જગે સૂખકાર સાર;
ગણું ગુણ આણી પ્યાર, દાતા દુઃખ ટાળનાર,
ધારજે ખૂવાર થયો, ન ભજ્યા જગદાધાર. ૧૦૦

---

[1] ગુસ્સો. [2] પાપ.

## પ્રભુની વ્યાપકતા.

### મનહર છંદ.

[1]સરિતાને [2]સરમાં જે, જંગલને ઘરમાં જે,
ઝાડ, પ્હાડ, પાણીમાં, સુર્યને [3]સુધાકરમાં,
નરમાં એ, ખરમાં, પશુ પંખીને, વનચરમાં,
જ્યોતી જિવ જડમાંએ વળી ચાર [4]આકરમાં;
ઝેરને સુધામાં સમાન પણે વશી રહે,
નહીં ફેરફાર મહારાજ શેઠ ચાકરમાં.
આ કર, સુધાકર, પ્રભાકરમા વ્યાપકજે,
એજ વિભૂ વ્યાપકછે કાવ્ય કુસુમાકરમાં, ૧
પોષણ પ્હોંચાડે પ્રીત ધારી પ્રજાપતી એ છે,
સહુની સંભાળ રાખે વસીને ઘટ ઘરમાં,
કીડીથી કુંજરને વનચરને જળચરને,
ખેચરને ખેલાવે છે પેસી દરદરમાં;
પાન પાન ડોલે સહુમાં રહે અબોલે,
વિણુ બોલાવે બોલે વસે જળમાં ને થળમાં,
સહુમાં સંમાન ભાવ ઉરમાં નહીં અભાવ,
એજ વિભૂ વ્યાપકછે કાવ્ય કુસુમાકરમાં. ૨

## પ્રભુને ગરીબનો થાળ.

પ્રેમ ધારી પાળે ટાળે જનની તમામ પીડ,
ઇચ્છાને આધીન રાખે સુર્ય કે સુધાકરને,
જેણે પાણી, પાવક, પવન, વન, ઉપવન,
જન સુખ કાજ કર્યાં, ધન્ય એ કૃપાકરને;
કો નહી જણાણું જેના કામથી અજાણ્યું,
સૌ માપ્યું, જેણે જાણ્યું ના અજાણ્યું શેઠ ચાકરને,
અર્પું શું એને ? જેણે અર્પ્યું જગ જન સૌને,
" કાવ્ય કુસુમાકર" નો થાળ ધરૂં ઠાકરને. ૩

---

૧ નદી. ૨ તળાવ. ૩ ચંદ્રમા. ૪ ખાણ. ( જીવની ચાર ખાણ. )

# અહાર તેવો ઓડકાર.

## દોહરા.

સારૂં કે નરસું થવા, બીજાનું ચિત આંય;
તે આપણું તેવું થવા, ઉર ધરશે ઇચ્છાય. ૧
જો શુભ થાવા કોઇનું, ઉરમાં કરિયે યાદ;
તે પણ શુભ આપણું થવા, સદા કરે છે સાદ. ૨
ખાલિ જમિનમાં કોઇજન, પાડે જઇ પડકાર;
પડછંદો તેવો તુરત, પછી કરે પોકાર. ૩
કરિયે ગુણ જો કોઇને, તે ન કરે અવગુણ;
અવગુણ પછિ અવગુણ બને, ગુણ પળવાડે ગુણ. ૪
સુવાસ છાંટી હોય તો, સારી મળે સુવાસ;
કુવાસથી સુવાસની, ઉર નવ ધરવી આશ. ૫
લસણ ખાઇને કોઈ જન, બેસે સજ્જન પાસ;
પ્રસરે ગંધ લસણ તણી, એલચિની નવ આશ. ૬
મૃદુવાણી મુખથી વદી, સામાને સંતોષ;
કરિયે, તો તે નવ કરે, કઠણવાણિ વદિ દોષ. ૭
ગમાર બનિને ગાળ દઇ, વદિયે વાંકા વેણ;
તો તે આપણને સદા, વદે વેણ દુખ દેણ. ૮
એરંડો વાવી ધરે, ઉર સુર તરૂની આશ;
એરો થાતાં આશ તજિ, તે નર થાય નિરાશ. ૯
જે બી વાવ્યું જગતમાં, એવું ઉગે ઝાડ;
સુર તરૂ વાવે સુર તરૂ, એમાં શો છે પાડ. ૧૦
જેવું કરિયે જગતમાં, એ આપણને થાય;
સુખથી સુખ, દુખ દુખ થકી, એ ઇશ્વર કૃત ન્યાય. ૧૧
એ ઉપર દ્રષ્ટાંત દઊં, તે જન ધરજ્યો ધ્યાન;
તોલ કરી તેનો તુરત, કરો અળગું અજ્ઞાન. ૧૨
નગર એક રળિઆમણું, રાજ નગર છે નામ;
રાજસિંહ રાજા રૂડો, છે સદ્ગુણનું ધામ. ૧૩
નવતેરી નગરી દિસે, શોભાનો નવ પાર;

રૈયત રાજી રે' સદા, વશિને વરણુ અદાર. ૧૪
નહિં જનપર કો દિન જુલમ, રાજી રાખે રોજ;
દુખિયું કો દેખાય નહિં, મન માની લે મોજ. ૧૫
ઇશ્વર ઇચ્છાથી સદા, ઉત્તમ ઉપજે પાક;
વસ્તીથી ભરપુર નગર, નગર બધાતું નાક. ૧૬
જ્યાં છે રૂડો રાજિયો, જ્યાં નગરીમાં ન્યાય;
ત્યાં જન કો દિન કોઇની, પીડાથી ન પિડાય. ૧૭
જુલમ કરે નહિં જ્યાં જરા, કારભારિ કરિ કૂડ;
રાજા જ્યાં રવિના સમો, ધૂળ ધારણા ધૂડ. ૧૮
હાજર થઇ હરનીશ જ્યાં, રોજ તપાસે કામ;
રૈયતને ત્યાં નવ રહે, જરી જુલમનુ નામ. ૧૯
જ્યાંનો રાજા આળસુ, કારભારિ વશ હોય;
ત્યાં જોરાવરનો જુલમ, રૈયત માથે હોય. ૨૦
નોકર નરપતિ સમ રહે, પિડે પ્રજા દિન રાત;
કારભારિના કાપની, ત્યાં નવ કરવી વાત ૨૧
લુચ્ચા લાંચ લિધા કરે, કારભારિ કરિ કૂડ;
બરાઇ રે' ભૂ પતિ સદા, ઘરમાં જાણે ઘુડ. ૨૨
ત્યાં સુખિ હોય ન જન કદી, દૂખિયાં સહુ દેખાય;
રાંડીરાંડ સમ રાજિયો, ક્યાં જઇ રાવ રડાય. ૨૩
રાખે પૂરી રાયને, એક અવાસે કેદ;
કોણ કહે રૈયત તણો, ભૂપ કને જઇ ભેદ. ૨૪
એવુ બહુ સ્થળમાં બને, અચરજ નહિં એ આજ;
સુધરેલા પશુ શ્વાન સમ, બને કેદિ મા'રાજ. ૨૫
રવિસમ રાજા રાજસિંહ, એવો નો'તો આજ;
સુધરેલો સહુથી સરસ, સકળ રાજસિરતાજ. ૨૬
પ્રજાતણી પીડા હરી, આપે અતિશય સુખ;
શાંતી આપે સકળને, દેખે નહિં કો દુઃખ. ૨૭
પુરપતિને પરધાન શુભ, પ્રેમચંદ છે નામ;
લાયક લક્ષણવંત તે, છે સદગુણનું ધામ. ૨૮
એક દિવસ બેઠા હતા, રાય અને પરધાન;

આહીર ઓરત એક ત્યાં, નિકળી ચતુર સુજાણ, ૨૯
પ્રભાતમાં પદ્મણિ સમી, માથે મહિનું માટ;
ચાલી ચતુરા ચોંપથી, પડી પોળની વાટ. ૩૦

## ભુજંગી છંદ.

રતીના સમી દીસતી તે રૂપાળી, મુનીંદ્રોતણું મંન લોભાય ભાળી;
ગણે આભથી ઉતરી કોઈ દેવી, ચતુરા તણી ચાલ છે હંસ જેવી. ૩૧
કટી કેશરી જેવિ દીસે રૂપાળી, ધરી નાકમાં મોતિની રૂડિ વાળી;
ધર્યો ચૂડલો હાથમાં હેમ કેરો, વળી જાય તે ભારથી હાથ એરો. ૩૧
ઝણેણાટ વાગે પગે કાંબિ કેરો, ભુલાયે નહિં ભાળિ જો એક ફેરો;
રૂડી નાશિકા કીરની ચાંચ જેવી, કળી દાડમી દાંતની કાંતિ એવી. ૩૨
પ્રવાળા સમા હોઠ રૂડા દિપે છે, શશીના સમું મૂખ સારૂં તગે છે;
શિરે ચોટલો જાણિયે કાળી નાગ, રહ્યો રોકિને અંગનો એક ભાગ. ૩૪
ધર્યાં શોભતાં વસ્ત્ર સારાં શરીરે, ધર્યું માટ મૈનું ધરો ધીર શીરે;
પુરે પેસતાં શેરિયે સાદ મારે, દહીં દૂધ લેવુંછ લોકો તમારે. ૩૫
કર્યો સાદ તે કામનીએ વિચારી, ગઇ વૃત્તિ જ્યાં રાયની ઉભિ નારી;
ધરી પ્રીત રાજા કહે છે પ્રધાન, મહીઆરિ રૂડી દિસે રૂપવાન. ૩૬
મને હેત હૈયા વિષે ખુબ આવે, ગણું બેનની જેમ હું નિત્ય ભાવે;
કહે કારભારી તમે માઇબાપ, ગણો છોરૂં જેવાં પ્રજાને જિ આપ. ૩૭
કરે વાત એવી પ્રિતે જ્યાં પ્રધાન, બિજે રાયનું તો ગયું ત્યાંથિ ધ્યાન;
લઇને શિરે કાષ્ટનો એક ભારો, પળ્યો પુરમાં કાષ્ટનો વેંચનારો. ૩૮

## દોહરા.

કઠિઆરો ત્યાં કારમ્યો, પેઠો પુરની માંય;
નજર પડયો પુર પેસતાં, જ્યાં બેઠો રાજાય. ૩૯
રાજા કહે પ્રધાનને, આ કઠિઆરો રાંક;
કાળ સમો મુજને દિસે, શો છે એનો વાંક. ૪૦
વાંક તણી મુજને નથી, ખબર તેનિ કો વાર;
પણ તેને પુર પેસતાં, આવે ચીડ અપાર. ૪૧
કઠિઆરાને કાળ સમ, દેખું છું દિન રાત;
કાષ્ટ વેચવા પુર વિષે, પેસે છે પરભાત. ૪૨

એપર મુજને કોઈ દી, દયા ન આવે લેશ;<br>
ખુશી થાઉં હું તો ખરો, તજી જાય મુજ દેશ ૪૩

આહિર ઓરત આપણે, ગામે આવે રોજ;<br>
દુધ વેચવા દિનપણે, એપર આવે મોજ. ૪૪

પેસે જ્યારે પુર વિષે, રાજી રોજ હું થાઉં;<br>
સાદ સાંભળી સર્વદા, હું હૈયે હરખાઉં. ૪૫

વા'લ વધૂ તે પર મને, આવે છે હરનીશ;<br>
કો પીડા તેને કરે, તો ઉદાવું શીશ. ૪૬

બેન સમી બાળા પરે, ઉપજે મુજને પ્રીત;<br>
આવે જ્યારે પુર વિષે, રાજી રે'છે ચીત. ૪૭

એવું છે મુજને અધિક, મહિઆરી પર વા'લ;<br>
કાળ સમો લાગે મને, કહિઆરો કંગાળ. ૪૮

કારણ તેનું શું હશે, ખબર મને ન જરાય;<br>
સમજો તો મમજાવજ્યો, એમાં નહિં અન્યાય. ૪૯

પ્રધાન કે' પુરપતિ સુણો, વાલ ધરો મુજ વાત;<br>
સંશય છુટે આપનો, દઉં એવું દ્રષ્ટાંત. ૫૦

આપ અંતરે અન્યપર, ઉપજે જેવું વા'લ;<br>
એવું આપ ઉપર ધરે, ધનવંત કે કંગાળ. ૫૧

બેનસમી બાળા ગણો, તે દીઠે સુખ થાય;<br>
માયા મહિઆરી પરે, આપ તણા ઉરમાંય. ૫૨

તો તેને તમપર હશે, ભાઈ સમો મન ભાવ;<br>
તે રામાને રાયજી, તમ દરશનથી લાવ. ૫૩

ઉરમાં એવું વિચારતી, જુવતિ હશે જરૂર;<br>
અખંડ રાયજી આપનું, વધતું જાજ્યો નૂર. ૫૪

સંપતિ સાપડજ્યો સદા, પુત્ર અને પરિવાર;<br>
સહુ રીતે સુખ પામજ્યો, એવું અંતરનાર. ૫૫

હરિ પાસે તે હેતથી, જોડીને બે હાથ;<br>
હશે માગતી રે' સુખી, આ નગરીનો નાથ. ૫૬

અંતરમાં જ્યમ આપને, એ નારી પર પ્રીત;<br>
તેમ તમો પર તે રહે, રાજી રૂડી રીત. ૫૭

કઠિઆરો લાગે સદા, કાળ સમો નિરધાર;
તમને, તો તેને દિસે, એવા હશે વિચાર. ૫૮
પ્રાણ હરણ પુરપતિ સદા, અવનીમાં છે આજ;
ખુરૂં પ્રભુ જો તેનું બને, થાઉં ખુશી મા'રાજ. ૫૯
એવા કંઠઆરા તણા, ઉરના હશે વિચાર;
આપ ઉર એવું બિજા; ના, મનમાં નિરધાર. ૬૦

## ભુજંગી છંદ.

કહે ભૂપ ભૂલ્યા તમે કારભારી, નથી આ સમે ઠામ વૃત્તિ તમારી;
હું છું દેશને પ્રીતથી પાળનારો, ન લાગું કદી કોઇને હું નઠારો. ૬૧
પ્રજાને કદી રાય લાગે ન ખારો, પતી પત્નિને કેમ લાગે નઠારો;
ગમે તેમ રાજા કરે તોય રાજી, રહે છે પ્રજા તો ગણીને પિતાજી. ૬૨
દિયે દુઃખ તે કોદિને સૂખ આપે, ગણી એવું ના રાયને કોઇ શ્રાપે;
કહો છો તમે કાષ્ટનો વેચનારો, ખુરૂં મારૂં તે છે મને ઇચ્છનારો. ૬૩
કહ્યું માનું ના કારભારી તમારૂં, ખુરૂં તાકતો હોય ના તેહ મારૂં;
કરે ના ખુરૂં રાયનું તે કદાપી, પ્રજા એવિના હોય કો દીન પાપી. ૬૪
કરો ખાતરી તો ખરૂં માનું ચીત્તે, પ્રજા આ'ય છે રાયનું રૂડું નિત્યે;
કહે કારભારી સુણો ને ભુપાળ, કરી આપશું ખાતરી એકવાર. ૬૫

## દોહરા.

ખરી ખાતરી હું કરી, આપું તમને રાય;
પણ તેને પૃથ્વી પતી, શિક્ષા જરી ન થાય. ૬૬
જો એવો કોલજ દિયો, તો હું માનું વાત;
દેખાડું દ્રષ્ટી થકી, પરમ દિવસ પરભાત. ૬૭
કોલ દિધો કરમાં પછી, પૂરણ ધારી પ્યાર;
જો શિક્ષા તેને કરૂં, શાક્ષી જગદાધાર. ૬૮
કરિ નક્કી બીજે દિને, કરવાને તે કામ;
નોકર વિણ નરપતિ અને, પ્રીતે પળ્યા પ્રધાન. ૬૯
બદલિ વેશ બને જણા, ચાલ્યા ધારી ધીર;
રસ્તો જ્યાં આવ્યા તણો, ત્યાં ઉભા બે વીર. ૭૦
બે ઘડિ એમ વહી ગઇ, કરતાં એમ વિચાર;

આવ્યો શિર ભારો ધરી, કઠિઆરો કંગાળ. ૭૧
કાપી કાષ્ટ પ્રથમ પલ્યો, પુરમાં ધારી પ્રીત;
જો વેચું વેલો જઈ તો વધુ મળશે વીત. ૭૨
એમ વિચારી આવિયો, મન બહુ રાજી થાય;
ત્યાં સામા બે જણ મળ્યા, પ્રધાનને રાજાય. ૭૩
શરિર ઉઘાડું સામટું. માથે ભારે ભાર;
આસ્યો આવે ચોંપથી, અંતર હર્ષ અપાર. ૭૪
ફાટ્યાં પેર્યાં લૂગડાં, વરવો વપુનો વેશ;
દ્રષ્ટે દેખી જન ડરે, અંતર ઉપજે કલેશ. ૭૫
દ્રષ્ટ દીઠો આવતો, રાજાને પરધાન;
તુરત કરી પરધાનને, ત્યાં રાજાએ સાન. ૭૬
રાજાયે રાજી થઇ, જે પર છે બહુ ખાર;
પરખાવ્યો પરધાનને, કઠિઆરો કંગાળ. ૭૭
પ્રધાન કે' પુરપતિ સુણો, મુખથિ ન વદવું વેણ;
જે બોલે તે સાંભળો, નીચાં ઢાળી નેણ. ૭૮
પરધાને પુછી પ્રિતે, કઠિઆરાને વાત;
ચોંપ કરી કયમ ચાલિયો, ઉગમતે પરભાત. ૭૯
કઠિઆરો કે' માહરે, કાષ્ટ વેચવા આજ;
વેચાશે વેલો જતાં, નહિંતર નથી ઇલાજ. ૮૦
પ્રધાન કે' તુજ કાષ્ટ તો, આજ નહીં વેચાય;
કારણ કે આ ગામમાં, થયો અતી અન્યાય. ૮૧
પુરપતિ આ પુરનો મુઓ, આજે અરધી રાત;
રૈયત છે રડતી હજી, થયો અણી ઉતપાત. ૮૨
માટે ભારો તાહરો, ખપશે નહિં અહિં આજ;
પુરસુધિ જો પરવરિશ તો, થઇશ નકી નારાજ, ૮૩

રોળા છંદ.

કે'કઠિઆરો આજ, પાડ હું તારો માનું,
સગપણમાં બહુ શ્રેષ્ટ, આજ થકિ ઉરમાં જાણું;
આ નગરીનો નાથ, કાળજે કાળજ જેવો,

કાળ તણો પણ કાળ, એહને ગણતો એવો. ૮૪
દિલનો અતિશય દુષ્ટ, કાળજાનો તે કપટી,
મુઓ નહિં કયમ, પ્રથમ આયુષ્ય ક્યમ ન ઘટી;
બહુ દુખિ કરિને આજ, પાપિયે પ્રાણજ છોડ્યા,
મુજ સરખા રાંકનાં, ત્રાસનાં તાળાં તોડ્યાં. ૮૫
પ્રધાન કે' કયમ ભાઇ, રાય મરતાં થયો રાજી,
અવગુણ કે'તું આંહી, શી રિતે રાજા પાજી;
કહિઆરો કે' સુણો, વાત મારી ચિત ધારી,
પેટ કારણે જતો, વેચવા કાષ્ટની ભારી. ૮૬
કાળસમો કાળ જે, લાગતો નરપતિ નિત્યે,
એનું પ્રભુની પાસ, મરણ ઇછતો નિત ચિત્તે;
બેશી નિત્ય અટારી, શત્રુ સમ સામું જોતો,
કરડિ નજરથી નિત્ય, બહુ મનમાં હું બીતો. ૮૭
પ્રભુએ માર્યો આજ, એ અતી સારૂં કીધું,
એ પ્રભુ ગરિબ નિવાજ, સ્તવન મારૂં ચિત્ત લીધું;
વેચી ભારો આજ, ખાજ મારે હતું ખાવું,
આજ ન લઉં અનાજ, બ્યર્થ મારે ઘેર જાવું. ૮૮
આ પીડા મુજ અંગ, વધૂ વસમી નહિં લાગે,
ભુખ્યો રાખિ દિન એક, કોણ મૃત્યુ ભય ભાગે;
મારે જઇશ હું ઘેર, આજ ભારો વિણ વેચ્યે,
એ પ્રભુ પુર્ણ દયાળ, ખંતથી ખાવું દેશે. ૮૯
એમ કહીને ગયો, લિધો રસ્તો ઘર કેરો,
નાખુશ મન નવ થયો, બ્યર્થ જો કે ગ્યો ફેરો;
પુરપતિને પરધાન, કહે મન હતું તમારે,
તેવું તમ પર હતું, એહને મન અત્યારે. ૯૦
પશમું જેવું વેર, આપના મનમાં એ પર,
એથી અદકું ઝેર, એહને આપનિ ઉપર;
માટે નિજ મનમાંય, જેવિ બીજાપર પ્રીતી,
તેવી તે ગખશે, આપણી પર વિણ બીતી.

### દોહરા.

કરી પરીક્ષા પ્રીતથી, પ્રીતે કહે પ્રધાન;<br>
આહિરની ઓરત તણું, હવે રાખજ્યો ધ્યાન. ૯૨<br>
ઉભા બે ઘડિ બે જણા, રસ્તે જોતા વાટ;<br>
આવી ચતુરા ચોંપથી, માથે મહિનું માટ. ૯૩<br>
નારીને નિરખી કહે, પ્રીત ધરી પરધાન;<br>
પ્રભાતમાં કયમ પરવર્યાં, શું છે એવું કામ. ૯૪<br>
ભણે ભામની ભાઇ સુણ, હું મહિઆરી જાત;<br>
દહીં દૂધ જાઉં વેચવા, ઉગમતે પરભાત. ૯૫<br>
સ્નેહે જઇને શે'રમાં, વેચું છું લઇ વીત,<br>
ખરિદે દામ દઈ દધી, મુજપર ધારી પ્રીત. ૯૬<br>
મોડું જો લઇ જાઉં તો, ઘરાક નાખુશ થાય,<br>
પડયું રહે ગોરસ બધું, રતિ ભર નવ વેચાય. ૯૭<br>
માટે ચોંપથિ હરનિશે, છે જાવાનિ જરૂર;<br>
ઉપજ વિતની છે વધૂ, એથી હરખું ઉર. ૯૮<br>
પ્રધાન કે' સુણ પ્રેમદા, આજ થયો ઉતપાત;<br>
મહિ તારૂં ખપશે નહીં, વિપ્રીત થઇ છે વાત. ૯૯<br>
રાજા જે આ શે'રનો, વિવેકિને વિદ્વાન;<br>
રોગ રહિત નિજ તન છતાં, શેર્યું છે સમશાન. ૧૦૦<br>
અરધી રાતે આ ગજબ, થયો ગામની માંય;<br>
રૈયત છે રડતી બધી, કોને શુધ નવ કાંય, ૧૦૧<br>
શોક શે'રમાં છે બધે, નથી ખુશી કો ઠાર;<br>
તો ગોરસ કયમ ગામમાં, ખપશે તારૂં નાર. ૧૦૨<br>
સુણ્યું જ્યાં શામાએ શ્રવણ, મહિપતિ કેરૂં મર્ણ;<br>
પછાડિ ખાધી પ્રેમદા, ઢળી પડી તે ધર્ણ. ૧૦૩<br>
મુર્છા પામી મહિ પડી, ઢળ્યાં મહીનાં માટ;<br>
મહિપતિનું મરવું સુણી, અંતર થયો ઉચાટ. ૧૦૪<br>
ભાન તજીને ભામની, શબવત પડિ ઘડિ ચાર;<br>
અંતરમાં અતિ આપદા, પુરપતિ પર બહુ પ્યાર. ૧૦૫

માનુનિના મુખપર પછી, છાંટયું પાણિ પ્રધાન;
આવ્યું સારે અંતરે, ભામનિને ત્યાં ભાન. १०६
બેઠી થઇ બાળા વદે, ભુંડું કર્યુ ભગવાન;
અરર ગજબ આ શો થયો, સંકટ શળિ સમાન. १०७

## લલિત છંદ.

અરર એ પ્રભૂ આજ શું થયું, સુખ ગરીબનું કયાં જતું રહ્યું;
ગજબ આ થયો ગામમાં અરે, મરણુ શું થયું રાયનું ખરે. १०८
પુરપતી પ્રજા પાળતો પ્રિતે, સકળ જનને પુત્રની રિતે;
અરર રાખતો તે વહ્યો ગયો, ગજબ કાળ આ તૂજથી થયો. १०९
પ્રભુ ધરે અરે ખોટ શી પડી, અવર અન્યની દેહ ના જડી;
રતન રોળિયું રાયના સમું, મન તને અરે કાળ શું ગમ્યું. ११०
મરણુ રાયનું સાંભળી સદા, ઉર ધરે પ્રજા સર્વ આપદા;
તજિ દયા બધાં [१]તર્ફડાવિયાં, જન બધાં બન્યાં આજ દુઃખિયાં १११
હૃદય તેં દયા લેશ ના ધરી, કુટિલ કાળ તેં આ બુરી કરી;
દિન તણી દયા દીલ ધારતો, નગરિનો હિરો જે ખરો હતો. ११२
તદપિ કાંકરો કાળ તેં કર્યો, મન ભુંડા જરી શોક ના ધર્યો;.
હરનિશે દયા હીણુ જે હશે, દિલ દયા નહીં તેહને દિસે; ११३
અરર દૈવ હું શું કરૂં હવે, ફરિ નહિં મળે રાય આ ભવે; .
શશિ સમું રૂડું મૂખ દીપતું, મનજ [२]નિર્ખવા આકળું થતું. ११४
નિરખિ નેત્રથી રાજિ હું થતી, મહિ તણું લઇ માટ આવતી;
પ્રથમ પૂરની પોળમાં જતાં, ખુશિ થતી ખરી મૂખ દેખતાં. ११५
નિરખતી સદા ન્યાળિ ન્યાળિને, ભલિ ખુશી થતી ભૂપ ભાળિને;
પ્રિતિ હતી સદા ભાઇના સમી, છબિ ચિતે મને રાયની ગમી. ११६
મુજ ભણી રૂડી દ્રષ્ટિ રાખતા, નિરખનાં બધા તાપ નાસતા;
ફિકર વીણુ હું ગામમાં ફરી, નૃપતિ જીવતે ના ડરી જરી. ११७
ભુપ સમો ભલો ભાઇ તો હતો, કદિ નહી દિલે શોક તો થતો;
ભુપ સમો હવે ભાઇ કયાં મળે, નિરખતાં સદા તાપ સૌ ટળે. ११८

---

[१] તરફડાવ્યા. [२] નીરખવા.

મરણ પામતાં હે મહીપતી, રહિ અભાગણી શું હું જીવતી;
મરવું માહરે જીવિ શું કરૂં, નિરખિ નેત્રથી કોણુને ઠરૂં. ૧૧૯

દોહરા.

એ રીતે રૂદન કરી, રામા રડતી જાય;
દુ:ખ મહિપતિના મર્યાનું, અંતરમાં અતિ થાય. ૧૨૦
શામાને સ્નેહે થકી, પૂછ્યું જઇ પરધાન,
બેન બળાપો કેમ તું, કરે બની અજ્ઞાન. ૧૨૧
ભૂપતિને તારે નથી, કોઇ સગાઇ સંબંધ;
તો કકળે કયમ કામની, ધારી મોટો ધંધ. ૧૨૨
જાતભાત નહિં તાહરે, નહિં પાડોશનિ પ્રીત;
શોક એ છતાં અંતરે, એ તો ઉલટી રીત. ૧૨૩
ભામનિ કેં સુણ ભાઇ તું, સમજ્યો ના મનમાંય;
પ્રીત અનેક પ્રકારની, તુજને ગમ નવ કાંય, ૧૨૪
માત તાતની પ્રીત છે, સગાં તણી પણ પ્રીત;
પ્રીતી પતી પત્ની તણી, સહુની જૂદી રીત. ૧૨૫
પાડોશીની પ્રીત છે, સથવારાનો સ્નેહ;
એ પણ જૂદી રીતનો, તો શાનો સંદેહ. ૧૨૬
પવિત્ર પ્રીતી જેહપર, તેપર મન લલચાય;
સ્નેહ-સહોદર જેટલો, છોડ્યો નવ છોડાય. ૧૨૭
જાતભાત જોવા તણી, રે'તી નથી નિરાંત;
પવીત્ર પ્રીતી તૂટતા, દહે દીલ દિનરત. ૧૨૮
મહિપતિપર મારે હતી, પવિત્ર પૂરણ પ્રીત;
સગાં સમધીથી સરસ, ચા'તી મારે ચીત. ૧૨૯
મુખ જોવા મહિપાત તણુ, ભાઇ સમો ધરિ ભાવ;
મહિયારૂં લઇ આવતી, લેવા દર્શન લાવ. ૧૩૦
દરશન તે દુરજ થયા, છૂટ્યો મ્હરે સ્નેહ;
માટે મરવું માહરે, દહન કરી આ દેહ. ૧૩૧
પ્રધાન કે'છે પ્રેમદા, સાભળ શાણી વાત;
રાજા છે હજી જીવતો, મા કર તારી ઘાત. ૧૩૨
એમ કહી માડી બધું, કહ્યું મુખે આખ્યાન;

આવ્યું ત્યારે અંતરે, ભામનિને ત્યાં ભાન. ૧૩૩
આશિષ દીધી અંતરે, બહુ છવ ભાઇ ભૂપાળ;
વંશ વધો તુજ વિશ્વમાં, ટળો કાળની ઝાળ. ૧૩૪
ભાવ બાઈ સમ રાખિયો, હૈયામાં ધરિ દામ;
મહિપતિએ મહિઆરિને, દઇને ઝાઝું માન. ૧૩૫
પ્રધાન કે' પુરપતિ સુણો, નિજ અંતરમાં જોય;
એવું અંતર અન્યને, એમ છુટે સંદેહ. ૧૩૬
પુરપતિ કે' પરધાનને, સાચી સરવે વાત;
કરિ આપી તેં કોડથી, દઇને રૂડું દ્રષ્ટાંત. ૧૩૭
પ્રધાન પુરપતિ પુરપળ્યા. ઉમંગ ધારી અંગ;
ચાં'તો પુરપતિ પછિ ચિતે, જનને ધરી ઉમંગ. ૧૩૮
બુરૂં જો બીજાનું કરો, તો આપણું પણ થાય;
જેવું આપણ તેવું છે, બીજાના મનમાંય. ૧૩૯
માટે દેશીજન સહુ, ધરો પરસ્પર ભાવ;
તો સરવે સારૂં થશે, દુખના ટળિ દરિઆવ. ૧૪૦
હિત દેશી જનનું ચહો, લહો સુકિર્ત્તિ રોજ;
પ્યાર પરસ્પર ધારશો, તો મનમાની મોજ. ૧૪૧
દુસ્મન પણ દેશી ભલો, બુરૂં તેનું કો વાર;
કરિયે નહિં ક્રોધી બની, કરતાં બહુ ધીકાર. ૧૪૨
સામાની શક્તી કદી, બુરૂં કરવાનિ ન હોય;
તોપણ નદી નવ છતશો, ઇશ્વર આગળ કોય. ૧૪૩
ધરણીધરની ધાસ્તી ધરી, કરિને સારૂં કામ;
ભાઇ બની ભલું જન તણું, કરવું ધારી હામ. ૧૪૪
તો ઇશ્વર રાજી થશે, ધરશે સારો સ્નેહ;
લલ્લુ કે' સહુ સુખિ થશો, નહિં એમાં સંદેહ. ૧૪૫

ઉપેંદ્ર વજ્રા છંદ.

કરો બિજાનું કદિ આપ સારૂં, નહીં કરે તે તમને નઠારૂં;
વિસારશેના કદિ ઉપકાર, અહાર તેવો જન ઓડકાર. ૧૪૬
સુવેણુથી સારિ મળે સુવાસ, સુખી થવાની જનમાંહિ આશ;
કુવેણુમાં સાર નથી લગાર, અહાર તેવો જન ઓડકાર. ૧૪૭

સહુજનો ભાઈ સમાન જાણી, પરસ્પરે અંતર પ્યાર આણી,
ચહો બધાને ધરિ પૂર્ણ પ્યાર, અહાર તેવો જન ઓડકાર. ૧૪૮
કદાપિ કોને અહિં ગાળ દેશું, ભુંડા બહુ વેણુ મુખેથિ કેશું;
વદે ભુંડું તે ન લગાર વાર, અહાર તેવો જન ઓડકાર. ૧૪૯
કરો બુરૂં જો જનનું કદાપી, બુરૂં કરે તે બનિનેજ પાપી;
ભલે ભલું બૂરૂં બુરે થનાર, અહાર તેવો જન ઓડકાર. ૧૫૦
વિચાર જો ચિત્ત વિષે બુરાનો, છુપાવતાં તે ન રહેજ છાનો;
કદાપિ ચિત્તે ન કરો વિકાર, અહાર તેવો જન ઓડકાર. ૧૫૧
સમાન છે સર્વ ન કોઇ મોટું, પ્રભૂ તણે ઘેર ન એક છોટું;
સમાન સૌ તે ધણિને તું ધાર, અહાર તેવો જન ઓડકાર. ૧૫૨

**દોહરો—છત્રપ્રબંધ.**

જરનથિ જનહિત કર જગત, ધર જનપર શુધ પ્રીત;
રહિશ તું સુખિ હર નજર થકિ, જન હિત ધર જોચીન. ૧૫૩



## કાળ ચિંતામણી.

### રૂચિરાછંદ.

જાતું મેલિ ધન માલ ખજાનો, જાણો જન આ સંસારે
કાળ કરાળ પકડશે જ્યારે, વિડંબના વધશે ત્યારે;
નથિ લિધું કદિ નામ હરીનું, દાન દીનને નવ દીધું,
આ સંસારે અવતરીને કદિ, કોનું સારૂં નવ કીધું. ૧

કીધી કૂડ કપટની કરણી, ભરણી પાપનિ ભરિ ભારે,
જૂઠું બોલ્યો અવતરિ જગમાં, કદી ન પંથ પળ્યો સારે;
ગળાં કર્યાં તેં ગરિબ જનોનાં, દોષ દીલમાં નવ ધાર્યો,
કાળ કરાળનિ બીક ધારિ તું, કદી ન કામથિ પરવાર્યો. ૨

મુવા મહા મોટા જન મહિમાં, મરદ હતા જે મુછાળા,
લક્ષ્મીથી લોભાઇ અતિશય, કરતા ચિત્ત વિષે ચાળા;
સુતા સેજ સરસ શણગારી, મખમલની ગાદી કરિને,
તો પણ નિદ્રા નામ ન આવે, પુંચે એમ કહે ફરિને, ૩

તે નર કાષ્ટ વિશે સુતા પણ બોલ ફરીને નવ બોલ્યા,
જઈને જગ કરતાની આગળ, પેટ તણા પડદા ખોલ્યા;
મંદીર માલ ખજાના મોટા, રળી રળી કીધા ભેળા,
તે નરને સઘળું છોડીને, મરવાની આવી વેળા, ૪

સગા સબંધી ખૂબ હતા જે, લડવાને તત્પર થાતા,
ગરિબ જનને દુઃખ આપીને, અંતરમાં અતિ હરખાતા;
તે નરના કુટુંબ વિષે જન, રહ્યું નહીં પાણી પાવા,
કાળ કરાળે કોપ કરીને. હાલ કિધા તેના આવા, ૫

મોટા રાજા થયા મહિમાં, જીત મેળવી જઇ ઝાઝી,
જિતાય નહીં તેને જઇ જીત્યા, એવા થયા મરદ ગાઝી;
હય હાથીની હાર ચાલતી, કેણુ જેનું સઘળે પાળ્યું
પકડયા કાળે લડી તેહને, જોર જરા ત્યાં નવ ચાલ્યુ, ૬

રામ કૃષ્ણ રાજા છે મોટા, પ્રજા વિશે બહુ પૂજાતા,
આણુ વર્તતી જેનિ અખિલમાં, છત્ર પતિ નર કે'વાતા;
જેનો મહિમા મોટા, કવિજન કવિતા કરિને બહુ ગાતા,

તેને કાળ કરાળે પકડયા, ગયા ક્યાંઇ ગોથા ખાતા, ૭
ભરથરી ગોપીચંદરાય, જે, અમર થવા મરજી કીધી,
મરણ થકી છુટવા માટે જઇ, ડાહ્યાની દિક્ષા લીધી;
તેને પણ કાળે સપડાવ્યા, ભાર બિજાનો શું ઝાઝો,
માટે પ્રભુનું સ્મરણ કરીને, દુષ્ટ કર્મથી દિલ લાજો, ૮
ખોટો ખ્યાલ દિશે સંસારે, સાચું સેય ન મન ધારો,
માટે માનો વાત મારિતો, વિશ્વાધાર ન વિસારો;
પ્રીત ધરીને નીતી પાળો, દૂર દીલથી નવ ટાળો,
તો સુખ સૃષ્ટીમાં અતિ મળશે, કે'શે નર નીતી વાળો. ૯
ચોખ્ખું અંતઃકરણ કરી, સહુનું શુભ ઇચ્છો સંસારે,
કામ અધૂરાં જરા ન રાખો, પ્રભૂ ભજો વારે વારે;
ધરણીધરનું ધ્યાન ધરીને, ધરમતણું બળ ઉર ધારો,
લલ્લુ એ રીતે વરતો તો, સ્વર્ગે સુખનો છે આરો. ૧૦

કુંડળિઆ છંદ,

કક્કા કાળ ન છોડશે, કરતાં કેટિ ઉપાય,
ચતુરાઇ ચાલે નહીં, જે જાયું તે જાય,
જે જાયું તે જાય, થાય નહિ મિથ્યા મરવું,
તો જન શાને માટ, કાળથી દિલમાં ડરવું,
દરદ તણો ઉપાય, જડેલો તેની જોડે,
કરતાં કોટી ઉપાય, કાળ કક્કા નહિ છોડે, ૧૧
ખખ્ખા ખલકે અવતરે, તેને કો દિન કાળ,
ઝડપે એની જાળમાં, કાળ ધરીને ફાળ;
કાળ ધરીને ફાળ, બાળ બુઢ્ઢાને મારે,
સારાં નરસાં સર્વે, કાળની આગળ હારે;
કરી ધારણા ધૂળ, ઉપાડે જનને પલકે,
કો દિન શિરપર કાળ, અવતરે જે જન ખલકે, ૧૨
ગગ્ગા ગરિબી નવ ગણે, કો દીન કાળ કરાળ,
કદાને પણ કૂટશે, એક વખત એ કાળ,
એક વખત એ કાળ, આ જગે જનને આવે,

કરતાં કોટિ ઉપાય, શરમ કોની નવ આવે;
મનમાં ઓછું અધિક, કાળ કોને નવ જાણે,
કાળ કરાળ કદાપિ, કોનિ ગરિબી નવ જાણે, ૧૩
ધધ્ધા ધર તજીને જવું, ખરે કાળની પાસ,
મંદીર મેડી માળિયાં, તજી કાળનાં દાસ;
તજી કાળના દાસ, એક દિન નક્કી થાવું,
હુકમે હાજર થઇ, કાળ જોડે છે જાવું,
અજબ દિસે એ શેઠ, કોઇ કકળાટ કરીને,
એથિ ન છૂટો થાય, જાવું ધધ્ધા ધર તજિને. ૧૪
ડ' આ અંગ શિથિલ થશે, શક્તિ રે' ન જરાય,
બાળ જુવાની ને જરા, એમ અંગ પલટાય;
એમ અંગ પલટાય, જાય શક્તી સહુ ચાલી,
માસ રૂધિર ગળિ જાય, હાડ ચર્મજ રે' ખાલી.
કો બાળક કે વૃદ્ધ, જાય જૂવાન મરીને,
કાળે ચાલ્યું જાય, અંગ શિથિલતા ધરિને. ૧૫
ચચ્ચા તું છો ચતુર નર, ચેતિશ ધરી ચતુરાઇ,
પણ તારૂં શું ચાલશે, કાળ આગળે ભાઇ;
કાળ આગળે ભાઇ, કાઇ ચતુરાઇ ન ચાલે,
મૂરખ કે મતિ માન, ઝડપ કાળજ કર ઝાલે:
કાળ ફાળ ચુકવવા, બલું નથી ભાઇ ભણતર,
ચેતિશ ધરી ચતુરાઇ, છો તું ચચ્ચાજ ચતુર નર. ૧૬
છછ્છા છોરૂ વાછરૂ, વા'લાં ધન ભંડાર,
એ સરવે છોડી જવું, કાળ તણે દરબાર;
કાળ તણે દરબાર, થાર જાવું કો વેળા,
વા'લાં વિખુટાં પડે, આવશે નહિં કો ભેળાં.
સ્વારથનાં સહુ સગાં, કોઈ છે નહિં અહિં તારૂં,
તજિ જાવું છે તરત, એમ છછ્છા ઉર ધારૂં. ૧૭
જજ્જા જૂઠું જગત છે, તારૂં ન તેમાં કોઇ,
પ્રાણ પકડશે તે પછે, રે'શે સરવે રોઇ,
રે'શે સરવે રોઇ, કોઇ મદદે નહિં આવે

મરત તાહરે માટ, એમ બોલી સમજાવે.
કાળ થતાં સહુ તણું, હેત હૈયેથી છૂટયું,
તારૂં ન તેમાં કોઇ, છે જગત સરવે જૂઠું. ૧૮
ઝઝૂંકા જાળાં જાખરાં, નહિં ખેતર કે વાડ,
નહિં નેરાં કે ખાતરાં, કાળનિ આડા પાંડ;
કાળનિ આડા પાંડ, નથી એ મનમાં ગણજે,
મરવું છે મહિ માંય, એમ ચિત ચણતર ચણજે.
ઉગર્યાનો ન ઉપાય, બેશ કદિ ઘર દઇ તાગાં,
નહિં ખેતર કે વાડ, કાળની આડા જાળાં. ૧૯
જા આ અવનીનાં જતો, કાળે સહુ ઘેરાય,
નામ તેહનો નાશ છે, વેલું મોડું જાય;
વેલું મોડું જાય, થાય ના રસ્તો ખાલી,
સ્વર્ગ તણી શેરિયે, ઢંઢેર નર જાતા ચાલી.
એ રસ્તો કો વાર, ઉજડ પડતો ન જણાશે,
આગળ પાછળ સર્વ, જતો અવનીમાં જાશે. ૨૦
ટટ્ટા રોપી ગર્વની, પેરિશ નહિં કો વાર,
લઇ જાશે તુજને લડી, પકડિ કાળ પળવાર;
પકડિ કાળ પળવાર, ધાર તુજનેજ ઉપાડે,
સાંજ સવાર બપોર, દોટ દઇને કો દાડે.
જાઇશ તું રાજી થઇ, કે કદી ઉરમાં કોપી,
પેરિશ નહિં કો વાર, ગર્વની ટટ્ટા રોપી. ૨૧
ટટ્ટા જો તેં અહિં કરી, આ ઠાલી ઠકરાઇ,
કશા કામની તે નથી, કાળનિ આગળ ભાઈ;
કાળનિ આગળ ભાઈ, રાઇ ઠકરાઇ ન ચાલે,
કોડે કાળ કસાઇ, આવીને ગરદન ઝાલે.
ટોટો પકડી તુરત, પ્રાણ હરિ જાય હરી તે,
કશી ન આવે કામ, ઠાલિ ઠકરાઇ કરી તે. ૨૨
ઠઠ્ઠા ડાંપણ શાણપણ, કશું ન આવે કામ,
કો આવે પડિ તુજવતી, લે ન કાળનું નામ,
લે ન કાળનું નામ, કામ હૈયામાં ધારી;

આપણને છે મરણ, એમ અંતરે વિચારી.
તારી આગળ એહ, ચાલશે તુજને છોડી,
ડાંપણ ન કરે કામ, કાળની આગળ કોડી, ૨૩
ઢઢ્ઢા ઢાંકી કોઇ તુજ, ના ઉગારે પ્રાણ,
એને પણ લાગે અતી, કાળ તણાં ઉર બાણ;
કાળ તણાં ઉર બાણ, પ્રાણ ક્યમ તુજ બચાવે;
રમે જગતમાં રહી, કાળ જ્યમ નાચિ નચાવે.
ગયા એટલા નથી, દીન જાવાના બાકી,
ઉગારે નહિ પ્રાણ, કોઇ ઢઢ્ઢા તુજ ઢાંકી. ૨૪
ણુણ્ણા રણકારો નથી, મરતાં થતો જરાય,
છાનોમાનો સ્થુળ થકી, આત્મા ચાલ્યો જાય;
આત્મા ચાલ્યો જાય, જાણ નંહિ કોને પડશે,
ક્યાં જઈ એ સંતાય, એહ સ્થાનક નહિ જડશે.
કોટી કરો ઉપાય, પ્રાણ પાછો નવ આવે,
મુવા પછી જન કોઇ, કંઇ કશુંએ નંહિ કાંવે. ૨૫
તત્તા તારા કૃત્યનો, કરજે પશ્ચાતાપ,
ડરજે રહિ દુનિયા વિષે, પ્રાણી કરતો પાપ;
પ્રાણી કરતો પાપ, બાપથી બહુધા બીજે,
ખલક તણો ખાવીંદ, પાપથી તુજ પર ખીજે.
નાખે નરકે જરૂર, કામ જો કરે નઠારાં,
કરજે પશ્ચાતાપ, કામ જે તત્તા તારાં. ૨૬
થથ્થા થાવર ને વળી, જંગમ મિલકત જેહ,
પ્રાણ જતાં રે'શે પડી, જીવ જતા જ્યમ દેહ;
જીવ જતાં જ્યમ દેહ, એકલો અંહિઆં રે'શે,
જગમ ત્યમ જગમાંયિ, કોઇ નંહિ સાથે લેશે.
કરિ મે'નત મેળવી, એહ છોડયાનો અવસર,
આવે છે દિન એક, રે' પડી થથ્થા થાવર. ૨૭
દદ્દા દુનિઆં દેવતા, દારૂ સમ આ દેહ,
આ અવનીમાં અવતરિ, બળે નહી સંદેહ;
બળે નહી સંદેહ, એહ નીજ ઉરમાં આણો,

આધી વ્યાધિ ઉપાધિ, દેહના દુસ્મન જાણો:
એ છે અમી રૂપ, દેહ નર ઉગરે કયારે,
દારૂમાં દેવતા, મજેથી કોણ ઉગારે. ૨૮
ધદ્ધા ધાસ્તી ધારજે, કાળ તણી હરનીશ,
કોણ ઉગારે કાળથી, ભજ માટે જગદીશ,
ભજ માટે જગદીશ, શીશ નામીને દાંડી,
નહિતર નરકે જઇશ, એમ સમજજે અનાડી.
માટે આ મહિ માહિ, ભક્તિ ભાવેથી કરજે,
વળી કાળની બીક, રોજ ધદ્ધા તું ધરજે. ૨૯
નન્ના નારાયણ વિના, મર બીજો આધાર,
કાળ પકડશે જે પળે, કો ન શાંતિ દેનાર,
કો ન શાંતિ દેનાર, પાર કો નહિં કરનાર,
અવનીપતિ વિણ અન્ય, કોઇ મરતા નથિ તારે.
દુ:ખ પામિશ દિનરાત, ભાઇ ભગવાન ભજ્યા વિણુ,
નહિં બીજો આધાર, વીણુ નના નારાયણુ. ૩૦
પપ્પા પકડે જે પળે, કાળ ધરિને ફાળ,
તે પળ કો નર આપણાં, નારી ધન કે બાળ;
નારી ધન કે બાળ, ફાળ કાળની ચુકાવે,
કરિને ક્રોડ ઉપાય, કાળ મુખથી ન મુકાવે.
હાય ઘસીને રહે, દહે દિલ મૃત્યુ ફડકે,
કાળ ધરીને ફાળ, જે વખત પપ્પા પકડે. ૩૧
ફફ્ફા ફરિ ફરિ અવતર્યો, લખ ચોરાશી વાર,
તો પણ ચારો કાળનો, તુજ રહ્યો નિરધાર,
તુંજ રહ્યો નિરધાર, વાર એકે નવ ચેત્યો;
ભજ્યા ન તેં ભગવાન, મસ્ત મહિ મંડળ રે'તો.
વાર વાર તુજ શિરે, કાળ ધરિ ફાળજ આવ્યો,
લખચોરાશી વાર, આવિ ફરી નહિં ફાવ્યો ૩૨
બબ્બા બહુ બહુ તેં કર્યા, પાપ ન રાખ્યો પાર,
મરણ પછી મળશે તને, કયમ સારો સતકાર;
કયમ સારો સતકાર, ભક્તિ વિણુ તુજને મળશે,

પાપ તણા પોટલા, અગ્ની પેઠે ફળ ફળશે.
દુખિયાનાં દિલ દહી, બારિ કીધી તેં બરણી,
અવતરિ આ જગમાંય. બહુ કિધી બબ્બા કરણી. ૨૩
ભભ્ભા ભાગ્યાં કઇકનાં, કરેલ સુકૃત કામ,
દુષ્કૃતમાં ડૂબી રહ્યો, હૈયે ધારી હામ;
હૈયે ધારી હામ, કામ તેં કુડાં કીધાં,
હાટમાં ચોર્યા દામ, દુઃખ બહુ દિનને દીધાં,
કાળનિ પાછળ સર્વ, પાપ તારા છે લાગ્યાં,
કરેલ સુકૃત કામ, કઇકનાં ભભ્ભા ભાગ્યાં. ૨૪
મમ્મા આવી મહિ વિષે, લેશ ન લા'વો લીધ,
મદદ ન આપી કોઇને, દિનને દાન ન દીધ;
દિનને દાન ન દીધ, કીધિ એ બુરી કરણી
જર ખરચી જશ નહીં લીધો, ભરિ પાપનિ ભરણી.
ભક્તિ તેમ ભગવાન, તણી ઉરમાં નહિં આણી,
લેશ ન લીધો સાર, મહિ વિષે મમ્મા આવી. ૨૫
યય્યા યશ તું વો'રજે, અવતરિ અવની માંય,
તે તારી સાથે થશે, બીજું ન આવે કાંય;
બીજું ન આવે કાય, છાંય વાદળના જેવું,
એવું યશવિણ સર્વ, તો શું તે સાથે લેવું.
સુખકર સ્વર્ગે થાય, જાણજે યશ તું અંતે,
માટે અવની માંય, વો'રજે યશ તું ખંતે. ૨૬
રર્રા રટતા રામને, કદી ન કરનો ભૂલ,
કાળ થતાં જન કારમ્યો, એ આવે અનુકૂળ;
એ આવે અનુકૂળ, ધૂળ જે બીજું ધાર્યું,
સરવે અહિંઆં રહે, મૃત્યુ થાતાં પરવાર્યું.
સ્વર્ગ તણો સંઘાત, સંગ તું તેનો કરજે,
કદી કરિશમા ભૂલ, રામ રર્રા તું રટજે. ૨૭
લલ્લા લાગ્ય ન ચાલશે, કદી કાળની પાસ,
કારભારિ સમ કૂડિયા, નથી કાળના દાસ;
નથી કાળના દાસ, પાસ પૈસા લઇ આલે,
લલચાશે ન લગાર, ચડપ તુજ કર લઈ ચાલે.

લાખોના કદિ માલ, હેમ કે હીરા દે તું,
કદી કાળની પાસ, લાંચ લહ્યા નથિ લે તું. ૩૮
વવ્વા વિશ્વે વો'રજે, સદ્ગુણનો શણગાર,
તેથી કિર્તી તાહરી, વધશે અહીં અપાર;
વધશે અહીં અપાર, જનો સહુ મુખે વખાણે,
મરણ થતાં પણ તને, યાદ ઝાઝાં જન આણે.
એ સુખ અપરંપાર, એમ મરતાં મન ધરજે,
સદ્ગુણનો શણગાર, વિશ્વમાં વવ્વા કરજે. ૩૯
શશ્શા તું સરણે જજે, સચીપતિને સાર,
મરણ થતાં તે તુજને, મોક્ષ તણો દાતાર;
મોક્ષ તણો દાતાર, ધાર મનમાં તું એને,
ભક્તિ સુધારસ પાન, કરી અક્ષય સુખ લેને.
જન્મ મરણની બીક, ટાળિને શરણે લેશે,
સચિપતિ સરવદા, સુખ શશ્શા બહુ દેશે. ૪૦
ષષ્ષા ષટ્ રિપુ તાહરા, દેહ તણા છે કાળ,
કાળનિ આગળ તે પડી, ભરે તારિપર ફાળ;
ભરે તારિપર ફાળ, એ વખત રે'મ ન આણે,
બાંધિ ગળામાં બંધ, ચાર કોરે સહુ તાણે.
તારો શો છે ભાર, શત્રુ જ્યાં છે હણનારો,
દેહ તણા છે કાળ, ષટ્ રિપુ ષષ્ષા તારા. ૪૧
સસ્સા તેં સંગ્રામમાં, ઝાઝી મેળવિ જીત,
કસરતવાળો કાળ છે, કરે તારૂં વીપ્રીત;
કરે તારૂં વીપ્રીત, જીત મર મોટી મેળી,
રણસંગ્રામે લડી, સૈન તુજ નાખે ચોળી.
ડોળી જેનો દેહ, પ્રાણ હરિ પાછળ રાખે,
સંગ્રામે તુજ શરિર, કાળ સસ્સા કુટિ નાંખે. ૪૨
હહ્હા હય હાથી હશે, ભવ્ય રૂડા ભંડાર,
તે છોડીને ચાલવું, સ્મશાનમાં નિરધાર;
સ્મશાનમાં નિરધાર, કાષ્ટમાં વાસો લેવો,
ગરજિ ન ગોડે જગ, એહને આગી એ'વે

બાળી કરશે ખાખ, શરિર તારૂં સહુ સાથી,
ભવ્ય રૂડા ભંડાર, કે હશે હુડા હાથી. ૪૩
ળજળા રોગશે નહીં, કાળ આવિ કો વાર,
ચડપ લઇને ચાલશે, વખત નહીં દેનાર;
વખત નહી દેનાર, વાત કરવા નહિં દેશે,
દારાને દીકરા, સર્વ તુજ છેટાં રે'શે.
સુકત કે દુષ્કતો, સાથ સહુ તારાં થાશે,
કાળ આવિ કો વાર, નહી ળજળા રોકાશે. ૪૪
સંવત સત ઓગણિશને, ઓગણુચાલિનિ સાલ,
આસો શુદની પાંચમે, રચના રચી રસાળ;
રચના રચી રસાળ, બાળ ને બુઢ્ઢા વાંચે,
ભોળપમાં ન ભમાય, કાળનિ ઝાળથિ ત્રાસે.
કરે નિતીનાં કામ, હામ હૈયામાં ધારી,
આપી દિનને દાન, કરે ભકિત સુખકારી. ૪૫

## ઉપેંદ્રવજ્રા છંદ.

મળ્યો તને માનુષ દેહ રૂડો, લિધો નહીં લાવ બન્યો તું કુડો;
તું લોભ ને લાલચમાં તણાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૪૬
અતી ઇશે તુંપર મે'ર કીધી, રિદ્ધી અને સિદ્ધિ વિશેષ દીધી;
તથાપિ તેથી કદી ના ધરાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૪૭
ઘરે રૂડા તેં હય હાથિ રાખી, સુતો ન સુખે કદિ રાત આખી;
તું નિત્ય તે દુઃખ વિષે દમાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૪૮
બગી વિષે બેશ બની તું બેઠો, કદી ન માંડયો પગ તેંજ હેઠો;
રહ્યો તું સૌનાથિ સદા સવાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૪૯
બનાવિને સેજ રૂડી રૂપાળી, સુતો સુખે તેપર રાત સારી;
તથાપિ ચિત્તે કદિ ના ધરાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૫૦
ઉદાસ તું આઠ પહોર રે'તો, કદી સુખી મૂખ થકી ન કે'તો;
ધંધાથિ તું લેશ નહીં ધરાયો, કહે શુ સાચું જગમાં કમાયો. ૫૧
કુડું કથી કૈક પ્રકાર પાપી, કરી કમાણી ન ડર્યો તથાપિ;
તું લેખમાં લક્ષપતી લખાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૫૨

દમી દમી દેક વિશેષ દામ, કર્યાં, કર્યું ના કદિ શુભ કામ;
થયો તું શ્રીમંત થકી સવાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૫૩
કરી કુડાં કૃત્ય કિધી કમાણી, તથાપિ તારી મતિ ના ધરાણી;
ધરાં વિષે કો દિ ન તું ધરાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૫૪
બનાવિ તેં બેશ હવેલિ બાઇ, કર્યો અતી ખર્ચ હમેશ ત્યાંઇ;
ન નીમ તેં ખર્ચ તણો રખાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૫૫
રૂડિ કરી તેં ફુલિ ફુલ વાડી, જતો અભીમાન ધરી તું દાડી;
ખીલેલ ફૂલો નિરખિ ફુલાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૫૬
ફુલ્યો ફુલેલાં ફુલ જોઇ જાઇ, કિધો ન વીચાર કદાપિ કાંઇ;
તું ખીલતાં ફૂલપરે ફુલાયો, કહે શું સાચું જગમાં કમાયો ૫૭
ખિલે ફુલો ને ખરિ જાય અંતે, નવી કળી પાછિ થતી પ્રભાતે;
વિચાર તારે દિલ તે ન આવ્યો, કહે શું સાચું જગમાં કમાયો. ૫૮
થવું જવું સૃષ્ટિનિ રીત જાણી, કરી ન કો દી જગમાં કમાણી;
અસત્ય પંથે હરતીશ ધાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૫૯
પ્રિતી ધરી તેં પરનાર સાથે, અપાર નાણાં ખરચ્યાં કુવાટે;
તું ફંદમાં ફોગટનો ફસાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૦
ગણી ગુણીકા ગુણત્રાળિ આપે, ભલી ગણી મોહિ રહ્યો તું જાતે;
વિશ્વાસ તેનાપર તેં રખાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૧
લુંટાવિ તેને અતિ લક્ષ્મિ દીધી, શું જાય તેની ન તપાસ કીધી;
ઠગાઇથી દુષ્ટ સદા ઠગાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૨
વિવાહ તેં સુત તણાજ કીધા, [1]વસુ અતી વાપરિ લાંજ દીધા;
પ્રવાહ તું વાહ તણે તણાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૩
થયો ખુશી મંડપ માંહિ મોટો, અપાર તેં ખર્ચ કિધોજ ખોટો;
જુઠો ન તે તુજ મને મનાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૪
વરા કર્યા વીત અપાર ખર્ચી, સુવાત છૂએ નહિં કોઇ ચર્ચી;
તું દીનની વાર વિષે ન ધાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૫
જુગારિ જારી તણિ પ્રીત ધારી, અપાર આપે ખરિદી ખુવારી;
ખુવારિના ખર્ચ વિષે ખપાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૬

---

૧ પૈસા.

સલાહ સારા જનની ન માની,-સુધર્મ રસ્તે ન ધરાયિ પાની;
અધર્મમાં અંધ બની તું ધાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૭
ગરીબને દાન કદી ન દીધું, કદાપિ કોનું નવ સારૂં કીધું;
કિર્તી મુકી કાંજળ [1]ઓઘ સાંચ્યો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૮
નેહારિ નારી તુંજ પાસ નાચી, ઇનામ આપ્યું દિલમાંહિ રાચી;
કદી ન વારે દિનની તું ધાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૬૯
સુકૃત્યના ફંડ વિષે કદાપી, પ્રપંચિ તેં પાઇ ન એક આપી;
લુચ્ચાઇના માર્ગ વિષે લુંટાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૦
ભજ્યા ન કોદી ભગવાન ભાઇ, પુણ્યે કદી પાઇ ન તેં અપાઇ;
પરોપકારે ન તું પાપિ ધાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૧
નિચા ગણીને ગરિબો તજ્યા તેં, શ્રિમંતને શ્રેષ્ટ ગણી ભજ્યા તેં;
ગરીબનો ગૂણ કદી ન ગાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૨
નિરાંશ્રિતોને નહિ દાન દીધું, [2]પિયુશ જ્ઞાનામૃતનું ન પીધું;
ન ગુણિના ગ્રંથ વિષે ગવાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૩
તું અન્યનું સારૂં થયેલ જોઇ, બહૂ દિલેથી બળતો તું રોઇ;
ભંડાર તેં ભુંડપનો ભરાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૪
મિઠાશના વાક્ય મુખે ન બોલ્યો, બની અતી દુષ્ટ તું દીલ ડોલ્યો;
સુવેણુ કોઠાર ન સંઘરાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૫
અધર્મનો માલ અપાર લીધો, સુધર્મનો સંગ્રહ તેં ન કીધો;
અધર્મથી અંધ તું ના ધરાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૬
વિશ્વાસિને ઘાતક ઘાત દીધી, કદી ન શુભાશિષ કોનિ લીધી;
જગે ન તેં સુજશ સંઘરાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૭
જગે મુવો તું-કૃહિ મારૂં મારૂં, વિચાર તેમાં શું દિસેછ તારૂં;
ભલો ન તેં ભાગ જગે રખાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૮
પ્રપંચની જાળ સદા બિછાવી, તું બેસતો તેપર નિત્ય આવી;
અજાણતે જાળ વિષે ફસાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૭૯
દગો કરી કૈક જનો હણ્યા તેં, મહાન પાપો હલકાં ગણ્યાં તેં;
ન પાપનો પાર જગે રખાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૮૦

---

૧ દગલો. ૨ અમૃત.

અપાર અંકાર દિલે તું લાવ્યો; ફુલ્યો તું પાપીજનનો ફુલાવ્યો;
શિરે બહુ ભાર ભુંડો ભરાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૮૧
ઉમંગ અંગે ન ધર્યો કદાપી, બન્યો કુડાં કૃત્ય કરી તું પાપી;
સુધર્મનો બોધ નહીં ચખાયો, કહે શુ સાચું જગમાં કમાયો. ૮૨
ત્રિકાળ સંધ્યા કરિ નેક રીતે, સદા રહ્યો બ્રાહ્મણની તું રીતે
ન બ્રહ્મનો ભેદ કદી ભણાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૮૩
હવેલિયે દોડિ હમેશ જાતો, કદી ન તું દર્શન પીણુ ખાતો;
તું ચોર ઠાકોર થકી ઠગાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૮૪
ટિલાં કરીને તું ત્રિકાળ ન્હાઇ, જતો તું મંદીર હમેશ ધાઇ;
ન ભેદ તે દર્શનનો જણાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૮૫
હરામની દાનત દીલ રાખી, પ્રપંચ વૃત્તી નહિં છોડિ નાખી;
પ્રપંચ તેં પેટ વિષે પચાવ્યો, કહે શું સાચું જગમાં કમાયો. ૮૬
ન પાઇ પુણ્યે કદિ તેં અપાઇ, કપાળમાં પાપિનિ છાપ સાહી;
ન ડાઘ તેં છાપ તણો કઢાયો, કહે શું સાચું જગમા કમાયો. ૮૭
ગરીબને આશ્રય તેં ન આપ્યો, કુપંથ તેં પાપિ ન કોઇદિ કાપ્યો;
તું નિત્ય પાપી ગુરૂથી ઠગાયો, કહે શું સાચું જગમા કમાયો ૮૮
ન સત્ય તુંને મળ્યું કોઈ આંહીં, અસત્યમાં તેથિ રહ્યો ભરાઇ,
ભુંડા ગુરૂથી નિત ભોળવાયો, કહે શું સાચું જગમા કમાયો. ૮૯
ન દેશની દાઝ કદાપિ ધારી, થયો ખુશી ના અરિને વિદારી;
સ્વદેશ કલ્યાણ વિષે ન ધાયો, કહે શુ સાચું જગમાં કમાયો. ૯૦
બક્યો બહુ જીભ થકી નઠારૂ, અજાણતાં કોનું ન કીધું સારૂં;
કરી નઠારૂં ચિત તું ફુલાયો, કહે શું સાચું જગમાં કમાયો, ૯૧
મળ્યા તને લોભિ ગુરૂ લબાડી, બન્યો તું આપે અતિશે અનાડી;
ન સ્વાદ શાંતી સુખનો ચખાયો, કહે શું સાચું જગમાં કમાયો ૯૨
કંઠે ધરી કાષ્ટનિ મોટિ માળા, બતાવવા ભક્તિ તણાજ ચાળા;
વિચાર ખોટા દિલમાં ભરાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૯૩
બતાવવા નીતિ અપાર ગખી, થતો ખરો બાપણુ સૂખ ભાખી;
લબાડિ લોકો મહિં તું ગણાયો, કહે શું સાચું જગમાં કમાયો. ૯૪
મુખે થકી રામનું નામ લીધું, ન શુદ્ધ તેં ભીતર કાંઇ કીધું;
ન બ્રહ્મનો ભેદ તને જણાયો, કહે શુ સાચું જગમાં કમાયો ૯૫

## ઇંદ્રવિજય છંદ.

કામિ હરામિનિ સોબત ધારિ તું, ફોગટ રોજ ફર્યો બનિ કામી,
નામિ નવોર કહિ વસુધા મહિં રોજ રહ્યો રખડી બદનામી;
હાલ ભુંડે બટકયો ભવમાંહિ કદિ નહિં ગૂણ કથ્યા બહુનામી,
લેશ લિધો નહિં સાર જગે ઉલટી મુડિ ગાંઠ તણી પણ વામી. ૯૬
કો દિન ખૂશિ થયો ન ખરો કદે સંત તણા પગમાં શિર નામી,
પાપ અપાર કર્યાં જગમાં નહિં દાનત કો દિન છોડિ હરામી;
રોજ કુટી કુથલી સહુની બહુ નીંદિત કામ કર્યાંજ કુકામી,
લેશ લિધો નહિં સાર જગે ઉલટી મુડિ ગાંઠ તણી પણ વામી. ૯૭
કો દિન શાંત બન્યો નહિ ભ્રાત સુજ્ઞાન વિદ્વાનનિ પાસથિ પામી,
ધારિ અતી અભિમાન તું અંતરમાંથિ બુરી મતિ કો દિ ન વામી;
મેલ તજ્યો નહિં તેં મનનો ન ભજ્યા કદિ અતર અંતરયામી,
લેશ લીધો નહિ સાર જગે ઉલટી મુડિ ગાંઠ તણી પણ વામી. ૯૮
લક્ષ્મિ મળી મુજને હું રૂડો સહુતો મુજથી ડરશે શિર નામી,
મારિ અપાર સત્તા હું કરૂં બહુ હુંથિજ આ જગની સ્થિતિ જામી;
સર્વ તણું બુરૂં હું કરૂં તો પણ આંખ ઉંચી કરશે ન હું સામી,
લેશ લિધો નહિં સાર જગે ઉલટી મુડિ ગાંઠ તણી પણ વામી. ૯૯
જારિ રમ્યો તું કુનારિનિ સાથ થયો ખુશિ તું વિષયા સુખ પામી,
કેકનિ લાજ લુંટી ધન આપિ ન રાખિજ પાપ વિષે જરિ ખામી;
અંધ બન્યો વિષયા સુખમાં સુખ માનિ લિધું દુખ માંહિ હરામી,
લેશ લિધો નહિ સાર જગે ઉલટી મુડિ ગાંઠ તણી પણ વામી. ૧૦૦

## સવૈયા એકત્રીશા.

શુધ્ધ શિખામણ આપું તે સમજીને મનતું ચિત વિચાર,
આ સંસાર અસાર વિષે નરકો નથિ અમર્ અહીં રે'નાર;
મિથ્યા મનુષ્યો કરે પ્રયત્નો ગાય નહીં પ્રભુના ગુણ ગાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાન ધરી ભગવાન. ૧૧૧
બાળાપણ તો ખોયું રમતાં કરી્ ન તેની કશિ દરકાર,
જોબનમાં જરનો મદ આણી ફર્યો ફિકર તજિને તું ગમાર;
ચટકી ચાર દિવસ જોબનની જાતાં વાર નથી હેવાન,

ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાવ ધરી ભગવાન, ૧૦૨
બુઢાપણમાં ભાન ગયું ન રહી જરિ દેહ તણી દરકાર,
ભૂલ્યો મન આ ભવમાં તું'તો ભજ્યા નહિં કદિ વિશ્વાધાર;
મરણ પછી ગતિ શી છે તારી તે વિચાર મન તજિ અભિમાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાવ ધરી ભગવાન. ૧૦૩
પૃથ્વી પર જન્મીને તેં પાપો કીધાછે [1]અઘના [2]અંબાર,
તારા મનમાં ગણતિ નથી પણ કેમ વિસારે જગદાધાર;
આખર અવનિ તજિ જાતાં તું હાથે કરિને થૈશ હેરાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાવ ધરી ભગવાન. ૧૦૪
કંઇક તણું લુંટી ખુંદીને લીધું ધન ન લગારી વાર,
કદી ન તજિયા ગરીબ ગણિને લાખ રીતે કરતાં પોકાર;
દયા ન આવી તુજ દિલમાં કરતાં એવા જનને હેરાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાવ ધરી ભગવાન, ૧૦૫
જર જગમા જનનું તેં છેતરિ ભાવ થકી ભરિયો ભંડાર,
પર ઉપકાર વિષે નવ ખરચ્યું પ્રીત ધરીને દ્રવ્ય લગાર;
નથી જાણતો જાવું એકલું મેલી ધન ભંડાર નિદાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાવ ધરી ભગવાન. ૧૦૬
મારૂં મારૂં કરિ ભેગું કર્યું તેમાં તારૂં નથી લગાર,
તારે તારૂં કરવું હોયતો પ્રીતે કર તું પર ઉપકાર;
જાણ જરા જર તારી સાથે કદી નહીં આવે નાદાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાવ ધરી ભગવાન. ૧૦૭
મરણ પછી કરશે પ્રભુ તારા પાપ પુન્યનો ખરો તપાસ,
જોર કરી જમડા ઝાલીને પ્રીતે લઇ જાશે પ્રભુ પાસ;
કોણ ધણી તારો તે વેળા હમણાંથી ધર તેનું ધ્યાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાવ ધરી ભગવાન. ૧૦૮
પોથી કાઢે પાપ પુન્યની જોશે તેમાં તારૂં નામ,
પાપ અપાર કર્યાં તે ઉધર્યાં જમે નહિ પુન્યજ કો દામ;
શિક્ષા કરશે સ્નેહ થકી પ્રભુ ત્યારે તુજને થાશે ભાન,

૧ પાપ, ૨ ઢગલા,

ક્ષણુ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાવ ધરી ભગવાન. ૧૦૯
પર ઉપકાર પ્રિતે કર તો મળશે સુખ તુજને અપરંપાર,
પ્રીત ધરીને પાસ રાખશે પ્રભુ અળગો કરશી ન લગાર;
ભજ માટે તું ભવ તારણુને લલ્લુની વિનતી ધરી કાન,
ક્ષણુ ભંગુર સંસાર ગણી મન ભજ તું ભાવ ધરી ભગવાન. ૧૧૦

## શાર્દુલાવક્રિડિત છંદની ચાલ.

ભુંડા કાળ કરાળ આપું ઠપકો, હું શો તને આ સમે,
હેતુને દિલદાર યાર હરિને, શું લોકને તું દમે;
હીરો ગુણુ તણો હતો અવનિમાં, તેને ભુંડા તેં હર્યો,
લાખોનો પાળક જતાં દુઃખ થશે, વીચાર એ ના કર્યો. ૧૧૧
કાળા કાળનિ ઉપમા જન સહુ, આપે તને આકરી,
તે ખોટી તલભાર હું નવ ગણુ, મેં જાણી સાચી ખરી;
કાળાં કૃત્યની ટેવ કાળ તુજને, જે આદિ છે પડી,
ફૂલેલાં કરમાવવા કુસુમ તુ, આવેછ ઘોડે ચડી. ૧૧૨
જેના ઉજ્વળ કામથી જગતમાં, જે સર્વ સ્થળમાં છતા,
જેનું સુજશ વાન નામ સુણિને, આનંદ સૌ પામતા;
જેની કિર્તિ તણાંજ કિરણો, પૃથ્વી વિષે પાથર્યાં,
એવાનાં સત કાર્ય ને સુજશ તેં, તારે દીસે ના ધર્યાં, ૧૧૩
જેના સદ્ગુણુથી હમેશ બનતા, સંતોષિ નારી નરો,
હેતુ જાણી હજાર વાર જન સૌ, લેતાં હતાં આશરો;
વિદ્વાનો તણિ વા'ર સાર કરવા, જે હામ હૈયે ધરી,
દેતા દાન ગુમાન કોઇ હૃદયે, જેણે ધર્યું ના જરી, ૧૧૪
એવા કૈક નરો હણ્યા તદપિ તું, ભૂખ્યો ભુંડા ના મટ્યો,
પામે નિત્ય જુવાનિમાં નવિનતા, તારો જુસ્સો ના ઘટ્યો;
જીત્યા તેં સહુને તથાપિ તુજને, કો વીરતો ના મળ્યો,
કોપે ના જિતનાર યાર મળિયો, જુસ્સો ન તારો ટળ્યો. ૧૧૫
માન્ધાતાદિ મહીપતી મલપતા, જેથી રિપૂ કાંપતા,
જે શૂરા સમરાંગણે ચમકતા, યુધ્ધે થતા જે છતા;
એવાને પળ વારમાં કુટિલ તેં, પાપી બની પાડિયા,

તારા પ્રાણુ હર્યા ન કો શુર વિરે, આધીન તારે થયા. ૧૧૬
ભારે ભીમ સમાન ભારત વિષે, ખાનાર કો ના હતા,
રાજા રાવણ કુંભકર્ણ સરખે, તે આરમાં છે છતા;
સૌએ ખાધું અનાજ ખાજ ગણિને, તો આજ વખણાયછે,
લીધો ભોગ પતીત તેં મનુષ્યનો, તો આજ નીંદાયછે. ૧૧૭
જ્યારે સૃષ્ટિ બનાવી સાર પ્રભુએ, છેલો તને છે ઘડયો,
પાપી કત્ય થયેલ દુષ્ટ તુજથી, વીચાર અંતે કર્યો;
જો હું અન્ય ઘડીશ આથિ વધતો, તો દુષ્ટ કેંશે મને,
નાખ્યા પોઈ તને ઘડી કર પછી, શું દુષ્ટ કેવું તને. ૧૧૮

## પતિવ્રતા સ્ત્રીના ધર્મ—કવિત્ત.

વનિતાનો ધર્મ તો વિશેષ કરીને વિવેક,
પતિવ્રત પણામાં અતિશે ચિત રાખવું;
સારા સારા શબ્દ વદી સ્વામીને સુખી કરવો,
કદી ભૂલેથી ભામાએ ભુંડું નહીં ભાખવું.
સ્વામીતણો બોલ સદા પાળવો પ્રીતે કરીને,
કંથ તણું કેંણુ કોઈ કાળે ન ઉથાપવું;
સદગુણ શીખી કરી અતી બોધ અંગ ધરી,
પત્નિએ જરૂર અતી પતિ વ્રત પાળવું. ૧
પતિવ્રત એતો ખરૂં રૂપ તો છે પ્રેમદાનું,
પતિવ્રત વિણ પત્ની તો નઠારી જાણિયે;
પતિવ્રત રૂપીતો પોશાક સારો પ્રેમદાનો,
તે વિના નારી નઠારી અંતરમાં આણિયે.
પતિવ્રત વિણ પત્ની પૃથ્વીમાં નઠારી સદા,
સ્વામી ભક્તિ વિના નહીં શામાને વખાણિયે;
રૂપે તે અધીક શોભે પતિવ્રતા હોય નારી,
ભૂષણ ભામનીનું પતિવ્રત પ્રમાણિયે. ૨
પ્રભાતમાં ઉઠીને તો પ્રેમદાએ પ્રીતે કરી,
વાસણ વગેરે લઈ વાંલ ધરી માંજવાં;
ગોઠવવાં પછી ઘરમાંહીં ધરી ધીર અંગ,

શોભે જે રીતે [1]સદન એ રીતેથી રાખવાં.
શોભાવવું સારી રીતે સદન [2]શામાએ રોજ,
ઝાડી ઝપટી જાળાં જરૂર કાઢી નાખવાં;
શરીર અતિશે સાફ રાખનાર શામાએ તો,
ઘર સર સામાન અતિશે સાફ રાખવાં. ૩
ઓછું કે અધીક મળે, કે કો દીન નવ મળે,
તો કદી અંતર માંહીં ક્રોધ નહીં આણવો;
ધાર્યા કરતાં જો કોઇ દીવસ વધારે મળે,
તોય કદી તન માંહી ગર્વ નહીં ધારવો.
મળે ન માગેલી ચીજ કંથ પાસે કોઇવાર,
કરી વઢવાડ કંથ ઉદાસી ન રાખવો;
ઇશ્વર ઇચ્છાથી મળે કંથની પાસેથી કાંઇ,
તેમાં અતી વા'લ ધરીને સંતોષ માનવો. ૪
ઇશ્વર પ્રમાણે ગણી કંથને આધીન રે'વું,
જેમ લક્ષ્મીજી સદાય ઇશની સેવા કરે;
તેવી રીતે સેવા કરી કંથ કાય ખુશી રાખે,
તો તેને સતી કે'વામાં આંચકો ન કો ધરે.
વિશ્નુ લોક માંહીં જેમ ઇશ સાથે સુખ પામે,
લક્ષ્મીજી રૂડી રીતેથી પતિવ્રત આદરે;
તેમ તે અતિશે સુખ પામે પતી ભક્તિએથી,
સ્વર્ગ તુલ્ય સદા સુખ આ લોકમાં તે ધરે. ૫
ઘર તણો સામાન અતિશે સાફ રાખી કરી,
ગોઠવીને શુભ રીતે ગેહ માંહિ રાખવો;
ચતુરાઇ ચિત ધરી હર્ષ અતી હૈયે આણી,
નકામો ખરચ ઘર માંહિં ન આદરવો.
સાસુ સસરાને નિત્ય પાય લાગી પ્રેમદાએ,
જેમ તેને સુખ થાય તે ઉપાય કરવો;
કંથને આધીન રે'વું કામનીએ કોડ ધરી,
એકલાં રે'વાનો ન ઉપાય ઉર ધરવો. ૬

---

૧ ઘર. ૨ સ્ત્રી.

નાનપણુમાં નારીએ પીતાની આજ્ઞામાં રે'વું,
જુવાનીમાં પતી તણી આજ્ઞા નિત્ય પાળવી;
સ્વામી નવ હોય ત્યારે સુત તણી આજ્ઞા પાળી,
એકલાં રે'વાની દુર મતી દૂર ટાળવી.
એકલાં રે'વાથી પતિ પીતા તથા કૂળ બેને,
લાજ લાગે માટે રામા એકલી ન રાખવી;
કાપી કુટુંબ કુસંપ વિશેષ વધારી સંપ,
કામનીને કોડથી કુટુંબ સાથે રાખવી. ૭
પતિની આજ્ઞા સિવાય યજ્ઞવ્રત ઉપવાસ,
દર્શનનો ડોળ કદી દીલમાં ન ધારવો;
પતીતણી પુજા થકી શામાને તો સ્વર્ગ મળે,
માટે અંગનાએ બીજો ઉપાય ન કરવો;
પતિવ્રત રૂપી વ્રત પાળી નિત્ય પ્રેમદાએ,
સ્વામીની શેવાનો નિત્ય ઉપાય આદરવો;
જેથી જગમાં ને સ્વર્ગ માંહીં તેને સુખ મળે,
માટે જુવતીએ બીજો ધર્મ ન આચરવો. ૮
શુભ સ્થીતી માંહીં સ્વામી શે'ર માંહીં વસે સદા,
કે નઠારી હાલતથી વગડામાં તે રહે;
હોય શુભ સ્વભાવ કે જો હોય નઠારો પણુ,
કંથને કડવું કે'ણુ કોઇ કાળે નવ કહે.
પણુ જે પત્નિને પતી પર પ્યાર હોય સદા,
તેને તો આ લોક નિત્ય ભલી સુખથી કહે;
આ લોકમાં અધીક આનંદ નિત્ય તેને મળે,
પણ પર લોક માંહીં ઉત્તમ ગતી લહે. ૯
સ્વભાવ જરાય સારો હોય નહીં સ્વામી તણો,
આચરણુ અધીક ખરાબ જો ચિતે ચહે;
ધનહીન હોય સદા ધીક્કારવા જોગ તોય,
સારી શામા કોઇ દીન ધીઃકાર નહીં કહે.
નાથ અતી હોય કદી નાદાર શરીર માંહીં,
તોય અતી દૈવત જાણીને ચિતમાં ચહે;

ભામની ભલીનું ચિત સ્વામીની શેવામાં રહે,
સાબાશ સાબાશ શામા સર્વ મુખથી કહે. ૧૦
સારા સારનો વિચાર હોય નહીં સ્વામી માંહી,
ગુણને ગંભીરતા શરીરમાં ન ભાળીયે;
વિદ્યા કોઇ જાતતણી શીખ્યો નહીં વા'લ ધરી,
તોય તેને તુચ્છ ગણી કદીએ ન ટાળીયે.
પર વનિતામાં કરી આશક તે કંથ હોય,
તોય તેનું વેણ કદીએ નહીં ઉથાપીયે;
દેવની પેઠે સદાય અંગનાએ આરાધવો,
ગમે તેવો હોય પણ [1]તાજ કરી સ્થાપીયે. ૧૧
સારી નારી તણી પ્રીતી કરવી પતિ વૃતાએ,
નઠારી નારીની પ્રીતી કદી નહીં કરવી;
ભાલણ ધોબણ કે વ્યભિચારણ હોય રામા,
તે તણી પ્રીતી ક્રોધાની રેંશ નહીં ધરવી.
પાખંડી નારી નઠારી દીયે શીખામણ તેથી.
તેની પાસે પતીતણી વાત ન ઉચરવી;
દુઃખ દૂર કરનાર દાઝને દબાવનાર,
એવી મળે નાર તેની પ્રીતી નિત્ય કરવી. ૧૨
વિવેકને વાપરી વિશેષ દ્વેષ દુર કરી,
સાસુ સસરાની સાથે પ્રીતી અતી રાખવી;
નણંદની સાથે નેહ વિશેષ વધારી કરી,
[2]ગેહતણી ગુપ્ત વાત બા'રનહીં કરવી.
વદવી વિશુદ્ધ વાણી જાણે જન જેમ શાણી,
કુડ કપટની વાણી દૂર કરી નાંખવી,
પતી સાથે રાખી પ્રીતી પાળવી સદા સુનીતી,
નઠારી નીતી નારીયે દીલમાં ન રાખવી. ૧૩
પતિ ખુશી હોય ત્યારે પોતે પણ ખુશી રહે,
ખેદમાં દેખી પતિને ખેદયુક્ત થાયછે;

---

૧ મુગટ. ૨ ઘર.

ખૂબ ખુશી રાખે સ્વામી મીઠા બોલ મુખ વદી,
કદી નહીં કલેશ લેશ મુખમાં જણાયછે.
સંપતીમાં અતી સુખ ભોગવે સ્વામીની સાથે,
વિપતીમાં પે'લી પોતે પડતી પેખાયછે;
[1]જન્મભિનનો સબંધ ધરે દ્રઢ રાખી મન,
ત્યારે પદ શ્રેષ્ટ પતીવ્રતાનું પમાય છે, ૧૪
નીંદા કોઇ તણી કદી કરવી ન કામનીયે,
કલેશ ને કંકાશ દીલ થકી દૂર કરવા;
[2]શ્વસુરને સાસુ સાથે સંપ રાખે સારી શામા,
જ્યેઠ છતાં ઉંચે નાદે શબ્દ ન ઉચરવા,
હાસ્ય કરી હલકાઈ જણાવે ન જન પાસે,
આજ્ઞા વિના [3]આલયથી જાય નહીં ફરવા;
ઉંચા આસનોએ કદી બેસે ન શ્વસુર છતાં,
વદતાં નઠારૂં વેણ લાગે રામા ડરવા. ૧૫
બા'રથી દેખી પતિને આવતો આલય વિષે,
બાકી રહ્યું છે શું કામ તે વિચાર કરવો;
ખાન પાન કરવાં તૈયાર ચતુરાઇ ધરી,
મુખવાસ તણો થાળ કંથ પાસે ધરવો;
વદવાં વચન [4]મિષ્ટ કામનીયે કંથ પાસે,
જેમ બને તેમ તેનો શોક સઘ હરવો;
અનેક પ્રકાર તણી સેવા કરી [5]અંગનાયે,
પતી તણો પ્યાર નિજ ઉપર મેળવવો. ૧૬

દોહરો— છત્રપ્રબંધ.

નિજ તન અરપણ કર તું સતિ, પતિપર ધરી શુભ પ્યાર;
ગરવ ન ધર તુજ મગજપર, નિત પતિ ભજ તું નાર. ૧૭

---

૧ માબાપનું. ૨ સસરો. ૩ ઘર. ૪ મીઠા, ૫ સ્ત્રી.




### છપ્પા.

શરિર રાખવું સાફ, નાહિને નિત્ય નારી,
શરિર રાખવું સાફ, ધર્મ પોતાનો ધારી;
શરિર રાખવું સાફ, લેપ ચંદનનો કરીને,
શરિર રાખવું સાફ, અંગ સૂવસ્ત્ર ધરિને;
વળિ 'સાફ રોજ ઘર આંગણું', રાખે જે પ્રીતે કરી,
સાફ શરિર તો રાખવું, હૈયે હેત અતી ધરી. ૧૮

સારાં કામો કરી, કંથને સૂખી કરવા,
ધરી વિનય ને વા'લ, નેહ અતિ પતિપર ધરવો;
સારા વાકયો વદી, કંથની શેવા કરવી,
ખરો ધરીને પ્રેમ, શુભ નીતી આચરવી;
કદી એક વાકય મનમાં ધરે, તો શામા સ્વર્ગે જશે,
સર્વે રીતે શેવા કરે, તે ઉચ્ચું પદ પામશે, ૧૯

વનિતા તેનું નામ, ભલું જે પતીનું ઇચ્છે,
વનિતા તેનું નામ, શિયળ પાળે શુભ રીતે;
વનિતા તેનું નામ, અતી આચારજ પાળે,
વનિતા તેનું નામ, પતિહિતમાં ચિત ધાલે;
જગિ વનિતા તેનું નામછે, સેવા સ્વામીની કરે,
આલોકે કિર્તિ સદા, સ્વર્ગે ઉત્તમ પદ ભજે. ૨૦

વનિતા તેનું નામ, કદી કુડું નવ બોલે,
વનિતા તેનું નામ, ગણે પતિ પ્રભુને તોલે;
વનિતા તેનું નામ, કંથનું સારૂ બોલે,
વનિતા તેનું નામ, પેટ પડદો નવ ખોલે;
વળિ વનિતા તેનું નામ જે, કુડું કો બોલે કંથનું,
તજે તુરત તે જનને, નામ ન દે તે પંથનું. ૨૧

દોહરા.

તીર્થ કિધાની નારિને, જો ઇચ્છા ઉર થાય;
પતિ પાદોદક પાનથી, તિર્થ અધિક ફળ થાય. ૨૨
પતિને ગણવો પૃથ્વીમાં, વિશ્નુથકી, વિશેષ;
શંકરથી શ્રેષ્ટજ ગણો, હલકો ગણો ન લેશ. ૨૩
હોય નપુંસક નર કદી, વૃધ રેગી કાં બાળ;
તોપણ આજ્ઞા તેહની, તોડો નહિં કો કાળ. ૨૪
દેવ પ્રમાણે દીલમાં, રાખો પતિપર પ્યાર;
સેવા કીધે સ્વામિની, ઉતરશો ભવપાર ૨૫
સુંદર શબ્દ વદી મુખે, કરે સુખી પતિ આપ;
તે વામાનાં વિશ્વમાં, પ્રલય થાય સહુ પાપ. ૨૬
રૂપ અને લાવણ્યતા, વાણી નારિ વિશેષ;
મળશે સોમાં શોધતાં, પતીવ્રતા તો એક. ૨૭
તકરારી બાબત વિષે, તંત ન કરવો લેશ;
તંત કિધે ત્રિભુવન વિષે, ઉપજે ક્લેશ હમેશ. ૨૮
તરવું સ્રષ્ટી સાગરે, મનમાં રાખી ખંત;
સ્વામીની શેવા થકી, આવે દુઃખિનો અંત.
સેવા કીધે સ્વામિની, સૂખ શરીરે થાય;
ઉલટી રીતે વર્તતાં, દુઃખ દિલમાં દેખાય.

મોક્ષ પામશે માનુની, પાળે જે પતિવ્રત;
નહિંતર નરકે સંચરે, મરતાં [૨]મહિલા તર્ન. ૩૧
ભોજન પતિને ભાવતું, કરવા ધરવી હામ;
અણુ ગમતું આળગું કરી, કરવું સારૂં કામ. ૩૨
ખરાબ નજરે કો સમું, જુવે નહિં કોવાર;
ઉભી નવ રે' દ્વારમાં, પતીવ્રતા જે નાર.
મનસુખો એકાંતમાં, કરે નહીં કોવાર; ૩૩
પતિ આજ્ઞા પાળે સદા, પતીવ્રતા જે નાર. ૩૪
ધરિ વિશ્વાસ હૃદય વિષે, સેવા કરે અપાર;
દુઃખમાં દીલ ડગે નહીં, પતીવ્રતા જે નાર. ૩૫
સુખ સંપતિ અતિ સાંપડે, દુઃખ દિલમાં નવ થાય;
સ્વામીની શેવા થકી, સેજે પાર પમાય. ૩૬

## દોહરો—છત્રપ્રબંધ.

નર વધુ ગણિ કર તન અમર, કર હરનિશ તપ વાત;
હરનિશ ચિત ધર પતિનું હિત, નવ કર પરની વાત. ૩૭



## કોણ નરકે જનાર છે

### ઉપેંદ્રવજ્રા છંદ

અધીક ઇર્ષા ઉર માંહિ ધારે, ભલું ન કોનું કરનોજ ક્યારે;
ખુંડાઈ ભંડાર વધારનારો, જરૂર તે નર્ક વિષે જનારો, ૧
કદાપિ કોનું નહીં સારું ભાખે, આટાટનાં આળ શિરેજ નાખે;
તથાપિ તે ત્રાસ ન પામનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૨
દયા દિલે દીન તણી ન ધારે, ગરીબ જાણી ચડતો ન વારે;
ખરેખરું તેહનું ખોદનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૩
અપાર અંગે નિત ક્રોધ ધારે, હમેશ ક્રોધી મુખ વેણ ભાખે;
સકોપ કુપે અહિ ખૂડનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૪
હમેશ સારા જનનેજ જાણી, દુખી કરે દુષ્ટ વદી કુવાણી:
સુપાણિથી જે નહિં શોભનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૫
ન જાય ટંટાવિણુ દીન ખાલી, નકામિ રાખે ઉર વાત ઝાલી;
કદી ન ટંટો દુર ટાળનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૬
અભક્ષને ભક્ષ તણો વિચાર, કદી ને ધારે દિલમાં લગાર;
અભક્ષ જે ભોજન ભક્ષનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૭
પિયે જઈ મદ્ય કલાલ હાટે, પડે પછી કેફ કરી કુવાટે;
સદાં પ્રિતી કેફનિ રાખનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૮
જનો તણી વસ્તુ અપાર ચોરે, પડાવિ લે કાં લઇને જતો રે;
નકી જનોનું વિત ચોરનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૦
ન દેશનું હિત કરે કદાપી, ધરે નહીં દેશનિ દાઝ પાપી;
સ્વદેશનું શુભ ન વાંછનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૧
ગરીબને દાન જરા ન આપે, કદાપિ કોનું નહિ કષ્ટ કાપે;
અયોગ્ય જે દાનજ આપનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૨
વદે ન સાચું કરિ કોઇ વાર, કહે મુખે કે'ણ જુઠાં હજાર;
અસત્ય જે કો અહિં બોલનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૩
ન લોકની લાજ ઉરે વિચારે, જશે જગે લાજ ન એવું ધારે;
ન વ્યાજથી લાજજ રાખનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૪

---

૧ સમુદ્ર. ૨ સ્ત્રી

કરેલ પાછો ઉપકાર વાળું, ન એવિ જેને દિલ હોંશ ભાળું;
કરેલ વાળે નહિં ઉપકારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૫
અનીતિથી જે નહિં ત્રાસ પામે, સદા લડે પ્રીતિથી નીતિ સામે;
ન નીતિથી જે જન વર્તનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૬
જુગારમાં લાભ અપાર જાણી, રમે હમેશાં અતિ પ્રીતિ આણી;
જગે વ્યભીચાર જુગાર વાળો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૭
દિલે ખરી ખોદણિ રોજ વા'લી, કુટે સહુની કુથલીજ કાલી;
ખરા જનોનું નિત ખોદનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૮
પ્રભૂ ભજે ના દિલ ધારી પ્રીતી, ભિતી નહીં રાખી કરે અનીતી;
ન શક્તિ તેની કદિ માનનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૧૯
વિચાર શુભા શુભનો ન જેને, વખોડતો શુભ કરેજ તેને;
અશુભ જે અંતર ઇચ્છનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૨૦
રળે નહીં હોંશ ધરીજ અંગે, રળેલું બીજા તણું ખાય રંગે;
કમાઇ કોડી નહિં લાવનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૨૧
કદાપિ જો સ્વાર્થ જરા સધાય, કરી બુરૂં કોકનું રાજિ થાય;
ન સ્વાર્થ સાધી કદિ લાજનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૨૨
નિચા જનોનો નિત સંગ રાખે, ભુંડાઇનાં વેણુ મુખેથિ ભાખે;
કદી ન સુ સંગત શોધનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૨૩
નચાવિ નિત્યે ગણિકા નઠારી, ખુશીથી વેં'રે દ્રવ્ય દે ખુવારી;
પરોપકારે નહિં ખર્ચનારો, જરૂર તે નર્ક વિષે જનારો. ૨૪

## પાળે તેનો ધર્મ.

### ચોપાયા.

ઇશ્વરનું આરાધન કરવું, જાણી મનમાં મર્મ;
બીક રાખવી મહા પિતાની, પાળે તેનો ધર્મ. ૧
બ્રાહ્મણને આજ્ઞા એવી છે, કરવું નિજ. ખટ કર્મ;
કોઇ કરે કો કરે નહીં એ, પાળે તેનો ધર્મ. ૨
નાસ્તિક બનિને કો નર હીંડે, જરી ધરે નહિં શર્મ;
મર્મ ન જાણે મહેશ કેરો, પાળે તેનો ધર્મ. ૩
કો જન ઓઢે પામરિ જોડા, કો જન ઓઢે ચર્મ;

કોઇ અડે છોવાઈ જાય છે, પાળે તેનો ધર્મ. ૪
ધર્મતણી નિંદા કરતાં કો, નર બનિ જાયે ગર્મ;
કો નિંદા આપેથી કરતા, પાળે તેનો ધર્મ. ૫
ઠાકોર પુજા કોઇ કરે છે, કો ન કરે તે કર્મ;
જે નરને જેવું ફાવ્યું તે, પાળે તેનો ધર્મ. ૬
કોઇ ગણે માતાને મોટી, પિતા ગણે કો પર્મ;
માતપિતા બંનેને માને, પાળે તેનો ધર્મ. ૭
વેદ પ્રમાણે કોઇક વરતી, નર કરતા નિત કર્મ;
કોઇ વેદ ઉપાને આંટે, પાળે તેનો ધર્મ. ૮
વૈશ્નવ મા'રાજોને આપે, ભોજન ગરમા ગર્મ
નીતિ અનીતી તેની ન જુવે, પાળે તેનો ધર્મ. ૯
કો જનના અંતરમાં આવે, ભૂતતણો તો ભર્મ;
સાચું માને તે નર તેને, પાળે તેનો ધર્મ. ૧૦
જગમાં જન મરજી પરમાણે, કરતા નિજ ષટ કર્મ;
લલ્લુ વારે તે નર મૂરખ, પાળે તેનો ધર્મ. ૧૧

## મારે તેની તલવાર.

### ચોપાયા.

રણમાં ચડિને જાયે લડવા, અંતર કરે વિચાર;
કાયરનું કંઈ વળે નહીં, મારે તેની તલવાર. ૧
અવનીમાં અવતાર ધરીને, કર વા'લો તું કાર;
કાર ખરો હીંમત વાળો, મારે તેની તલવાર. ૨
રાંક જનોં કઇ રાડો પાડે, પીડા પડે અપાર;
કો પીડા તેની ટાળે, મારે તેની તલવાર. ૩
રીબાતા રે' સદા પિડામાં, પામે નહિં કદિ પાર;
ટળે પિડા કયમ પ્રયત્ન વિણ, મારે તેની તલવાર. ૪
ભૂપતણા ભયથી કે પછિ, સંતાપે જો સરકાર;
અરજ કરે આવીને તો, મારે તેની તલવાર. ૫
સુધારાનો બોધ આપવા, કરે અનેક પ્રકાર;
એક આશ બોલે ન બને, મારે તેની તલવાર. ૬

વિધવા લગ્ન કરો ને વાંલા, એમ કરે ઉચ્ચાર;
વખત પડે સંતાઇ જાય, મારે તેની તલવાર. ૭
બડા બડા બોલે છે બોલો, તોલ કરે ન લગાર;
આપથકી નવ નિપજે કશું, મારે તેની તલવાર. ૮
કહે ખરા પણ કરે નહીં. વદનેથી જે વદનાર;
અસત્ય એ જનં અવતરિયા, મારે તેની તલવાર. ૯
બાળલગ્નનો બહુ લોકો, ધારે અંતર ધીકાર;
પણ પોતે તેવું કરશે, મારે તેની તલવાર. ૧૦
અનેક એવા સુધારા, કરવા અંતર વિચાર;
હીંમત હારે તો ક્યાંથી, મારે તેની તલવાર. ૧૧
શુરવિરનાં હથિઆર ધરીને, રણમાં જે લડનાર;
કશું કૃત્ય તેથી ન બને, મારે તેની તલવાર. ૧૨
રણ વગડામાં આપ એકલો, દુશ્મન હોય હજાર;
પણ ભેદીને પાર જશે, મારે તેની તલવાર. ૧૩
કુદી પડો ભર કષ્ટ પડે, રણથી નવ હઠો લગાર;
લલ્લુ વાર લગાડો માં, મારે તેની તલવાર. ૧૪

## ગઇવાળે ગોવાળ.

### ચોપાયો.

કષ્ટ સહન કરિને કાયાપે, ઊઠે જે તતકાળ;
રણશીંગુ જઈ રણે વગાડે, ગઇ વાળે ગોવાળ. ૧
ધીરજ પયતું પાન કરીને, બુઢ્ઢા બનિને બાળ;
કાળ સમા સામા આવે પણ, ગઇ વાળે ગોવાળ. ૨
જમનો ભય જરિયે નવ રાખે, શું કરે કાળ કરાળ;
શીશ સમરપણ કરે શત્રુને, ગઇ વાળે ગોવાળ. ૩
કોટ પ્રકારે કષ્ટ પડે પણ, મોતી ચરે [1]મરાળ;
મરાળને તો મોતિ ભજે છે, ગઇ વાળે ગોવાળ. ૪
માટે મારા દેશી ભાઇઓ, ઉઠો તમે તતકાળ;
ડંકો દેશ વિષે ગજાવો તો, ગઇ વાળે ગોવાળ. ૫

[1] હંસ.

લાંચખોર થકી ન બને કંઈ, તે નરનું મોં બાળ;
દેશીને દુખમાં નાખ્યા શું, ગઇ વાળે ગોવાળ. ૬
બોલેલું પોતાનું પાળે, શિર પર આવે આળ;
દેશતણો દિકરો થઇ મરે, ગઇ વાળે ગોવાળ. ૭
નાત જાતનો ભય નવ રાખે, ભય નવ ધરે ભુપાળ;
દેશ દુઃખમાં શીશ સમરપે, ગઇ વાળે ગોવાળ. ૮
ભેદ ન જાણે આપણુનો ને, વેરે ખોટાં આળ;
બાળ એની બુદ્ધીને તે શું, ગઇ વાળે ગોવાળ. ૯
કરશનદાસે કાબિલ થઇને, તોડી જમની જાળ;
માર્યા ઉપાને આરાજોને, ગઇ વાળે ગોવાળ. ૧૦
વૈશ્નવ જનમાં કાંઇક સુધારો, તેણે કરિ તે કાળ;
લુચ્ચાનો ભય ટાળ્યો ભારે, ગઇ વાળે ગોવાળ. ૧૧
નરમદ શૂરો રણમાં મંડ્યો, વાંકો ન થયો વાળ;
રણ સ્થંભ રોપીને રાણે, ગઇ વાળી ગોવાળ. ૧૨
સુવા નરો સુધારા કેરા, વેરી જાગ્યો કાળ;
લલ્લુ વીર ઉઠો હાકીતો, ગઇ વાળે ગોવાળ. ૧૩

## કરણી પાર ઉતરણી.

### ચોપાયા.

અવનીમાં તેં અંધ બનીને, કીધી પાપનિ કરણી;
અંતે ફળ એ આડું આવે, કરણી પાર ઉતરણી. ૧
સાચી જાુઠી વાતો જનની, વધુ વિશે તેં વરણી;
તારે હાથે કશું ન આવ્યું, કરણી પાર ઉતરણી. ૨
લુચ્ચાની તેં સોબત રાખી, ભરી પાપની ભરણી;
ફળ નીપજશે તેનાં તેવાં, કરણી પાર ઉતરણી, ૩
[1]લુચ્ચી રાંડો રાખીને તેં, મારી પત્ની પરણી;
પાપ કશું તેં દિલમાં ન ગણ્યું, કરણી પાર ઉતરણી. ૪

---

૧ રાખેલી રાંડના કહેવાથી પોતાની પરણીયત સ્ત્રીને ઝેર દઇને મારી નાંખનાર એકને મેં જોયેલો છે.

વ્યભિચારને વાસો ગણિને, ફર્યો જગે જેમ ફરણી;
તને પાપનું પ્રભુ ફળ દેશે, કરણી પાર ઉતરણી. ૫
કપટ ગરિબનાં ગળાં કર્યાં તેં, સુણિને ધ્રૂજે ધરણી;
તારા દિલમાં દયા ન આવી, કરણી પાર ઉતરણી. ૬
દ્વિજપર દ્વેષ અતીશય રાખી, નીંદા જૂઠી વરણી;
આખર આડું એહ આવશે, કરણી પાર ઉતરણી. ૭
ખાધું જેનું તેનું ખોયું, બનિને દુરા ચરણી;
શ્રીહરિ તારૂં કદી ન સાંખે, કરણી પાર ઉતરણી. ૮
સારૂં જોઇને બીજા જનનું, બળ્યો બળે જ્યમ અરણી;
ઉલટું તારૂં બને નઠારૂં, કરણી પાર ઉતરણી. ૯
હું છું મોટો મારૂં ચાલે, એવી વાતો વરણી;
પાર ન રાખ્યો જગે જુઠા તેં, કરણી પાર ઉતરણી. ૧૦
વંશ બિજાનો વધતો દેખી, અતિ બાળી આંતરડી;
જાશે વંશ જગેથી તારો, કરણી પાર ઉતરણી. ૧૧
સર્વે જનનું સારૂં ચા'વું, કરવી સારી કરણી;
લહેશુ સ્વર્ગે તો સુખ ભળશે, કરણી પાર ઉતરણી. ૧૨

## અધુરો ઘટ છલકાય.

### ચોપાયા.

જે જન મોટી જીત મેળિને, શુરવિર માંહી ગણાય;
પણ એ'કાર કદી નવ આણે, અધુરો ઘટ છલકાય. ૧
શરિર વિષે સામર્થ્ય મળે નહિ, કામ જરી ન કરાય;
પણ મનમાં મગરૂબી રાખે, અધુરો ઘટ છલકાય. ૨
સાગરમાં બહુ [૧]સલિલ ભર્યુંછે, પાર ન કદી પમાય;
પણ તે સ્થિર નદિઓ છલકેછે, અધુરો ઘટ છલકાય. ૩
પંડીત પુરો પ્રવિણ બને પણ, કહિયે કંઇ ન કળાય;
અર્ધ દગ્ધ અથડાય બધે સ્થળ, અધુરો ઘટ છલકાય. ૪
સારાનું નરસું કહિ કરીયે, મન નવ ગણે જરાય;
પાપી પ્રાણ હરે જોતામાં, અધુરો ઘટ છલકાય. ૫

૧ પાણી.

લક્ષ્મીવંત બની રે' સાદો, બડાઇ તેથી ન થાય;
ભીખારી ભપકો બહુ મારે, અધુરો ઘટ છલકાય. ૬
સકુળ તણી શામાથી સર્વે, ધણિનાં કામ કરાય;
દુષ્કુળની રામા લડતી રે', અધુરો ઘટ છલકાય. ૭
મોટા જન મન વૈર ન રાખે, શાંતી ધરે સદાય;
દુષ્ટ ધરે નિત વૈર હૃદયમાં, અધુરો ઘટ છલકાય. ૮
આંબો ફળ આવ્યાથી નિત્યે, નીચો નમતો જાય;
એરંડો ઊંચો ફળ આવ્યે, અધુરો ઘટ છલકાય. ૯
પ્રસાદિત કવિ કદિ:ન પ્રકાશે, નિજ કવિતા જ્યાં ત્યાંય;
ડોળ ઘાલુ કવિ લવતો હીંડે, અધુરો ઘટ છલકાય. ૧૦
ક્ષમાવંત કદિ ક્ષણમાં કોપર, ક્રોધ કરે ન જરાય;
લલ્લુ કે' તામસિ તપે છે, અધુરો ઘટ છલકાય. ૧૧

## જણુનારીને જૂતી.

### ચોપાયા.

કામ કુડાં કીધાં તેં કપટી, ધન લીધું બહુ ધુતી,
સારે રસ્તે કદી ચડ્યો નહિં જણુનારીને જૂતી.
બન્યો બાયલો બળહિણુ તું તો, સૈના મારી સૂતી;
શુરવિર સામો કદી ઊઠ્યો ના, જણુનારીને જૂતી. ૩
વ્યભિચારને વા'લો જાણી, રાખી રાંડો દૂતી;
દોષ ન તેં દિલ માંહી ધાર્યો, જણુનારીને જૂતી. ૪
ચોરી ચાડી ચોરે કીધી, લાજ કઇકની લુંટી;
દયા ન આવી તારા દિલમાં, જણુનારીને જૂતી. ૪
પરોપકારે પાઇ ન ખરચી, ચરચી વાતો સૂતી;
દિનની દિલમાં દયા ન ધારી, જણુનારીને જૂતી. ૫
દેશ દુઃખ દિલમાં નવ આણ્યું, શત્રુ ન શક્યો ચુંથી;
ભાઇતણું તે ભલું કર્યું ના, જણુનારીને જૂતી. ૬
આખો દિન ઊચાટે ફરતો, રહિ ધંધામાં રૂતી;
કદી સ્મરણ તેં પ્રભુનું ન કર્યું, જણુનારીને જૂતી. ૭
જ્ઞાનામૃત તણી ખાણે શઠ, તારી મતિ નવ ખુતી;

અજ્ઞાને ઘેરાઇ રેહ્યો તુજ, જણનારીને જૂતી.
પડકારે તું પ્રથમ ન ચાલ્યો, રણમાં લડવા રતી;
સૂતો સેજ પલંગ પરે તુજ, જણનારીને જૂતી. ૯
નાત જાતનું ભલું ન કીધું, ખાધી લાંચો ખૂટી;
વા'લાનું વાંકું બોલ્યો તુજ, જણનારીને જૂતી. ૧૦
હરણ કર્યું પરદારા દ્રવ્યનું, તૃષ્ણા તારિ ન તૂટી;
વિશ્વાસીને વધુ વેડ્યાં તુજ, જણનારીને જૂતી. ૧૧
તજિ સંસાર તું જૂવાનીમાં, બેઠો ચોળિ વિભૂતી;
સાર્થક જરિ સંસારે ન કર્યું, જણનારીને જૂતી. ૧૨
સત્ય કદી ઉચર્યો ન જિભેથી, અસત્ય વાતો રચી;
લલ્લુ કે' હે જીહ્વા તારી, જણનારીને જૂતી. ૧૩

## જશને બદલે જોડા.

### ચોપાયા.

અભાગિયા અવનીમાં તુજ શિર, જશને બદલે જોડા. ૮
કામ કસાઇનું હરનિશ કીધું, ભરી પાપના ઘોડા;
અવની પતિ તેનું ફળ દેશે, જશને બદલે જોડા. ૯
ઇશ્વરનું આરાધન ન કર્યું, કો દિન કલાક થોડા;
લલ્લુ કે' તુજ કપાળમાં છે, જશને બદલે જોડા. ૧૦

## કોણે જગતમાં જખમારી.

### મનહરછંદ.

સારી વાત ન્યારી કરી ધારી છે ન્હારી સારી,
સારીને નઠારી તણી શોધના ન ધારી છે;
વારી વારી જાય હારી તોય રહે નહીં વારી,
ધંધા ધારી નહીં ધંધ તણી વાત ધારીછે.
વિચારે ન સારી વાત પ્યારી ધારી અંતરમાં,
ઉતારીને અંતરે વિવેકે ન વિચારીછે;
શોભા સારી ધારી નારી સંસારી થવાને લાવ્યો,
તે નરે હજાર વાર ભાઈ જખ મારી છે. ૧
સાસુ સાથે લડે ચડે સંસારના ચક્ષુ માંહી,
પાછી નહીં પડે ધંધ તણી ધારનારી છે;
બોલે બોલ તેનો કદી તોલ ન કરે કુનારી,
વારી વારી સાસુને સંતાપે જે નઠારી છે.
પ્રભાત ન થાય ત્યાં લડાઇનું મેદાન જાગે,
ધુધકારા કરીને જે ધંધ ધારનારી છે;
કાયર કરે કુનારી નકી જાણવી નઠારી,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૨
નણદને નેહ થકી કોઇ દી બોલાવે નહીં,
ગેહ થકી છેહ દીયે દેહ દમનારી છે;
ભાણેજને ભાડે રાંડ કાંઇ ન રાખે કચાશ,
મીઠાશ કદાપી મુખમાં ન ધરનારી છે.
ભુંડી માસુ સસરો છે નણદલ છે નકામ,
એમ અહોનીશ વદનેથી વદનારી છે;

કુંછું રાંક તોય મને સંતાપેછે સાસરીયાં,<br>
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે- ૩<br>
જેઠ છે કુપાત્ર પીટયો દેર દરરોજ દમે,<br>
ગમે નહીં મને ઘર વર કે' નઠારી છે;<br>
પાડોશી છે પાજી તેને દેખીને હું દાઝી મરૂં,<br>
સહુ શુળી જેવાં મને દાં'ડી દુઃખકારી છે.<br>
ભરથારને લગાર ભાન નહીં દેહ તણું,<br>
જુદું થવા પીટયે કદી વાત ન વિચારી છે;<br>
સારી રીતે રહું તોય ધારી છે મને નઠારી,<br>
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૪<br>
શાકમાં તો વારી ઝારી ભરી ઝબકારી દીયે,<br>
દાળ કરે ખારી દાં'ડી ઘર ખોદનારી છે,<br>
આપે સુખ સાસરીયાં તોય માને દુખ મને,<br>
કંથ તણું કાળજું કુવેણે કાપનારી છે;<br>
બોલાવે ન બોલ દીયે રાતદીન રીસ માંહીં,<br>
કો દીન ન કાયામાંથી કલેશ કાઢનારી છે.<br>
સંસારમાં રે'વા કરતાં શું સાધુ થવે બુરૂં,<br>
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે.<br>
ફલાણીયે ફલાણું ઘરેણું તો કરાવ્યું મને, ૫<br>
કોય દીં ન સારે શણુગારે શણુગારી છે;<br>
ભોગ લાગ્યા મારા મારૂં પાનું આ ઘરમાં પડયું,<br>
જડયું ન ઠેકાણું મને કુવામાં ઉતારી છે.<br>
સોનું રૂપુ કોઇ દીન શરીરે તો સાંપડયું ન,<br>
વાઘરણુ વેશે મને ઘરમાં બેસારી છે;<br>
હોળી હૈયામાંહી મારૂં અંગ આ અંગારે ભરયું,<br>
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે.<br>
સારૂં દેખી બીજાનું તે અંતરમાં બળી જાય, ૬<br>
ઘરમાં શગડી પછી શોકની પ્રજાળી છે;<br>
મોઢુંવાળી બેસે તાણે રાગડો રૂપાળો પછી,<br>
કુટીને કુટુંબમાં કંકાસ કરનારી છે;

એળે અવતાર ગયો બીખી ગઇ ભુમી માંહી,
મોટી કરી કદી ઘરમાંહી ન બેસારી છે;
ગામ જોવા ભજે ભજે ઘરનાં તમામ જન,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૭
વાત મને પુછીને ઘરમાં કોઇ નવ કરે,
રાખી ન મોટાઈ મારી એમ ધારનારી છે;
લુગડું ન લાવ્યો સારૂં હીરચીર જોયું નહીં,
ખાલી એમ ખેદ ભેદ વિના કરનારી છે.
હોય નહીં નાણું પણ માગે છે અમુલ્ય ચીજ,
મળે નહીં ચીજ ત્યારે મોઢું વાળનારી છે;
એવી ઘરૂણીને કેમ ગરીબથી જળવાય,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૮
સાસરીયા માંહી કદી ચાર માસ રહી જાય,
પીયરમાં પછી આખો ભવ ગાળનારી છે;
સાસરામાં સારૂં નથી માટે હું તો નહીં જાઉં,
માબાપને રોજ એવું સમજાવનારી છે.
સાસુનું છે દુઃખ મને સુખ નથી નણદીનું,
પરણે પતિયે પીટયે બીજી નારી ધારી છે;
સાસરે મોકલશો તો આપઘાતથી મરીશ,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૯
કુટુંબમાં કાંઇ વાંધો પડે તો લડાઇ કરી,
ગળેફાંસો બાંધવા કે કુવે દોડનારી છે;
મરવું છે મારેતો અત્યારે રેવું નથી અંહીં,
એમ બોલી સર્વને પગે લગાડનારી છે.
પરનર સાથે પ્યાર રાખી જાર કર્મ કરે.
ફોગટનો અંગમાં ઓમરો આણનારી છે;
કુડાં કર્મ કરીને કુટુંબને કબજે કરે,
એવી જોરૂ લાવનારે જગે જખમારી છે. ૧૦
ધણી વશ કરવાને વશીકરણો કરાવા,
બાવા ભુવા સન્યાશીને સ્નેહ શોધનારી છે.

ઘરમાં તમામ વાત મને પુછી સર્વ કરે,
ડરે મારા થકી એવો ગર્વ ધારનારી છે.
પતીને પગે લગાડે કુટુંબને કવરાવે,
ફંકાસ કરીને જે દાંડી ડરાવનારી છે;
બાળ પડતાળે મે પછાડે રોજ પૃથ્વી મંહીં,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૧૧
રાંડ જો રીસાયતો મનાય નહીં મે'નતથી,
જેના વેણ કુટુંબના કાળજામાં કારી છે;
મેણાં ટોણાં મારે ગાળો ભાંડે ઘરનાંને આતી,
કારડી સમાન વેણે છાતી ભેદનારી છે.
ખાય ન બેચાર દીન દીન સહૂ જન કરે,
ધરે સહુપર રોષ એવી અવિચારી છે;
ધાન ધંધકાર વીણ ભાવે નહીં એક દીન,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૧૨
જ્ઞાન તણી વાત જેને ગોઠે નહીં અંતરમાં,
વાતતો અજ્ઞાન તણી પરીપૂર્ણ પ્યારી છે;
સારી વાત સુણી બોધ લહે નહીં લેશ માત્ર,
આજ શીખ આપી તે કાલે વિસારનારી છે.
સંતોષ ન પામે કદી શાસ્ત્ર તણા શબ્દ સુણી,
અંતરમાં અનીતીનો ઘાટ ઘડનારી છે;
શીખ દઈ થાકે પણ શીખ જેને વીખ લાગે,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૧૩
કુઠાણે ઠેકાણે ન જવાય આપણાથી કદી,
તોય તેવે સ્થાનકે ગમન કરનારી છે;
કરવાનું કહે તે ન કરે ક્રોડ વાત થકી,
અનીતીનું આચરણ જે આચરનારી છે.
છાની રાખવાની વાત સર્વ પાસે જઇ કરે,
ઠરે નહીં વાત કોઇ એવીજ નઠારી છે;
હઠ છોડે નહીં પ્રાણ કંઠ પાસ આવે તોય;
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૧૪

ભણવાનું કહે ત્યારે ભાંડવાને બેસે ભુંડી,
કેલવણી નામ સુણી કાય કુટનારી છે;
શાસ્ત્ર તણી વાત કદી સાંભળે ન શાંત થઇ,
ઓખારણુ સાંભળવા આપે દોડનારી છે.
સુણી સતીનાં ચરિત્ર થાય ન પવીત્ર કદી,
દશમ સાંભળવાને હોંશ ધારનારી છે;
શીખ ધીખ જેવી જેણે જગતમાં જાણી લીધી,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૧૫
જાણે નહીં કાંઈ પણ જાણુ બની જગતમાં,
ફાવે તેમ ફીશીઆરી ધારી ફરનારી છે;
આવડતથી અનેક ગાઉ છેટે હોય પણ,
મને આવડે છે બધું એમ બોલનારી છે.
રસોઇ ખરાબ હોય તોય સારી કે'વી પડે,
નહારી કહે તો વાદ કરી વઢનારી છે;
અવળચંડીથી ચાવતી માંદી ન સારું બને,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૧૬
ચોખ્ખાઇ રાખે ન કદી ઘર માહીં સાફ કરી,
ગંદવાડ કુવડ વધુ વધારનારી છે;
અગ ચોખ્ખું રાખે વ્યભિચારની લાલચ થકી,
ઘરમાં તો ગંધ આવે અતિ તે અકારી છે.
વિષ્ટા બાળનણી ઘણી પડી દીસે ઠાર ઠાર,
બાળવાની વાત જેણે વા'લથી વીસારી છે;
વાળવાનું કહે ત્યારે મોઢું વાળી રાંડ બેસે,
એવી જોરૂ લાવનારે જગે જખ મારી છે. ૧૭
બાળ જો રડેતો તડે મારવાને તુર્ત તેને,
મારી મારી બાળકનું મોત લાવનારી છે;
ખાતાં મારે પીતાં મારે મારે વાટે ચાલતાં,
બાળકને મારી ઘર માંહીં ઘાલનારી છે.
ગાળોનો હીસાબ ગણતરીથી ગણાય નહીં,
ઉછરતાં બાળકોનો અંત આણનારી છે;

બાળક નથીએ ઉછરીને મોટું થાય પણ,
એવી જોર લાવનારે જગે જખ મારી છે. ૧૮
ખજાની સજાઇ કરે તો તુરત ધંધ પડે,
મારા દીકરાની વહુ કરૂપ ને કાળી છે;
વેવાઇ તો સારો નથી તે આપણે પાલવે ન,
વેવાણ તો વેશ્યા વધુ વાદ વદનારી છે.
છોકરાની સાળીયો તો સામી મળે બોલે નહીં,
છોકરાના સાળા તણી નારીયો નઠારી છે;
એવું સગપણ કરી છોકરો કુવામાં નાંખ્યો,
એવી જોર લાવનારે જગે જખ મારી છે. ૧૯
ગાંડું ગાંડું બોલે પણ ગાંડું તો કેવાય નહીં,
ગાંડું જો કહેનો આંડું વેણ બોલનારી છે;
ભુંડી જો કહેતો આડે કાંઇ ન રાખે કચાશ,
રાડ કરી રીસાઇને રાંડ બેસનારી છે
સગાંથી બોલાય નહીં વીરૂધમાં એક બોલ,
કુટુંબમાં બીક થકી બધાં કહે સારી છે;
આપદા બોલાય નહીં અંગમાંથી આખો ભવ,
એવી જોર લાવનારે જગે જખ મારી છે. ૨૦
સાસુ સસરો કદાપી માંદા પડે મંદવાડે,
કોઇ કાળે ચાકરી ના તેની કરનારી છે;
આખો દીન મારે બેસવું પડે ઓશીકા પાસે,
તોય બાપ મને ઘરનાં કહે નઠારી છે.
પજવી છે મને પીટયાં માંદાં પડયાં ઘર માંહીં,
છુટકયો છે મારે એવું વેણ વદનારી છે;
મારવાને રાજી હોય તોય બધે એવું બોલે,
એવી જોર લાવનારે જગે જખ મારી છે. ૨૧

# ત્રીભૂવન કાવ્ય શતક.

## ઇશ્વર સ્તુતિ.

### કવિત.

અજર અમર અવિનાશી [1]અધ ટાળક જે,
પાળક છે પ્રાણી તણો જેનાં રૂડાં કામ છે;

વેદ ભેદ પામી શકે નહિં જેના રૂપ તણો,
નેતી કહી થાકે નિરંજન જેનું નામ છે.
સારૂં કામ કરવામા સ્નેહ થકી સમરતાં,
પુરૂં થાય પલકે [2]વિકટ કદી કામ છે;
જે બ્રહ્મની ઇચ્છા વડે અનંત બ્રહ્માંડ બન્યાં,
એવા અવીનાશીને લલ્લુ તણો પ્રણામ છે. ૧

## ચૈ.દ પાંખડી કમળ પ્રબંધ.

### ઘનાક્ષરી છંદ.

નામ મહેશનું આમ મગળ છે સહુ કામ,
જનનાં તમામ કામ પીતા બની લાવે ઠામ;
એના આધારથી કામ તો પુરૂં થશે તમામ,
દર ભક્તિ ધારી હામ દીન રાત ભજ નામ.
થાશે સિદ્ધ સહુ કામ યત્નથી મંડીશ આમ,
નથી આમ ઘનશામ હિત કરશે તમામ;
બગડે ન કદી કામ દયાળુ છે એવું નામ,
નામ જપીએ તો કદી થાય નહિં બદનામ. ૨



૧ પાપ. ૨ મુશ્કેલ, અઘરૂં.

## દર્પણ પ્રબંધ.

### દોહરો.

સાર પ્યાર[1] ધરનાર પર, નર વર કર ધરનાર;
તારનાર નર નાર હર, માર દુર કરનાર. ૩

## વાણી રૂપી શણગાર વિષે

### સવૈયો.

છે શણુગાર અપાર શુશોભિત લોભિન તો જન મન ધર્યો છે,
સોનુંરૂપું મણિ માણિકનો શણુગાર શુશોભિત તો બમણો છે;
વસ્ત્ર અમુલ્ય હિરાગળ ને જરિઆન તણો અતિશે નમણો છે,
લલ્લુ કહેછે ત્રિભૂવનને શણુગાર ખરો શુભ વાણિ તણો છે. ૧

## વચન પાળવા વિષે.

### કવિત્ત.

ચળિ જાય[1] અચળા કો વાર સ્થીર છે તથાપી,
મેરૂ તણુ મંડળ કોવાર ચળી જાય છે;
તારા તણું તેજ ચળે કોઇ વાર ચટ દઈ,
કોઇ વાર ચંદ્રમા ચળાયમાન થાય છે
[1] મેરામણુ કદી મરજાદ મૂકીને ધસે છે,
સ્થંળ થકી કોઇ વાર સૂર્ય તો ચળાય છે;
હુંધાસથી લલ્લુ કહે સુણો ત્રિભૂવનદાસ,
મોટાનું વચન સર્વ ચળતાં પળાય છે. ૨

## નીતીરૂપી સુખ વષે.

### સવૈયો.

ખાન દીસે શુભ પાન દિસે ધન ધાન દિસે ઘરમાંહિ વિશેષે,

૧ સમુદ્ર.

મોજ કરો મનમાનિ મહાન દિવાન બની મનમાં બહુ એક;
અંગ ધરી અકડાઇ રહે સરસાઇ થકી મનમાં અતિ ટેક,
લલ્લુ કહેછે ત્રિભૂવનને નિતિના સમ સુખ નથી અહિં એક.     ૧

## કુવેણુ વિષે.

### સવૈયો.

માર અપાર દિલેથિ કરાય કરાય કદી ફટકાનો ઝપાટો,
ઘા [1]સમશેર તણો શરિરે પિંડ મોળી પડે કરતાં કદિ પાટો;
ગામ ગરાસ ત્રણી વસવાડ તણો નિકળે કદિયે કંઇ ફાંટો,
લલ્લુ કહેછે ત્રિભૂવનનો ન કપાય કુવેણુ તણો કદિ કાંટો.     ૪

## આશા અમર છે તે વિષે.

### સવૈયો.

જન્મ ધર્યો જગમાં જન જ્યાં પળમાં નિજ દેહ કદી પડવાની,
જાણુ છતાં બનિનેજ અજાણુ પ્રમાણુ ગણે ન ચિતા નડવાની;
દાનવ માનવ સર્વ મરે ન રહેજ જુવાનિ ખરી ખરવાની,
લલ્લુ કહેછે ત્રિભૂવનને જનની નથિ આશ કદી મરવાની.     ૫

## પૈસા વિષે.

### કવિત્ત.

પૈસા વિના પીતા કહે મારો પુત છે કપુત,
પૈસા વિના ભાઇ કહે મારો દુઃખદાઇ છે;
પૈસા વિના માતા કહે પેટ મારે પથ્થરછે,
[1]શ્વસુર કે જરવિણુ કેનો એ જમાઈ છે.
[2]જોરૂ કહે જર વિના નકટા શું કામ પડયું,
ભુંગળ વિનાની ભુંડી મારે તો ભવાઇ છે;
ઉલ્લાસથી લલ્લુ કહે સુણો ત્રિભૂવનદાસ,
જર વીણુ જગતમાં કોણુની સગાઇ છે.     ૬

---

૧ તલવાર.

## સવૈયો.

જો ધન આપણી પાસ હશે જન તો સહુ ચાકરી [1]આવિ કરે છે.
નારિ અતીશય પ્યાર ધરે જન સૌ ગુણ આપ તણા ઉચરે છે;
માન મળે જનમાંહિ બહુ સુખ જ્યાં ધનવાન જનો વિચરે છે,
લલ્લુ કહે છે ત્રિભૂવનને હુકમો ધનથી જન શીર ધરે છે. ૭
ભાઇ કહે મુજ ભ્રાત ખરો વળિ નારિ કહે ભરથારજ મારો,
માત કહે મુજ પુત્ર ઉઠ્યો શુભ તાત કહે મુજ વંશ ઉજાળ્યો
તારણ કુળ તણો [2]નિપજ્યો તન એમ કુટુંબિ કહે નિત સારો,
લલ્લુ કહે છે ત્રિભૂવનને ધનથી જનને સુખનો અહિં આરો. ૮
નાશ થતાં ધનનો ઘરમાં થકિ ચાકર ચાકરિ આવી કરે ના,
ભ્રાત સુણે નહિં વાત કદાચિત નારિ શિરે કદિ બોલ ધરે ના;
ના સુખપાલ મળે કદિયે જન હુકમ સાંભળી દુઃખ હરે ના,
લલ્લુ કહે છે ત્રિભૂવનને જન સ્વાર્થ વિના શુભ તો ઉચરે ના ૯

## સ્વાર્થ તથા પરમાર્થ વિષે.

### સવૈયો.

જે જનને સુખ આપ્યું ધને કરિ તે જન કોઇ વદે નહિ સારૂં,
સ્વાર્થ ટળ્યો પછી કામ શું છે ગણિ એમ ઇચ્છે હરનીશ નઠારૂં;
નીમક ખાઈ કરે હક કોક હરામ અહીં કરનાર બધાં છે,
લલ્લુ કહેછે ત્રિભૂવનને અહિં સ્વાર્થ તણાં સહુ કોઇ સગં છે, ૧૦

### કવિત્ત.

અવતરી અવનીમા સારૂં કે નઠારૂં કામ,
કરે તે તમામ બે પ્રકારનાં ગણાય છે;
કામ કરવાને ધાય સ્વાર્થ જો જરા સંધાય,
તેનાથી ન થાય સારૂં કામ જે જણાય છે.
મળે નહિં વિત હિત થાય નહિં પોતા તણું,
તોય કરે ઘણું પરમાર્થ તે મનાય છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,

૧ સસરો ૨ સ્ત્રી.

એમ કામ સ્વાર્થ પરમાર્થથી કરાય છે. ૧૧
થાય હિત પોતા તણું ઘણું દુષ્ટ કામ કરે,
ધરે પાપ માંહિં પાય જાય ધાઈ ધાઇને;
થોડા લાભ માટે પાપ તણી પાટે બેસે પાપી,
દેશે દગો દિલમાં ન જાણે સગા ભાઇને.
પોતાનો જો સ્વાર્થ સરે બીજાનો બગાડ કરે,
ધરે નહિં ધ્યાન માંહિં કોઇ દી સગાઇને;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
લ્યાનત હજાર એ લબાડની લુચ્ચાઇને. ૧૨
પર ઉપકારી તણું ચિત ન વિકારી હોય,
સારૂં કરવા સહુનું ચિત જેનું ચા'ય છે;
દુ:ખી દેખી દીલમાંહિ આપદા અપાર થાય,
જાય દુ:ખ એવો તો ઉપાય જેથી થાયછે.
તનમન ધન થકી તેનું દુ:ખ ટાળવાને,
ધરમને બાને ઘોડી ઘોડી બધે ધાય છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
ગુણીની ગણના ગામેગામ તો ગવાય છે. ૧૩
સારૂં કરે સર્વ તણું નહિ અભિમાન ઉર,
શુરવીર પેઠે સૌની વેદના વિદારે છે;
કરે ઉપકાર ન નકાર કરે સુખ થકી,
કરવાને ધર્મ મારો એવું ઉર ધારે છે.
માન અપમાનની લગાર દરકાર નહિં,
સદી સહુ સારૂં કરૂં એવું એ વિચારે છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
પર ઉપકારી એવા નરને પોકારે છે. ૧૪

## નઠારી નારી વિષે.

### સવૈયો.

ચળિ તણું દુ:ખ દૂર જશે જીવ કાય થકી જુજવોજ પડે તો,
જાય દુખો ભવસાગરનાં ભગવાન તણી શુભ ભક્તિ જડે તો;

દર્દ થશે દુર ઓસડથી પિંડની પિડ જો કદિ વૈદ કળે તો,
લલ્લુ કહેછે ત્રિભૂવનને દુઃખ દારૂણ નારિ નઠારી મળે તો. ૧૫
ઘા કદિ જો શમશેર તણો શરિરે પડશે પણ તે નહિં કારી,
જાય કદી ધન ચોર તણે કર તો પણ દુઃખ ગણું નહિં ભારી;
જો ભટકે થઇ રોજ ભીખારિ ઘરો ઘરતો હજિ હાલત સારી,
લલ્લુ કહેછે ત્રિભૂવનને દુખિ જે નરને મળિ નારિ નઠારી. ૧૬
શાક ખરાબ થકી દિન વ્યર્થ ગયો સમજો મનમાં મમભાઇ,
જો કદિ થાય અથાણું ખરાબ સવંત્સર એક રહેવું મુંઝાઇ;
નારિ નઠારી થકી ભવ તો બગશે સુખ ના મળશે જગ માંડી,
લલ્લુ કહેછે ત્રિભૂવનને ભવમાં ભરથાર મરે ભટકાઇ. ૧૭

## સારાને નઠારા વિષે.

### કવિત્ત

સરસ નરસની તપાસતો તુરત થાય,
પટ પરખાય શુભા શુભ તેની વાણિયે;
સારને અસારનો વિચાર નહિં અંતરમાં,
બકે જો અશુભ તો નરસ તેને જાણીયે
સ્વાર્થે વિના કરે સનમાન નહિ માન મન,
સરમ ગણીને તેને વિશ્વમાં વખાણિયે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
સરસ નરસ એક બોલમાં પ્રમાણિયે. ૧૮
સારાને નઠારા પરખવાની નિશાની કશી,
ઓળખીયે કેમ સારા સારને એંધાણિયે;
શીંગડાં ન હોય કદી નકટના શીર પર,
હોય ન નિશાની બીજી કેમ તેને જાણિયે.
સારા તણા શીર પર હોય નહિં-સુર્ય-શશી,
વશી તેની સાથ કેમ વિશ્વમાં વખાણિયે;
લલ્લુ કહે હોય ના નિશાની ત્રિભૂવનદાસ,
સરસ નરસ એક બોલમાં પ્રમાણિયે. ૧૯

## અધિકાર વિષે.

### સવૈયા.

નમ્ર-રવુ અધિકાર મળે રહિ ભોળપમાં કદિ ના ભરમાવું,
સાફ કરો ઇનસાફ સદાય કદાચ ન કોઇ થકી શરમાવું;
રેવું હળી મળીને સહુ સાથ અનાથનિ વા'ર ઉપરે નિત ધાવું,
લલ્લુ કહેછે ત્રિભોવનને અધિકાર મળે ઉનમત ન થાવું, ૨૦
જો અધિકારિ બની બહુ અંધ મદોન્મત થૈ જન માંહિ ફરેછે,
નીચ ગણે જન નાત તણાં ન ગણો બનિને જન દુ:ખી કરેછે;
દીન દયાતણી વાત કરે નહિં ઘાટ કુડા ઘટમાંહિ ઘડે છે,
લલ્લુ કહે છે ત્રિભુવનને ઉડિ જાય અકાર વિકાર રહે છે. ૨૧

### પેટ વિષે. સવૈયા.

દેશ તજાવિ ભમાવિ વિદેશ અહીંતહિં પેટ સદા પટકાવે,
ચાકરિ નીચિ પડે કરવી વળિ ભાર આપ શિરે ઉપડાવે;
ગૂણિતણા ગુણને તજવી અવગૂણિતણા ગુણતો ગવરાવે,
લલ્લુ કહે છે ત્રિભુવનને ખરિ વેઠ ખરાબનિ પેટ કરાવે. ૨૨
ભીખ મગાવિ ઘરેઘર કો દિન ખાર્જ અખાજ ખરો ખવરાવે,
કાળપ કિર્તિતણી કરિનેજ અકિર્તિતણા [1]નિધિમાં નવરાવે;
ભૂખનિ પીડથિ ચોરિ કરાવિ કદી [2]નૃપના શિર માર પડાવે,
લલ્લુ કહે છે ત્રિભુવનને ખરિ વેઠ ખરાબનિ પેટ કરાવે. ૨૩

### આળસ વિષે. સવૈયો.

અંગતણું અતિ ચેત હરી પછિ આળસ અંગ અચેત કરે છે,
કાટ કરે જયમ લોહ ખરાબ [3]શરાબ પિયે જયમ શાંતિ હરે છે;
જેમ સરાણથિ લોહ ખરે ત્યમ આળસથી અતિ શક્તિ ખરે છે,
લલ્લુ કહે છે ત્રિભુવનને જનનું અતિ આળસ [4]આયુ હરે છે. ૨૪

## મનની વાત બીજાને ન કહેવા વિષે.

### સવૈયો.

જે મનમાં ધર્યું કામ અચાનક જે થકિ આપણું સારું થવાનું,

૧ સમુદ્ર. ૨ રાજા. ૩ દારૂ. ૪ આયુષ્ય.

જાણુ પડે ન બિજા જનને કદિ તે રિત અંતરમાં ધરવાનું;
જો થયું જાણુ બિજા જનને તવ તે નહિં કામ કદી બનવાનું,
લલ્લુ કહે છે ત્રિભુવનને ન કહો જનને મનમાં કરવાનું. ૨૫

## કાતર ને કપાતર વિષે.

### સવૈયો.

ઉત્તમ [1]અંચળ હોય કદિ પણ કાતર આગળ ઝટ કપાશે,
નોખું પડે કટકા બનિને હતું તેવું કદાચિત તે નવ થાશે;
તેમ કપાતર પ્રીય તણું ચિત નોખું કરે વચમાં કદિ જાશે,
લલ્લુ કહે છે ત્રિભુવનને ન કપાતર કાતરથી રૂડું થાશે. ૨૬

### આંધળા વિષે સવૈયો.

[2]લોચન બે જનને મળશેજ [3]ધરા તળ જ્યાં અવતાર ધરાવ્યો,
તોપણુ આંખ છતાં બનિ અંધ મદોન્મત રે' જનનો ભરમાવ્યો;
નિશ્ચળ નેત્ર વિવેક અને સતસંગ તણી નર જે નવ લાવ્યો,
લલ્લુ કહે છે ત્રિભુવનને નર અંધ બની અવની તળ આવ્યો.

### લોભ વિષે સવૈયો.

લોભયિ લાજ જશે જગમાં બુદ્ધિ દાનત લોભિ સદા કરનારો,
માત ગણે નહિં ભ્રાત ગણે નહિં લોભિ ન તાત કદી ગણનારો;
ખુન કરે ન વિચાર કરે જરિ નારિ કહે ભરથાર ન મારો,
લલ્લુ કહે છે ત્રિભુવનને અતિ લોભયિ નિત્ય અનર્થ થનારો. ૨૮

### કવિત્ત.

રૂપૈયા લઇને ચાલ્યો લોભીયો બજારમાંહી,
અરે એક પાઇ શું લોભિથી ખરચાય છે;
મુઠીમાં રૂપૈયા હતા ઉઘાડીને જોયું આંખે,
તેનાપર પરશેવો વળેલો પેખાય છે;
કહે રૂપૈયાને અરે આજ શું ઉદાસી દીસે,
કેમ આંખે નીર વીર આવેલું જણાય છે;

1 લુગડું. 2 આંખ. 3 પૃથ્વી.

કહે ફોડું માથું પણ તને નહિં તોડું જાણુ,<br>
લલ્લુ કહે લોભીનાં લક્ષણ એ લેખાય છે.<br>
ખાય નહિં નહિં ખરચાય કદી હાથ થકી,<br>
લોભી રહ્યો રહ્યો રોજ માયામાં લોભાય છે,<br>
કરે કર કસર ન સરસ કરીને ખાય,<br>
હાય હાય જાણે માયા ઝટ ખુટી જાય છે.<br>
ભીખારીની પેઠે ભટકીને ગામમાહિં રોજ,<br>
જેતું મળે તેતુ ઉર ખંત ધરી ખાય છે;<br>
પંપાળીને રોજ માયા પર નિજ કર રાખે,<br>
લલ્લુ કહે લોભીનાં લક્ષણ એ લેખાય છે. ૩૦

સારા [1]પટકૂળ પે'રે માયા ઘરમાથી જાય,<br>
હાય એવુ ધારી ગંદૂ ગોબરૂં રે'વાય છે;<br>
સારા માણસોને કદી સંગ નહિ રાખે [2]સુમ,<br>
જાણે માયા મારી મને ફોસલાવી ખાય છે.<br>
દાન કરવાથી મારી દોલત તમામ જાય,<br>
[3]જરની જાળવણીમાં જનમારો જાય છે,<br>
દમડી તોડે તો દમ નીસરી જરૂર જાય,<br>
લલ્લુ કહે લોભીના લક્ષણ એ લેખાય છે, ૩૧

એવી રીતે માયા જોડી જોડી જનમારો જાય,<br>
તોય તેની માયા એક દીન નાશ થાય છે;<br>
[4]લોહની પેટીમાં કદી રાખશે સંતાડી લોભી,<br>
ત્યાંથી તેની માયા પળ એકમા પળાય છે.<br>
ખાધું નહિં પોતે [5]દીન જનને ન દાન દીધું,<br>
જતન કરેલ તોય જાતી તે જણાય છે,<br>
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,<br>
આગ ચોર રાય તણે હાથ માયા જાય છે. ૩૨

## પર સ્ત્રી વિષે સવૈયો.

જો પર નારિની પ્રીત કરી ન કરી જન આબરૂ જાતિ જણાશે,<br>
માન ઘટે અપમાન મળે ફિટકાર કરે જન જ્યાં નર જાશે;<br>
લક્ષ્મિ ઘટે ઘટશે અતિ આયુષ્ય કાળપ કિર્તિ તણી રહિ પાસે,<br>
લલ્લુ કહે છે ત્રિભૂવનને પર નારિ થકી પંડમા પિડ થાશે. ૩૩

---

૧ લુગડાં. ૨ લોભી. ૩ લક્ષ્મી. ૪ લોઢુ. ૫ ગરીબ.

### ખળ વિષે સવૈયો.

જાય મનુષ્ય તણો જીવ જોર કરી કદિ સર્પ તણા કરડ્યાર્થ,
એક મરે બધિ વાત વિષે ન અનેક મરે [1]સમશેર પડ્યાથી;
કાન બિજા જનનો કરડે ખળ ત્યાં દુઃખ થાય વધૂ મરવાથી,
લલ્લુ કહે છે ત્રિભુવનને બહુ મોત બને ખળની ખળતાથી. ૩૪

## મુરખની મીત્રાઇ વીષે.

### સવૈયો.

દુઃખ ખમી દિલમાંહી અપાર ભમો કદિ [2]શૈલ વિષે પણ સારું,
સાગરમાં પડિને તજવું તન તો સમજુ ગણશે બહુ પ્યારું;
ભક્ષ કરે ફળને જળને કદિ પાન સુકાં પણ તે ન અકારું,
લલ્લુ કહે છે ત્રિભુવનને નર મૂરખ સાથ રહેવું નઠારું. ૩૫

## ધોબીના કુતરા વિષે.

### કવિત.

ઘડીકમાં બોલે આમ ફરી જાય પલકમાં,
જેને ન વિચાર સારી કે નઠારી વાતનો;
સ્થીર ચીત નહિં જેતું પલકે પતળી જાય,
આખો દી ગુલામ બની રહે જે ઉચાટનો,
લાખો લાભ માટે દોડે લલુતા ભરેલ લોભી,
એક ઠામે રે' ન થોભી લોભી બધી વાતનો;
લલ્લુ કે' ઉલાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
ધોબી તણો કૂતરો એ ઘરનો ન ઘાટનો. ૩૬
કોડી કોડી કરી માયા લાખ કે કરોડ જોડી,
થોડી માની તોય દોડી ફરે દીન રાતનો;
છે તેથી વધારે કરું કોડી કદી વાપરું ન,
ઉંડી ઉંડી સંઘરું હું ઉડી પરભાતનો.
દોડે ચારે દિશાએ દમન કરે દેહ તણું,
ઘણું કષ્ટ પામે શીર ડુંગર દુખાટનો;

---

[1] તલવાર. [2] પર્વત.

લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
ધોબી તણો કૂતરો એ ઘરનો ન ઘાટનો ૩૭

## ખરી મોટાઇ શાથી મળે તે વિષે.

### સવૈયો.

આસન ઉંચુ' ગણી મુરખો કદિ બેસિ રહે બનિ ને અભિમાની,
માનિ મને ગુણ ખાણિ બરોબર સહુ નર જે [1]અગનાનિ પ્રમાણી;
મેરૂપરે કદિ કાગ ચડે પણ હંસ બરોબર થાય ન આની,
લલ્લુ કહે છે ત્રિભૂવનને નિજ ગ્યાન થકી [2]મહત્તા મળવાની. ૩૮

## કેવા માણસનો વિશ્વાસ ન કરવો તે વિષે.

### સવૈયો.

મીઠું [3]વદે મુખ આગળ આપણું ભાઇ સમાન પ્રિતીજ જણાવે,
પાછળથી બુરૂં બોલિ કરે બુરૂં શત્રુ બની કોઇવાર હણાવે;
અમૃતના વચનો મુખથી વદિ અંતર ઝેર હળાહળ ધારે,
લલ્લુ કહેછે ત્રિભૂવનને ભરૂસો કરિયે નહિં ભૂલથિ ક્યારે. ૩૯

## સતસંગ વિષે.

### કુંડળીઆ.

સતસંગે સદગુણ વધે, દુરગુણ નાશી જાય,
લાજ વધે આ લોકમાં, સુખ બહુ વધતુ થાય;
સુખ બહુ વધતું થાય, જાય સંકટ સહુ શિરથી,
વધુ વખાણે લોક, માન બહુ મળે અમિરથી.
સુધરે બુદ્ધિ બહુ, કબુદ્ધી કદી ન ફાવે,
એવા અગણિત લાભ, સુજન સંગતથી આવે. ૪૦
પારસ સમ આ પૃથ્વીમાં, સજ્જન કેરો સંગ,
લોહતણું [4]કાંચન કરે, સંગ પ્રમાણે રંગ;
સંગ પ્રમાણે રંગ, લાગિરે સ્થિતી સુધારે,
આપી સૂખ અપાર, સંપતી અતી વધારે;
સાબાશી ચોમેર, મળે બહુ ભલા જનોમા,

૧ અજ્ઞાની. ૨ મોટાઇ. ૩ બોલે. ૪ સોનું.

મળશે સુખ અપાર, સજન સંગે પૃથ્વીમાં. ૪૧
સાધુ જન !! સંગથી, કિર્ત્તી વધે અપાર,
અપકિર્ત્તી અળગી ખસે, જાણો સહુ નરનાર,
જાણો સહુ નરનાર, સાર સઘળો સત સંગે;
સુધરે સઘળાં કામ, કલંક ન લાગે અંગે,
પ્યાર ધરે સહુ લોક, કોઇ કુડું નવ બોલે,
જગમાં બીજું સુખ, નથી સત સગની તુલ્યે. ૪૨

સવૈયા.

સંગત સારિથિ સુખ મળે દુખનો દિલનું નિત દૂરે ટળેછે,
શાંતિ મળે સત સંગ થકી મહિમાં નિત માન અપાર મળેછે;
આળમ સંગતથી ન ચડે કદિ દુષ્ટ સદા મનમાંહિં ડરેછે,
લલ્લુ કહેછે ત્રિભૂવનને સત સંગથિ કામ સદા સુધરેછે. ૪૩
[૧]વારિ પડે વરસાદતણું ધણું તે જઇને સુધરે [૨]સરિતામાં,
દૂર થશે [૩]મળને જળનો ચિત જો સત સંગ તણી સુરતામાં;
સ્નાન કરે મુનિ નિત્ય ત્રિકાળ પવિત્ર થશે પડતાં [૪]રસતામાં,
લલ્લુ કહે છે ત્રિભુવનને સુખનો ખરૂં છે સતસંગ [૫]લતામાં. ૪૪
સંગત સારિથિ સુખિ થયો જઇ કૃશ્નનિ આગળ યાચિ સુદામો,
મિત્ર પવિત્ર ગણી મન માંહિં દિધું સુખનો વિત આપી વિસામો;
છે બહુ સુખ સદા સતસંગથિ કો ગુણછે નહિ એહનિ સામો,
લલ્લુ કહેછે ત્રિભૂવનને સત સંગ કદી ગણવો ન નકામો. ૪૫

## કુસંગ વિષે.

### કુંડળીઆ.

[૬]વિખ સમ ગણી કુંસગને, નાસો સહુ નરનાર,
દુર્જન કેરા સંગથી, પડશે મોકમ માર,
પડશે મોકમ માર, સાર ઉરમાં નવ સુઝે;
કરે અકૃત્ય અપાર, અધર્મી થઇને ઝુઝે,
કરતો ફરશે પાપ, છાપ પાપીની લેશે,
સજ્જનતો સર્વદા, વિષસમ કુસગ કે'શે. ૪૬

૧ પાણી. ૨ નદી. ૩ મેલ. ૪ રસ્તામાં. ૫ વેલી. ૬ ઝેર.

ગણો [1]કનિષ્ટ કુસંગને, લેશ ન તેમાં સાર,
ખાર કરે જન [2]ખલકનાં, ફટફટ દઇ ફિટકાર,
ફટફટ દઇ ફિટકાર, ખાર સઘળાં જન લાવે;
વાધે દુઃખ અપાર, સુખતો કદી ન આવે,
કરે ન કો વિશ્વાસ, આબરૂ ઓછી થાશે,
જાશે જગમાં લાજ, કુસંગ કનિષ્ટ ગણાશે. ૪૭

વક્કર ઘટશે વિશ્વમાં, કુસંગથી નિરધાર,
તોલ રહે નહિં બોલનો, નફટ ગણે નરનાર,
નફટ ગણે નરનાર, પાર વિણ પીડા થાશે;
થાશે અતિ અપમાન, માન જનમાંથી જાશે;
કામ ન પાડે કોય, દેખિને જન સહુ નાસે,
અવની માંહિં અપાર, કુસંગે વક્કર જાશે. ૪૮

## સોનું ને સુવાસ વિષે.

### કવિત્ત.

હોય જ્યારે [3]જર ત્યારે કંજુસ તે નર થાય,
એવાથી શું અળગું યાચક દુખતો ટળે;
સત્તા હોય ત્યારે કોનું રક્ષણ કરાય નહિં,
એવા શું ગરીબ દીલતણું દુઃખ તો દળે.
હોય અધિકાર ત્યારે થઇ ઉન મત્ત ફરે,
કરે તિરસ્કાર ત્યાં ગરીબ શું રોઇ રળે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
સોનુંને સુવાસ ખાસ ભાગ્ય હોય તો મળે. ૪૯

હોય જો કુપાત્ર પાસે વિદ્યારૂપી રત્ન રૂડું,
બીજો [4]વિદ્વાન દેખી અંતરમાં તે બળે;
વદકણી હોય વનિતા પછી પ્રસવે પુત્ર,
વઢવાને વારે વારે ઘરબા'ર નીકળે.
નીચને [5]નિવાજ્યો હોય રાજે અધિકાર રૂડો,
અમલનો અમલ અમલથી વધુ ધરે;

---

૧ હલકો. ૨ દુનિઆ. ૩ પૈસો. ૪ વિદ્વાન ૫ આપ્યો.

લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
સોનુંને સુવાસ ખાસ ભાગ્ય હોયતો મળે. ૫૦

## દુષ્ટ માણસ શાથી બળે તે વિષે

સવૈયો

લોભિ [૧]અરિ ગણશે નિત યાચકને બળશે નિરખી નજરેથી,
ચોર ગણે [૨]રિપુ ચાંદનિ રાત ન જાય કદી [૩]વિત સાર ધરેથી;
શત્રુ ગણે વ્યભિચારિણિ નારિ દિસે પતિને સુખ થાય મરેથી,
લલુ કહેછે ત્રિભુવનને બહુ દુષ્ટ બળે શુભ વાત કરેથી. ૫૧

## બાંહ્ય ધર્યા પછી તરછોડવો નહિં તે વિષે.

કવિત્ત.

બોલ મુખે બોલીયે ન બોલીયે તો ટાલીયે ન,
બોલ એવો બોલીયે કે બોલીયે તે કરીયે;
પ્રીતે પ્રીત જોડીયે ન જોડીયે તો તોડીયે ન,
પ્રીત એવી જોડીયે કે લોહ ખીલે જડીયે;
ધસીયે ન આગળથી ધસીયે તો ખસીયે ન,
શરવીર સામા જઇ મારીયે કે મરીયે;
ત્રિભુવનદાસ સુણો વચન આ લલ્લુ તણું,
બાંહ્ય ધરી પછી તેને અળગો ન કરીયે. ૫૨

## જગતમાં જન્મ સફળ કોનો તે વિષે.

ચોપાઇ.

જે જન દુખિયાનાં દુખ હરે, સંકટ વેઠી શાંતી કરે;
ધરે પીડા દિનની દિલ માંય, જન્મ સફળ તેનો જગ માંય. ૫૩
દિનને દાન ગજા સમ કરે, અન્ય આગળે ના ઉચરે;
ધરે ન મનમાં ગર્વ જરાય, જન્મ સફળ તેનો જગ માંય. ૫૪
પીડા સહિને પર ઉપકાર, કરે ધરે દિલ દુખ ન લગાર;
ચિત વૃત્તિ કદિયે ન ચળાય, જન્મ સફળ તેનો જગ માંય. ૫૫

---

૧ શત્રુ. ૨ શત્રુ. ૩ પૈસો.

પ્રીતે પરનારી પરહરે, કદિ કુવિચર ન દિલમાં કરે;
ઠરે ન એવે ઠામ જરાય, જન્મ સફળ તેનો જગ માંય. ५६
જારિ જુગારિનિ પ્રીત ન કરે, સદૈવ શુભ રસ્તે સંચરે;
દામ કુવટે ના ખરચાય, જન્મ સફળ તેનો જગ માંય. ५७
સ્નેહે સહુ જન સાથે રહે, કડવું કથન ન મુખથી કહે;
સંપ વિષે સુખ ગણે સદાય, જન્મ સફળ તેનો જગ માંય. ५८
કલેશ કુટુંબ વિષે નવ કરે, વચન વડાનાં શિર પર ધરે;
ઉત્તર ખોટો દે ન જરાય, જન્મ સફળ તેનો જગ માંય. ५९
આજ્ઞા માત પિતાની સાર, ઉચકતાં ન લગાડે વાર;
પૂજે પ્યારથિ માતે પિતાય, જન્મ સફળ તેનો જગ માંય. ६०
દેશ દાઝ દિલમાં બહુ ધરે, બનતી મેંનત હરનિશ કરે;
દેશ દુઃખથી શીર કપાય, જન્મ સફળ તેનો જગ માંય. ६१
ઠગ બનિને કોને નવ ઠગે, લાભ છતાં પણ દિલ નવ ડગે;
દગો કપટ દુર કરે સદાય, જન્મ સફળ તેનો જગ માંય. ६२
જૂઠું જીભ થકી નવ વદે, અંધ બને નહિં મંનને મદે;
જે જન સત્યની સોબત સાંય, જન્મ સફળ તેનો જગ માંય. ६३
અહંકારને અળગો કરે, નિત્ય નમ્રતા ઝાઝી ધરે;
નમ્ર બની નમતો નિત જાય, જન્મ સફળ તેનો જગ માંય. ६४
ડોળ ન ડાહ્યા જનનું કરે, ફોગટ ફિશિઆરી નવ ધરે;
જરનો મદ જેથી જીતાય, જન્મ સફળ તેનો જગ માંય. ६५
અધિકારી પણ અંગ ન ગર્વે, સરખાં ગણે જનોને સર્વે;
જેથી જન હલકો ન ગણાય, જન્મ સફળ તેનો જગ માંય. ६६
કલંક કુળને જેથી ચડે, એવું કામ કદાપિ ન કરે;
સુકાર્યને સ્નેહેથી સાંય, જન્મ સફળ તેનો જગ માંય. ६७
પઢવા ઉપર જેને પ્રીત, વિદ્યા વો'રી ખરચી વીત;
સદ વિદ્યામાં મગન સદાય, જન્મ સફળ તેનો જગ માંય. ६८
આવે પરદેશી મિજબાન, ઉમંગ ધરિ દે આદર માન;
ગજા સમી ચાકરી કરાય, જન્મ સફળ તેનો જગ માંય. ६९
ઇશ્વર જગમાં જાણે એક, બીજો નહિં એ ધારે ટેક;
ભાવે પછી ભજે જગરાય, જન્મ સફળ તેનો જગ માંય. ७०

લલ્લુ કહે ત્રિભૂવનદાસ, જેણે કવિ તેડાવ્યો પાસ;
જાહેર જગમાં નામ કરાય, જન્મ સફળ તેનો જગ માંય. ૭૧

## પ્રીતી વિષે.

### કવિત્ત.

અંતરમાં હોય જો ઉમંગતો અરણ્ય માંહિં,
ચાહિ મળે સ્નેહી સહુ વાતે સુખકારી છે;
ભાવ ભલો હોય ત્યારે ધારે તે તુરત થાય,
થાય ન જરાય કાંય વપુજો વિકારી છે.
પ્રીતથી ચહાય એક મેકના અંતર માંહિં,
ઘટ ઘા રૂઝાય એવી પ્રીતી જો વધારી છે;
લલ્લું કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
પ્રીતીતણી રીતી બધી વાત થકી ન્યારી છે. ૭૨
પૈદા થાય નહિં પ્યાર પૈસાના ખરચ થકી,
પ્યાર જાય નહિં જર માહિં લલચાઇને;
ખાવે પીવે ખુશી નહિં નહિં બગી બેસવામાં,
લગીર ન રાજી થાય મળે ધાઇ ધાઇને;
કરતારે મૂકેલો કોઠેથી કુદરતી પ્યાર,
મન મળ્યું હોય, ત્યારે જાય ધસડાઇને;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
જોતો નથી પ્યાર કાંઇ સૃષ્ટિની સગાઇને, ૭૩
જાતભાત જુએ નહિ જુએ નહિં રૂપ રંગ,
મન મળી જાય ત્યારે જુગતે જોડાય છે,
છેટું હોય ગાઉ સો તથાપી તે નજીક લાગે,
આકર્ષણે અવની તે આગળ ગણાય છે;
પોયણુની પ્રીત જુઓ જળમાં વસે છે તોય,
હોય ખુશી ચિત અતી ચંદ્ર જો જણાય છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
પ્રીતીતણી રીત એવી ગરવી ગણાય છે. ૭૪

ચકવાને પ્યાર સૂર્ય ઉપર અથાગ છે તો,
આથમતાં અંગમાં ઉદાસી અતી થાયછે;
વીચારીને જુઓ પ્રીતી પાણી અને [1]પય તણી,
પ્રીતી માટે આગમાં પડવા ઉભરાય છે.
[2]ભ્રમર છે ભોગી જે કમળ તણી સુગંધીનો,
ઉડી જાય નહિં કદી કમળ ભીડાય છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
પ્રીતી તણી રીત એવી ગરવી ગણાય છે. ૭૫
[3]દાદુરને દૂર વરસાદ છે તથાપી ઉર,
આવે ભરપૂર ત્યારે હૈડું હરખાય છે;
મોર કરે શોર ઘનઘોર જોઇ પ્રીતી થકી,
નકી વરસાદ વીણુ શરીર સુકાય છે.
સ્નેહીના શરીરને જુદાઇનો જખમ ભારે,
ઠારે નહિં અન્ય ત્યારે અંગ અકળાય છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
પ્રીતીતણી રીત એવી ગરવી ગણાય છે. ૭૬

## વિદ્યા વિષે.

### સવૈયો.

ચોરિ કરે ધનની કદિ ચોર કઠોર બની વળિ કાળજું કાપે,
ભાઇ લિયે ધનમાં નિત ભગ ન ભાગ દિયે અદકું દુઃખ આપે;
રાય લુટે ધનવાન ગણી મરવું પડશે ધનને પરિતાપે,
લલ્લુ કહેછે ત્રિભુવનને ધન સાચું વિદ્યા તણું જે સુખઆપે. ૭૭

## વિધિની વાત ન્યારી છે તે વિષે.

### કવિત્ત.

મથી મથી મરે જો [1]મહિમાંહિ [2]મહાન જન,
બને એક વાત જે વિધીએ નિરધારી છે;
ન હોય નશીબ માંહિ તે આવી મળે ન કાંઇ,

૧ દુધ. ૨ ભમરો. ૩ દેડકો.

બનવાની બને કદી સારી કે નઠારી છે,
હોય નવટાંક [2]ટાંક વધતું મળે ન કદી,
[4]ધરામાં મળેથે વિધીએ જે વાત ધારી છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
વિધિ તણી વાત બધી વિશ્વથકી ન્યારી છે. ૭૮
[5]કનક [6]કુરંગ હોય નહિ [7]વસુધામાં કદી,
[8]અખીલ જનોએ વાત અંતરે ઉતારી છે;
સુવર્ણનો મૃગ નારાયણે નિરમેલ નથી,
તોય મારવાની મહા રામે મતી ધારી છે.
રામનું ભાળીને ચિત લલચાયું મારવાને,
સીતાની ચોરી થશે એ વાત ન વિચારી છે;
લલ્લુ કે, ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
વિધિ તણી વાત બધી વિશ્વથકી ન્યારી છે. ૭૯
જૂગારના પ્યારથકી કૈંક તો ખૂવાર થાય,
જાય ભટકાય અંતરે જે અવિચારી છે;
વકર વિશેષ જાય ખંતથી ખૂવાર થાય,
[9]ગેહમાંથી સ્નેહ જાય અતી તે વિકારી છે.
એવું જાણ્યાં છતાં નળરાય અને પાંડવોએ,
રમીને જૂગાર રાજપાટ નાર હારી છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
વિધિતણી વાત બધી વિશ્વથકી ન્યારી છે. ૮૦
મહત જનોની મશકરી મહા દુઃખદાઈ,
શુંડામાં તે જુડી ભુખી માંહે બધે ધારી છે;
જાદવને જાણ્યું નહિં કૂળ નિકંદન થશે,
રૂખીને ખીજાવ્યા જે જ્યાં [10]પર્ણકુટી વાળી છે.
શ્રાપ પામ્યા આપ પાપ પ્રગટ્યું છે પુર્વ તણું,
કેદ કરવાની કોડે વાત તો વિચારી છે;

---

૧ પૃથ્વી. ૨ મોટા. ૩ પૈસાદાર. ૪ પૃથ્વી. ૫ સોનું. ૬ હરણ. ૭ પૃથ્વી. ૮ પૃથ્વી. ૯ ઘર. ૧૦ ઝુંપડી.

લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
વિધિ તણી વાત બધી વિશ્વથકી ન્યારી છે. ૮૧
રાવણના શીરપર કાળ જ્યારે રમી રહ્યો,
રામ સાથે રાડ કરવાને વાત ધારી છે;
જગતની માતા જેવી સિતા હરી આણી [1]શઠે,
શીખ કોઇ તણી નહિં અંતરે ઉતારી છે.
રાજપાટ ગયું રહ્યું નહિ કૂળમાંહિં કોઇ,
વિધિએ બુરૂં કરવા વાત જે વિચારી છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
વિધિ તણી વાત બધી વિશ્વ થકી ન્યારી છે. ૮૨
સેવા કરી રામ તણી હેત ધરી હનુમાને,
રામની અનેક રીતે વેદના [2]વિદારી છે;
અહો રત પાસે રહી દુઃખ અતિ દીધ સહી,
આ'ર ઉંઘ વના દિન રાત તો ગુજારી છે.
વરદાન માંહિ વિભિષણને [3]લંકેશ કીધો,
સિંદુરને તેલ હનુમંત હિતકારી છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
વિધિ તણી વાત બધી વિશ્વ થકી ન્યારી છે. ૮૩
રાવણનો [4]ભ્રાત કુંભકર્ણ વર્ણુ મેરૂ જેવો,
તપ કરવાને તન માહિં વાત ધારી છે;
બહુ વર્ષ સુધી તપ કીધું હર્ષ ધારી હૈયે,
દેવે વરદાન દેવા વાત તો વિચારી છે.
માગતાં ઇંદ્ર આસન માગી લીધું નિદ્રાસન,
નિદ્રામાં ઘેરાતાં રાજગાદી પરવારી છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રીભુવનદાસ,
વિધિ તણી વાત બધી વિશ્વ થકી ન્યારી છે. ૮૪
વસંત રૂતુમાં બધાં વૃક્ષ તો સુપત્ર પામે,
નમી જાય વૃક્ષ એવી રૂતુ સુખકારી છે;

૧ બેવકુફ. ૨ ટાળી ૩ લંકાનો રાજા. ૪ ભાઇ,

ફળ ફુલ નવાં આવે મહિ માત શોભા પામે,
તોય પામે નહિં પત્ર [1]કેર દુઃખકારી છે.
પત્ર નવ આવે એમાં દોષ શો વસંત તણો,
એથી શું વસંત આ અખીલમાં અકારી છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
વિધિતણી વાત બધી વિશ્વ થકી ન્યારી છે. ૮૫

સુર્યતણા તેજ થકી સૃષ્ટિ તો પ્રકાશ પામે,
ટળે [2]તિમિરનો ત્રાસ ખાસ દુઃખકારી છે;
ઉજાશ અપાર જામે પ્રાણી માત્ર સુખ પામે,
ઘુવડને ક્લેશ જામે અખીલ અંધારી છે.
ધારા મેઘતણી ધરાપર ધમોધમ પડે,
ચડે ન ચાતક મુખ મેઘનું જે [3]વારી છે;
લલ્લુ કે' ઉલ્લાસ થકી સુણો ત્રિભુવનદાસ,
વિધિતણી વાત બધી વિશ્વ થકી ન્યારી છે. ૮૬

રાયતણો રંક થાય રંકતણો રાય થાય,
રાણી દાસી થાય દાસી ઠામે તે બેસારી છે;
જુઓ હરીશ્ચંદરામ રહ્યા નીચ ઘેર જાય,
પાસે રહ્યું નહિં કાંય દાસી તેની નારી છે.
રાયે કીધું નીચું કામ રાણી દાસી ધાર્યું નામ,
સાહબી સકળ પલકમાં પરવારી છે;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભૂવનદાસ,
વિધિતણી વાત બધી વિશ્વ થકી ન્યારી છે. ૮૭

## વિદ્યારૂપી ધન વિષે.

### સવૈયો.

રૂપ ખરૂં નરનું અવનીમહિં જે રૂપથી નર પાસ રૂપાળો,
માત સમાન દિયે સુખ તે ભિડભંજન ભ્રાત સમાનજ ભાળો;
નારિ સમાન કરે નિત આ રિ ભ્રાત સમાન દુખો દળનારી,
લલ્લુ કહે છે ત્રિભૂવનને સુવિદ્યા ધન ઉપર જાઉં હું વારી. ૮૮

---

૧ કેરડો. ૨ અંધારૂં. ૩ પાણી.

## નાદાન વિષે.

### કવિત્ત.

જેણે કાગ તણા રાગ સુણ્યા અનુરાગ થકી,
કોયલનો રાગ કાને કોઈ દી સુણાય ના;
બાળી હોય ધેંસ તેને ભેંશની કિમત કશી,
એવા દુબળાથી દુધપાક તો કરાય ના;
ચાડો રાખી હોય તે ન રીઝે રામાયણ થકી,
નકી તેવા નર થકી શાસ્ત્રતો સુણાય ના;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
નાદાનથી દાન વિદ્વાનને દેવાય ના. ૮૯
દોકડા બાળેલ જેણે દાંડી દાંડી દેહ દમી,
રોકડા રૂપૈઆ તણી કિંમત કરાય ના;
ચોકડા બાળેલ જેણે મોર કાષ્ટ તણા ઘેર,
તીર તણા ચોકડા તેવાથી વપરાય ના.
ચોકડાં બાળેલ જેણે પારકા ખેતર માહિં,
તેણે દાણા દામ ખરચીને સંઘરાય ના;
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
નાદાનથી દાન વિદ્વાનને દેવાય ના. ૯૦
સુડા જેણે સામટા બાળેલ હોય ચક્ષુ થકી,
પોપટનો પ્યાર તેવા નરે પરખાય ના;
ચાખ્યા હોય ચણી બોર મારી ઢોર જંગલમાં,
તેથી કેરી કલમની કિંમત કરાય ના.
બોકડા ચારેલ જેણે બાવળના પરડાથી,
ચોપડાના થોકડા તો તેથી ફેરવાય ના,
લલ્લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
નાદાનથી દાન વિદ્વાનને દેવાય ના. ૯૧
ભવાયાને ભાડ તણા શબ્દનો પડેલ ભાવ,
સમાગમ તેથી સુ વિદ્વાન તણો થાય ના;
ગંધર્વના નાદને વિવાદ વેશ્યા તણા સુણ્યા;

તેપથી તો વેદ તણો ભેદ સમજાય ના.
ભાટાઇથી ભાઇ જે લોભાઇને લુંટાઇ જાય,
તેવી ખરા કવી તણી કિંમત કરાય ના;
લ:લુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
નાદાનથી દાન વિદ્વાનને દેવાય ના. ૯૨

## જગતમાં દુઃખ શું ! તે વિષે.

### સવૈયો.

પેલિ દિસે દુખ કારક તો જગમાં જનને નિજની મુરખાઇ,
બુંડું કરે હરનીશ અજાણ્યુ બની કદિ સુખ લહે નહિં કાંઈ;
તેથિ જુવાનિ બુરી ગણવી બનિ અંધ સુખી ન થશે મહિં માંહિ,
લલ્લુ કહેછે ત્રિભૂવનને પરઘેર રહેવું અતી દુખદાઇ. ૯૩

## સ્ત્રીની પ્રીતી ક્યારે જણાય તે વિષે.

### સવૈયો.

કામ કરે મનને ગમતું તવ ચાકરની ખરિ પ્રીત જણાશે,
સંકટ શીર પરે પડતા ખરિ મિત્ર તણી પ્રિતતો પરખાશે;
ભ્રાત તણી પ્રિતતો પરખાય નકારિ દિશા મહિ રે' નિપાસે,
લલ્લુ કહેછે ત્રિભૂવનને સ્ત્રિનિ પ્રીત થતાં જર હીણુ જણાશે. ૯૪

## અમર થવા વિષે.

### કવિત્ત.

કેક યુધ કરી [1]સમરાંગણમાં શીર ધરે,
માન મહિમાં મળશે એવું મન ધારીને;
હઠ્યા નહિં રણમાંથી હાડા રજપૂત જેમ,
[2]રમદિને મારીને મુવા નામના વિચારીને.
દીનની દયા ધરીને, દુખિયાનાં દુ:ખ છેદ્યાં,

---

૧ લડાઇનું મેદાન. ૨ દુશમન.

ભેવાં જેનાં શસ્ત્ર દુષ્ટ અને દુરાચારીને;
નામને નિશાન તોય યાદ રહ્યું નહિં આજ,
ક્યાં થયા ક્યાં ગયા તે ન જાણુ નરનારીને. ૯૫
કેકે કરાવ્યા ક્રોડેથી કિર્તી સ્થંભને મિનારા,
સારા શોભે એવું હરનીશ ઉર ધાર્યું છે;
નાણાં ખરચ્યાનો કદી લેશ ન હિસાબ રાખ્યો,
વાપરવા [1]વિત નિજ અંતર વિચાર્યુંછે;
નામ રહે જગતમાં જનો વાહ વાહ કહે,
લહે સુખ લોકો એવું કામ નિરધાર્યું છે;
પડી ગયા સ્થંભ દંભ ધારીને ન ટકી રહ્યા,
કાળે કરી નામને નિશાન પરવાર્યું છે. ૯૬
મુવા મોટા રાણા તેના રહ્યા ન ઉખાણા કાંઇ,
કવિ વિના કિર્તી તે કમાણા ન કમાણા છે;
નાતો જમાડીને નાણાં ખરચ્યાં અથાગ જેણે,
તે નાણું શું કિર્તીમાં સમાણું ન સમાણું છે;
ભાંડ ભવાયાને દેવા દાન દુઃખ દીલ વેઠયું,
દમડાને માટે તે દમાણા ન દમાણા છે;
ચારણને ભાટ કરે વિત લઇ ને વખાણ,
કિર્તી ન કમાણા ઠગ થકી તે ઠંગાણાં છે. ૯૭
જુઓ ભોજરાજ આજ કિર્તીની કમાઇ કરી,
ધરી ગયો નામ [2]વસુધામાં વિત પાપરી;
તેડાવી પંડિત કવી ઉમંગે ઇનામ આપ્યાં,
કાપ્યાં દુઃખ કવીને [3]કોવીદનાં ચીંત ધરી;
થયા હશે એ થકી અધીકરાય અવનીમાં,
જીવતા કે મુવા તે જગત ન જાણે જરી;
લહલુ કે' ઉલ્લાસ ધરી સુણો ત્રિભુવનદાસ,
કવિને તેડાવી કો ઉદારે કીરતી કરી. ૯૮
માયા મળે ત્યારે ભાઇ ભાવથી ઉડાઉ થાય,

---

૧ નાણું. ૨ પૃથ્વી. ૩ વિદ્વાન.

રાખે રાંડા ભાંડા માંહિ વિત નાંખે વાપરી;
જેવા કેડાની કમાણી તે તેવામાં વપરાણી,
કાણી દોણીમાં ન રહે [1]ધૃત જો રાખે ભરી;
માયા ચાલી જાય હાય થાય હૈયા માંય ત્યાંય,
સંતાપ ન થાય સારે કામે નાંખી ના જરી;
લલ્લુ 'કે' ઉલ્લાસ ધરી સુણા ત્રિભુવનદાસ,
કવિને તેડાવી કો ઉદારે કીરતી કરી. ૯૯

## ઉદાર વિષે.

### સવૈયા.

નાવણુથીં નવ મેલ ગયા જળતા નવ જાણવું કો દીન એને;
સ્પર્શ થકી થયું [2]લોહ ન [3]કાંચન તો પછિ [4]પારસ કે' કુણુ તેને;
કાણુ પ્રભૂ મુખથી જપશે ન જશે તન તાપ ભજે નિત જેને,
યાચક દુઃખ ઉદારથિ ના ગયું લલ્લુ ઉદાર કહે જઇ કેને. ૧૦૦

## લક્ષ્મીની ચપળતા વિષે.

### કવિત્ત.

જાણ્યો ન માયા રહે રખવાળી તેની રાખે,
દવ જેમ તાતી સગ પણશું કુનારીનું;
વધારે ન શાંતી થાતી ત્રીકાળ પ્રબળ રાજ,
જીવને મળ શું ભૂમાં સુખ આમાં જારીનું.
નાય ત્યાં સુવાસ કરે વસતી ન જાણુ પાસે,
પુરી પ્રીત જાણુ ન નક્કી મન ગ્યો જારીનું;

---

૧ ઘી. ૨ લોઢું. ૩ સોનું. ૪ જેના અડવાથી લોઢાનું સોનું થાય એવો મણી.

ત્રણુ તાપે પ્રાણ જાય દાહ દીલ ભારી થાય,
છે દાતાર સુખ સદા માણતા કુનારીનું.

દોહરો.

* જાદવજીનો પુત્રછે, માતા શામ સુજાણ;
તારણુ ત્રિભુવનદાસ તે, ભલો દિસે કુળ ભાણુ. ૧૦૨

## સમાપ્તી વિષે.

કવિત્ત.

બેતાળી કવિતને સવૈયા જેમાં ચોતરીશ,
ચતુર ચોપાઇ જેમાં ઓગણીશ સારછે;
કુંડળીઆ દીસેછે છ સંગતની શીખ તણા,
એક સોને એક છંદ તણો એ વિસ્તારછે;
ત્રિભુવનદાસનો મિલાપ સથરામાં થતાં,
યાદીની, નિસાની, કેરી ભેટ આ શ્રીકાર છે;
લલ્લુ રચનાર છે ત્રીભૂવન શતક તણો,
જેને આ અર્પીસે ત્રીભુવનનો આધાર છે. ૧૦૩

દોહરો.

સંવત શત ઓગણિશને, બેતાળીની સાલ;
અષાડ શુદ પુનમ દિને, રચના રચિ રસાળ. ૧૦૪

## આશીર્વાદાત્મક.

છપ્પો.

૧ત્રિભુવન પતિ આ અરજ, જાણી નિર્દોષી મારી,
મુપસમ મળજો માન, દયા રહો દરનિશ તારી;
વધો લક્ષ્મી દીન દીન, વધૂ દિન જન સુખ પામે,

ન રહો દિલમાં દુઃખ, જીત જથની જગ જામે;
દા'ડી કુટુંબ કિર્તી વધો, નવ નિદ્ધિ ભરપુર રહો,
સહુ કાર્ય સિદ્ધ એનાં થજો, લલ્લુ અરજ વિભુ ઉર સહો.૧૦૫

## વસંતતિલકા વૃત

આનંદ નિત્ય અખિલેશ વિશેષ આપો,
શત્રુનિ જીભ જડ મૂળ થકીજ કાપો;
સુકિર્તી તેનિ નિત સૃષ્ટિ વિષે વધારો,
વિશ્વેશ વિધ્ન હરિ ક્લેશ સદા નિવારો. ૧૦૬
જ્યાં જાય માન મહિપાળ સમું મળાને,
બોલેલું વાક્ય હરનીશ બધે પળાને;
સંહાર શત્રુ દળનો સઘળો વળાને,
શાંતી પ્રતાપ પ્રભુનાથિ વધુ મળાને. ૧૦૭
લક્ષ્મી વિશેષ વધતી હરનીશ જાય,
સ્થીતી હમેશ ચડતી, પડતી ન થાય;
વિશ્વેશ વિધ્ન હર સંપ કુટુંબ મારો,
વેલી સમાન વધુ વંશ વિભૂ વધારો. ૧૦૮
નિત્યે સુકાર્ય કરિ જે ખુશિ ચીત થાય,
થાજો પ્રભૂજિ શુભ કાર્ય વિષે સહાય;
હોંશીનિ હોંશ પ્રભુ પાર ઉતારનારો,
આયુષ્ય ઇશ ત્રિભુવંન તણું વધારો. ૧૦૯

દોહરો—છત્રપ્રબંધ.

નજર સરસ વધુ અમિર નર, હરિ પિડ દિનનિ ત્રિકાળ;
સદન દિનનું વિભુ અમર કર, નરવર ત્રિભુવનદાસ. ૧૧૦

---

૧ ત્રણ ભૂવનના પતિ=પરમેશ્વર.



## સવૈયો.

ઉત્તમ કૂળ કપોળ તણે અવતાર ધર્યો કરતાર કૃપાથી,
સુકૃતથી થઇ મે'ર પ્રભુ તણિ ને વધુ લે'ર થજ્યો નિત આથી;
ધારિ દયા દિનની નિશ દીન કદી ન ડરે જર વાપરવાથી,
ધન્ય ત્રિભુવનને જગ માહિ વિશેષ કરો ચડતી પ્રભુ આથી. ૧૧૧

## ઝુલણા છંદ.

વંદુ જગદીશ હું શીશ નામી તને, અરજ આ આટલી ધ્યાન ધારો;
વંશ વિસ્તારજ્યો અમરવેલી સમો, દુ:ખ દુનિઆં તણાં સર્વ ટાળો.
અષ્ટમાસિદ્ધિ નવ નિદ્ધિ તેને ઘરે, સપ લક્ષ્મી વસો એ સજોડે;
લલ્લુ માગે પ્રભુ તે ત્રિભુવન થકી, શત્રુઓ સર્વદા હાથ જોડે. ૧૧૨

દોહરો.

અંગ વિષે આરોગ્યતા, રાખો નિત અવિનાશ;
ત્રિવિધ તાપ અળગા થજ્યો, તા'રા ત્રિભુનનદાસ. ૧૧૭


ઇતિ ત્રિભૂવન શતક કાવ્ય.

# आर्यसिंह ने अफीणसिंह.

## ભાગ ૧ લો

### ઉપજાતિ છંદ.

અફીણ ને આર્ય તણી લડાઇ, સુણો સહૂ સ્નેહ ધરીજ ભાઇ;
અફીણથી અક્કલ રે' ન કાંઇ, જરા ન જાણો ફળ તેહ માંહીં. ૧

### દોહરો.

અફીણસિંહ ને આર્યની, પૂર્વે થઇ લડાઇ;
તે દરશાવું તમ કને, ભાવે સુણજ્યો ભાઇ.

## આર્યસિંહનું વૃત્તાંત.

### દોહરો.

આર્યદેશનો અધિપતી, આર્યસિંહ રાજન;
ચતુર તણો શિરોમણી, જાણો સરવે જંન; ૩
દાતા કરણ સમો દિસે, અરજુન જેવો શૂર;
ગંભિરતાદિક સદ ગુણે, દીસેછે ભરપૂર. ૪
કામ સમો કાયે દિસે, રૂપ તણો ભંડાર;
જોતાં જન જગનાં ભણે, પ્રભુ તણો અવતાર. ૫
સદબુદ્ધિ પરધાનને, રાખે નિત્યે પાસ;
વિવેક પુત્ર દિસે વડો, ગણે ન કોનો ત્રાસ. ૬
શૂરસિંહ સેનાપતી, લશ્કરનો અધિરાજ;
બ્યુહ રચનાનું શૂરસિંહ, જાણે સઘળું કાજ ૭
સભા ભરે નિત્ય સ્નેહથી, આર્યસિંહ અધિરાજ;
સમજાવે સ્નેહે કરી, સહુને સહુનાં કાજ. ૮
ભાષણ ભાખિ ભલાં ભલાં, સહુને આપે સૂખ;
રૈયત સહુ રાજી રહે, દિલ નવ કોને દુઃખ. ૯

સૈન તણા શામત બધા, ખરા દિસે શુરવિર;
રણમાંથી પાછા કદી, હઠેન ધારે ધીર. ૧૦
વિનય થકી વિદ્વાનને, આપે અધિકું માન;
કરી પરીક્ષા પ્રીતથી, દાંડી આપે દાન. ૧૧
સૃષ્ટીમાં સઘળે રહ્યા, કિર્ત્તી કોટ ચણાઇ;
વાહ વાહ જન સહુ કહે, કસુર ન દીસે કાંઇ. ૧૨

## અફીણસિંહનું વૃત્તાંત.

### દોહરા.

ઉજડ નગરીનો અધિપતિ, અફિણસિંહ રાજાન;
[1]અરિ દીસે અક્કલ તણો, જ્ઞાન જરા નહિ મન. ૧
પ્રધાન ધારિ કુબુદ્ધિને, ચલવે નિત્યે રાજ;
આળસ છે સેનાપતી, તેથી સરે ન કાજ. ૨
કુંવર કજીઓ છે વડો, બુદ્ધિ ન તેમાં લેશ;
અવળું નિત્યે આદરી, ખોયો સઘળો દેશ. ૩
અણપણ અફિણસિંહની, નિત્યે સભા ભરાય;
નાચે ત્યારે નાયકા, ભાંડ ભવાયા ગાય. ૪
કેફ કરે બહુ કોડથી, બને નિત્ય બેસુદ્ધ;
જોર જરા નવ અંગમાં, કરી શકે નહીં જુદ્ધ. ૫
સેનાપતિ સેના તણી, જાણે નહી રચનાય;
ગોઠવતાં નવ આવડે, હાર હરામી ખાય. ૬
કેફ કરી ફરતા ફરે, શરિરે શકિત ન કાંઇ;
સૈન દૂબળુ એહનું, કરી નવ શકે લડાઇ. ૭
ભાન નહીં નિજ દેહનું, લડવાની શી વાત;
દિવસ ઉગનો દેખિને, કે'શે પડિ આ રાત. ૮
આગ લગાડી તંબુને, શત્રુ નાશી જાય;
બેસી રે' બળતા સુધી, પણ ઉભા નવ થાય. ૯
એવા દીસે આળસુ, સૈન તણા સરદાર;
રૈયત નહિ રાજી રહે, દિલ દુખ સહે અપાર. ૧૦

---

૧ દુશ્મન.

## બનેને લડાઇ થવાનું કારણ.

### દોહરા.

ભમતો આવ્યો ભાટ ત્યાં, અફ્રિણસિંહને ગામ;
આવી મળ્યો અરીણને, કીધો ત્યાંજ મુકામ. ૧
સમાચાર દીધા જઇ, અરિણસીંહની પાસ;
આર્યસીંહ જે અવનીમાં, તેનો તમને ત્રાસ.
છે તે મોટા રાજવી, ચતુર શીરોમણી જાણ;
તેની સઘળા દેશના, લોકો માને આણ. ૩
માટે તે ઉપર તમે, ચડો આણીને શૂર;
જીતો જો હીંમત ધરી, તે. જશ છે ભરપૂર. ૪

### ભૂજંગી છંદ.

સુણી વાણિ તે ભાટની ધીરધારી,
મચાવા મહા જંગ કીધી સવારી;
સહુ શુભટોને કહ્યું આવિ પાસે,
સજો શસ્ત્ર સૌ શૂર વીરો ઉલાસે. ૧
જવું છે માહા યુદ્ધમાં આજ મારે,
થવું સાબદા સૂરવીરો તમારે;
થશે આર્ય ને આપણે જંગ ગોરો,
નહીં રાખવો સૈનનો સાથ તોટો. ૨
થવું સાબદા સર્વેને ધીર આણી,
કરીશું અરીને જિતી ધૂળધાણી;
મહારાજ આજ્ઞા ચડાવીએ માથે,
ખુશી છે બધા આવવા આપ સાથે. ૩
તમે મનમાં લેશ ચીંતા ન રાખો,
થતાં સાબદા લાગશે માસ આખો;
નૃપાળે સુણી શુભટોની સુવાણી,
સુણી વાણિને અંગમાં ધીર આણી. ૪
કહ્યું ભાટને આં,ણ [૧]અંકાર મૂખે,

---

૧ અહંકાર.

જિતું તો ખરો નીપજ્યો માત કુખે;
કરૂં સાબદી સ્વારિ મારી હું આજે,
હતી રાયને હું કરૂં દેશ પ્રાજે. ૫
વધારૂં હું ચોમેર સાબાશિ મારી.
ન આવું. કદાપી હું તેનાથિ હારી;
કર્યું શુભટે સાબદું સૈન શુરૂં,
ન જાણે લડાઇ તણું કામ પુરૂં. ૬
લિધાં શસ્ત્ર સૈના તણુંનો સજાવી.
બધા નીકળ્યા બા'ર ડંકો બજાવી;
સજ્યાં વસ્ત્ર સંગ્રામાનાં સૈન આખે,
કરીશું લડાઇ મુખે એમ ભાખે ૯

## ચોપાઇ ત્રીતાળી.

થયું સાબદું સૈન તૈયાર, મુખે કરતું અતિશે હોકાર;
સજ્યાં અંગે સકળ હથિયાર, બાણ બરછી અને તલવાર. ૧
લીધી કોઇએ ગદા ને કટાર, બીજાં શસ્ત્ર તણો નહીં પાર;
મુશળ ફરશી અનેરે કૃપાણ, લીધાં લેવા અરીના પ્રાણ. ૨
રજ ઉડયાથી આભ છવાયો, સુર્ય રજથી જન ન દેખાયો;
પેર્યાં બખતર કવચ ને ટોપ, ચાલ્યુ સૈન સકળ ધરી ચોંપ. ૩
કરે મા'સ્થી મોટા હોકાર, જાણે સિંહ તણા પડકાર:
જાણું પાતાળે પૃથ્વી જાશે, પ્રલેકાળ પલક માંહી થાશે. ૪
ભાર ભૂમીથી ન ઝીલાય, નાશી જવાને આકળી થાય;
એવું સૈન દીસે ભરપુર, જાણું સાગરે આવ્યું પૂર ૫
લીધા સાથે ચારણ ભાટ, કરતા આવે વાતોના ઠાઠ;
સરવે સૈન ચાલ્યું એણી રીતે, આવ્યું આર્ય નગર પાસે પ્રીતે. ૬
કીનો જંગલ માંહીં મુકામ, ગાઉ એક રહ્યું ત્યાંથી ગામ;
આર્યસીંહે જાણ્યું જે વાર, સૈન કરવા સકળ તૈયાર. ૭
ચોંપ આણી શુભટને બોલાવ્યા. પ્રીતે શુભટ પાસે આવ્યા;
આવી બોલ્યા શુભટ સહુ આમ, હોય તે ફરમાશોજી કામ. ૮
આજ્ઞા આપી રાયે તેણી વાર, સૈન સકળ કરોને તૈયાર;

શાય લડવા પ્રીતે એક આવ્યો, તેણે મામલો મોટો મચાવ્યો. ૯
માટે લશ્કર કરીને તૈયાર, લડવા નીકળવું ગામ બા'ર;
છેજી લશ્કર સરવે તૈયાર, આપો આજ્ઞા તો નીકળે બા'ર. ૧૦
આણી પ્રીત આપી આજ્ઞા રાયે, સૈન લડવાને સામું જાયે;
સજ્યાં સૈને સકળ હથીયાર, લડવા નીકળ્યું નગરની બા'ર. ૧૧
સૈન સામું આવ્યું જેણી વાર, અરીશુસીંહ થયો તૈયાર;
સૈન શુભટે ગોઠવ્યું આવી, સામા સમી લડાઇ મચાવી. ૧૨

મનહર છંદ

સામ સામાં સ્નેહે બંને સૈન લડવાને આવ્યાં,
ધસે એક એકપર ધારી ક્રોધ ઉરમાં;
પોકાર પાડીને રણુ સંગળું ગજાવી મુકયું,
ભાન ભુલ્યા દેહનું લડાઇ તણા પુરમાં.
મારો મારો શબ્દનો પોકાર વારવાર થાય.
શૂર વીરો સામ સામા લડે બહુ શૂરમાં;
હડે નહીં રણુમાંથી હાડા રજપૂત જેમ,
ખોડી પગ ઉભા જાણે સાગરના પૂરમાં. ૧
કૈક દઇ દોટ ઝલે કોટ જમ દુશ્મનનાં,
કરે લોટ પોટ કોવે માર અતી મારીને:
કરી ક્રોધ કૈક વરવાર તણા ઘાવ કરે,
કૈક મારે તીર દુશ્મનોને ધારી ધારીને;
શીર ચગદાયાં શુરવીરનાં ગદાના ઘાથી,
હાથ પગ કૈક તણા નાખ્યા છે વિદારીને;
એક બીજાને અપાર માર મારે ખાર ધરી,
પડે પંડપર પણ જુવે ન વિચારીને. ૨
હોકાર કરી અપાર માર મારે દુશ્મનને,
પાછા હઠવાની વાત જાણે નહીં ઉરમાં;
શીર ધડ થકી છુટાં પડે શૂરવીર તણાં,
ઝટ જાય જમ સાથે ધણીની હજુરમાં.
વેદના અનલ્પ સહે ઘાયલ થયેલ જન,
તોય નાશી જાય નહીં રણુ થકી પુરમાં;

એવા શૂરવીર ધીર ધારી રણ માંહી રહે,
વખાણુ અપાર થાય સામતના પુરમાં. ૩
સામ સામા આવી સ્વાર લડવાને ઉભા રહે,
[1]અસી લઇ શુરવીર શત્રુને વિદારે છે;
મારે છે [2]તોખાર આણી ખાર એક એક તણા,
મરવું અવશ્ય એમ અંતરે ઉતારે છે.
પાડે પડકાર શુરવીર ધીર ધારી રણે,
છીતવું જરૂર એમ ધ્યાન માંહી ધારે છે;
કરે છે લડાઇ ધાઇ ધાઇ વીર સમ સામા,
દયા તજી દીનથી અપાર માર મારે છે. ૪
વાજાં વધુ જોર માંહી સામ સામાં વાગે સાંહીં,
સુણી શુરવી ને લડાઇ બહુ ફાવે છે;
ભેરીને નફેરીના અવાજ તો અપાર થાય,
ઢોલને [3]નદામા શુર શરીરે ચડાવે છે.
શુરવીર સુગી સ્નેહ ધારી રણુ માંહીં જાય,
ઘડી ન રેવાય વેર એવું શૂર આવે છે;
શુભટો સેનાપતિને સ્નેહથી સાબાશી આપે,
નાશી જાય તેને આપી ઠપકો લજાવે છે. ૫

દોહરા.

એ રીતે કુરનીશ લડે, સામે સામા રાય;
હડે ન હીંમત હારી કો, જિત કોની નવ થાય ૧
બહુ દીન એમ વહ્યા, ગયા, મનમાં સહુ મુઝાય;
બંધ પડે વઢવાડ તો, સારૂં સઘળું થાય ૨
અફિણસીહ આવ્યો પિતે, કુંવર કસુંબા પાસ;
બોલ્યો લાગે મુજને, આર્યભૌમનો ત્રાસ. ૩
મુવા શુરા સામત ઘણા, હાર થશે નિરધાર;
મરવું અપયશ વોરતાં, એ ઉત્તમ આચાર ૪
હાર્યે લાજ જશે જગે, અપશય ગજે અપાર;

૧ તલવાર. ૨ ઘોડા. ૩ નગારા.

શો ઉપાય કરવો હવે, જીત મળે આ વાર. ૫
વચન સુણી પીતા તણું, વદે કુંવર મુખ વાણ;
ચડું રણમાં હું સ્નેહથી, અરિના લેવા પ્રાણ. ૬
સામંતને સમજાવીને, કરવું [1]દળ તૈયાર.
ચડું પ્રીતે [2]પોઢતાં, દુશ્મન દળ મોઝાર. ૭
તાત ફિકર નવ રાખશો, રહો ખુશી આ વાર,
જીતી જશ હું લઉ જગે, ક્ષણું ન લાગે વાર. ૮
હીમત આપી તાતને, વેગે કર્યો વિદાય;
સૈન સકળ સજ થાય તે, માટે કરી આતાય. ૯
બીજે દિન ઉઠી થયું, સૈન સકળ તૈયાર;
ચાલ્યો લડવા ચોંપથી, જરા ન લાગી વાર. ૧૦

## ત્રીતાળી ચોપાઇ.

ચાલ્યો લડવા કસુંબો કુમાર, સજી લીધાં સકળ હથિયાર;
બાણ બરછી અને તલવાર, તોમર ત્રીશૂળ સાથ કટાર. ૧
ખાંતે ખડગ ધર્યું નીજ હાથે, ચાલ્યો લડવા શત્રુ દળ સાથે;
પે'ર્યાં બખતર કવચને ટોપ, ચાલ્યો ઉરમાં ધરી બહુ ચોપ. ૨
આવ્યો આર્ય લશ્કરની માંય, સેના સજ થઇ ઉભી છે જ્યાંય;
વાગે શરણાઇ ઢોલ ને ફેરી, ગડેડે દદામા ને નફેરી. ૩
લડયાં સામ સામાં સૈન જ્યારે, [3]સરિતા [4]શોણિતની વહી ત્યારે;
ગજ ઊંટ રથને રે [5]તોખાર, તણાણા સરીતામાં તે વાર ૪
કેક શૂર ચીસો પાડી રડતા, શસ્ત્ર ઘા વકી પૃથ્વીમાં પડતા;
વેદના સહે તેહ અપાર, કરે મૂખે અતીશે પોકાર. ૫
છાંડયા કઇકના લડતાં પ્રાણ, ચાલ્યા સ્વર્ગમાં કરી પરીયાણ;
મચી એવી ત્યાં મોટી લડાઇ, ન રહ્યો સ્વર્ગમાં મારગ કયાંઇ. ૬
રજ ઉડવાથી આભ છવાયો, સુર્ય દેવ જરા ન જણાયો;
આર્યસીંહ હાર્યો છે તે વાર, જીત્યો કોડે કસુંબો કુમાર. ૭
કસુંબે કીધી જીત જે વાર, સકળ સૈને પાડયો પડકાર;
જીતી અરીણસીંહની સૈનાય, નગારાના ત્યાં ડંકા દેવાય. ૮

---

૧ લશ્કર. ૨ પ્રભાતમાં. ૩ નદી. ૪ લોહી. ૫ ઘોડા.

વહેંચી સાકર લસ્કર માંય, ઊર માંહી ઉમંગ ન માય;
દીપ ઉત્સવ કીધો તે વાર, વરત્યો સૈનમાં જય જયકાર. ૯
આર્યસીંહને કેદ ત્યાં કીધો, બધીકાન કરી સાથે લીધો;
ભૂલ્યો ભાન શરીરનું તે વાર, આર્યસીંહ થયો તાબેદાર. ૧૦
કહે કસુંબો જેટલું પ્રીતે, આર્યસીંહ કરે બધું નિત્યે;
આજ્ઞા નિત્યે કસુંબો જે આપે, સ્થીર કરી નિજ મનમાં સ્થાપે. ૧૧
આર્યસીંહ અતી અકળાય, કસુંબાવિણ સુખ નવ થાય;
પ્રીતે રાખે કસુંબાને પાસે, જાણે નહીં જડમૂળ મુજ જાશે. ૧૨
કરે દાયરા નિત્યે પ્રીતે, વિચારે ન જરા નિજ ચિત્તે;
કેશરીઓ કસુંબો ઘોળાય, ઘોબા સામ સામા ત્યાં દેવાય. ૧૩
મારા તમારા સમ ત્યાં ખવાય, અદકું અમલ હમેશ ખવાય;
રાવણાં હુંગાનાં નિત્ય થાય, નાણાં કાંકરા સમ વપરાય; ૧૪
ભાટ ચારણ આવીને ભાવે, આર્યસીંહને અધિક ફુલાવે;
ભાટ ખોટાં વખાણ જ્યાં કરે, આર્યસીંહ ફુલી નિત્ય મરે. ૧૫
ઘેનમાં ઘોડું છોડીને આપે, કુળનો ભાટ કરીને સ્થાપે;
એમ ખરચે નાણાં આડી વાટ, એનો અંતર જરી ન ઉચાટ. ૧૬

દોહરા.

ઉચાટ અંગે એહનો, જરા ધરે નવ જાણ;
લેખામાં લક્ષ્મી નહીં, નાણાં જાણે પાણ. ૧
તોલ કરે ન મનુષ્યનો, આર્યસીંહ મનમાંય;
ફુલણજી થઇને ફરે, ટરે વિચાર ન કાંય. ૨
સ્નેહે શિખ સારી કહી, આપે જન કોવાર;
કોપ કરે તેના પરે, એવો બન્યો ગમાર. ૩
સમજો શું એવું કહે, જે શિખ દેવા જાય;
રજપુતોને અમલ વિણ, પળ પણ ખાલિ ન જાય. ૪
રણ મધ્યે રજપૂતથી, અફીણ વિણ ન લડાય;
અફિણ વીણ રજપૂતથી, [1]પ્રાક્રમ જરી ન થાય. ૫
એવું સમજાવે સદા, શિખ દેવા જે જાય;
સમજે નહિં સ્નેહે કહી, આર્ય નગરનો રાય. ૬

---

૧ પરાક્રમ.

દશા પડે પડતી પછી, સુઝે ન સતનું કાજ;
[1]અમલ થકી આર્યે બહુ, તજ્યું તાતનું રાજ. ૭
અમલ વિષે અવગુણ અધિક, જાણેછે સહુ જન;
પણ ન વિચારે પેટમાં, આર્યસીહ રાજન. ૮
હારી અરીણ સીંહથી, ખાંતે થયો ખુવાર;
પણ ન તજ્યું આર્યે અમલ, મનમાં કરી વિચાર. ૯
અમલ થકી આર્યો ખમે, ખાંતે જે નુકશાન;
મશ્કરી [2]મહિમાં થાય તે, કહું ધરજ્યો જન કાન. ૧૦

## ચોપાયા.

અમલ આર્યસિંહ લિયે પ્રીતથી, દિલ દિલગિર નવ થાય,
બને નિસ બેભાન અતીશય, પણ ન વિચારે કાંય;
એક દિવસ દિન પો'ર ચડયો ત્યાં, ઉઠયો આગી પ્રોત,
[3]લઘુશંકા કરવાને બેઠો, વિચાર કરતો ચીત. ૧
બેઠો બેઠો બહુ વિચારે, ત્યાં [4]પટ પડયું માથેથી,
ગમાર બની ચિતમાં ગભરાયો, શિર કૂટે હાથેથી;
બાળકને બહુ બૂમો પાડી, પોતા પાસ બોલાવ્યાં,
સ્નેહ ધરીને છોરૂ સરવે, પિતાની પાસે આવ્યાં. ૨
બાળ કહે બાપા કયમ આજે, બૂમ અતીશય પાડો,
બાપ કહે બેટા આ કૌતક, દીઠું આજ દહાડો;
પ્રાતઃકાળ વિષે આ બાળક, બગલું કાણે માર્યું,
બાળક બહુ બહુ હશી પડીને, તાતનિ પાસ ઉચાર્યું. ૩
નથિ બગલું માર્યું બાપા આ, પાઘડું છેજ તમારૂં,
અંધ ગંધ ભૂલ્યા કયમ આજે, ભાન ગુમાવી સારૂં;
પસ્તાયો પછિ મનમાં પોતે, થયો અતી ઉતપાત,
બાળકને કરગરિ કહ્યું પ્રીતે, કરશો નહિં કયાંઇ વાત. ૪
અમલ લઈ બેભાન બન્યો ત્યાં, બાબર આવ્યો એક,
હોકો હોંશે ભરિ આપીને, બેઠો ધરી વિવેક;
આર્યસિંહને અમલ ચડયું પછિ, નહિં નિજ તનનું ભાન,

---

૧ અફિણ ૨ મશ્કરી ૩ પેશાબ ૪ લુગડું.

પકડ્યો પ્રીત ધરીને પોતે, ત્યાં બાજરનો કાન. ૫
ખણવા માંડ્યો ખંત ધરીને, બાજરનો ત્યાં વાંસો,
બાજર બોલ્યો બહુ હરખીને, નાંખી અતિ નીસાસો;
શું કરવા માંડ્યું આ બાપૂ, બાજર એવું બોલ્યો,
આર્યસીંહે અતિ દર્પિત થઇને, મનનો મર્મજ ખોલ્યો. ૬
ખણુ આવે છે વાંસે મારે, તેથિ ખણુંછું હુંય,
તેમાં શી પંચાત પડી તે, વચમાં બોલ્યો તુંય;
બાજર બોલ્યો મારો વાંસો, સઘળો ધરડી નાંખ્યો,
ઉજરડા મુજ અંગ થયા છે, બળેઠ વાંસો આખો. ૭
આર્ય કહે મુજને નો'તી [1]ગમ, આ વાંસો છે તારો,
મારા મનમાં એમ થયું જે, આ વાસો છે મારો;
અમલ થકી મારા તારાની, ખબર ન પડી જરાય,
એવી રીતે અમલ થકી, [2]હાંસીજનમાં અતિ થાય. ૮

દોહરો.

હાંસી અનેક રીતથી, હરનિશ જનમાં થાય;
તોપણ રાજી રે' સદા, દિલ નવ દિલગિર થાય. ૧

ઝુલણા છંદ.

અમલ [3]પ્રાશન પ્રિતે આર્ય નિત્યે કરે, રાખી મન માંહી એંધાણુ મોટું;
છાંયડો છાપરાનો પડે ગેરિમાં, છાપરૂં છેક દીસેજ છોટું;
ખોરડા આગળે ખાડ દીસે ભલી, પ્રીતથી એજ એંધાણ રાખ્યું,
અમલ ખાવા તણી થાય જ્યારે વખત, ભાનું ખાડે ગયું એમ ભાખ્યું ૧
એહિ પેઠે લઇ અમલ ઉંઘી રહે, છોકરાંને પુછે સ્નેહ આણી,
ભાનું ખાડે ગયું કે હજી ખામણે, એવિ રીતે કહે રાગ તાણી.
છોકરાંતો પછી સમજીયાં મન વિષે, અમલની વખત તો થાય જ્યારે;
ભાનું ખાડે ગયું એમ મુખે ભણે, ભા અમલ સાંભળી ખાય ત્યારે.
વરસ વીત્યા પછી ટેવ એવી પડી, અમલ ખાવા તણી અંગ એને;
સ્વાર ઘોડાપરે થાય પ્રાશન કરી, અમલ આવે પછી અંગ એને. ૨
જો કદી [4]વાજિપર નવ ચડે રાજી થઇ, તો અમલ તેહને અંગ નાવે;

૧ ખબર. ૨ ઘોડો. ૩ ખાવું. ૪ ઘોડો.

ચેન શરિરે જરા નવ પડે એહને, ખંતથી ખાણું તેને ન ભાવે: ૩
વરસ વીસા પછી વાજી ગજી થઇ, અમલ વેચાતું લઇ વેચિ દીધો;
અમલ ચડશે નહી વાજિ વિણ અંગમાં, પુરણ વીચાર તેનો ન કીધો;
લીધું જ્યારે અમલ પ્રીત ધારી મુખે, વાજિ ચડવા થયો રાજિ રાજી;
વાજિ વેચી દિધું અમલ રાજી થઇ, ક્યાંથી લાવે થવા રાજિ વાજી ૪
અંગલ અકળાય જિવ જાય વાજી વિના, શિથિલ થઇ સાબદો શોર કીધો;
વંઠી બાળી વડી વાજિ પેઠે ગણી, તે.પરે ત્યાં થયો સ્વાર સીધો.
હાંકવા મૂખથી શબ્દ હેહેં કરે, પગ પછાડે અતી પ્યાર આણી;
શરિરમાં સર્વ સ્થળ બેસિ કાંટા ગયા, પણ નહી દંડની વાત જાણી. ૫
અમલ જ્યારે ગયું. અંગથી ઉતરી, દરદ કાંટાનું થયુ દીલ ત્યારે;
ધાર શોણીત તણિ અંગ જ્યારે વહી, શુદ્ધિ આવી શરીરેજ ત્યારે.
ખંતથી રાજ ખેયું અફિણ ખાઇને, દામ ન રહ્યો પછી એક જ્યારે;
વેચિ ઘરબાર જ્યારે જરા નવ રહ્યું, મરણ પામ્યો મહા દુષ્ટ ત્યારે. ૬

## ઇંદ્રિ વિજય છંદ.

રાજ ગુમાવ્યુ તથાપિ ન સાન ભુલ્યા તન ભાણુ અફીણુથિ આજે,
અશ્વ ગયા સુખ સાજ ગયા ગજરાજ ગયાજ અફીણુજ કાજે;
માન ગયું ધન ધાન ગયું અપમાન થયું હજી કેફ ન છાંડે,
રાજ તણા પુતળો મટિ જે ધર્યું નામ હવે રજપુત કુ ભાંડ ૧
આબરૂ ઓછી થઇ અવની મહિં કેફ કિરીટ ધર્યો શિર આજે,
બારિ ઉપાડવી પ્યારિ ગણી ભુમિનો પડિ મેલિ અફીણુજ કાજે;
કેફ કરી કસ ખુમ ખરાબ કિધાં તડપી તનમાં નવ લાજે,
મૂછ ધરી મુખ ઉપર તે પ્રભુ ભુપ કિસે તમને મુછ છાજે. ૨
આપિ શિખામણ થાકિ ગયા જન માનિ નહીં શિખતો હિતકારી,
ધારિ અફીણનિ યારિ નકારિ ન છાંડિ થઇ તનમાંહિં બિમારી;
નાશિ ગયું શુર આળસ આવ્યુ ગુમાવ્યું સુરાજ તણી સ્થિતિ સારી,
લાજ નથી જરિ આજ કુકાજનિ લ્યાનત છે તમને જણનારી. ૩

## દોહરા.

અફિણ અતીશય ખાઇને, દેવું કરે અપાર;
માંડી આપે મહિ બધી, ખોને થાય ખુવાર. ૧

સજો તમે સારી મની, તજો અફિણુનો સંગ;
ભજો તમે ભારતિ સતી, તો રે'શે તમ રંગ. ૧૭
સુખિ થાશો તજતાં અફિણુ, જશે નાશિ સહુ દુઃખ;
માટે માની માહરૂં, અફિણુ તજી લ્યો સૂખ. ૧૮

---

# ભાગ ૨ જો

---

## ગરણી વિષે.

### દોહરા.

ગરણીનો આકાર જે, શંકૂ જેમ ગણાય;
તેની કરીયે કલ્પના, તો આ રીત જણાય. ૧
તાજ તજાવી ટોપિયો, પે'રાવી છે આજ;
રાંડીરાંડ સમા બન્યા, હતા જેહ મા'રાજ. ૨
શરિરથિ શૂરાતન ગયું, ગયું સુખ તણું તેજ;
સમજે પણુ નવ આચરે, રાખે એનું એજ. ૩
તજે ન તે તોફાનને, અફિણુ તણું ધર્યું અંગ;
સંગ ન સારો શોધતા, ધરે ધુતારા ઢંગ.

### મનહર છંદ.

આકાર મારોછે શંકુ જેવો તે તપાશી જોતાં
ટોપી જેવો લાગે તેવું કામ હું બજાવુંછું;
પ્રથમ બંધાણુ થવા લાલચ અપાર આપું,
કસુંબા પીનારં પાસે ફાયદા ગણાવુંછું.
નવો બંધાણી કરવા ઉરમાં ઉલાસ તેથી,
નવો આવે તેને સારૂં ખાણું ખવરાવુંછું;
ગરણી કહેછે સુણુ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવુંછું; ૧

ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૫
ચારણને ભાટ તણાં ખોટાં સાંભળી વખાણ,
સાચાછે તમામ એવું ઉરે ઉતરાવું છું;
સાચા ખોટા દૂહા ભાટ ચારણના ભાઇ સુણે,
ઇનામ અપાવી કોષ ખાલી હું કરાવું છું.
કાંતો ઘોડું અપાવું કે સોળ શોભતા શૃંગાર,
કાંતો કડાં સાંકળાં હું શરીરે શોભાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવુંછું. ૬
ભાંડને ભવાયા તણા શબ્દનો પડાવું ભાસ,
કવી કોવીદને એને કચેરી તજાવું છું;
ભવાઇ જોઇને રીઝી જાય રજવાડાં બધાં,
ભાંડ વાણી રોજ એને ઘેર હું ભણાવું છું;
ભણેલને ભાળવા કદી હું ભૂપતી ન દેઉં,
અભણની ઓળખાણ અતીશે કરાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૭
તાયફા તેડાવે રોજ નવા નવા નાચવાને,
જાચવાને આવે તેને ધક્કે હું મરાવું છું;
રાત એકના હજાર કે વધારે દાન દઇ,
દરબાર માંહી નિત્ય નાયકા નચાવું છું;
રાગ રાગણીથી રીઝે કેફ કરી રાજાજી તો,
પછી પટરાણી કરી જનાને ધલાવું છુ;
ગરણી કહેઝે સુણ લલ્લું હું ગરાશીયાને,
તજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૮
નાયકા નઠારીને બનાવી દેઉં પટરાણી,
પછી રાજાજીને એના હાથમાં નચાવું છું;
સારા સાત કૂળ તણી બીજી રામા હોય પણ,
અનાદર એહનો અંતરમાં કરાવું છુ.

હકદાર વારસને રજ મળવા ન દેઉં,
માયકાના દીકરાને ગાદી દેવરાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૯
પટરાણીને કદાપી પુત્ર થયો હોય પણ,
અનૌરસ પુત્ર પછી એહને ઠરાવું છું;
રાખેલીનાં સગાંવા'લાં રાજમાં કરે તે થાય,
જરી ના બોલાય એવો જુલમ કરાવું છું;
રાય તણા સાળા તેને કોઇ કહે નહીં કાળા,
કાળા મોઢાવાળા પાસે પ્રજાને પીડાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને
તાજ ઉતરાવા પછી ટોપીઓ પે'રાવું છું. ૧૦
પ્રજાનો પોકાર પુરપતી તણી પાસ કદી,
જાવા નવ દેઉં એવો જાપતો રખાવું છું;
પોકાર કરવા કદી પ્રજા પતી પાસ જાય,
તેને પછી પાછળથી દંડ દેવરાવું છું;
આંખ છતાં આંધળો બનાવી દઉં અધીપતી,
નર હોય છતાં એને ખરમાં ખપાવું છું.
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૧૧
રૈયતનાં સુખનાં સાધન બધાં દૂર કરી,
રાંકડી રૈયતને હું રોજ રગડાવું છું;
રાયતણી નીતીને તજાવી દઉં તરત હું,
અનીતીના અર્ણવમાં અંધોળ કરાવું છું.
પ્રજા તણી દાદ ન લગાર સુણે કોઇ દીન,
રાય હાથ રૈયતની આબરૂ લુંટાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું.
કુસંપ કરાવું હું કુટુંબમાં કસુંબા થકી,
માંહેમાંહે વૈરતા વધારીને લડાવું છું;

ભાઈ પુરૂં કરે સગાભાઈ તણું સ્નેહ થકી,
નકી પુત્ર તણે હાથે પીતાને મરાવું છું.
કહ્યું ગંધ્રુકારે નહીં કોઇનું કુંકુમ માહી,
કુંકુંબીની માંહોમાંહે આબરૂ લુંટાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૧૩

ભાઇની સગાઇ તો ભુંસાઇ જાય અંતરથી,
વેરવાઇ સાથ હું સગાઇ વધરાવું છું:
વાત છાની વેરી પાસે જઇ ઘર તણી કરે,
વૈરી પાસે રોજ એનું ઘર નગોવાવુંછું.
કુટુંબ અભિમાન છોડી કુળને ખરાબ કરે,
ધરે નહીં લાજ નીરલજ હું બનાવુંછું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવુંછું. ૧૪

લડાઇના મેદાનમાં ભાઇ ફરી જાય સામો,
શત્રૂ તણી ફોજ માંહી એને મોકલાવુંછું;
મારા ભાઇ તણો નાશ થાય કેમ રણ માંહી,
એવી બધી યુક્તિ એને મૂખ ઉચરાવુંછું.
શત્રુ તરફથી વધૂ માન અપાવીને પછી,
હાડે કરી કૂળ નીકંદન હું કરાવુંછું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવુંછું. ૧૫

આર્ય કુળે તણા હોય દીપક તે ઓલાવીને,
દીવા તણી પાછળ અંધારૂં હું કરાવુંછું;
લાજ તણી ધરે દરકાર ના લગાર ઉર,
યવનને ઘેર એની કન્યા દેવરાવુંછું.
શરીરથી નસાડી તમામ શરાતન પછી,
મ્લેચ્છ તણી આગળ હું ઓળગ ભરાવુંછું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવુંછું. ૧૬

કસુંબાને કાજે દાપત્તા બણી દોડાવું રોજ,
ઘર તજાવીને બા'ર રોજ રખડાવું છું,
રાજ હોય પોતું પણ વખાણ કરાવું વડાં,
પ્રેમદા પછી હું ચાર પાંચ પરણાવું છું.
રાજ પડે કસુંબાના કેફમાં બેભાન બની,
રાણીયો રૂપાળીને હું જનાને ઘલાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૧૭
રંભા જેવી રાણીયોને રૂપ દેખવા ન દઉં,
અવતાર એદનો અફળ હું કરાવું છું;
મેડીયે જવાનો વારો આઠ દશમાસે આવે,
એમ રૂડી રાણીયોને વિપત્તિ પડાવું છું.
વારો હોય ત્યારે રાજ મો'લમાં પધારે પણ,
અફીણ વિશેષ આપી ઝોકાં ખવરાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૧૮
રાણી સાથે વાત કરવાની નવરાશ નહીં,
રાજ મંદીરમાં રાતે કસુંબો કઢાવું છું;
હજુરી ખવાસ કોડ કરીને કસુંબો કાઢે,
લીધું હોય તોય તેને વધૂ લેવરાવું છું.
આવી રીતે રોજ રોજ ટેવ કસુંબાની રાખી,
દીન પ્રતીદીન હું વિશેષ પીવરાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૧૯
રાજગાદી ભોગવવા કુંવર ન થાય પછી,
કેવું રાય તણે કરે કારજ કરાવું છું;
ખોટો ગર્ભ રાણીને છે એવી બધે વાત કરે,
બીજાના બાળકને વેચાતો લેવરાવું છું.
ઘાંચી, મોચી, કોળી ને કુંભાર કે કસાઇ હોય,
તેને લેવરાવી રાજ વારસ ઠરાવું છું;

ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૨૦
કારભારી તણે વશ કરૂં રાજાજીને રોજ,
કારભારી કહે તેવું કામનો કરાવું છું;
રાણી પાસે વાણી કારભારી કહે તેજ બોલે,
રાણી તણી વાતો એને મોઢે કે'વરાવું છું.
રાણી કારભારી તણે વશ રહે નહી ત્યારે,
રાજાને ભંભેરી બીજી રાણી પરણાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૨૧
કારભારી ગમે તેમ કરે રાજ માંહી તોય,
રાય તણે મોઢે એનાં વખાણ કરાવું છું;
રંકડી રૈયત પર જૂલમ કરે તથાપી,
કરે ફરીયાદી તો હું ચામડી ચીરાવું છું;
રાય તણે મોઢે કોઇ જાય ન રૈયતમાંથી,
રાજાને બંગલા રૂપી શળીયે ચડાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૨૨
દાદ ન રૈયતની લગાર સુણે કોઇવાર,
પીડા માંહી રોજ એની પ્રજાને પ્રજાળું છું;
ધકા મુકી ખાઇ કોઇ જાય દરબાર પાસ,
આશ એના અંતરની અંતરે રખાવું છું.
કારભારી સામી આંખ ઉંચી કરે નહીં કોઇ,
કરે જો કદાપી કેદ એહને કરાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૨૩
લાકડાના ઘોડા ઘટ ઘેરવા ન કામ લાગે,
તેમ રાયને હું માત્ર એવું ઠેરવાવું છું;
રાજાની તપાસ કરે તો તરત કારભારી,
પાસે એને વ્યભિચાર મારગે ચડાવું છું.

અનીતી કરે અપાર નીતીનો કરે ધીકાર,<br>
બારે વાટ હું એ એવકુફને બનાવુંછું;<br>
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,<br>
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવુંછું. ૨૪<br>
નાણા પાણા જેમ નાખે વાપરી કુમારગમાં,<br>
સુમારગ થકી એને વેગળો રખાવુંછું;<br>
રાંડ બાંડ તણાતો કીજાંડમાં પડે ભૂપતી,<br>
રોષ આણી કોપ ખંતે ખાલી હું કરાવુંછું.<br>
નાણાં ખુટે ખજીનેથી ત્યારે વાપરવા માટે,<br>
શેઠ શાહુકાર પાસે વ્યાજે લેવરાવુંછું;<br>
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,<br>
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવુંછું. ૨૫<br>
વ્યાજ તણો ભાર વધુ ભૂપતીને શીર પડે,<br>
ત્યારે પ્યારૂં પરગણું ઘરેણે મૂકાવું છું;<br>
ખરચ કરાવીને ખુવાર કરૂં ખંત થકી,<br>
ખરચ ઘટાડે તો હું ઘર વગોવાવુંછું.<br>
રાજ નાનું હોય પણ જૂઠી નામનને માટે,<br>
ગજા ઉપરાંત એને પગલાં ભરાવુંછું;<br>
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,<br>
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવુંછું. ૨૬<br>
જોઇ રાય તણી રીત લાગે વીપરીત પણ,<br>
બીજાને હું દાંડી એનો દાખલો દેખાડુંછું;<br>
રાંક રજપૂત પણ હર્ષથી બંધાણ કરે,<br>
ધરે ન લગાર બીક નાણું વપરાવુંછું.<br>
ખેતર ઉપર નાણાં વ્યાજે લેવરાવી પછી,<br>
વેંપારીને ઘેર એને રોજ અથડાવુંછું;<br>
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,<br>
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવુંછું. ૨૭<br>
અધાટ ગરાસ માંડી આપવા ગરાશીયાને,<br>
અરીણના કેદમાં અંતર ઉતરાવુંછું;

મંદાવી ગરાસ ચાસ કશું નવ રાખું પાસ,
આસ પાસ એને હું ઉમંગે ચાયડાવુંછું.
નાણું નવ હોય પણ અફીણ વીના ન ચાલે,
ત્યારે એને ચોંપે કરી ચોરીયો કરાવુંછું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પેરાવુંછું. ૨૮
ચોરી એ લબાડ કરી માર ખાય મુલકમાં,
આબરૂ અપાર અખીલમાં ખોવરાવુંછું;
કોઇ વીશવાસ કરે નહીં પસ રાખી તેને,
ચોરી જશે એવો શક અંગે ઉપજાવુંછું.
દાંડીઆનું કામ કરે દાંડી એ કસુંબા માટે,
એમ બધું ખોવરાવી રોજ રખડાવુંછું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાશીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પેરાવુંછું, ૨૯

## હોકા વિષે.

### દોહરા.

હોકા લઇને હરઘડી, ચોરે જાવા ચાય;
ગરાશીયા ગગડાવતા, કેફિ સભાની માંય ૧
બજર લીયે દઈ બાજરો, ખાંતે બને ખુવાર;
બંધાણી બેભાનને, ભાન નહીં તલભાર. ૨
અકલને આગગી કરે, ધરે ન શિક્ષા ધ્યાન;
વચન શુભ સંભળાય ત્યાં, બંધ કરે બે કાન. ૩
તજ્યું રાજ ને પાટ શુભ, તજી લોકની લાજ;
શરમ તજી સ્નેહી તણી, વોરી અવગુણ આજ. ૪

### મનહર છંદ.

બંધાણી થયા પછી ન ચાલે હોકા વિણ ઘડી,
તડી તડી હોકો એને હાથ લેવરાવુંછું;
તમાકુ વિના ન ચાલે, એક પળે પ્રાણ જાય,
હાય એને તમાકુની હેવે વળગાડુંછું.

કેળવે તમાકુ માંહી બાળવે અક્કલ એની,
અક્કલ વિનાનો અવનીમાં હું બનાવુંછું:
હુંયો કહે લલ્લુ એને કાળજે લગાડી ડાઘ,
દુઃખનાં નિશાન એને શીર ગગડાવુંછું. ૧

હોય નહી પળ એક હુંયો પાસે બંધાણીની,
તો તુરત એને મારે ડોટો દેવરાવુંછું;
હોકાવાળા પાસે દડી કાઢી હોંશ ધકી જાય,
પાયે હોકો ત્યારે એને શાંતી હું પમાડુંછું.
આરીણીઓ આથડે અવનીમાં નિરાશ થઇ,
મારા વિણ મોટી મુશીબત હું પમાડુંછું;
હુંયો કહે લલ્લુ એને કાળજે લગાડી ડાઘ,
દુઃખનાં નિશાન એને શીર ગગડાવુંછું. ૨

ચલમ ચડયા પકડેછે કર થકી કોરે,
કલમને દુર એની કનેથી કઢાવુંછું;
તમાકુ બળેછે તેમાં તેમ તેના કાળજામાં,
અક્કલની આડો દાંડી દાટો દેવરાવુંછું.
આગ એ ઉપર મારે તમાકુ બળેછે તેમ,
તેના કાળજામાં રોજ આગ હું લગાડુંછું;
હુંયો કહે લલ્લુ એને કાળજે લગાડી ડાઘ,
દુઃખનાં નિશાન એને શીર ગગડાવુંછું. ૩

ધુંવાડા નીકળે મુખમાંથી તમાકુના ત્યારે,
અંતરમાં ઉમંગ હું એહને ધરવુંછું;
તારૂં જીવતર વાના ગોળા પેઠે જાય વહ્યું,
એવું એને રોજ રોજ કહીએ દેખડુંછું.
ધુંવાડાના બાચકામાં હોય ના લગાર સાર,
તેમ હું અસાર એની જીંદગી કરાવુંછું;
હુંયો કહે લલ્લુ એને કાળજે લગાડી ડાઘ,
દુઃખનાં નિશાન એને શીર ગગડાવુંછું.

જ્યારે મને તાણે ત્યારે ગડુડ ગડુડ બોલે,
જુઓ તેમાં કેવો ચમત્કાર ઉપજાવુંછું.

તરૂં જીરતર ગડુડાટ વધુ જાય જગે,
ચડયો વરઘોડો મોર વાજાં વગડાવુંછું.
હાથ નથી હવે ગહુડાટ તારા તનમાં છે,
મનમાં છે તેવું તેને બોલીને બનાવુંછું;
હુધો કહે લલ્લુ એને કાળજે લગાડી ડાઘ,
દુઃખનાં નિશાન ગડેડાટ ગગડાવુંછું. ૫
નીચ તણો હુંધો નળ કાઢીને પીયે કુપાત્ર,
ગંદઇનો વેંમ કાઢી એની વટલાવુંછું;
મોચી પીયે ઘાંચી પીયે કોળીને કુંભાર પીયે,
પછી એવો હુધો બંધાણીને પીવરાવુંછું.
પાણી નવ પીયે હુંધાનો ન દીલ દોષ જરી,
ખરી રીતે એહને ખુવાર હું કરાવુંછું;
હુધો કહે લલ્લુ એને કાળજે લગાડી ડાઘ,
દુઃખનાં નિશાન એને શીર ગગડાવુંછું.

## ખરલ વિષે.

### દોહરા.

ખલકે થયા ખુવાર બહુ, પણ ન તજ્યું તોફાન;
ખપ્પર સમ ખરલે કર્યાં, વાટે અફિણ અજાણ. ૧
ખડગ તજાવ્યું હાથથી, છોડાવ્યાં હથિયાર;
ખુવાર ખલકેછે કર્યાં, પણ નવ છોડે પ્યાર. ૨
લાલ કસુંબા લઇ કરી, ઉંઘે આખો દીન;
વેચી અક્કલ ઊંઘમાં, દિન દિન થઇને દીન. ૩
રજ ગયું રજપૂતનું, ન રહ્યું ક્ષત્રી નામ;
પણ છાંડે નહિ કેફને, બહુ વાંધુ બદ નામ. ૪

### મનહર છંદ.

તજાવું હું રાજ તાજ તજાવુંજ શીર થકી,
નકી એ નઠોરને હું ઠોરમાં ખપાવુંછું;
બાન ન લે રોઝ થઇને ભુંડો બેભાન રોજ,
રોઝ જેવો કરી એને રોજ રખડાવુંછું.

વાપરવા રીત નહીં ઉદ્યમમાં ચીત નહીં,
હીતને અહીતનો વિચાર હું તજાવું છું;
ખરલ કહેછે એને ખલકે ખુવાર કરી,
રાજ તજાવીને હાથ ખપ્પર ધરાવું છું. ૧

નાણાં પાણી જેમ વાપરે નહીં વિચાર ઉર,
શુર એના શરીરથી સાબદું નસાડું છું;
ઝોલાં ખાય ડોલા જેમ આખો દીન ઉંઘી રહે,
અક્કલને એના ઘણી આઘી હું બેસારું છું.
રીતમાં ન જાણે કરે વીપરીત નિત્ય નિત્ય,
ચીત એનું ચાક જેમ ચક્રે ચડાવું છું;
ખરલ કહેછે એને ખલકે ખુવાર કરી,
રાજ તજાવીને હાથ ખપ્પર ધરાવું છું. ૨

રે'વા દઉં નહીં રતીભાર એની પાસે રાજ,
રાજ કાજ તજાવી ખુવારમાં ખપાવું છું;
દેહની લગાર દરકાર કરે નહીં કદી,
ભદી તણી પાસે એનું મસ્તક નમાવું છું.
જાર હોય નહીં ખાવા તોય જારકર્મ કરે,
કરે વ્યભિચારી એની લાજ ખોવરાવું છું;
ખરલ કહેછે એને ખલકે ખુવાર કરી,
રાજ તજાવીને હાથ ખપ્પર ધરાવું છું. ૩

ઢોર જેમ પડ્યો રહે અમલના તોર માંહી,
આવે ભાન ત્યારે હું અમલ ખવરાવું છું;
અમલથી અંગમાં અચેત થાય ત્યારે પછી,
ચડાવીને દારૂ દર વાર પીવરાવું છું.
એક ખર્ચ હોય ત્યાં બીજો હું એની સાથે કરી,
ખર્ચ તણી ખાડમાં ખુવારને બેસારું છું;
ખરલ કહેછે એને ખલકે ખુવાર કરી,
રાજ તજાવીને હાથ ખપ્પર ધરાવું છું. ૪

ચારણ ને ભાટ ખોટાં આવીને વખાણ કરે,
ખરે એને હાથ એને દામ દેવરાવું છું;

ચડાવેછે મને એમ ચીત લાગવા ન દઉં,
સાચું મનાવીને એને રાજી હું રખાવુંછું.
સત્તા હોય નહીં પણ વ્યાજે લેવરાવી ચીન,
ચીત એને આપવાને દાંડી હું દોરાવુંછું;
ખરલ કહેછે એને ખડકે ખુવાર કરી,
રાજ તજાવીને હાથ ખપ્પર ધરાવુંછું. ૫
શુકવીને કોઇદી કચેરી દેખવા ન દઉં,
કુકવીનાં વાકય એને કાને સંભળાવુંછું;
સાકર તજાવીને સોમલને પ્યારો ગણાવું,
અંતથી ખુવારને હું વિખ ખવરાવુંછું.
શીખ સારા જન તણી કદી સુણવા ન દઉં,
અંતરમાં નઠારી હું મતી ઉપજાવુંછું;
ખરલ કહેછે એને ખડકે ખુવાર કરી,
રાજ તજાવીને હાથ ખપ્પર ધરાવુંછું. ૬

## સ્વયંવર વિષે.

### દોહરા.

આવ સ્વયંવરનો સરસ, તજ્યો આર્યને તોર,
લાભ ન લીધો સુખનો, શિરપર દુખનો દોર. ૧
મરજી વિણુ આ મહિ વિષે, શુભાશુભ કૃત થાય;
મન [1]પ્રમોદ પામ્યા વિના, ખરી ખુશી ન જણાય. ૨
પ્રીતે કરે પરસ્પરે, મેળવિને નિજ મંન;
તે દુખિયાં કદિ નવ બને, જગમાં જીવી જંન. ૩
સુખ સૃષ્ટી માંહીં મળે, જો જોડું જોડાય;
પ્રીતીનો પરિપુરણ જે, પાસ નહીં તોડાય. ૪
કોટિ પ્રકારે કષ્ટ જો, પડે તજે નહિં પ્રેમ;
મન મેળવિ કીધો પ્રથમ, રહે એમનો એમ. ૫
સાકર જો [2]પયમાં મળે, ધરે મહા મીઠાશ;
[3]વિખમાં વીચરવા થકી, મિઠાશની નવ આશ. ૬

---

૧ ખુશી. ૨ દુધ. ઝેર

તેમ સુગુણી સજ્જન મળી, બાંધે પૂરણ પ્યાર;
તે ગિહાશ [1]મહિમાં ધરી, ટકી રહે બહુ વાર. ૭
જોડું જગમાં પ્રેમનું, જે બનિયું સાક્ષાત;
ભાંગે પણ ભાગે નહીં, પડી પરોળે ભાત. ૮
જલે કસુંબાની જુવો, ચટકી દાંડા ચાર;
ફાટે પણ ફીટે નહી, ખરા રંગનો પ્યાર. ૯
જોડું જગમાં જોઇ જન, બાંધ્યું ધારી પ્યાર;
ગમે તેમ થાશે પછી, પણ ગમશે નિરધાર. ૧૦
પ્રેમ પાશ આંખી ધર્વો, જ્યાં દંપતિ વ્યવહાર;
એક બીજું ખંડિત બને, પણ ન તજે કદિ પ્યાર. ૧૧
ખોડ શરીરે થાય પણ, લાગે નવ લવ લેશ;
ખાંપણ દાંપણથી બને, અલંકાર અવશેશ. ૧૨
એવાં સુખ અપારછે, સ્વયંવરેથી સાર;
પણ તજિ દીધો અપ તે, આજ કરે ન સ્વિકાર. ૧૩
ધિક્કારનો શીકાર કરિ, ધિક્કાર વેર્યો આજ;
બાળ લગન બળ હીણને, કર્યો શીરનો [2]તાજ. ૧૪
સરસ તજીને નર સઘળી, ખાંતે થાય ખુવાર;
પિડા પ્રજા પાછળ ખમે, તોય નહીં સુ વિચાર. ૧૫
કરે વિચાર ન કોઇદી, પ્રજાં ભલે પીડાય;
હાય ! બગાપો બાળનો, ન મળે મનમાં કાય. ૧૬
જુઓ પક્ષિ પણ જગતમાં, જોડું બનિ રે' રોજ;
દુખિયું કયું દેખાડશો, ખરી કરીને ખોજ. ૧૭

ઉપેંદ્રવજ્રા છંદ.

કરો ખરી ખોજ તમે જઇને, જુઓ નરી આંખથિ સ્વસ્થ થઇને;
દિઠું શું પક્ષી દુખિયું તમે કો, દિઠું કદી હોય ખુશિથી તે કો. ૧૮
બની દુઃખી બેહું દિઠેલ જોડું, શું સુખ સહીનું લિધેલ થોડું;
વિયોગ દુઃખે રહતું કદાપી, સુ સ્નેહનું બંધન સચ કાપી. ૧૯
દિઠો શું દેખાવ તમે કદીયે, ફર્યા હશો પા'ડ અને નદીયે;

---

૧ પૃથ્વી. ૨ મુગટ.

તથાપિ દિઠું નહિ એવું કાંય, સ્વયંવરે સૃષ્ટિનું સુખ ભાઈ ૨૦
સજોડ બેસે જઈ ઝાડવે તે, ઉડી જશે બેય ઉડાડવે તે;
ન એક બેસે કદિ બીજું ભાગે, સજોડ હમેશ નિવાસ ત્યાગે. ૨૧
રહે સુખી જંગલમાં સજોડે, ન પ્રેમ ઘેલાં કદિ સંગ છોડે;
ચરે સજોડે સુખમાં વશીને, અન્યોન્ય મૂખે કણદે હશીને. ૨૨
સજોડમાં એક કદી પિડાય, બિજું પિડાવા નિજ ચીત ચાંય;
કદાપિ ઝાલી જન કોઈ જાય, મરે વિયોગે પળ માંહીં ત્યાંય. ૨૩
મરે તથાપિ ન ટળેજ પ્રીતી, સુ પ્રેમની એવિ મનાય રીતી;
ન ભીતિ સાથે વસતાં જરાય, ચંચુ પ્રહારે ચિત શાંતિ થાય. ૨૪
શું પ્રેમ ચુમે અધરોષ્ટનો તે, સુ કલ્પના દેખી તમે કરો તે;
વસે વસુધા તળમાં સુહાગી, ન પ્રેમિ તેને ગણું નીર ભાગી ૨૫
પશુ પ્રમાણે નહિં લા'વ લીધો, સુજન્મ એળેજ ગુમાવિ દીધો;
ન સૂખ દીઠું જન દેહ ધારી, વૃથા ભુમી ભાર થઈ વધારી. ૨૬
સ્વયંવરે લગ્ન અગાઉ થાતાં, પવીત્ર જોડાં તત્ર ત્યાં જણાતાં;
સિતા અને રામ સજોડ શાણું, સ્વયંવરે એક સમે વરાણું ૨૭

## ચોપાયા.

સ્વયંવરે પરણીને સીતા રામ અતી સુખ પામ્યાં;
કિર્તી ક્રોડ ગણી વધિ વિશ્વે જશ જનમાં બહુ જામ્યા;
સ્વતંત્રતાથી લગ્ન કરી જોડ્યો દંપતિ વ્યહવાર;
અંત સુધી રાખીયો નભાવિ બંને નર ને નાર. ૨૮
રાવણ રાયે કપટ કરીને હરિ સુંદરિ સીતાને,
વિયોગ કારણ શોક શું થોડો થયો રામ રાજાને;
પત્ની વિરહે વનમાં ભટકી સર્વે સ્થળે તપાસ્યું,
સીતા સામ સુંદરિની શોધે ભટકવું ઉત્તમ ભાસ્યું. ૨૯
સુગ્રીવ સાથે સ્નેહ કરીને સાગર સમિપે આવી,
સૈના પતીને સૈન આપિને સ્ત્રીની શોધ કરાવી;
શોધીને સંગ્રામ ક્યૉ લડિયો રાવણ શું રણમાં,
શૂરવીરનાં શીશો છેદ્યાં લડતાં *સમરાંગણમાં. ૩૦

* લડાઈનું મેદાન.

રાવણનું કુળ રણમાં રોળ્યું, નામ નિશાન ન રાખ્યું;
ઓના સ્નેહનિ ખાતર રણમાં મરવાનું અભિલાખ્યું,
સ્વયંવરે શુભ પ્રીત કરીને પરણ્યાં તોતે પ્રીતે,
મરવાથી જરિ મન નવ ત્રાશું લડ્યા સ્નેહની રીતે. ૩૧
દ્રૌપતિ સાથે પાંડવ પ્રીતે પરણ્યા મંડપ માંડી,
સ્વયંવરે જે નારી પરણ્યા શક્યા ન દુખમાં છાંડી;
વનવાસે વામાને બેગી રાખિ ભલા ભરથારે,
જોઇએ તે આણી દેતા, દુખિ થવા ન દેતા ક્યારે. ૩૨
થાકે જો વનમાં વામાતો, પિઠપર પ્રિય બેસારે,
એ સહુ પ્રેમ સ્વયંવરથી ઉપજતો તેને ત્યારે;
કીચક શિશ સમરાંગણમાં નારીને માટે છેદ્યાં,
નારી માટે કટુ વચનો દુશ્મનના દિલમાં ભેદ્યાં. ૩૩
એ રીતે સુખ પામે સહુ જો ઇચ્છાવર વરવાની,
હોય રીત જો આર્યજનોમાં પિડા પડે નહિં આવી;
જનમી નજરે' સ્વતંત્ર જગમાં એવો પ્રભુનો ધારો,
તો જન ચાલ સ્વયંરનો તજિ અહો શું ચાલ નઠારો. ૩૪

## લાવણી.

"એો કુદરતના કરનાર જગતના સ્વામી." એ રાગ.

બહુ બાળલગ્નનો દુષ્ટ ધર્યો શું ધારો,
શુભ ચાલ સ્વયંવર તણો તજ્યો શું યારો. ટેક.
આપ્યો ઇશે અવતાર મે'ર કરી સારો,
ઉલટા ધારા ધરિ યાર કિધો શું નઠારો;
ખરૂં સુખ સંસારી લગ્ન વિષે નરનારો,
તે દીન થઇ સરવે મગ્ન હર્ષ ઉર ધારો;
પણ ઉલટા આતો ખરે ખન્યાજ ખુવારો, શુભ. ૩૫
ઇશની મરજી છે એમ જોવું જન જોડો,
પણ આ ઇશ્વરિ કાયદો અંધ થઇ તોડો;
શું આ અપરાધજ તમે ગણ્યો છે થોડો,
સુત સુતા શીરે સંકટનો ધર્યો હથોડો;
પછિ દુખમાંથી શું મળે સૂખનો આરો, શુભ. ૩૬

મરજી માફક મદિ માંહ્ય મનુષ્યો ચાલે,
અવતાર ધરાવી ઇશ પ્રેરણા આલે;
જન રહી સ્વતંત્રજ સદા મોજમાં માલે,
પરતંત્ર કદી નવ પડે છૂટથી ચાલે;
પણ આજન ધરિયો શિરે દુખનો ભારો, શુભ. ૩૭

સોબતિ શોધ્યાની છૂટ ઝુંટાવી સારી,
સુખિ થઇશું ડાંપણુ એવું દીલમાં ધારી;
પણ હાલત આવી આજ બાળની નઠારી,
ઘા બાળલગ્નનો ઘરે ખુંચેછે ભારી;
દુખિયાં બની દિલમાં રોજ રહે નરનારો, શુભ. ૩૮

ઘરઘર કજિયા કંકાસ નિત્ય દેખાતા,
બહુ બાળલગ્નથી દુખી દીસે જન થાતા;
થઇ નાનકડી જે નાર બાળની માતા,
આવડનું નથી લગાર દૂધ તો પાતાં;
પીટયા રોયાનો રોજ કરે પડકારો, શુભ. ૩૯

વેંતીયાં દિસેછે બાળ દમ નહિં ઝાઝો,
દેખી તેનું મુખ [1]નૂર દીલમાં દાઝો;
પૂર્વજની કિર્ત્તી કાળિ દેખવા આ જો,
ઓ હિંદુભાઇ આવાર લગારક લાજો;
તજિ શરમ થયા બેશરમ ધરી આધારો, શુભ. ૪૦

બહુ બાળલગ્નથી વધી વીધવા નારી,
દુખ અંતર અતિશય રાહે દહે દિલભારી;
કોઇ નારી કરે છે પાપ આપ અવિચારી,
કાંતો સંગતથી બને નારિ વ્યભિચારી;
નિત એવાં અતિ નુકશાન થાય વિચારો, શુભ. ૪૧

બહુ ગર્ભપાતથી મરે બિચારાં બાળો,
તો પણ આવો [2]ક્રૂર ચાલ કદી નહિં ટાળો;
બાળકને હોમી અગ્ની વિષે ભવ બાળો,
દઇ જન્મ જણ્યાંને શત્રુ વધું શું વાળો;

---

[1] તેજ. [2] નઠારા.

આ બળલગ્નનો ચાલ બાળ હત્યારો, શુભ. ૪૨
આપો [1]સંતતિને છૂટ સોબની સારો,
શોધે, સુખ પામે સદા જીવી જનમારો;
તો દેશ તણી [2]ઉન્નતી તણો છે આરો,
નહિં તો ધારાથી બજે હમેશ બિચારો;
ના જે નર પાડે હવે તેજ હિચકારો,
શુભ ચાલ સ્વયંવર તણો તજ્યો શું યારો;
બહુ બાળલગ્નનો દુષ્ટ ધર્યો શું ધારો, શુભ. ૪૪

## દોહરા.

બાળ લગ્ન કૂચાલથી, થાય અતી નુકશાન;
ભાન ભુલે બેભાન થઈ, થાય નહીં ગુણવાન. ૪૫
પડે નાનિ વયમાં વધુ, પેટ ભર્યાની પીડ;
સુખ પામે નહિં કો સમે, ભવ આખો રે' ભીડ. ૪૬
વિદ્યા ભણતાં શરમ વધુ, લગ્ન થવા પછિ થાય,
નિશાળીઓ નારી છતાં, એ મોટો અન્યાય, ૪૭
એમ કહે લોકો બધાં, પછિ મનમાં મુંઝાય;
ભુંસે હોય ભણેલ તે, ભણવાને નવ જાય. ૪૮
કેળવણીના કાર વિણ, કદિ કામી ન શકાય;
કમિ કેલવણીથી સદા, તુચ્છ પગાર પમાય. ૪૯
પૂરૂં થાય ન પેટનુ, ખાવાની જ્યાં ખોટ;
ત્યાં બેચારક બાળકો, દેતાં આવે દોટ. ૫૦
ઓછું રે' જ્યાં ઉદરમાં, ત્યાં શું ખાશે બાળ;
કાળ સમા લાગે સદા, તે નરને તે કાળ. ૫૧
કમર કરી હરનીસ જ્યાં, ચલવે ઘર વ્યહવાર;
તો પણ પૂરૂં થાય ના, ધાડતણું નિરધાર. ૫૨
બાળલગ્નથી બાપડો, બને બહૂ બેહાલ;
તેમાં નારિ નઠારિ તો, સામું મોટું સાલ. ૫૩
જોયા વીણ વરાવતાં, થાય કજોડ કરાળ;

[1] છોકરા. [2] ઉદય.

બાળે નહિં સુખ ભવ બધો, બને દુખી બહુ બાળ- ૫૪
કહે નાર મુજ બાળને, છે ખાધાની ખોટ;
દઉં ઠપકો શો એહને, આવ્યાં દઇને દોટ. ૫૫
આ ઘરમાં એ અવતરી, સુખ નવ પામ્યાં લેશ;
પેટ પુરણ ખોરાક ના, વળી વસ્ત્ર નહિં એશ. ૫૬
અન્ન વસ્ત્રની આપડી, ત્યાં શા બીજા કોડ;
અહીં અકરમી અવતર્યો, માતો નો'તો મોડ. ૫૭
અલંકારની આશ તો, ધરવી ના મન માંય;
નોળ સમા નામા ભમે, એવું સુખ છે આય. ૫૮
વાર વાર એવું વદી, બાળકને દે દુ:ખ;
મેંણાં મારે નાથને, જેનાં આવે મૂખ. ૫૯
સ્વભાવ નવ મળતા પછી, શાત્ર ધડા ધડિ રોજ;
બાળલગ્નથી બહુ પિડા, પણ ખરિ કરે ન ખોજ. ૬૦
દુષ્ટ ચાલને પરહરો, ધારી મનમાં ધીર;
સ્નેહે સહુ જન વાંચજ્યો, વિનતી વા'લા વીર. ૬૧

## રાગ દેશી.

"લાલ પિયારીનો સાયબોરે." એ રાગ.

વિનતી સુણજ્યો ડાહ્યા દેશીઓરે,
ધારી હીતકારી અપાર હો લાલ;
વિનતી સુણજ્યો ડાહ્યા દેશીઓરે,
બાળપણે પરણાવો બાળને રે;
કાળ થવા તમે તતકાળ હો લાલ. વીનતી. ૬૨
કાં કજોડું નિપજે કારમુ રે,
દુખ પડશે શામાને શીર હો લાલ. વીનતી. ૬૩
એવી [1]માહિલા મન મુંઝાયછેરે,
ચરચર બળતું જાય શરીર હોલાલ. વીનતી. ૬૪
ટંટા કલેશ દિસે ઘરમાં અતીરે,
દુખ દીલમાં અતિશે દેખાય હો લાલ. વિનતી. ૬૫

૧ સ્ત્રી.

તેથી નારી નાશી જાયછે રે,
કાંતો વિખ ખાંતેથી ખાય હો લાલ. વિનતી. ૬૬
આબરૂ એ થકી અળગી ખશી રે,
નઠ્ઠટ થયા તમે નઠોર હો લાલ. વિનતી. ૬૭
પ્રીતી નીતી તો નાશી ગઇ રે,
ઘરઘર પડતા દુખના શોર હો લાલ. વિનતી. ૬૮
કાં નારી નઠારી નીપજે રે,
તેથી પૂરૂષ પિડાય હો લાલ. વીનતી. ૬૯
કરવાનું ઠકાણું નહીં મળે રે,
મરવા ગરદો મનમાં આ'ય હો લાલ. વિનતી. ૭૦
એથી વિધા નાશી જાયછે રે,
ભણતાં નર મનમાં શરમાય હો લાલ. વિનતી. ૭૧
તેથી અભણપણું રહે અંગમાં રે,
કો ક્યાંથી નર કમાય ? હો લાલ. વિનતી. ૭૨
એથી બને દરિદ્રી બાળકો રે,
દોલત દેશની ઓછી થાય હો લાલ. વિનતી. ૭૩
એથી શૂર બધું નાશી ગયું રે,
કાયરતા આવી છે કાય હો લાલ. વિનતી. ૭૪
[1]મેડકથી જે નર મનમાં ડરે રે,
તે કેમ રણમાં લડવા જાય હો લાલ. વિનતી. ૭૫
[2]શીશુપણથી શામા સાથમાંરે,
રહે તો શામા સમ થઇ જાય હો લાલ. વિનતી. ૭૬
એથી ડૂબ્યો દેશજ આપણો રે,
તો પણ ચેતે નહિં ચિત હો લાલ. વિનતી. ૭૭
ધારાએ ડૂબાવી છે ધરા રે,
વધરાવ્યું છે [3]વિત હો લાલ. વિનતી. ૭૮
તોપણ ઊંઘણશી ને આળસુ રે,
ખત્તા ખાંતે ખાતા જાય હો લાલ. વિનતી. ૭૯
દિપક લઇ જે જન કુવે પડે રે,

---

૧ દેડકો. ૨ બાળપણ. ૩ પૈસા.

તેને શી રીતે રખાય હો લાલ.                    વિનતી. ૮૦
માટે મમત મુકીને મૂરખા રે,
શુભ ચાલે ચલાવો વ્યવહાર હો લાલ.                વિનતી. ૮૧
રીસ ન ધરશો [1]રચે દીલમાં રે,
મિત્ર મને ગણજ્યો આ વાર હો લાલ.               વિનતી. ૮૨
શિક્ષા કહિ હીત સારૂ સર્વને રે,
સમજી સ્નેહે દેશી વીર હો લાલ.                 વિનતી. ૮૩
લલ્લુની વીનતી જન વા'લથી રે,
વાચીને વિચારો ચિત હો લાલ                    વિનતી ૮૪

## લગ્ન સબંધી આર્યાચાર.

### સવૈયા એકત્રીશા.

લગ્ન તણા જે હતા રિવાજો, તે દરશાવું આણી ધીર,
પૂર્વે બાળપણે ન પરણતા, વમતા વસુધામાં શુરવીર;
આર્ય પ્રજામાં હતો ન ક્યારે, બાળલગ્નનો બુરો ચાલ,
આજ કાલ બેહાલ થયા પણ, તજતા કેમ નથીજ કુચાલ. ૮૫
પામી યજ્ઞો[2]પવીત બાળકે, વિદ્યા ભણવી આણી પ્રીત;
સર્વ શાસ્ત્ર સંપન્ન થવું એ, આર્ય પ્રજાની અસલી રીત.
બ્રહ્મચર્ય પાળે તે ટાણે, ટેક ન ચૂકે તે કો કાળ;
આજ કાલ બેહાલ થયા પણ, તજતા કેમ નથીજ કુચાલ. ૮૬
વીશ વર્ષનો થતા વિદેશે, વિચરે આણી અંગ ઉલ્લાસ;
પછી આવિ ગ્રહસ્થાશ્રમ માંડે, હો' પછી તેને કોનો ત્રાસ.
વય પાકે સહુ સ્વાર્થ સરે પછી, થાય નહી કદિ તે બેહાલ,
આજ કાલ બેહાલ થયા પણ, તજતા કેમ નથીજ કુચાલ. ૮૭
[3]સંતતિ તેની સરસ નીવડે, સૃષ્ટીમાં પામે અતિ સૂખ,
બને બાળ બળવાન અતીશે, દુનિયામાં દેખે નહિ દુ:ખ.
તેથી પ્રજામાં પ્રૌઢ પરાક્રમી, જન્મ્યા બાળક બહુ તે કાળ,
આજ કાલ બેહાલ થયા પણ, તજતા કેમ નથીજ કુચાલ. ૮૮
આયુષ અધિક થતું તે અરસર, બાહુમાં બળનો નહિં પાર,
શિકાર [4]શેર તણો કરતા [5]સમશેર ધરીને રાજકુમાર;

---

૧ જરા. ૨ જનોઇ. ૩ બાળક ૪ સિંહ. ૫ તલવાર.

આજ અરેરે બાળલગ્નથી બળ ખોયું ને થયા બેહાલ,
આજ કાલ બેહાલ થયા પણ, તજતા કેમ નથીજ કુચાલ. ૮૫

## બાળલગ્ન વિષે.

### શાર્દુલ વિક્રિડિત છંદ.

દેશની અતિશે દિસે દુરદશા, તેનાં કહું કારણો,
શાથી લક્ષ્મિ ઘટી દિસે મુલકમાં, વિદ્યા ઘટી તે સુણો;
બાળોનાં કરિ મુઢ લગ્ન મનમાં, ખુશી થશે તો ખરા,
દુઃખો આવી પડે અતી અવનિમાં, ત્યારે ઘસે પાધરા. ૧
બાળો વેશ હશે હજી તનયને, લગ્નો કરે લા'ણુમાં,
આપી નરિ કુમારજા કરમમાં, નાંખે ઊડી ખાણુમાં;
શું જાણે શિશુ બાપડાં મન વિષે, આ માનુની મારિછે,
શું આ સૃષ્ટિ વિષે સદા સુખ કરે, કે શું દુખાકારિ છે. ૨
મુઢો લગ્ન કરે અતી શિશુપણે, રોતો હશે બારણે,
કાં ગર્ભે કરિ લગ્નને સુખ ગણે, કાંતો હશે પારણે;
એવી રીત અનેકછે લગનની, વીચાર કૈં ના કરે,
દુઃખી થાય અતી પછી પુરૂષને, કાં કંથ કે સ્ત્રી મરે. ૩
સુખો તો પછી સુતને નવ મળે, દુઃખો અતી આપદા,
આપી નાર કુમારજા કરમમાં, નાંખે ઊંડી ખાણુમાં;
ખાવાનું રળવા તણી ફિકર તો, થાશે પછી એહને,
સારી ચાકરિ શોધતાં નવ જડે, હીણી જડે તેહને. ૪

### હરીગીત છંદ.

ધરિ વા'લને કરી ચાકરી હીણી સદા પેટજ ભરે,
ભણવા તણો તો ભાવ શાથી થાય એવે અવસરે;
ઉમર હશે અગિયારની શિશુ ખેલતો બહુ ખાંતથી,
નાંખે સદા સુતને ફિકરમાં બેડિ ઘાલી પ્રીતથી. ૫
ભણશે નહીં પછી ભાવથી શિશુ મુંઢ રે'શે મહિ વિષે,
કાયા બળે જાણે ન કો જન માનુની મોટી દિસે;
થાશે કજોડું જગતમાં ખાવા પડે મેણાં ઘણાં,

મળતાં ન આવે મહિ વિષે મન માતુની ને મર્દનાં. ૬
કંકાસને કલેશાદિ દુરગુણ, ઘર વિષે વાસો વસે,
સુખિ થાય નહિં સૃષ્ટિ વિષે, નર નાર તે મરવા ધસે;
કાં કામની કુકર્મ કરશે, છાનિ રીતે સૃષ્ટિમાં,
કાં નાશી જાશે નર લઇને, કામની વીદેશમાં. ૭

## તે નરને ધીઃકાર.

### દોહરા.

કપટ કરીને કોઇનું, હેતે ધન હરનાર;
ભનુ કરે નહિ તે છતાં, તે નરને ધીઃકાર. ૧
વિશ્વાસે રે'નારને, મારે મોટો માર;
સાર ન તેની લે'કદી, તે નરને ધીઃકાર. ૨
સુખ સંપતિને સાહ્યબી, દીસે અપરંપાર;
પર ઉપકાર કરે નહીં, તે નરને ધીઃકાર. ૩
ચતુર તણી ચાડી કરે, દુર્બળ દુખિ કરનાર;
દીસે નહિં દિલમાં દયા, તે નરને ધીઃકાર. ૪
જૂઠાં જન મંડળ વિષે, વેણ વધુ વદનાર;
જૂઠા તુજને જગતમાં, ઘણો ઘણો ધીઃકાર. ૫
જ્ઞાન વિના જ્ઞાની બની, બોધ બહુ દેનાર;
ચાલે નહિં શુભ સગતે, તે નરને ધીઃકાર. ૬
અસત્ય વા'લું અંતરે, સત્ય તણો શણગાર;
કદી કરે નહિં શરિરપર, તે નરને ધીઃકાર. ૭
અનાદર કરે અન્યનો, કરે ન દીલ વિચાર;
પછાળથી પસ્તાય છે, તે નરને ધીઃકાર. ૮
લાલચમાં લથડાવિને, લાંચ વધુ લેનાર;
લાંચ લિધે કામ ન કરે, તે નરને ધીઃકાર. ૯
અન્ય તણી આજીવિકા, હાથે કરિ હણનાર;
પ્રાણ હરે પાપી બની, તે નરને ધીઃકાર. ૧૦
પાળે નહિં નિજ પુત્રને, રઝળાવે ધરી ખાર;
ધનેશ્વર પિતા હોય પણ, તે નરને ધીઃકાર. ૧૧

ઇશ્વિરના આસ્તીત્વને, કબુલ નહિં કરનાર;
નાસ્તીક નરને છે ઘણો, વાર વાર ધીઃકાર. ૧૨
કુટુંબી અતિ ક્રુરતા કરે, ધરે દયા ન લગાર;
હણે કુટુંબી બાળને, તે નરને ધીઃકાર. ૧૩
ઉગ્રમાં અતી અદાવતે, બુરૂં જનનું કરનાર;
પુરૂષોત્તમ નર હોય પણ, તે નરને ધીઃકાર. ૧૪
પ્યાર ધરે તેપર કદી, પ્યાર નહીં ધરનાર;
નિરખી નાખુશ થાયછે, તે નરને ધીઃકાર. ૧૫
બોલેલા બોલો તણો, તોલ નહિં કરનાર;
બોલી બુરૂં જે કરે તે નરને ધીઃકાર. ૧૬
પ્રિય જનની પીડા કદી, ધ્યાને નહિ ધરનાર;
પ્રિય પીડિત પોતે સુખી, તે નરને ધીઃકાર. ૧૭
અન્યનિ પીડા અંતરે, આણે નહિં કોવાર;
દાદ સુણે નહિં દીનની, તે નરને ધીઃકાર. ૧૮
ભાઇ તણું ભલું નવ કરે, ઉલટો દુખ દેનાર;
ભ્રાતૃ ભાવ જેને નહીં, તે નરને ધીઃકાર. ૧૯
માત પિતાના પ્યારને, જે નહિં પારખનાર;
સેવા કરિ સુખિ નવ કરે, તે નરને ધીઃકાર. ૨૦
દાનો દોસ્ત કરે નહીં, હરામિને ચાહનાર;
ખત્તા ખાય ખુવાર થઇ, તે નરને ધીઃકાર. ૨૧
લક્ષપતી બનિ નવ કરે, દરિદ્રીપર ઉપકાર;
અપકારે આશક બને, તે નરને ધીઃકાર. ૨૨
ગુણવંતાના ગુણની, ગણના નહિં લગાર;
અવગુણિપર આશક બને, તે નરને ધીઃકાર. ૨૩
રૂપ જોઇને મોહિ રે', ગુણ કદિ નવ ગણનાર;
ગમે ન ગુણવંતું જરા, તે નરને ધીઃકાર. ૨૪
સરસ નરસની પરખના, અંતરમાં કો વાર;
સરસ નરસ ગણિને ગ્રહે, તે નરને ધીઃકાર. ૨૫
કુળની લાજ તણી નહીં, કરે જેહ દરકાર;
છેટું રાખે ગાઉ સો, તે નરને ધીઃકાર. ૨૬

ખાધું જેનું ખલકમાં, કુડું તેનું કરનાર;
હોય અમિર પણ અવનિમાં, તે નરને ધીક્કાર. ૨૭
લાજ લુટે પરનારની, નહિં મનમાં દરકાર;
જાર તણા સરદારને, ઘણો ઘણો ધીક્કાર. ૨૮
વાત સાંભળી જેહ નર, આસ પાસ કરનાર;
સહુ લાયક હોય પણ, ઘણો ઘણો ધીક્કાર. ૨૯

## વ્યભિચારીને શિખામણ.

### મનહર છંદ.

સાર ન લગાર યાર ધાર વ્યભિચાર માંહી,
ઉનરો ખુવાર થયો યાર ઉર ધારજે;
વિકાર અપાર થાય સુવિચાર દૂર જાય,
સંસારનો પાર ન પમાય તે વિચારજે.
કરે ફિટકાર ન લગાર લાજ રહે યાર,
જરૂર તું ધાર જાય મેળવેલો કારજે;
માટે એ સુજાણ સાર અંતર આ વાત આણ,
પ્રાણ જાય માટે વ્યભિચારને ન કારજે. ૧
જાય લાજ જગતમાં કરતાં કુકાજ આજ,
નાજ પારી માટે શાણા મંતે વ્યભિચારની;
વિશ્વાસનો થાયછે વિનાશ જનમાંથી જાણ,
આશ પૂરી થાય ના કદાપી સુવિચારની.
જાય જેને ઘેર કર્યું વેર મોટું માને મન,
ક્યારે જાય થાય મને શાંતી સૌ પ્રકારની,
એવી અધીરાઈથી ભલાઇ તારી ભાઇ થાય,
ભલાઇ ભુંડાઇ જાય સઘળી સંસારની. ૨
મળે નહી માન અપમાન તો અપાર થાય,
સારાં માણસો કદાપી સંગત ન રાખશે;
સોબતથી સાર ધારે નહી ગુણવાન નાર,
વપૂમાં વિચાર કરી પ્રીત તોડી નાખશે.
ગમે તેવી હોય લાજ પણ આ કુકાજ થકી,

નાશી જાય લાજ ભુંડું ભલા જનો ભખશે;
ભાઇ ભુડો ભારી વ્યભિચારીને વિચારે જનો,
એવો અવિચારી અંતે કુર ફળ ચાખશે. ૩
વિત્ત વપનાય થાય વિત્ત વીણુ નક્કી નર,
ખર તુલ્ય પછી એની અકલ્લ પીછાણુશે;
ઉડાડે અપાર મનમાં નહીં વિચાર સાર,
પછી નર નાર તો ઉડાઉ એને જાણુશે.
પટાવી પટાવી પરનારી વિત્ત હરી જાય,
ખાય ખુટી જાય એવું અંતરે ન આણુશે;
માગવી પડે જો ભુંડા ભીખ શીખ તને આવી,
તેણીને શી બીક એતો બીજે મોજ માણુશે. ૪
એછી થાય આબરૂ અપાર તેથી જાણ ભાઇ,
ખાઇ જાશે ખોતરીને તને એક પળમાં;
જાણુ ન જરૂર હજી દેખુંછું અજાણુ તને,
જાય તે જણાતું નથી જુવાનીના બળમાં.
પણ તું નિરાશ થોડી વારમાં તજીને આશ,
પૈશ અનાયાસ પ્રીતે પાટકીને પળમાં;
અરે પરનારીને શું સારી ધારી મોહી રહ્યો,
નક્કી છે નઠારી કીડા પેઠે રળવળ માં. ૫
અરે વ્યભિચારી જો વિચારીને તું આપ ઉર,
મટે મોંનું નૂર રોગ ભોગ તો થવાય છે;
થાય પરમેહ પરનારી તણા નેહ થકી,
દેહમાં દરદ થવા થકી દમ જાય છે.
ચાંદીનો મરજ તે મરણુનો મરજ જાણ,
પ્રાણુ જાય ત્યારે જાય ત્યાંથી છૂટો થાય છે;
કરે છે ખુવાર દર વાર વ્યભિચારથી તે,
વાર વાર વૈદ દરબાર તો જવાયછે. ૬
દરદ કરેછે રદ ઘણીવાર મરદને,
નપુંસક થાય નર એક પળ વારમાં;
પામેછે પીડા અપાર પાડેછે મુખે પોકાર,

પડદે પડયા રહેછે પોતાના આગારમાં.
ખરચ કરે અપાર તદપી ખુવાર થાય,
મટશે દરદ એમ આવે ના વિચારમાં;
માન મારી શીખ વીખ જેવી ગણમાં તું મન,
રાર ન લગાર યાર ધાર વ્યભિચારમાં. ૭
મુવા મોટા રાય કરી હાય વ્યભિચાર માંહીં,
પત્તો લાગ્યો નહીં જેનો ગયા એક પળમાં;
તારો શોછે બાર તે વિચાર તું મને ગમાર,
તોય તું આવાર દોડે જુવાનીના બળમાં.
મુવો લંકાં રાય તેની રહી ન નિશાની કાંય.
વાળી નાશ પામ્યો વ્યભિચારથી વિપળમાં,
ગૌતમની નારી સાથે રમ્યો વ્યભિચારી ઇંદ્ર,
ખોયું માન ખલકમાં ખપ્યો ખરો ખળમાં. ૮
જુવોને આવાર કરીને વિચાર અંતરમાં,
કેવો દીસે ન્યાય અંગરેજ તણા રાજમાં;
મા'રાજા મલ્હારરાવ રાવ નીજ રાજ તણો,
કેવું તેવું રાજ કેવું તેજ તેના તાજમાં.
ગણના કરી જો વ્યભિચારની ગાયકવાડે,
કેવુ મળ્યું ફળ બળ કીધું જો કુકાજમાં;
કીધો કેદ ન્યાય કરી કાળ મદરાસ ચયો,
ગયો કેવો ગાજતો રહયો ન નિજ રાજમાં. ૯
સર્વ શક્તિ માનજે આ સૃષ્ટિનો સરજનાર,
સાર ન્યાય કરનાર તેના દરબારમં;
જવાબ જરૂર લેશે કામ જે કરેલ કૂડાં,
પડશે તે તપાસ કરી નાંખે નર્ક દ્વારમાં.
ધારો વ્યભિચારી નરો બીક મોટા બાપ તણી,
ઘણી સારી રીતે ચાલો આવી આ સંસારમાં;
સારાં કામ માંહિં અહીં મળશે સાબાશી એશ,
લલ્લુ કહે લેશ સાર નથી વ્યભિચારમાં. ૧૦

## પ્રસ્તાવિક દોહરા.

કપિ હાથે તરવાર જો, આપે તો નુકશાન;
શઠને તેમ સ્વતંત્રતા, દિધે જીવનું જાન. ૧
ગર્ધવને સાકર દિધે, લાગે કડવી ઝેર;
દેતાં શીખ મુરખ મને, ઉલટું વાધે વેર. ૨
બહુ બોલ્યાથી જન તણો, થાય સદા ધીઃકાર;
મૃદંગ જો બોલે બહુ, ખાવા જનનો માર. ૩
શત્રુની પણ શરમરા, રાખે રાજી થાય;
શ્વાન કરડવા દોડતું, રોટલિયી રીઝાય. ૪
ટેવ પડેલી નવ તજે, કરતાં કોટિ ઉપાય;
કાગ તજીને લાપશી, અખજ ખંતથી ખાય. ૫
નાનું દેખી નજરથી, નવ ગણવું નિરમાલ્ય;
કાપે તો કાપે તુરત, કટારની એ ચાલ. ૬
ગાળ દિયે ગાળજ દિયે, સાર કીધેથી સાર;
જંગલમાં જયમ બોલિયે, તેમ પડે પડકાર. ૭
થોડાથી ન થઇ શકે, બોલે એમ અજાણ;
પ્રાશન ઝેર જરાકથી, પળમાં નિકળે પ્રાણ. ૮
અબળ પિડા અવની વિષે, હરનિશ સહે અપાર;
સબળ તણો સહુકો કરે, નિત સારો સતકાર. ૯
અબળ કરે અપરાધ તો, શીક્ષા તેને થાય;
કોઈ સબળને નવ કહે, એ મોટો અન્યાય. ૧૦
અબળ સબળ સૃષ્ટી પતી, તણે ઘેરછે એક;
ઓછું વધતું અહિં ગણે, એ મોટો અવિવેક. ૧૧
એક એકને આશરે, રાજી નિત રે'વાય;
કંકણથી મણિ મણિથી તે, બેથી હાથ સુહાય. ૧૨
શોભે સરખા જન તણી, સોબત આ સંસાર;
વનથી સિંહ શોભે અતી, સિંહથી વન નિરધાર. ૧૩
કપટ કરે તો ચપટ જન, તુરત થશે નિરધાર;
કર્યું કપટ જો ચંદ્રમા, વધ ઘટ થયો આકાર. ૧૪
કાજ કુડું બીજો કરે, માર બિજો જન ખાય,

રેતી થઈ રે' શીશિમાં, ઝાલરને ઝરડાય. ૧૫
છત જનની છાની કદી, રે'તી નથી નિરધાર;
ચોમાસે નિર નહિ વિષે, વધે ન લાગે વાર. ૧૬
હલકો જન છલકાય છે, મોટા નવ મલકાય;
ગાગર છલકાશે છલક, સાગર નહિં છલકાય. ૧૭
મોટા રીસ ધરે નહીં, કરતાં કોડ બિગાડ;
ક્ષમા કરે શાંતી ધરી, હલકો ભાગે હાડ. ૧૮
ચડતી પડતી સર્વને, માથે છે નિરધાર;
રથનું ચક્ર ઊંચું નિચું, વારંવાર થનાર. ૧૯
દુઃખમાં શોક કરો નહી, સુખમાં ન ધરો હર્ષ;
કાયમ છે નહિં કો અહિં, અસ્ત પછી ઉતકર્ષ. ૨૦
શાંતપણામાં શ્રેષ્ટ ગુણ, દીસે આ સંસાર;
ઉન્મતાઇથી અગ્નિમાં, લેશ ન દીસે સાર. ૨૧
અધીકાર અદકો મળે, પરઉપકાર ન થાય;
ઉડી જાય અ આગથી, ધિક્કાર અહિં રહિ જાય. ૨૨
મળે આબરૂ માન ને, ગયું મળે ધન ધાન;
ગયો વખત ફરિ નહિં મળે, સમજ સમજ નાદાન. ૨૩
કરૂપ રામા હોય તે, પતીવ્રતા કદિ હોય;
તો તે સેંજ થઇ શકે, અચરજ કરે ન કોય. ૨૪
ગણ રૂપવંતી કામની, સહુ કામની શિર તાજ;
તે જો પતિવ્રત સાચવે, એ અચરજ છે આજ. ૨૫
રાજ નિતીમાં કુશળ નર, ચાવે સારી ચાલ;
તો તેમાં અચરજ નહીં, એ હું કહુંછું હાલ. ૨૬
ઘરમાં ખાવા નહિં જરા, વા'રવા નહિ પીત;
તો પણ અનિતી નવ કરે, અચરજ એહ ખચીત. ૨૭
સેવા ઇચ્છે અન્યનું, ત્યાં આપણું પણ જાય;
લાત લાગશે લોભિને, ત્યારે મન પસ્તાય. ૨૮
નીચ ઉંચ નહિં થઇ શકે, કરતાં કોટિ ઉપાય;
કાગ ખાય મર લાપશી, પણ કોયલ નવ થાય. ૨૯
વાત આપણા મુખમાં, છે ત્યાં સુધી સુખ;

પણ બીજાને સુખ જતાં, દારૂણ ઉપજે દુઃખ. ૩૦
શુભ રિત મુકી કુજાતણી, બીજી લેવા ધાય;
ચાલ હંસની શીખનાં, કાગ ચાલ ચૂકાય. ૩૧
સારૂં દેખી કોઇનું, થાવું નહીં ઉદાશ;
સુખિ પાડોશી હોય તો, આપણ સુખની આશ. ૩૨
દેશાટણ મૈત્રી રૂડી, સદ્ શાસ્ત્રોનું જ્ઞાન;
રાજ વિષે આવાગમન, એ અહિં સુખનાં સ્થાન. ૩૩

## દેશાટણ કરવા વિષે.

### પ્લવંગમ છંદ.

ડાહ્યા દેશી વીર વાત વિચારજ્યો,
ધારી મનમાં ધીર, પ્રવાસ પધારજ્યો;
છે સુખ બહુ વિદેશ, વિચરતાં સર્વને,
માટે વિચરો વીર, તજી નિજ ગર્વને. ૧
મુસાફરીમાં માલ, હાલ દીસે અતી,
કેમ બન્યા બેહાલ, મુંઝાણી શું મતી;
જૂઓ સૃષ્ટિની રીત, પ્રીત હૃદયે ધરી,
એક ઠામ જો રહે, જાય સરવે મરી. ૨
પંખી પણ પરભાત, જંગલે જાયછે,
ચારો સારો શોધિ ખંતથી ખાયછે,
પૂરણ ભરિને પેટ, છેવટે સાંજરે,
બચ્ચાં માટે ભેટ, ઘેર લાવે ખરે. ૩
જે ઝાડે નિજ ઠામ, ત્યાં કદી તે રહે,
ખાય રહી શું ખાજ, મિત્ર તે તો કહે;
ભૂખે ભુંડા હાલ, થાત તેના ખરે,
મુસાફરિ સમ માલ, જાણુનો ના જરે. ૪
વિદેશની શુભ રીત, પ્રીતથિ શિખાય છે,
અક્કલ વધે અધીક, ઠીક સહુ થાયછે;
લોકોની રિતભાત, જેવિ જ્યાં જ્યાં હશે,
તેવી રીત તમામ, જાણવાનું થશે. ૫

કેવાં સુખિયાં લોક, દિસે તે દેશનાં,
કેવાં તેનાં કામ, દિસે હમેશનાં;
કેવો ત્યાંછે ન્યાય, થાય ઇનસાફ કયાં,
કેવો ત્યાંનો રાય, જાય જણાય જ્યાં. ૬
કેળવણીનો કાર, જનો કેવો ગણે,
કેવા જન હુશિઆર, ભણી ભાવે બને;
કેળવણી કઇ રીત, શિક્ષકો શીખવે,
કેવી પ્રભુપર પ્રીત, જનો મનમા ધરે. ૭
કેવો જન વ્યાપાર, કરે તે ગામનાં,
હુનરમાં હુશિઆર, દિસે કે નામનાં;
સંચાની ત્યાં શોધ, શિ રીતે થાયછે,
લક્ષ્મી ત્યાંના લોક, શિ પેર કમાયછે. ૮
એવી અનેક વાત, ધ્યાનમાં આવશે,
બાંહુર બનશે ભ્રાત, વિદેશે જે જશે;
માલ વિદેશી અહીં, કેમ પોસાયછે,
શી રીતે આપણો, માલ ત્યાં જાયછે ૯
આમાં હાંસલ રહે, ખોટ આમાં જશી,
વીચરતાં વીદેશ, ખબર એવી થશે;
એની શુભ રીતભાત, દેશમાં આણવી,
શી રીતે તે તણી, લક્ષ્મિ અહિં તાણવી. ૧૦
શુભ ધંધો તે તણો, આપણે આણિયે;
હુનર તેનો કયો, આ ભણી તાણિયે,
એવા શભ વિચાર, અંતરે આવશે,
જે જાશે પરદેશ, જાણુ એવું થશે. ૧૧
એક ઘડાનું ઘણા, પિયે જળ જે પળે,
પાણી ન ફુટું થાય, તરસ તો ના ટળે;
ભૂમીનો ભગવાન, ધણીતો ધારિયે,
એમાં શું અભડાય, વિવેક વિચારિયે. ૧૨
જોડે જમવું નથી, જઇ તેને ઘરે,
શાથી તે અભડાય, વિદેશે વીચરે?

તેની સાથ સગાઈ, નથી જઈ જોડવી,
ત્યાં જ્ઞાતીની રીત, નથી કંઈ તોડવી. ૧૩
આડો ત્યાં શો બાધ, આર્યને આવશે,
થાશે ઉલટો લાભ, દેશ સુખિયો થશે;
આર્ય આજ અથડાય, જતાં પરદેશમાં,
શી રીતે સુખિ થાય, રહી નિજ દેશમાં. ૧૪
જે અટકે અટકાય, શું તેથી ફાયદો,
તોડો જન આ વાર, ઠરેલો કાયદો;
જો શાસ્ત્રોની રીત, પ્રમાણે ચાલવું,
તો વાંણે કો વાર, જનો નવ બેસવું. ૧૫
ભાષા કદિ ન ભણાય, જિવ જતાં પારકી,
આજે પમાન થાય, અવર ભાષા થકી;
અંગ્રેજી ન ભણેલ, મળે નહિં નોકરી,
શીખ્યા સ્વાર્થી થઈ, શાસ્ત્ર આઘાં કરી. ૧૬
માટે સમજૂ ભ્રાત, વાત વીચારિયે,
આ અટકયાની રીત, બુરિ ગણિ ટાળિયે;
અંગે ધરી ઉમંગ, વીદેશે વીચરો,
સ્વાર્થ દેશનો ગણી, મૂસાફરિમાં ફરો. ૧૭
જેને સઘળું સૂખ, દુઃખ નવ દેખવું,
તેણે ફેરવિ મૂખ, કદી નવ બેસવું;
જે ના હીમત થઇ, બેશિ રે'શે ઘરે,
કાયર નર કે'વાય, વિદેશ ન વીચરે. ૧૮
કાબિલ કરશનદાસ, પ્રવાસ પ્રિતે કર્યો,
તોડી જનનો ત્રાસ, વિદેશે વીચર્યો;
માન ધરે આ વાર, મહીપત રામને,
તોડી બેડિ તમામ, કર્યું શુભ કામને. ૧૯
રસ્તો ખુલ્લો કરી, બનાવ્યું બારણું,
તો કયમ કાયર થયા, પ્યારૂં કરિ પારણું;
વિનતી લલ્લુ તણી, ધ્યાનમાં ધારશો,
સ્વદેશના સુખ માટ પ્રવાસ પધારશો. ૨૦

# મૂરખના રાજા.

## દોહરા.

કરી દેવું દુનિઆ વિષે. દેતાં દિલગિર થાય;
સજ્જન જાણો સૃષ્ટિમાં, તે મૂરખનો રાય. ૧
માત પિતા પદને તજી, પૂજે પત્ની પાવ;
લજ્જ્યો નવ લાજે જગ, તે મૂરખનો રાય. ૨
વેરે વસ્તુ વિત દઈ, જેનો ખપ ન જરાય;
નાણુંના પાણા કરે, તે મૂરખનો રાય. ૩
નાત વરામાં નીશ દિન, દ્રવ્ય ખરે ખરચાય;
ગરીબને આપે નહીં, તે મૂરખનો રાય. ૪
જે વસ્તૂથી વરસમાં, નિશદિન પોષણુ થાય;
તે નાખે ઊંડે કુવે, તે મૂરખનો રાય. ૫
કાચ ગ્રહે રત્નો તજી, નવ દિલમા દુઃખાય;
સોનાનું પીતળ કરે, તે મૂરખનો રાય. ૬
સદ્ વિદ્યા શીખે નહીં, મંત્રો ભણવા જાય;
સવળાનું અવળું કરે, તે મૂરખનો રાય. ૭
કલેશ કરી કુટુંબમાં, લડવા સામો ધાય;
સંપ ન રાખે સૃષ્ટિમાં, તે મૂરખનો રાય. ૮
ઇશ્વરને અળગા કરી, પાખંડ પુજવા ધાય;
દુખિ થાશે દુનિઆ વિષે, તે મૂરખનો રાય. ૯
કરિને સારું કોઇનું, રાજી હૃદય ન થાય;
ખોટું કરિ ખુશી રહે, તે મૂરખનો રાય. ૧૦
પરનારીની પ્રીતથી, ખુબ ખુશી દિલ થાય;
નાણાં નાખે નેહથી, તે મૂરખનો રાય. ૧૧
પીવા દારૂ પ્રીતથી, દડબડ દોડયો જાય;
પૈસા નાખે પાણિમાં, તે મૂરખનો રાય. ૧૨
કરમ અધિક ટો આવડે, પણ ઉદ્યમ ન કરાય;
ભૂખીમાં ભૂખે મરે, તે મૂરખનો રાય. ૧૩
ખુદાને દઇ બાળકી, પછિ મનમાં પસ્તાય;

રાંડે ત્યારે બહુ રડે, તે મૂરખનો રાય. ૧૪
સાકર છોડી સર્વદા, ઝેર હળાહળ ખાય;
સમજો તેને સૃષ્ટિમા, સહુ મૂરખનો રાય. ૧૫
ઊપજ ઉર લેખ્યા વિના, જરચ્યો બહુ જાય;
દેવામાં ડુબી જશે, તે મૂરખનો રાય. ૧૬
પરનારીનો સંગ જે, સેંજે કરવા જાય;
પડે નરકની ખાણમાં, તે મૂરખનો રાય. ૧૭
કુલણજી થઇને ફરે, કરે કમાઇ ન કાંય;
કમાણિ ખાશે કોકની, તે મૂરખનો રાય. ૧૮
મદદ ન કરે ગરીબને, કરે ચોરનો સા'ય;
એવો જે જન અવનિમાં, તે મૂરખનો રાય. ૧૯
સંગ્રહ કરતાં પાપનો, દિલ દિલગિર નવ થાય;
પુન્ય કરે નહિ પૃથ્વિમાં, તે મૂરખનો રાય. ૨૦
શિર ઉપર છત્રી ધરે, જોડા નહિં પગમાંય;
[1]નગ [2]દવ નિરખે પગ તળે, તે મૂરખનો રાય. ૨૧
પંડિત પોતાને ગણે, નહિં બિજો મનમાંય;
આપ વખાણ કરે મુખે, તે મૂરખનો રાય. ૨૨
અછત અવરની નજરના, નિજ અવગુણ ન કળાય;
ગુણ મય પોતાને ગણે, તે મુરખનો રાય. ૨૩
દાંત એક ડાચા મહીં, જોતાંતો ન જણાય;
મન પદમણિ પરણવા તણું, તે મૂરખનો રાય. ૨૪
વગર કારણે જન પરે, ગુસ્સો કરતો જાય;
જશ અપજશની ખબર ના, તે મૂરખનો રાય. ૨૫
બોલાવ્યા વિણ બોલતાં, લાજ ગણે ન જરાય;
ના પાડે પણ ના રહે, તે મૂરખનો રાય. ૨૬
કામ વિના બીજા તણી, વાતો કરે સદાય;
લાભ વિના રખડી મરે, તે મૂરખનો રાય. ૨૭
ઓળખાણ વિણ અન્યનો, બહુ વિશ્વાસુ થાય;
ઢોંગી ધુતી ખાય છે, તે મૂરખનો રાય. ૨૮
દુશ્મન દુનિઆમાં કયો, દોસ્ત કોણ કે'વાય;

૧ પર્વત. ૨ અગ્ની

એવી જેને ખબર નહિ, તે મૂરખનો રાય. ૨૯
કારણ વિણ જે અહિં તહિં, આણજાણ્યો અથડાય;
લાભ ન રાખે હાથમાં, તે મૂરખનો રાય. ૩૦
થોડું સમજે નહિં અને, વિદ્વાનમાં ખપાય;
ડોળ ઘાલુ ડાહ્યો બને, તે મૂરખનો રાય. ૩૧

## સ્વાર્થ વિષે.

### ઉપેંદ્રવ છંદ.

[1]કુસુમ સુગંધ સહીત થાશે, સુગંધિ લેવા અતિ [2]ભૃંગ ધાશે;
તજે સુગંધી વિણ તેહ જાણો, સગાં સહૂ સ્વાર્થ તણાં પ્રમાણો. ૧
હશે ફળો વૃક્ષ વિશેજ જ્યારે, [3]વિહંગ દોડી બહુ જાય ત્યારે;
વિના ફળો પક્ષિ ન જાય જાણો, સગાં સહૂ સ્વાર્થ તણાં પ્રમાણો. ૨
તળાવમાં પાણિ અતી ભરાશે, બગો કિનારે લલચાઇ જાશે;
તજે સુકાતાં [4]સર [5]વાર જાણો, સગાં સહૂ સ્વાર્થ તણાં પ્રમાણો. ૩
હશે શુ શોભીત વનો હજારો, [6]કુરંગ જ્યાં ત્યાં ચરતાંજ ચારો;
થતાં વનો [7]દગ્ધ નકી જવાનો, સગાં સહૂ સ્વાર્થ તણાજ જાણો. ૪
[8]રણાંગણે દુઃખજ ક્ષત પામે, તથાપિ જાવું નહિ શત્રુ સામે;
હશેજ [9]શંઢો જન એમ જાણો, સગાં સહૂ સ્વાર્થ તણાં પ્રમાણો. ૫
હશે વિશેષે જર જન પાસે, સગાં સંબંધી મળશે ઉલાસે;
વદે સુખે મિષ્ટ ન વા'લ આણો, સગાં સહૂ સ્વાર્થ તણાં પ્રમાણો. ૬
હશેજ દર્દી જન જેહ વારે, સહે સદૂ વૈદનું કે'ણુ ત્યારે;
થતાં સુખી વૈદજ વૈરિ જાણો, સગાં સહુ સ્વાર્થ તણાં પ્રમાણો. ૭
ગ્રહે ગુણીકા ધનવાન જો તે, હરે રમાડી બધું દ્રવ્ય પોતે;
તજે થતાં દ્રવ્ય રહીત જાણો, સગાં સ્વાર્થ તણાં પ્રમાણો. ૮
ઘણું પશુ દૂઝણું હોય જ્યારે, દિયે વિશેષે જન ખાણ ત્યારે;
પછી નહિં ખાણ દિયેજ દાણો, સગાં સહૂ સ્વાર્થ તણાં પ્રમાણો. ૯
ગરીબ શ્રીમંત નૃપો વડેરા, પ્રિતીથિ આવે પડતા ઘણેરા;
લલ્લુ પ્રિતી સ્વાર્થ વિના ન જાણો, સગાં સહૂ સ્વાર્થ તણાં પ્રમાણો. ૧૦

---

૧ ફુલ. ૨ ભમરો. ૩ પક્ષી. ૪ તળાવ. ૫ પાણી. ૬ હરણ. ૭ બળવું. ૮ લડાઇનુ મેદાન. ૯ નપુંસક.

દોહરો.

જાણ્યો જન આ જગતમાં, સગપણ સ્વારથ હોય;
વિણ સ્વારથ બધુ વિના, સા'ય કરે નહિં કોય. ૧૧

## લક્ષ્મિને ઠપકો.

### વસંતતિલકા છંદ.

હે લક્ષ્મિ આપું ઠપકો સુણ ધૈર્ય ધારી,
મારી તું શીખ ગણ માતતું હીત કારી;
ધારી તું ધ્યાન પરિ ઉત્તર દે વિચારી,
તારી અપાર વધશે અહિ કિર્ત્તિ સારી. ૧

ક્રોધથિ ઐહિ ક્યમ કાયર કેરિ પાસે,
નાસે શુરાથિ ક્યમ રક્ષણ તારૂં થાશે;
જાશે તનેજ રણમાં રખડાવિ ત્રાસે,
શાથી તું નારિ વશ ના શુરવીર પાસે. ૨

તેં પ્રીત ધારિ ગણિ મુર્ખનિ યારિ સારી,
ધારી ન બીક મિત્રિ કેમ ન તેથિ નારી;
તારી ન કિર્ત્તિ કદિ મુર્ખ શકે વધારી,
હે નારિ કેમ વરિ નૈ વિદ્વાન ધારી. ૩

ઉદારનો શું અપરાધ વશોજ અંગે,
સંગે તું કેમ રહિ નૈ ઉરથી ઉમંગે;
શાણી તું મર્મ સમજાવ પ્રિતેથી તેનો,
શો છે અગાધ અપરાધ ઉદાર કેરો. ૪

પ્રીતિથિ નિત્ય જઇ ઐહિ તું લોભિ પાસે,
ખાશે ન અન્ન દિનને નહિ દાન થાશે;
જાશે તથાપિ દિનતો વળશે નિરાશે,
થશિ ન તેથી કંઇતો તું ન કેમ નાસે. ૫

## લક્ષ્મિનો ઊત્તર.

### વસંતતિલકા છંદ.

પ્રીતેથી સુણ તું હકીકત ધ્યાન ધારી,

સારી નહારિ સુણિ વાત તું જો વિચારી;<br>
તારી તમામ ચિત ભ્રાંતિજ ભાગનારી,<br>
સેજે તું વાત મમ સ્નેહ ધરી સ્વિકારી. ૧<br>
જાઉં કદાપિ શુરવીરનિ પાસ પ્રીતે,<br>
નિત્યે ચડેજ રણમાંહિ શુરાનિ રીતે;<br>
ચીત્તે કદાપિ ન ડરે મરવાનિ બીકે,<br>
શી કેવિ વાત વિધવા થઇ રે'વું નિત્યે. ૨<br>
વિદ્વાન પાસ ધરિ આશ કદાપિ જાઉં,<br>
મુંઝાઉં તેથિ મનમાં શું હું દાસ થાઉં;<br>
ક્યાં જાઉં બાંધિ ગુણુ પાસ યકીજ રાખે,<br>
શેવા કદાપિ ન કરે વળિ કેદ નાંખે. ૩<br>
જાઉં કદાપિ ધરિ પ્રીત ઉદાર પાસે,<br>
કિર્તીનિ આશ થકિ વાપરતાં ન ત્રાસે;<br>
ત્યારે શું નાથ તજીને પર ઘેર જાવું,<br>
ઉદાર પાસ વસવે દુઃખ છેજ આવું. ૪<br>
લોભી કદી ન ખરચે નહિં ખાય ખાંતે,<br>
પંપાળિ રોજ મુજને ઘરમાંહિં દાટે;<br>
શેવા અપાર કરિ સૂખ હમેશ આપે,<br>
નાસું શું કામ પટરાણિ કરીજ સ્થાપે. ૫<br>
એવાં અપાર દુઃખ છે વરવાથિ બીજે,<br>
રીઝે તમામ જન કે મનમાહિં ખીજે;<br>
મારે મને ન અપરાધ ગણુ તમારા,<br>
લોભી તમામ જનથી મુજ મંન સારા. ૬

## વસંતઋતુ વિષે.

### હરીગીત છંદ.

સૃષ્ટિ તણું રૂપ હે સખી બદલાય શું આ બહુ વળી,<br>
લીલા જગતની જામી રહિ શું વાત જાયે નહિં કળી;<br>
પલ્લવ નવાં [1]વિટપે દિસે વળિ છોડ સારા આજતો,<br>
આવ્યો અતી આનંદ કારી વસંતઋતુ રાજતો. ૧

---

[1] ઝાડ.

આમે અથાગન્ મોર ઝુંડે જાય નહિં શોભા કરી,
શી વન વિષે દીસે વિટપને વેલિ થડ વળગી રહી,
સુગંધ [1]નિચનવેજ માંરી ઝડપથી ફુલ ઝાડતો,
આવ્યો અતી આનંદ કારી, વસંતઋતુ રાજતો. ૨
અગણિત શિલા અવની વિષે નજરે પડંછે ન્યાળતા,
પથી જનો આરામ પામે પંથ માર્ગે ચાલતા,
હડસેલ દીમાન્ા તણી વા ટાઢ ટાળી આજતો,
આવ્યો અતી આનંદ કારિ વસંતઋતુ રાજતો. ૩
ચાલ્યો શિયાળો ચોપથી ધ્રુજિને [2]ધ્રુસ બધી વિરે,
આવી ઉનાળે વસ કીધો રાજ તો તેનુ દિસે,
દીવસ કના લાંબો લગારક રાત ટુંકી પાડતો,
આવ્યો અતી આનંદ કારી વસંતઋતુ ગાજતો. ૪
ગાયે રૂપાળા રાગ કાઢી ખેડુ ખેતર ખેડતા,
આનંદ આપે અંગનાઓ નિજ તનયને તેડતા
મધુકર કરે ગુંજાર વનમાં મદ ધરી મન ગાજતો,
આવ્યો અતી આનંદકારી વસંતઋતુ રાજતો. ૫
મધમાખિ મધ ચુસે અતી [3]મૃદુ પાખડી ઉપર રહી,
જનને બનાવે એમ જગમાં વખતતો ખોવો નહીં,
આગળથી કરિ એકઠું, પાછળ પડે નહીં ખાવતો,
આવ્યો અતી આનંદમાની વસંતઋતુ રાજતો ૬
ગાયન કરે ગાયક ઘણા ધરિને મૃદંગો હાથમાં,
હોરી હરીજન ગાય હાંસે સજન કેરા સાથમાં,
દીસે અતી દેરા વિષે આનંદ ઉત્સવ આજતો,
આવ્યો અતી આનંદ કારિ વસંતઋતુ ગાજતો. ૭

## શાર્દુલવિક્રિડિત છંદ.

શોભા થી કંઈ સૃષ્ટિના સુખ તણી, શીમા નગી જાયછે,
જોતા તો જગમાં બધે ઇશ તણી, લીલાજ દેખાય છે,
એવા દીન દયાળ દુ:ખ હરતા, વિશ્વેશ વંદુ સદા,
આપો સુખ અપાર દીન જનો, ટાળી અતી આપદા ૮

---

૧ દેવાવે ૨ ધ્રુજી ૩ કોમળ.

## એક સ્ત્રી પોતાની સખી પ્રત્યે પોતાનો પતી પરદેશ ગયેલો આવ્યો નહીં માટે કહેછે.

### વસંતતિલકા છંદ.

શોભા અપાર ખિલિ આજ અખીલ કેરી,
કેતાં ન પામું કદિ પાર હું કોટિ ફેરી;
વૃક્ષો તમામ ફળ પત્ર થકી ઝુકાવ્યાં,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૧
આશા અધીક હરનીશ ઉરે ધરૂં છું,
આવ્યા ન જાણી [1]ચક્ષ [2]વારિ થકી ભરૂં છું;
કે નાથ રોષ ધરિ દીલ વિષે રિસાવ્યા,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૨
બેઠા વિદેશ જઇ છોડિ સ્વદેશ પ્યારો,
લીધી ન લેશ ખબરો તજિ સ્નેહ સારો;
શું નારિ અન્ય થકી નાથજિ ભોળવાયા,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૩
કીધો વદાડ શુભ બેશિ અગાશિ સારો,
દીધોછ કોલ કરમાં ઝટ આવવાનો;
કોણે ભુલાવિ કર કોલ પતી ભમાવ્યા,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૪
શો દોષ કોષ મમ નાથ હદે પડ્યો છે,
શું પ્રેમ અન્ય જનનો મનમાં ઠર્યો છે;
હે નાથ ભોળપણમાં કયમ ભોળવાયા,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૫
પત્રો અપાર લખિ થાકિ ગઇ હું પ્યારા,
આવ્યો ન પત્ર સુણિ આંસુ તણીજ ધારા;
કોણે વિયોગ પ્રિય પત્ર તણા પડાવ્યા,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૬
ભૂલી હું ભાન ભરથાર તમામ આજે,

---

[1] આંખ. [2] પાણી.

વીયોગ અગ્નિ થકિ દીલ હમેશ દાઝે;
થાયે વિચાર ઉરમાં ક્યમ નાથ નાવ્યા,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૭
સાલે વિયોગ રૂપિ બાણુ સદા શરીરે,
કામાગ્નિ તાપ સહુ નાથ હું નિત્ય ધીરે;
દાસીનિ દાઝ દિલમાં નવ નાથ લાવ્યા,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૮
આણી ઉમંગ ઉર વાટ વિશેષ જોઉં,
આવ્યા ન જાણિ પ્રિયનાથ મને મુંઝાઉં;
કોણે ભુલાવી ભરથાર હજી ભમાવ્યા,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૯
આવે સમે ન પ્રિય યોગ વિયોગ ધારો,
પ્યારીની અર્જ સુણિ નાથ પ્રિતે પધારો;
શું નાથ સૂખ સરવે તજિને તજાવ્યાં,
આવી વસંત પણ નાથ સખી ન આવ્યા. ૧૦

## લાંચ વિષે.

### ભૂજંગી છંદ.

ઘણા જૂલમી લાંચ ઝાઝી લઇને, ખરેખાત ખુશી થતા દુઃખ દૈને;
પછી થાય તેના જુઓ હાલ કેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૧
અનીતી કરે લાંચ લૈ લોક પાસે, ડરે ના દિલે રાયના કોઇ ત્રાસે;
પછી ખાય ખત્તા લઈ લાંચ કેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૨
અતી થાય અન્યાય લાંચે કરીને, છુટે શાહુ સૌ લાંચ તેને ભરીને;
ગરીબો તણા તો પછી હાલ કેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૩
થશે ન્યાય લાંચે કરીને અકારો, જનો સર્વે ધીકારશે ન્યાય ધારો;
પછી ન્યાય કારોજ કેવા કહેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૪
ગુનેગાર છુટે દઇ લંચ ઝાઝી, ગરીબો ખમે દુઃખ ને જાય દાઝી;
પછી તેપરે થાય ધીકાર કેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૫
જનો ના ગણો પાપનો કુંભ નાનો, કદાપી નહીં રે'યતે કુંભ છાનો;
ભરાતાં ફુટી જાય અવ્યો ન રે'વા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૬

ફુટયો કે ભડાકો દશો દીશ થાશે, સુણીને ભડાકો ખુશી સર્વ થાશે;
નં આવે પછી કોઇ પાસે રહેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૭
પછી રાયની પાસ ઇન્સાફ થાશે, બધા લોકમાં મૂર્ખ તેતો ગણાશે·
પછી આપશે રાય ઇન્સાફ એવો, ગણો લાંચિયો ચાંચિયા ચોર જેવો. ૮
કરે દંડ કાં કેદની તેહ શીક્ષા, જનો પાસ ઉભા કરેછે પરીક્ષા;
ગણે મુર્ખને ઉચરે શબ્દ કેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૯
બધા લોકમાં લાંચથી લાજ જાશે, વળી રાયથી ખુબ શીક્ષા પમાશે:
જુઓ લાંચથી હાલ થાશેજ એવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૧૦
કરે રાય લાવી દયા ઓછિ શીક્ષા, હજીતો પ્રભુની રહીછે પરીક્ષા;
જવુંછે હજી ત્યાં ખરો ન્યાય લેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૧૧
કરે ઇશ જ્યારે તમારી તપાસ, ઉભા રાખશે એકલા તેનિ પાસ;
કરે સાફ ઇન્સાફ દેવાધિ દેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા ૧૨
સુણો વીનતી ઓ અધીકારિ મારી, અતી હીત કારી થશે તે તમારી;
નિમાના નથી જાણજો લાંચ લેવા, ગણો લાંચિયા ચાંચિયા ચોર જેવા. ૧૩

## સ્વદેશમાં સુધારો કરવા વિષે.

### ઉપેંદ્રવજ્રા છંદ.

અરે સહુ અંતર પ્રેમ આણો, દુખી થતા દેશનિ દાઝ જાણો;
વિવેક રાખી દુખને વિદારો, સ્વદેશિયો સદ્ય ધરો સુધારો. ૧
પડ્યા દુકાળો અતિ દુઃખ આપે, ગરીબનું સંકટ કો ન કાપે;
અરે થયો દેશ બધો નમેરો, સ્વદેશિયો સદ્ય ધરો સુધારો. ૨
સ્વદેશ પ્રખ્યાત પુરો ગણાતો, ગુણે કરી ઉત્તમ તે જણાતો;
હતો અતી લક્ષ્મિ તણો વધારો, સ્વદેશિઓ સદ્ય ધરો સુધારો. ૩
તુટ્યો અતી સંપ સગાનિ સાથે, મુવા લડી મુર્ખ સબંધિ હાથે;
કર્યો બધે દેશ અતી અકારો, સ્વદેશિયો સદ્ય ધરો સુધારો ૪
થયું જુઓ રામનું રાજ દેશે, સંતાપને શોક દિઠો ન લેશે;
હતો અતી એની વિષે વધારો, સ્વદેશિયો સદ્ય ધરો સુધારો. ૫
ગયા મહાવીર સ્વદેશમાંથી, કહો હવે સુખ મળેજ ક્યાંથી;
નહીંજ નેત્રે સુખને નિહાળો, સ્વદેશિયો સદ્ય ધરો સુધારો. ૬
ઘડ્યો ઘણો ઘાટજ સુખ લેવા, થયા બધા દેશિ નમર્દ જેવા;

હવે નથી દુઃખ તણો કિનારો, સ્વદેશિયો સહ ધરો સુધારો. ૭
લક્ષ્મિ લુંટાઇ ગઇછે વિદેશે, સંતાપ ને શોક સ્વદેશ દીસે;
હવે સુખો ક્યાંથિ મળેજ યારો, સ્વદેશિયો સહ ધરો સુધારો. ૮
જરા નથી સંપ સગાનિ સાથે, પડે મહા કષ્ટ સ્વદેશ માથે;
કુટુંબમાં ક્લેશ તણો પ્રસારો, સ્વદેશિયો સહ ધરો સુધારો. ૯
તજો તમે ક્લેશ કુટુંબમાંથી, ભણો ભલા ભાઇ ઉમંગમાંથી;
થશે સુખી દેશ ખરે બિચારો, સ્વદેશિયો સહ ધરો સુધારો. ૧૦
મળે સુખો હુન્નર જો હલાવો, ઘણી સુ વિદ્યા સુતને ભણાવો;
કૃષી તણો જો કરશો વધારો, સ્વદેશિયો સહ ધરો સુધારો. ૧૧

## વિપત્તિમાં હીંમત રાખવા વિષે.

### સવૈયા એકત્રીશા.

અવની તળ અવતર ધર્યો પણ અર્ણવ આ તરવો સંસાર,
હીંમત વિણ કો પાર પડે નહિં એ નિશ્ચય ઉરમાંહિં ઉતાર;
મહાન શત્રુ વિપત્તિ વસેછે તરનારા ને દુખ કરનાર,
ઇશ્વર દત્ત ગણી સુખ દુખ ન હીંમત વિપતીમાં જન હાર. ૧
કાળચક્ર પેઠે વિપતીનું ચક્ર ભમે છે આ સંસાર,
એકવાર સરવે પ્રાણી તે ચક્ર વિષે આવી જનાર;
હીંમતવાન મુંઝાઈ જાય છે ધીરજ કો વિરલો ધરનાર,
ઇશ્વર દત્ત સુખ દુખ ન હીંમત વિપતીમાં જન હાર. ૨
હીંમત છુટે તેમ વધારે વિપતિ આવીને નડનાર,
દુખ અતિશય આવી આપેછે હિમત વિણુ તે નહિ હઠનાર;
માટે હીંમત ધરજો હૈયે મુંઝાવું મનમાં ન લગાર,
ઇશ્વર દત્ત ગણી સુખ દુખ ન હીમત વિપતીમાં જન હાર. ૩
મહત જનોને પડી વીપતિ તે તું તારા મનમાં ધાર,
તારે માથે આજ નવી નહિં એ વિચાર ઉરમાંહી ઉતાર;
વિપતીથી તે જન કયમ છુટ્યા એ વિચાર કર વારંવાર,
ઇશ્વરદત્ત ગણી સુખ દુખ ન હીંમત વિપતીમાં જન હાર. ૪
હિમતનાં હથિઆર ધરીને તે વિપતી સામા લડનાર,
કોડ પ્રકારે કષ્ટ પડે પણ રખુથી પાછા નહિં હઠનાર;

તો તેને અંતે સુખ આવ્યું અફળ જતો અગર્ભો અવતાર,
ઇશ્વરદત્ત ગણી સુખ દુખ ન હીંમત વિપતીમાં જન હાર. ૫

દોહરો.

હીંમત વિણુ હલકો ગણો, જનને વાર હજાર;
ઉત્તમ નર એ નહિ કદી, વાનર નર નિરધાર. ૬

રૂચિરા છંદ.

જે જન સંપતીમાં, સુખ માની છકી જતા નથિ સંસારે,
સુખ દુઃખ સરખે સરખું ગણિને વિપતીમાં હીમત ધારે;
રણુક્ષેત્રે રિપુથી લડતાં કદિ ભય ધરી મનમાં નવ ભાગે,
તે નર ત્રિભુવન તણા તિલકનો દુનિઆમાં દાવો માગે. ૭

દોહરા.

પીનરાઇ પડતી વિષે, કદી સગા નવ થાય;
વાત વદવિશું અન્યની, કરશે નહિં કદિ સાંય. ૮
પડે જેહના પંડપર, એ ભોગવશે આપ;
બીજા જન હસિને કહે, પેલા ભવનું પાપ. ૯

કુંડળિઆ છંદ.

વિપત્તિમાં હીમત કદી હારો નહીં જરાય,
હીંમતથી દુઃખો હરે, સુખ શરીરે થાય;
સુખ શરીરે થાય, જે નહીં હીંમત હારે,
દુઃખ દૂર સહુ થાય, હોય મન હીંમત ત્યારે;
દુઃખ આવે સહુ શીર, તોય હીંમત નવ હારો,
સુખી થાય જગ માંહ્ય, વિપત્તિમાં હીંમત ધારો. ૧૦
પાડું શ્રી પંચાળિયે. હીમત રાખી મંન,
ચિર તાણ્યાં ચોંપે કરી, હતે દુરયોધન;
હતે દુરયોધન, તોય હીંમત નવ હારી,
લાજ ગઇ નહિ લેશ, સતી કેવાણી નરી;
સાંય કરી શ્રી કૃષ્ણ, જો મને હીમત ધારી,
લાછન નાવ્યું લેશ, પાડુંની સ્ત્રી પંચાળી. ૧૧

દશરથ સુત શ્રી રામને, કાઢ્યા વનની માંય,
સાથ સતી સીતા લઇ, મુંઝાણા નવ કાંય;
મુંઝાણા નવ કાંય, જો મને હીંમત રાખી,
થયું સિતાનું હરણ, તોય હીંમત નવ નાખી;
માર્યો રાવણ રાય, હીંમતે લીધી નારી,
હીંમત રાખી મંન, સુત દશરથ બલિહારી. ૧૨
હરીશ્ચંદ્ર ભૂપાળને, દુઃખ પડ્યું દિલ માંય,
રાજ પાટ સરવે ગયું, પાસે ન રહ્યું કાંય;
પાસે ન રહ્યું કાંય, અતી દુખ દીલે આવ્યું,
વેચાણો નિચ ઘેર, નામ નીચુંજ ધરાવ્યું;
સુવો સુત રોહિતાશ્વ, તોય હીંમત નવ હારી,
સુખી થયો જગ માંહિં, હિમત હરિશ્ચંદ્રે ધારી. ૧૩
નળ નૃપ નિજ નારી લઇ, વસ્યો અરણ્યમાં વાસ,
દુઃખ દીલે અતિશય પડ્યું, તોય ન પામ્યો ત્રાસ;
તોય ન પામ્યો ત્રાસ, ભટકિયો વનમાં ભારે,
રહ્યા અયોધ્યા માંય, તોય હીંમત નવ હારે;
બધી કાળિ થઇ કાય, તોય હીંમત મન ધારી,
વસ્યો અરણ્યમાં વાસ, લઇ નળ નૃપ નિજનારી. ૧૪

## ધાર્યું ન થવા વિષે.

### વશસ્થ છંદ.

અરે અવીચાર થકી શું તું બકે, જુવાનિના જોર મહિં શું તું છકે;
પડ્યું રહે જોર ન કામ આવશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે ૧
તું રોગનો ભોગ થવા ન ઇચ્છતો, તું નિત્ય રોગી નિરખીજ નાસતો;
તને કદી રોગ અપાર પીડશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૨
ભલા ભલા જંન જતા રહ્યા બધા, અપાર ઉદ્યોગ થકી ન તે બચ્યા;
શું જોર તારૂં પ્રભુ પાસ ચાલશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૩
તું કાળની ઝાળથિ નિત્ય નાસતો, ભલા મુઆ ભાળિ તું કાય કાંપતો;
તથાપિ તે પ્રાણ પજે પડાવશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૪
મુવા મહીપાળ અમીરતો ઘણા, શુરા મુવા તે નહિં દીસ તે ગણ્યા;

શું ખીકથી કાળ કદાપિ છોડશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૫
અતી અભીલાષ થવા તને મને, ઘડીકમાં શાહ થવા તણા તને;
તથાપિ તેવો નિત રંક તું હશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૬
અપાર આંબા અભિલાષના કર્યા, શિંચી સુઆશા જળ તેં ઉછેરિયા;
તથાપિ તેનું ફળ તું ન ચાખશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૭
અધીક આશા ઉરમાં ધરી સદા, તછી ન ઉરે થકિ આશ તો કદા;
ફળી ન જાણી દિલ દાઝતો થશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૮
વિદેશમાં આશ ધરી તું વીચર્યો, અપાર પૈસો કુડથીજ તેં ર્ક્યો;
મને વિચાર્યું કદિ તે ન ખુટશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૯
તું રાય કે ચોરનિ ધારિ બીકને, સંતાડિ આવ્યો સ્થળ ધારિ ઠીકને;
તથાપિ ત્યાંથી ધન નાશ પામશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧૦
ઘડીકમાં આશ ભમેજ ભૂતળે, ઘડીકમાં વ્યોમ વિષેજ સંચરે;
ઘડીકમાં પાછિ નિરાશ થૈ જશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧૧
ગણે ઘડી રાય બનું હું દેશનો, બનું હું હાકેમ બધા પ્રદેશનો;
તથાપિ તેવો નિત રંક તું હશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧૨
તું જાણ નારી પરણું હું પદ્મની, તથાપિ નારી મળશેજ શંખણી;
ધરી ખરી આશ તુંતો વિમાસશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧૩
ભલે કરે આશ મનુષ્ય ભૂતળે, ન આશ ઇચ્છીત જગે કદી ફળે;
પ્રભૂ વિના કો નવ પાર પાડશે, કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧૪

દોહરો.

ધાર્યું આ ધરણી વિષે, કોનું કદિ નવ થાય;
મનુષ્યતણું મિથ્યા થશે, ધરણીધરનું થાય. ૧૫

ઇદ્રવજ્રા છંદ.

ધાર્યું ધણીનુંજ હમેશ થાય, મિથ્યા મનુષ્યો તણું તો મનાય;
તેમાંથિ કો દી ફરશે ન એક, ફરે ન નિર્માણ પ્રભુનું છેક. ૧૬

ઉપેંદ્રવજ્રા છંદ.

ન કલ્પના જેનિ કદી થયેલી, ન ચીત વૃત્તી કદિ ત્યાં ગયેલી;
બનાવ એવા બનશે અનેક, ફરે ન નિર્માણ પ્રભૂનું છેક. ૧૭
ઘડીકમાં સ્વર્ગનું સુખ થાય, ઘડીકમાં તેજ જતું જણાય;
ન પાર દીસે પ્રભુની કૃતીનો, ન તર્ક પોંચે જનની મતીનો. ૧૮

# અહંકાર વિષે

## ઝુલણા છંદ.

ગર્વ જન જે કરે મોત વીના મરે, ગર્વથી હાની અતિશેજ થાયે;
ગર્વથી સારું થાયે નહિં કેઇનું, ગર્વથી આબરૂ સદ્ય જાયે.
ગર્વથી લોક ઘેલા બને છે બહુ, ગર્વથી કૂળનો નાશ થાશે;
સહુ જનો જાણજો અંતરે આણજો, ગર્વથી લોકમાં લાજ જાશે. ૧
ગર્વ કીધો જુઓ કંસરાયે ઘણો, એનનાં બાળકો મકગ માર્યાં;
કરગરી કંસ પામે ઘણા કલેશથી, તોય બાળક કદી ના ઉગાર્યાં.
છેલ્લિ પુત્રી થઇ વાણી કેતી ગઇ, કૂળ તરા તણો નાશ થાશે;
વેરિ તારો વસે મધ્ય ગોકૂળમાં, તેજ તારો કદી કાળ કરશે. ૨
કોણ અવની વિષે મારનારો મને, શત્રુને શોધિને ઠાર મારૂં,
શોધવા શે'રમાં ચોપથી ચાલિયો, ગર્વથી આ'પજે ના વિચાર્યું;
પણ મુવો મારતાં શત્રુ પોતા તણો, શત્રને દિલ નહીં આંચ આવી,
કંસ જેવો મુવો રાય મોટો, જરાવારમાં અંતરે ગર્વ લાવી. ૩
દુષ્ટ દુર્યોધને ગર્વ આણ્યો ઘણો પાંડુને દુઃખ દઈ રાજ લીધું;
ચીર તાણ્યાં સતી દ્રૌપતીનાં વળી, બાળવાનું બુરૂં કામ કીધું,
એમ અ'કાર દીસે અતી આણિને, પાંડુ પુત્રો પરે કોપ કીનો;
પણ મુવો મારતાં પાંડુના પુત્રને, રાજનો લાવ જરિયે ન લીધો. ૪
લંકરાજા ઉરે ગર્વ લાગ્યો ઘણો, રામ પત્ની તણું હરણ કીધું,
વાંદરે હાલ બેહાલ તેને કર્યો, રાજનું સુખ જરયે ન લીધું;
ગર્વથી દુઃખ દીસે અતી પામિયો, પુત્ર પરિવાર તો નાશ પામ્યા;
સુખ લીધું નહીં ગર્વથી રાવણે, દુંગગ દુઃખના શીર જામ્યા. ૫
ગર્વ આણ્યો ઘણો જેમતે જોરથી, કોઈ જીતે ન જન એમ ભાખ્યું,
રાય રાણા બધા હારિયા તે થકી, અનરેથી અભીમાન નાખ્યું;
પૂતળાં બાંધિયાં પગ વિષે તો બહુ, રાય રાણા ભલીભાન જીની,
ભીમ સાથે ભલા યુદ્ધમાં તે મુવો, જાણજો ગર્વની એજ રીતી;
ગર્વ આણ્યો જરાસીંહ રાયે ઘણે, ગર્વ આણી અતી કોપ કીધો;
દુઃખ દીધું ઘણા લોકને ગર્વથી, રાય રાણા જિતી દંડ લીનો,
પણ મુવો પાપિ તે ગર્વથી યુદ્ધમાં, ગર્વથી રાજ ને પાટ ખોયું; - - -

દુ:ખ બહુ પામિયો દીલમાં ગર્વથી, તોય દીલે ન વીચારિ જોયું. ૭
ગર્વ ધારી ઘણા મસ્ત યોદ્ધા મુવા, ગર્વથી આબરૂ તો ગુમાવી,
રાજને પાટ રોળ્યું બધું ગર્વથી, તોય નહિ દીલમાં બુદ્ધિ આવી;
સર્વથી ગર્વ તો નાચમાં નીચ છે, એમ સમજી સહૂ ગર્વ છોડો,
નરક રૂપી નઠી ખાડમાં નાંખશે, કૂદિને કારમો ગર્વ ઘોડો. ૮

## સાયંકાળનું વર્ણન.

### મોટક છંદ.

પડિ સાંજ રવી નિરતેજ થયા, ફરિ શપ્ત થવા દુર દેશ ગયા;
મુખ લાલ દિસે રવિરાય તણું, ઝટ જાય ધરી દિલ દુઃખ ઘણું. ૧
ચકવા તણું દીલ દિસે દુખિયું, સુખ માશુકનું રવિ સાથ ગયું,
પણ ધીર ધરે મનમા અંતિશે, વળિ કાલ રવી થકિ સૂખ થશે ૨
ખુશિ થાય ચકોર અતી ચિતમાં, રવિ અસ્ત થયો ઠિક આ તકમાં;
મળશું પળમંહિ [1]નિશાકરને, કરશું બધિ વાત સુમિત્ર કને. ૩
સુખિ એજ રિતે હરનાશ થશું, રવિ રાય તણું નહિં કામ કશું;
કમળો કલપાંત અપાર કરે, નિજ મિત્ર વિયોગથિ નેણ ભરે. ૪
અતિશે દુખ આવ્યું ગણેદિલમાં પ્રિયનોજ વિયોગ થતાં પળમાં;
ઘુડની ગભરામણ સર્વ ગઈ, રવિ અસ્ત થતાં શુભ આંખ થઇ. ૫
ઉડિ વૃક્ષ વિષે સહુ પક્ષિ ગયાં, રવિ અસ્ત થવા થકિ દુઃખિ થયાં.
જથમ રય જતાં હડતાળ પડે, ન દુકાન વિષે જન કોઈ ચડે. ૬
ત્યમ અસ્ત થતા રવિરાય સુણી, કરિ બંધ દુકાન સુ ઉદ્યમની;
ચરવા ન જવાય ખવાય નહીં, પણ ધીરજ ધારિ અપાર તહીં. ૭
[2]મૃગનાં [3]યુથ જે વનમાં ફરતાં, સહુ બંધ થયાં રવિ આથમતાં;
નિજ સ્થાન વિષે વિચર્યાં વનથી, અતિ દુ:ખ ગણી રવિનું દીલથી. ૮
અતિ [4]ધેનું તણાં યુથ ગામ ભણી, વળીયાં રવિનું દૃખ દીલ ગણી;
પ્રગટયો [5]શશિ ખુશિ થતો પળમાં, નિજ આણ ફરી ગણિ ભુતળમાં. ૯
થયું રાજ નવું શશિરાય તણું, હરખ્યું મન તેથિ જનોનું ઘણું;
શુભ ચાંદનિ ખીલિ રહી સઘળે, નિરખી હરખ્યાં જન તેજ પળે. ૧૦

---

૧ ચંદ્રમા. ૨ હરણ ૩ ટોળાં ૪ ગાય. ૫ ચંદ્ર.

# દેશીઓને સૂચના.

## શિખરિણી વૃત્ત.

કરંછું હું કોડે, વિનતિ શુભ દેશી જન કને,
ધરો ધ્યાને પ્યારા, સરસ યશ ધારી નિજ મને;
ઉઠો દેશી વીરો, પગલું ભરવાને પ્રથમથી,
અરે દેશી બંધૂ, કયમ બનિ રહ્યા આળસુ અતી. ૧
પડીછે આ ભૂમી, વધુ વરસથી તો પર કરે,
સહે દુઃખો દીસે, તદપિ જન ચિત્તે નવ ધરે;
ગયા નાશિ શૂરા, રણજિત ગયાછે રજપુતો,
પિડા પામે પંડે, અતિ કરિ બળાપો અણુ છતો. ૨
દશા આવી પુરી, ભરત ભુમિની આ અવસરે,
થયા સત્તા હીણા, બળહિણ બન્યાછે ઘર ઘરે;
કહો ક્યાંથી દેશી, [1]ઉનતિ કરશે આ ભુમિ તણી,
રહે રોજે બેશી, સકળ જનતો આળસુ બની. ૩
ભલી ભૂમી બાળું, ભરત તણીનો આ જગતમાં,
તથાપી તે છોડી, સરસ ભુમિ ભુટે મમનમાં;
લડ્યા માંહો માંહે, સ્વજન અતિ મારી ખુશિ થયા,
ગુમાવ્યું છે હાથે, [2]યવન જન આવી [3]નૃપ બન્યા. ૪
ભુલ્યા કૂળાચારો, તજિ દિધિ ભલી [4]ભારતિ સતી,
ગઇ માતા વિદ્યા, સરસ યશ નિત્યે શિખવતી;
બન્યા હાથે હીણા, તદપિ નવ ચેતે ચિત વિષે,
અરે આશું આડું, પડળ [5]નયનેતો થયું દિસે. ૫
ભલી આ ભૂમીમાં, સરસ [6]કૃષિ જ્યાર નિપજતી,
ગણાતી સોનાની, ભરત્ત ભુમિ જ્યારે સુખિ હતી;
સદા જાણી સારી, સકળ નૃપ લેવા વિચરતા,
અરે શું તે આજે, [7]દિન બનિ અનિ ખાતિજ ખતા. ૬
બહૂ બંધો બાંધ્યા, પિડિત અતિ તેથી જન થયા,

---

૧ ઉદય. ૨ મુસલમાન. ૩ રાજા. ૪ વિદ્યા. ૫ આંખ ૬ ખેતી. ૭ ગરીબ

છુટાયું ને તેથી, શરમ ધરિ તે મૌનજ દશા;
દશા આવી એથી, કઠણ અતિશે આ અવસરે,
ખમે દુઃખો ખાંતે, તદપિ શુભ ધારા નવ ધરે. ૭
વિદેશે જાવાનું, અચુજ બનિને બંધજ કર્યું,
અરે દેશી બંધૂ, નિજ જનનું તેથી સુખ હર્યું;
દિઠું છે શું દ્રષ્ટે, શુભ ફળ તમે બાળ લગને,
મરે [1]શીશુ કષ્ટે, પણ ન ચિતમાં તે દુખિ બને. ૮
અરે આવું જાણી, જન મન કદી ના ધિરધરે,
પડે આંખે પાણી, તરત સુણિ છાતી છળિ મરે;
અરે એવા ધારા, તરત તજિ દોને સુમતિથી,
રહો નાશી છેટા, સકળ જન આવી કુમતિથી. ૯
તજો ધારા એવા, સરસ યશ તેથી નિપજશે,
થશે પીડા થોડી, જન મન અતિશે સુખિ થશે;
વિનંતી સહુની, સુણિ જન બધા આળસ તજો,
પડું પાયે દેશી, સુમતિ નિત જો સૌ ચિત સજો. ૧૦

### કન્યા વિક્રય ન કરવા વિષે.

"બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનુંરે" એ રાગ.

કંન્યા વિક્રય મોટું પાપછેરે, જેનો ગણતાં નાવે પારજો. ટેક.
જે પાકી શીક્ષા થશેરે, જશી જરૂર જન જમને દ્વારજો;
દુખ અતિશય દુનિઆમાં દેખશેરે, ફટ ફટ કરે જનો ફિટકારજો.
કંન્યા વિક્રય મોટું પાપછેરે. ૧
પુત્રી પેટે જે આવી પડીરે, તેને વેચે પૈસા માટજો;
મંન વિચાર કરે નહિ મૂરખારે, દામ લઇને વાળે દાટજો. કં૦ ૨
[1]તનયા તેર વરસની જે હશેરે, એંશીનો જોશે ભરથારજો;
ચેલી નાંખી ધરમાં થાબડેરે, હૈયામાં અતિશય હરખાયજો;
પણ પાપીને ખબર પડે નહીંરે, આ નાણું ધૂળધાણી થાયજો. કં૦ ૪
દુઃખ અતિશય દિલમાં દેખાડશેરે, મનમાં મુંઝવણ થાય અપારજો;
જીવે ત્યાં સુધી સુખ ના મળેરે, મરતાં પડે નરક મોઝારજો. કં૦ ૫

---

[1] છોકરા.

મરને શાસ્ત્ર તણો સિદ્ધાંતછેરે, કન્યા વેચે જન કોનારજો:
પાપ અતી તેને શીરે પડેરે, વણ મોતે જન તે મરનારજો. કં૦ ૬
બીજાં પાપે જો નરકે પડેરે, તો છે છુટવાનો ઉપાયજો,
પણ આ વિક્રય પાપ અમાપનોરે, છુટવાનો રસ્તો ન જણાયજો. કં૦ ૭
વેશ્યામા જે વાત વિષે પડેરે, તે રૌરવ નરકે પડનારજો;
છોડવવાને તેને ત્યાં થકીરે, સમરથ નથી કઇ સરજનહારજો. કં૦ ૮
વાત કરે દુઃખ પડશે એટલુરે, વેશ્યાના દુઃખનો નહિં પારજો;
માટે રહો જન એથી વેગળારે, તે સુખ મળશે અપરંપારજો. કં૦ ૯
બાળાને આપો સુખ પામવારે, ભાવે ભણ્યો ગણ્યો ભરથારજો;
પણ પશુ સરખી તેના પામવીરે, લક્ષ્મી લેવી નહિ નિરધારજો. કં૦ ૧૦

## દેશી રજવાડા વિષે.

### રોળા વૃત.

રાજનળાની રીત, ચાલતી જે આ વેળા,
પૂરણ ધારી પ્રીત, બતાવું રાજા ઘેના,
જનાનખાને જાય, પ્રેમદા પામે પ્રીતે,
ઉર અતિશય અકળાય, ચોર જ્યમ ચમકે ચિત્તે. ૧
પટરાણીની પાસ, આશ ધરી નર એમે,
ધરિ અંતર ઉલ્લાસ, વાત મીઠી નર કેશે,
વિચાર વધુ કોનાર, પ્રેમદાનો નર પૂછે,
ધમકીને ધીક્કાર, નારને નિત્યે દેશે. ૨
વજીરને વશ રહે, કહે જે મુખથી ડરતા,
છુટવાનું નવ ચહે, રહે દાડી દિલ ડરતા,
લગામ રાજનિ રહે, હમેશા વજીર હાથે,
સારૂં નઠારૂં ન કહે, નડી રૈયતને નાથે. ૩
લોક કરે પોકાર, જુલમની પીડા જાણી,
દાદ સુણે ન લગાર, પડે પીડાના પાણી,
એવું છે અંધેર, વેર વિદ્યાની સાથે,
ઝાઝુ પીતા ઝેર, ગરમલી ગોરી હાથે. ૪
પ્રીતે પ્રાત કાળ ઉઠીને અમલ જ માગે,

ચાકર નર તતકાળ, અમલ લેવા ઉઠિ ભાગે;
તુરત ખરલ ખખડાટ, દાટ વાળેછે દાંડી,
અફીણીઆનું હાર, વારતા અકિણ અનાડી. ૫
ખોબા ભરતા ખંત, ધારિને અફીણ કેરા,
પીવરાવે કરી તંત, કસુંબો બે ત્રણ ફેરા;
મીઠાઇ મહિપતિ નિત્ય, મગાવીને ખવરાવે,
બંધાણીપર પ્રીત, ચિત્તથી નિત્ય ધરાવે.
પોતે પ્રીતે પીયે, કસુંબો કાઢી ઝાઝો,
નીરખી તેનું નૂર, તરત શૂર દિલમાં દાઝો;
ઝોકાં ખાય અપાર, ભાન કેફેથી ભૂલે,
પણ ન કરે વીચાર, રાજ રૂડું આમાં ડુલે. ૭
દારૂ પણ દરબાર, પ્રીતથી નિત્ય પિવાતો,
ગાંડા બની ગમાર, વડી વડિ કરતા વાતો;
પ્યાલા દારૂ તણા, પગેપગ તો પીવાતા,
ઘેલા બનિને ઘણા, અહીંથી તહીં અથડાતા. ૮
મોજ મારવા માટ, લાવિને નીચી નારી,
નાચે નાણાં સાટ, દાટવાળે અવિચારી;
એવી અવળી રીત, પ્રીતથી નાણાં નાખે,
વિવા સાટે [1]પીસ, વાપરી સુખ નવ ચાખે. ૯
કારભારિ કરિ કૂડ, લાંચ ઝાઝી લઇ લેતા,
રૈયત ઘરમાં ધૂડ, વિના નવ રે'વા દેતા;
ખબર પડે નવ ખરી, નરી આંખે નિરખે ના,
જવાબ નવ લે જરી, ભણે [3]વાર હાએહા. ૧૦
રૈયત રાગી રોજ, એવિ ખબરો જઇ આલે,
ખાર કરવાને [2]ખોજ, નૃપતિની નજર ન ચાલે;
પ્રધાન કે' તે ખરૂં, માનિને મહિપતી બેસે,
ઉઠિ હું સુધારો કરૂં, એવું ધ્યાને નવ લેશે. ૧૧
પોપટ પરધાનના, થઇને રાજા રે'તા,
કદિ કરતા નવ મના, વજિર જે મુખથી કે'તા;

---

૧ પૈસો. ૨ તપાસ. ૩ તલવાર.

દીન હોય ને રાત, કહે તો સાચું માને,
કો જનનો કકળાટ, કદી નવ ધરતા કાને. ૧૨
એવું અજબ અંધેર, રાજમાં આજજ ચાલે,
શાણા થઇ [૩]સમશેર, કોઇ કરમાં નવ ઝાલે;
માંહે માંહે વેર, કરીને કજિયા કીધા,
ઝાઝું આંખે ઝેર, આખિ નવ ચાલ્યા સીધા. ૧૩
સાર દીસે ન લગાર, આજ રજવાડા માંહીં,
અનાચાર આ વાર, દેખશો જાશો જ્યાંહીં;
કારભારિનો કોપ, તોપ સમ લાગે તાણી,
લલ્લુ કે' ત્યાં તુરત, લેવું રજવાડું જાણી. ૧૪

## પરસ્ત્રીની પ્રીત વિષે.

### છપ્પા.

પર દારાની પ્રીત, નિત્ય દીલમાં દુઃખ આપે,
પર દારાની પ્રીત, શોક બહુ [૨]સ્થુળમાં સ્થાપે;
પર દારાની પ્રીત, વિત્ત સઘળું વવરાવે,
પર દારાની પ્રીત, હાણુ હમેશ કરાવે;
વળિ પર દારાની પ્રીતથી, દુઃખ દિલમાં આવે ઘણું,
સુખ પરવારે શરિરનું, મોત આવશે તે તણું. ૧
કૌરવનું સહુ કુળ, નારિથી નાશજ પામ્યું,
ગયું રાજને પાટ, દુઃખ દાવાનળ જામ્યું;
સાથ મુવા સો ભ્રાત, દ્રૌપદીને સંતાપી,
ન રહ્યો કુળમાં એક, મુવા સઘળા તે પાપી:
વળિ પરનારીની પ્રીતથી, કૌરવમાં કો નવ રહ્યું,
બહુ નાશ પામિયા નરપતી, મુખથી નવ જાયે કહ્યું. ૨
લંકાનું વળિ રાજ, રાય રાવણ તો કરતો,
હતો બહુ બળવાન, અતી અંહકારજ ધરતો;
લાવ્યો સીતા નાર, હરી છાનો વનમાંથી,
ખોયું લંકા રાજ, લાવિયો નારી તેથી;

---

૨ શરીર.

સહુ નાશ પામ્યું પરનારીથી, કુળ રાજા રાવણ તણું,
પરનારીની પ્રીતથી, પ્રગટ્યું પાપ પુરવ તણું. ૩
હતા કિચક સો ભ્રાત, હતા અતિશે બળવંતા,
ધરતા અતિ અહંકાર, જોબને બહુ મદમાતા;
મુવા કમોતે સોય, કરી પરદારા પ્રીતી,
રહ્યો ન કુળમાં એક, પાપ કેરી એ રીતી;
વળી પાપ અતિ પરનારિ છે, પણ મુવા પ્રીતી કરી,
જોખમ થશે જીવનું, વાત સહુ માનો ખરી. ૪
કિષ્કદાનું રાજ, વાળી વાનર તો કરતો,
હતો મહા બળવાન, અતી અહંકારજ ધરતો;
સુગ્રીવ તેનો ભ્રાત, સંપથી સાથે રે'તો,
કરતો તેનું કાજ, વાળિ જે મુખથી કે'તો;
વળિ વનિતા સુગ્રીવની હરી, કપટ કરીને વાળીયે,
પણ મુવો પાપિ તે પલકમા, વપુમાં વાત વિચારીયે. ૫
ગુજરાતનું રાજ, કરણ વાઘેલો કરતો,
પ્રજા પાળતો પ્રીત, નિત્ય નીશાએ ફરતો;
પ્રધાનની પદ્મની, રજનીએ નીરખી રાયે,
દરશન દેવીતણાં, નિત્ય કરવા તે જાયે;
પણ હરિ પ્રિયા પરધાનની, દુ:ખ દાવાનળ પ્રગટીયું,
વળિ નીચ ઘેર નારી ગઇ, રાજ પાટ સરવે ગયું. ૬

## સમસ્યાપૂર્ત્તી.

### કવિત.

"મીન મોટા પર્વતના શીખરે ચડી ગયું."
રાવણને રોળવાને રામ લંકાપર ચડયા,
મર્કટનું સૈન મહા સાગર તીરે રહ્યું;
શી રીતે ઉતારવું સમર્થ સૈન સાગરમાં ?
એવું મોટા મોટા મા'રથીએ મુખથી કહ્યું;
બાંધવીછે પાજ આજ કરો એક કાજ, મહા—
રાજ રામે એમ સભા માંડી મુખે ભાખીયું

મચ્છ ઉડ્યું પાણી સાથે પર્વતો માંહીં પડ્યાથી,
મીન મોટા પર્વતના શીખરે ચડી ગયું. ૧

"લોહની કટારી જુઓ માછલી ગળી ગઇ."
કુરૂક્ષેત્ર માંહીં જ્યારે ભારથ મંડાયું ભારે,
કૌરવને પાંડવને જ્યારે થઇછે લડાઇ;
મૂવા શૂરવીર ધીર ધારી રણ માંહીં ઘણા,
ઘણા નહી સૈના હય હાથીની રોળાઇ ગઇ;
ચાલીછે [1]સરીતા [2]શોણીતની રણ માંહીં મોટી,
[3]કરી સરની કટાર સાથે તો કપાઇ ગઇ,
ચાલ્યો ભાગ સરીતામાં મળી મહા સાગરને;
લોહની કટારી જુઓ માછલી ગળીગઇ. ૨

"જુઓ જનો જગમાં અંબુજ ખીલ્યું આગમાં"
રામતણી તરૂણી સીતાને રાવણે હરી તે.—
કારણે કરી લડાઇ લાવી રૂડા લાગમાં,
સીતાને મળવા રામ ગયા ત્યારે કામનાએ,
એહ ખડકાવી સાચી થવા એક ભાગમાં;
સુંદર શ્રૃંગાર શરીરે સજીને સુંદરી તે,
આવી બેઠી ઉમંગથી આગના વિભાગમાં;
આગ થઇ શિતળ કળળ હાર કંઠમાં તે,
જૂઓ જન જગમાં [4]અંબુજ ખીલ્યું આગમાં. ૩

"જંબુકનો શોર આકાશમાં સંભળાયો છે."
કૌરવ પાંડવની લડાઇ થઇ જ્યારે ભાઇ,
ઘાણ ઘણા જીવ તણો તે માંહી વળાયો છે;
હાથી મુવાનો શુમાર થાય ન લગાર સાર,
હાથી ઐશબ થકી મોટો ભાગતો ભરાયોછે;
તેનું માંસ ખાવાને શીઆળ ગયાં ઉદરમાં,
ખાધું માંસ મીઠું તેમાં જીવ તો ભરાયો છે;
બીમે આવી નવતેર હાથીની રમત કરી,
[6]જંબુકનો શોર આકાશમાં સંભળાયો છે.

---

૧ નદી. ૨ લોહી. ૩ કેડ. ૪ કમળ. ૫ મુડદું. ૬ શીયાળ.

## હાલના કવિ વિષે.

### કવિત્ત.

એકાદ ચરણ કદી છંદનું બનાવી જાણે,
વાટે ઘાટે ફુલાઇ બને નર બાંવરો;
ફક્કડ થઇને ફરે અક્કડ રે' અવનીમાં,
કવિતા લખ્યાનો આવે અંતરમાં ઉભરો;
વળે ન વિવેકી બની અવિવેક અંતરમાં,
સુકા કાષ્ટ જેમ રાખે અંતરમાં આખરો,
એવા અધમને કઇ ઉપમા આપી શકાય;
કવી નહીં જાણવો તે હડકાયો કુતરો. ૧
બનાવી કવિત પછી ગાતો ફરે ગામ માંહીં,
કાગળને પેન શીખે ગજવામાં રાખવા;
ભાવે જ્યાં ભરાઇ બેઠા હોય ભેળાં થઇ જન,
બહુ શોર કરી જોર થકી લાગે બકવા;
ખીસ્સામાં બરેલ ખુબ કાગળ તે કાઢતામાં,
વાથી ઉડી જાય જેમ બાળના કનકવા,
એવા કવી રાજ આજ રખડતા રાન રાન;
આતે ઇન્ડીઆમાં શું ઓથારીયું હડકવાં? ૨

## એતે કવી કે ભાંડ?

### કવિત્ત.

એક પતી તજી ત્રીયા જો બીજાને ચીત્ત ચા'ય,
નક્કી જાણવી તે નકટી ને વ્યભિચારિણી,
સારૂંને નઠારૂં એક ઠામમાં કુટાઇ જાય,
જેમ સારૂં નઠારૂં ખાંડી નાખે છે ખાંડણી.
કણ કરે જૂદા ઝીણા મોટાને જરૂર જોઇ,
એવી સમજણ તો સદા ધરેછે ચાળણી;
કવી નહીં જાણવો જે કડવું કથન કહે,
કવીનું ન કાવ્ય એતો ભાંડ તણી ભાંડણી.

## હાલના લગનના ચાલ, વિષે.

### ગીતી ૭૬.

હાલ લગનના ચાલો, સુણતાં કંપારી ઉપજે કાયે;
દિલમાં થાય બળતરા, ચિંતા ચિતડું ચુંટીને ખાયે. ૧
પરણાવે પ્રીતેથી, શિશુને નાની ઉમરમાં આજે;
નિરખી સ્વદેશી જનનું, ઘેલાપણું મમ દીલ અતી દાઝે. ૨
બાળક થાય વરસનો, વેવિશાળ કરવાનું મન ધારે;
મુજ તનું મોટો થાશે, કંન્યા તેને નહીં દીયે ત્યારે. ૩
એવું વિચારી અબળા, પ્રબળા સમિ થઇ શત્રુની પેઠે;
ધણિને નિત ધમકાવે, ધણી બિચારો બોલ બધા વેઠે. ૪
રહ્યો દીકરો મારો, લાડ લડાવ્યાં નહીં તમે કાંઇ;
આપું સુતને ઠપકો, શું કરવા આવ્યો આ ઘર માંહીં. ૫
બીજા જનનાં છોરૂ, નાનપણેથી ખરડાઇ જાયે;
રહ્યો તનય આ વાંઢો, દેખી દિલમાં દાહ મને થાયે. ૬
એવું સુણીને ઘેલો, વેશો વેશો જાય સગાં સાથે;
કંન્યા શોધી મોટી, દુખ ધરે દુનીઆમાં શિશુ માથે. ૭
સમજે નહીં તે શાણા, પાણાં જેવાં હૃદય કરી બેસે;
સમજાવે કો પ્રીતે, તો પણ ધ્યાન કદિ ન તે લેશે. ૮
બાર વરસનો થાતાં, પરણાવે પ્રીતેથી માબાપો;
ભવસાગરમાં તેનો, સંપ થકી ચાલે નહીં કદિ ત્રાપો. ૯
લલના મોટી લાગે, લાગે નાનો નાથ જરૂર તેનો;
મેણાં મારે લોકો, આત્મા બળિને ખાખ બને એનો. ૧૦
પનઘટપર સહુ કે'શે, નાના નાથ તણી આ છે નારી;
સુણતાં તેના દિલમાં, દાવાનળથી તાપ બળે ભારી. ૧૧
મન વિચારે [૧]મહિલા, અરે અરે મેં સુખ નહીં માણ્યું;
મિથ્યા જિવતર ખોયું, અરે દેહનો અંત હવે આણ્યું. ૧૨
માબાપોએ મુજને, મે'ર તજી દીધી નાના વરને;
શી રીતે સુખ પામું, વામું દુખ કયમ સુજ નથી મુજને. ૧૩

૧ સ્ત્રી.

ભુંડું થાજ્યો તેનું, જેણે નાના વરને પરણાવી;
સુખ ટાળ્યું સહુ મારૂં, દુખ વસજ્યો તેને દીલે આવી. ૧૪
મરણ તેહનું થાજ્યો, જ્યાં અન પાણી મળે નહીં જરિયે;
ઉપાય નથી અમારો, અબળા જાતી તેથી શું કરિયે. ૧૫
એવી રીતે શ્રાપે, માબાપોને હરનિશ તે આપે;
દુખની મારી બિચારી, હરનિશ સગાં કુટુંબીને શ્રાપે. ૧૬
એવી રીતે નારી, દુખિઆરી અતિ બનેજ અવનીમાં;
બાળ લગનથી આવાં, દુખ ખમતી વનિતાઓ નિજ તનમાં. ૧૭
ભણે નહીં નર ભાવે, આવે અતિશય શરમ સદા ભણતાં;
મળે ન ચાકરિ સારી, નઠારિ કરિને પેટ પડે ભર

## મિત્રતા વિષે.

### કવિત્ત.

સ્નેહીનું સારૂં કરવા તુરત તૈયાર થાય,
પાડે પાર પલકે કદાપી કાંઈ કામછે,
દુખ જોઇ દોસ્તનું દહન દીલમાંહીં થાય
દુખ દૂર કરવા હૈયામાં જેને હામછે.
પોતાના પંડની ન લગાર દરકાર ઉર,
સદેશે પોચે સ્થળે જ્યાં મિત્રનો મુકામછે;
વસુધામાં વિશ્વનાથ સુખી રાખજે સદૈવ,
એ પવિત્ર મિત્રને, પ્રીતે મારો પ્રણામછે. ૧
ઠારછે શ્રીકાર ન લગાર ઉરમાં વિકાર,
સારને અસાર પ્યાર ધારી જૂદા પાડતા;
હીત કરે વીત વાપરીને પ્યારા મિત્ર તણું,
જોઇ દુખી અંતરમાં આણતા ઉદારતા.
વાત કરે નહીં કદી કષ્ટ પડે શીર પર,
મર મરે તોય કદી વાત ન ઊચારતા;
કાયા જૂદી પડી પણ જીવ એક જગતમાં,
થાય ન ખુવાર કદી એવો મિત્ર ધારતા ૨

મારા તારા તણો તનમાંથી તજ્યો જેણે તોર,
ઉરના અંકોર અહંકાર તણો આણતા;
મારો ધર્મ મિત્ર તણું કરવું પવિત્ર પ્રીતે,
ચિત્તે મિત્ર તણો ધર્મ ચટ દઇ જાણતા.
શીરની લગીર દરકાર ન કદાપી ઉર,
સ્નેહે ભરપૂર, મિત્રને વધૂ વખાણતા;
પ્રભૂ પ્રીતી એવા મિત્ર તણી પ્રીતથી નિભાવ,
થાય ન અભાવ ભલો ભાવ બાઇ રાખતા. ૩

વિશ્વ માંહી મિત્ર કંઇક લડી મરે ક્રુર બની,
શ્વસુર સાળો કહી પરસ્પર બોલાવતા;
નાદાન અક્કલનો દેખાવ આપી [1]આલમને,
તથા બેવકુફ સામા સામા લડીને છતા.
સુખ પામે નહીં સ્નેહ થયા છતાં સાટ માંહીં,
ખીજવીને ખીખી કરી ટપ તાળી આપતા;
ચાપડ મારીને સામ સામા ખુશી થાય ચિત્ત,
એ અજાણુ પ્રાણુ જાય મિત્ર એવો ધારતાં. ૪

ત્રણુ તાપ હરણુ કરેછે હિત ધારી દૈયે,
બહુ મિત્ર તણું હિત ચિતમાં વિચારેછે;
કરે ઘણું પણ કદી મુખથી કહે ન જરી,
લાગ સારૂં કરવાને ધ્યાનમાંહીં ધારેછે.
લક્ષ સુખ હોય પણ મિત્ર દુઃખ માંહીં દેખી,
સુખ [2]નિજ દુઃખ રૂપ [3]વપૂમાં વિચારે છે,
એવા સદા મિત્રથી વિચિત્ર સુખ પ્રાપ્ત થાય,
લલ્લુ દુઃખ દૂર એવો મિત્રતો નસાડેછે. ૫

## નઠારી સ્ત્રી વિષે.

### રાગ દેશી.

"લાવ પિયારીનો સાયબોરે" એરાગ.

નારિ નઠારી જે નરને મળીરે,

---

૧ દુનિયા. ૨ પોતાનું. ૩ શરીર.

તેનાં પૂરણ પાપ હો લાલ,

નારિ નઠારી જે નરને મળીરે. ટેક.

ઝગડો જાગે નિત્યે જોરથીરે,

વરસે [1]શ્રાપ તણો વરસાદ હો લાલ. નારી. ૧

ક્રોધ ધરે કાયામાં કારમોરે;

રીશે થાશે રાતી ચોળ હો લાલ. નારી. ૨

ટંટા ઘરમાંથી ટાળે નહીરે;

માથે મોટા પાડે રોળ હો લાલ. નારી. ૩

ભલો ભણેલો ભાવે ભાળીયેરે;

તેને તુચ્છ ગણે તતકાળ હો લાલ. નારી. ૪

પોતાને અક્ષર નવ આવડેરે;

ભણવામાં નવ રાખે ભાવ હો લાલ. નારી. ૫

માને સાચા મંત્રો મૂરખીરે;

ખાંતે તેથી થાય ખુવાર હો લાલ. નારી. ૬

ઠગ જનથી તે નીસ ઠગાયછેરે;

તોપણ માને મન હુશિઆર હો લાલ. નારી. ૭

ધણિને વશ કરવાને કારણેરે;

જ્યાં ત્યાં જોગી પાસે જાય હો લાલ. નારી. ૮

કાંનો ભૂવા શોધે ભામનીરે;

ભૂમીમાં અતી ભૃષ્ટજ થાય હો લાલ. નારી. ૯

સ્વામીની સેવા કરતી નથીરે;

ભાડે ભૂમીમાં ભરથાર હો લાલ. નારી. ૧૦

સ્વામી શી રીતે સૂખી થશેરે?

મળશે આવી જો નાર હો લાલ. નારી. ૧૧

કલેશ કરે હમેશ કુટુંબમારે;

લેશ ન જંપે આ જગમાંય હો લાલ નારી. ૧૨

ઝોટપ એથી માને મૂરખીરે;

પળ ટંટા વિણ ખાલિ ન જાય હો લાલ નારી. ૧૩

બાળક સાથે નિત્યે બાઝતીરે;

---

૧ ગાળો.

મારે મોટપ ધારી મંન હો લાલ. નારી. ૧૪
સ્વામી સાથે તે કદિ સ્નેહથીરે;
બેશી બોસે નહીં વચન હો લાલ. નારી. ૧૫
જ્યાં આળ ચડાવે જૂવતીરે;
લજ્વે લોકોની માંય હો લાલ. નારી. ૧૬
સમજે નહીં સમજાવી સદીમાંરે;
તો નર ક્યાંથી સુખી થાય? હો લાલ. નારી. ૧૭
નારી નઠારીથી મરવું ભલુંરે;
મરવામાં મોટું નહિં દુઃખ હો લાલ. નારી. ૧૮
જિવતર જૂઠું જાણો આ જગેરે;
જેને જુવતીનું નહિં સુખ હો લાલ. નારી. ૧૯

## મનહર છંદ.

મળે જો નઠારી નારી નર ગભરાય ભારી,
હામ જાય હારી કારી ઘા થયો ગણાયછે,
સુખતો મળે ન લેશ દુખમાં રહે હંમેશ,
બાળી ભુંડી ભામની તે ચિત્ત ગભરાયછે;
અંતરનું પટ ક્યાં ઉઘાડી નર વાત કરે,
મનમાં મુંઝાય હાય ચિત્ત માંહીં થાયછે,
વાત કરતાં વધારે નર નિરમાલ્ય દીસે,
બિશે તેથી બાપડો અતી દુખી દેખાયછે. ૨૦

## ઉપજાતી વૃત્ત.

જેને જરા ભાન ન રાધવાનું, ખંતેથિ ખાણું ન સુધારવાનું;
તે નાતિ રીતે ઘર ના સુધારે, નઠારિ નારી દુખદાઈ ભારે. ૨૧
લડે હમેશાં ઘર જન સાથે, પડે પિડા તેથીં અપાર માથે;
ઓછી થશે આખર એથિ અંતે, સંસારમાં સુખ મળે ન રંચે. ૨૨
નઠારિ નારી ગણિને નઠારી, વિચારી મેં વાત સુખે ઉચારી;
ગણો દિસે નારિ નઠારિ ખારી, કારી ફળો થાય તું જો વિચારી. ૨૩

## વસંત તિલકા વૃત્ત.

જેનાં ચરિત્ર અતી દુષ્ટ દસે જણાય

ટંટાદિ કલેશ ઘરમાં હરનીશ થાય;
તેથી ન અગ્નિ ગણુવો ઉર માંહિ ઉનો.
સંસાર તેવિ થકિ માનવિ માન સુનો. ૨૪

દોહોરો.

દુઃખ સારૂં શુળીતણું, જીવ જતાં સખ થય;
દિલથી દુઃખ નહારિનું, જીવ જતાં નવ જાય. ૨૫
મરવું રણુ વગડે ભલું, અન્નોદક નહિં જ્યાંય;
પણુ ભામા ભુંડી થકી, બળતર નહિં બુઝાય. ૨૬
વિખ જમવું ભલું વિશ્વમાં, મર દુઃખ દિલમાં થાય;
પણુ નઠારિ નારી થકી, અધિક ઝેર ઉભરાય. ૨૭
જેણે જન્મી જગતમાં, કીધાં પાપ અપાર;
તેને મળશે મહિ વિષે, નઠારી નિશ્ચે નાર. ૨૮
બાળલગ્નથી બાળકો, બળી થાય બેહાલ;
તેમા નારિ નઠારીથી, થાય બાળનો કાળ. ૨૯
ચેતી ચિતમાં ચોંપથી, તુરત તજો આ ચાલ;
બાળ કાઢવા ઝાળથી, પડો તુરત દઈ ફાળ. ૩૦
તજો નઠારા ચાલને, તરત ગ્રહી શુભ ચાલ;
તો આશિષ અંતર થકી, દેશે તમને બાળ. ૩૧

## લોભ વિષે.

દોહરા.

લાજ ઘટેછે લોભથી, નિંદે સઘળા લોક;
સારો જગમાં નવ કહે, જિવતર તેનું ફોક. ૧
લોભે લાભ ઘટે ઘણો, હાંસલ જરા ન હોય;
કિર્ત્તી ઘટશે કારમી, સારો નવ કે' કોય. ૨

ઝુલણા છંદ.

લોભથી લાભ જાશે ખરે દામથી, લોભિની કિર્ત્તિનો ના થાગે,
કોઈ વિશ્વાસ તેનો જરા નવ કરે, આખરૂ દામ દામેથિ જાશે;

લોભથી સારૂં નવ થાય કો લોકનું, લોભિ પોતા તણું કામ સાધે,
લોભિ અળખામણો લોકમાં થાયછે, લોભિ નહિં જશ તણી ગાંઠ બાંધે. ૩

### ઇંદ્રવજ્રા વૃત્ત.

લોભી સુખી થાય નહીં જરાયે, ખંતેથી ખાણું કદિ તે ન ખાયે;
જાણે ખરૂં દ્રવ્ય જરૂર જાશે, ધારી સદા એવું દિલે ન ખાશે. ૪

### હરિગીત છંદ.

અતિ લોભ દીલે રાખવાથી જન બહુ દુખિ થાયછે,
શુદ્ધિ બધી જઇ શરિરની શુભ તેજ તો કરમાયછે;
બહુ આબરૂ જાયે બધેથી લોકતો નિંદે સહુ,
અવગુણછે અતિ લોભમાં માટે ન રાખો હું કહું. ૫

### દોહરા.

માન મહીમાંથી ઘટે, શરિરે પ્રગટે શૂળ;
લાજ રહે નહિં લોકમાં, લોભ પાપનું મૂળ. ૬
પેટ પુરણ ખોરાકના, દિલ નવ ધરે દુકૂળ;
પોષણ કરે ન પંડનું, લોભ પાપનું મૂળ. ૭
દમડી કારણ દેહને, દાટે ધરિને ધૂળ;
સુખ નવ સંસારે લહે, લોભ પાપનું મૂળ ૮
ન કર્યાનું કારજ કરે, જુવે ન કૂળ અકૂળ;
દામ ગ્રહે દુષ્કામ કરિ, લોભ પાપનું મૂળ. ૯
નાણાં માટે જઇ નમે, જે નિજ કુળ પ્રતિકૂળ;
શત્રુ પાસે શિર ધરે, લોભ પાપનું મૂળ. ૧૦
સત્ય તજે ચોરી કરે, ગણે ન કો અનુકૂળ;
જૂઠો થઇ જૂઠું વદે, લોભ પાપનું મૂળ. ૧૧

## લોભીની કવિતા થાય ?

### મનહર છંદ.

આકડાનું આકોલીયું આકારમાં કેરી સમું,
ખંતથી તે ખલકમાં કોઇથી ખવાય ના;

ચોર દૂધ દીસેછે દેખાવ માંહી દૂધ જેવું,
આ'રમાં અજાણતાં કદાપી વપરાય ના.
ગધેડી કદાપી ગંગ માંહી અંગ બોળી આવે,
ગાયમાં કદાપી એના ગુણ તો ગણાય ના,
લક્ષપતી કદી લોભીઓ લખાઇ જાય પણ,
કંજુસની કવિતા લલ્લુ થકી કરાય ના. ૧
મેમણ મુંડાવી કદી દાઢી કાઢી નાંખે કોરે,
બ્રાહ્મણની ઉપમા તો તેહને ભણાય ના;
ભુંડી ભામનીના ગુણ ગમાર બનીને ગાય,
શ્રંગારીનું નામ કદી કવીમાં કથાય ના
જામની પદવી લેવા જો કદી હજામ જાય,
હજામથી જામ તણી પદવી પમાય ના;
તેમ કદી કંજૂસ થયેલ ક્રોડપતી પણ,
કવિતા એવાની કદી લલ્લુથી કરાય ના.

દોહરા.

પેટ બાળિ પૈસો રળે, તેથી નવ ખરચાય;
દાટી મેલે દામ કાં, રહિ રખવાળી થાય. ૩
કર્મ કુડાં કરિને કદી, પૈસો મેળ્યો પાસ;
તે કૂડે કામે જશે, સુકતની નવ આશ. ૪

## કેવા કંજુસની કમાઇને ધીઃક્કાર ?

દોહરો.

લક્ષ્મી મળિ કદિ લક્ષધા, પુણ્યે પાઈ ન અપાઇ;
લલ્લુ કે' ધિક જગતમાં, કૂડા તણી કમાઈ. ૧

મનહર છંદ.

જર જોઇને લોભાઇ જાય જગ માંહી રોજ,
અંગ માહીં અતીશય રાખે અકડાઇને;
ગર્વ ધારી ગણે તુચ્છ [1]દીન નરનારી રોજ,
બોજ રૂપ ભૂમી માહીં રહે જે ભરાઇને.

---

૧ ગરીબ.

જે નરથી ગુણી તણી ગણના કરાય નહીં,
વપરાય નહીં સારે કામે કદી પાઇને;
લલ્લુ કહે દુનિઆમાં દમડીછે દમ સારે,
ધીક એવા કૂડા તણી કૂડની કમાઇને. ૨
જાણે નહીં જરા પણ જરવાળો તેથી ફરે,
ફોગટ ધરીને ફંદ ફાંકડો ફુલાઇને;
કવિને [1]કોવિદ થકી ડાં'પણ અપાર ધરે,
જરવાળો તેથી જાય નહીં શરમાઇને.
હું છું પિંડિતથી [2]પ્રૌઢ કવિ કન્તાંય વડો,
શૂરવીર થકી કદી જાઉં ન છુનાઇને;
ડાં'પણ વધારે દોઢ ડાહ્યો બની દુનિઆમાં,
ધીક એવા કૂડા તણી કૂડની કમાઇને. ૩

**દોહરો.**

ઉદાર વિણ નર અન્યથી, દાન નહીં દેવાય;
ગમારથી ત્યમ ગુણિ તણી, ગણના નહીં કરાય. ૪

## ધાર્યા કરતાં ઉલટી આશા વિષે.

**મનહર છંદ.**

ભીખારીની પાસે જે ભીખારી ભીખ લેવા જાય,
ભીખારીની આશા એ બદામની કે દામની?
કામની હમેશ કરે કકળાટ કંથ સાથે,
કહો લોકો એહછે નકામની કે કામની?
વેશ્યા સાથે સ્નેહ જોડે નકી નામનાને માટે,
કહો એની આશા બદ નામની કે નામની?
મગરૂર પાસે માન મેળવવા માટે જાય,
આશ એને નકી અપમાનની કે માનની? ૧
ગમારને રીઝાવા કદાપી ગુણીયલ જાય,
ગુણી રાખે આશા શણગારની કે મારની?
કારભાર લેવાને મજુર કને કોઇ જાય,
આશા એહ રાખે કારભારની કે ભારની?

---

૧ પંડીત ૨ મોટો.

ફક્ત કામ કરવાને કોડ થકી ફરી પડે,
અવનીમાં આશા તે નકારની કે કારની?
ચોર બજારમાં છીંટ વાર કદી લેવા જાય;
ખરી આશા એહને ખુવારની કે વારની?

## ભરત ખંડમાંથી ભડવીર ગયા તે વિષે.

દોહરા.

ભારત ભૂમિમાંથી ગયાં, ભલા નર દાતાર;
કાર ગયો કવિ લોકમો, કયાં થાશે સતકાર. ૧

મનહર છંદ.

કવીને [૨]નિવાજનાર નૃપ પૃથીરાજ ગયો,
ચંદને આનંદ આપી નામના કરેલ છે;
ભોજ [૩]ભારતિનો [૪]ભડ ભકત ભૂમિમાંથી જતાં,
ભારતી માતાએ વેશ ભગવો ધરેલ છે.
રૂખિદાસ ગયો જેણે સામળને સાચવીયો,
ભલો ફારબસ સ્વર્ગ ભણી સંચરેલ છે;
વિદ્વાનની વાર કરનાર ગયા ભૂમિમાંથી,
લલ્લુ ભૂમી હવે [૫]સુમ ભૂપાળે ભરેલ છે. ૨

દોહરો.

કાવ્ય બદલ કંસુંબો લહે, ગુણિયલને દે ગાળ;
ઢોંગાથી ડરતાં રહે, આજ સકળ ભૂપાળ ૩

## સમસ્યા.

છપ્પા.

ચતુરાક્ષરની નાર, મુખ વિણ શબ્દ ઉચરતી,
બે નર ઉદર માંય, પ્રીતથી પોતે ધરતી;
ફરે નરો ચોમેર, બાર ઠેકાણે અટકે,
ભલા જનોને ઘેર, નેહથી નારી લટકે;
કદિ ખાય નહિ ખાંતે કરી, પીયે ન પાણી તે જરી;
નર ચતુર વિચારે ચિતમાં, સમસ્યાનો ઉત્તર કરી. ૧. ઘડી.

૧ આબરૂ. ૨ દાન દેનાર. ૩ વિદ્યા. ૪ મોટા. ૫ કંજુસ.

ઢી અક્ષરની નાર, જગતમાં ઉત્તમ જાતી,
ખપ મારો સહુ કામ, શર સાથે સજ થાતી;
રહું આગજે રોજ, નર તણું રક્ષણ કરવા,
થાય નહિં નુકશાન, રાખું હું નરને નરવા;
વળિ નર પડતાં પરથમ પડું, ચડું આગળથી રણ વિષે;
સત સમસ્યાનો ઉત્તર કરો, કવણ નારિ એવી હશે. ૨ ઢાલ.
નારી નામે નામ, ચાર અક્ષરની હું છું,
શુરવીરની પાસ, નેહ ધરિ નિત્ય રહુંછું;
અબળા જાતી છતાં, સમયપર થાઉ સબળા,
સાંભળિ મારૂં નામ, નાશિ જાશે નર નબળા.
વળિ દરમાં હું દરરોજ રહુ, એતો અચરજ વાત છે,
જે સમસ્યાનો ઉત્તર કરે, તે સમજુ સાક્ષાત છે. ૩ તલવાર.
[1]ભુવન અક્ષરની નાર, મર્દની પાસે રહુંછું,
પડું જેનિપર કુંપ, દરદ તેને દિલ દઉછું;
[2]પ્રાક્રમ મોટાં કરૂં, નાનિ દીસુંછું અંગે,
શુરવીર હરનીશ, સ્નેહથી રાખે સંગે.
વળિ સ્થાનક મારૂં કમરમાં, શુરવીરના કામની,
સત સમસ્યાનો ઉત્તર કરો, કવણ દિસે કામની. ૪ કટાર.
બે અક્ષરનો મરદ, દિસે છે મોટા અંગે,
ત્રીશ પુત્ર બળવાન, રહે છે તેને સંગે;
નર કાપે જે વાર, નપુંસકતો બે થાશે,
નપુંસકને બે સુત, નિરખતાં નક્કી ભાસે.
એ સહુને સાથે મેળવે, ત્યારે નર એક જ થશે,
સત સમસ્યાનો ઉત્તર કહો, કવણ વડો એ નર હશે ? ૫ માસ. (મહિનો)
નિરખ્યું નપુંસક એક, પેટ તેને નવ ભાળું,
ચરણ ચાર બળવંત, તેથી લાગે રઢિઆળું;
શીશ દિસે છે બેય, પેટ વિણ વાંસો તેને,
હર્ષ ધારિ જન ઘેર, રાખવા ચાહે એને;
પણ પ્રભુ કૃપા વિણ તે કદી, મળે ન જનને મહી વિષે,
સત સમસ્યાનો ઉત્તર કરો, કવણ નપુંસક હશે? ૬ ઘોડીયું.
ભૂવન અક્ષરનો મરદ, વળી જોતામાં

---

[1] ત્રણ [2] પરો

સંતાડી યો છેક, તોય કદિ નવ રે' છાનો;
આદ્યાક્ષર જો દાબ્ય, અર્થ તો મોટો થાશે,
મધ્યાક્ષર જો દાબ્ય, તુરત રસ્તો સમજાશે.
વળિ ઉત્પત્તીછે વર્ષારતે, બીજી ઋતુમાં નવ બને,
ધરિ હોશ પુરણ હૈયા વિષે, મોટા જન રાખે કને. ૭ કેવડો.

ત્રણ અક્ષરનો મરદ, સરસ દીસેછે અંગે,
ધરી પ્રીત અતિ ઉર, રહે રસિલાની સંગે;
મોટું દીસે પેટ, પેટ ઉપરછે વાસો,
છો નર સાથે રસી, અજાયબ કરે તમાસો.
વળિ મુખ વિણ કરે ઉચાર તે, મીઠા લાગે કાનને,
સત સમસ્યાનો ઉત્તર કરો, વિનતી કરૂં વિદ્વાનને. ૮ સતાર.

દ્વી અક્ષરની નાર, ચાર તેને દરવાજા,
નહીં શીશ નહિં પેટ, તોય પણ રાખે રાજા;
તે નારીપર નાર, સોળ રમતી ઉમંગે,
સામા સામી લડી, માર મારે છે અંગે;
વળિ ત્રણ પુરૂષો તે નારિને, નચવે ત્યમ નાચે અતી,
સત સમસ્યાનો ઉત્તર કરે, જેની છે વીમળ મતી. ૯ બાજી.

ત્રણ અક્ષરની નાર, સકળ જનને મન ભાવે,
વિદ્વાનોની પાસ, આશ ધરી નારી આવે,
શામ કૂપમાં તેહ, દેહ ડુબાડે એની,
સાખાશી ચોમેર, વધારે પાસે જેની.
વળિ મુખ કાળું નારી તણું, પણ શોભા પામે અતી,
સત સમસ્યાનો ઉતર કહે, જે નરની વીમળ મતી. ૧૦ કલમ.

ભુવન અક્ષરની નાર, વસુછું જળમાં નિત્યે,
નિર્બળ છુ પણ હુંય, વરૂં પાણીને પ્રીતે;
આદ્યાક્ષર જો દાબ્ય, કેશ ત્યા અર્થજ થાશે,
છેલો અક્ષર દાબ્ય, અર્થ ચાકરીનો ભાસે;
વળિ અંગ લિલું છે માહરૂં, તેથી હું શોભું અતી,
સત સમસ્યાનો ઉત્તર કહે, જે નરની વીમળ મતી. ૧૧ સેવાળ.

દ્વિ અક્ષરની નાર, કાળિ દીસુંછું કાન,
બધા બાળકો મને, સ્નેહ ધારીને ચાયે;
ફરતા નર ચોમર, ચાર આવીને બેઠા,
થઇ મહરે પ્રીત, કદી નવ મેલું હેઠા;

વળિ બેનપણી વિણુ કોઇને, કામ ન આવું હું જરી,
સત સમસ્યાનો સમજુ સકળ, ઘો ઉત્તર શાંતી ધરી. ૧૨ સ્લેટ.

ચતુરાક્ષરનો મરદ, અધર રહુ છું આકાશે,
મુજથી લીલા લે'ર, જગતમા જનને થાશે;
' ધડું નવ જો કોવાર, તુરત વ્યાકુળ જન થાશે'
આવું જો ધરિ પ્રીત, ચિતથી મુજ ગુણુ ગાશે.
વળિ માગણુ મારાં સર્વે છે, હું માગણુ કોનો નહીં',
સત સમસ્યાનો ઉત્તર કરે, જે નરછે ડાહ્યા સહી ૧૩ વરસાદ.

વીશ પાન નિજ ઘેર, પ્રીતથી સુજન મગાવો,
વે'ચો ધરી વિવેક, કહું તે મનમાં લાવો;
નરને આપો દોઢ, નારીને અરધું આપો,
બાળકને પા દઇ, પાન નવ બાકી રાખો.
વળિ વીશ પાન વીશ મનુષ્યને, વે'ચો તો કૌતક અતી,
સત સમસ્યાનો ઉત્તર કર, જે નરની વીમળ મતી. ૧૪

૧૧ પુરૂષ. ૫ સ્ત્રી. ૪ છોકરાં. ૨૦ કુલ.

સુણુ સમજુ લખનાર, પ્રશ્નનો ઉત્તર પ્રીતે,
ધારિ મરદ અગિઆર, વે'ચજે પાન તું નિત્યે;
પત્ની ધારી પાંચ, પાન અઢિ પ્રીતે આપો,
અર્ભક ધારી ચાર, એક આપી દુખ કાપો.
વળિ સાડાસોળ મરદ તણાં, મળિ બધાં વીશજ થશે,
વીચારીને વે'ચીશ તો, તુજ મનનો સંશય જશે. ૧૫

## જર ખરચીને જશ લેવા વિષે.

### કવિતા

લક્ષ્મી મળે ત્યારે લોભી થઈને લલુતા રાખે,
કોડી સારે કામે આપ કરે નહી વાપરે;
વધે જો પેદાસ તો અંતર અતી રાજી થાય,
જર જોડી જોડી ઉંડી ખાણુમાં આપે ધરે.
કોક ભાગ્ય શાળી ભલી ભાત થકી વાપરીને,
કીરતીનો કોટ કોડ થકી ભૂમીમાં કરે;
અંતર ઉદારતા અપાર રાખે એવો નર,
જગે કોઇ જર ખરચીને જશ સંધરે
ભાનુનો ઉદય જ્યારે થાય ભાપકાથી ભારે
પ્રથમ કીરણુ પૃથ્વી ઉપર તે પાથરે;

અવિદ્યાનો કાપે અંધકાર આપ તેજ થકી,
આપે અંધકાર, વિદ્યા સુર્ય ઉગતાં ડરે.
તેમ સુત્ત પામે જર ઇશના પ્રતાપ થકી,
કિર્તી કોટ માટે સદા સારે સ્થળે પાથરે;
મળે વીત ત્યારે ચિત્ત બ્યગ્ર અતી થાય પણ,
જશ વંત જર ખરચીને જશ સંઘરે. ૨

### દોહરો

જશ મોંઘો જગમાં જરૂર, જીવ થકી જન જાણ;
વોરે કિર્તી કોઇક જન, આઘડી મરે અજાણ. ૩

માયાથી મોંઘું સદા, રૂડું રમાથી હોય;
વાલું પુત્ર થકી વધૂ, જશ વીણુ જગે ન કોઇ. ૪

## આવ્યો દિવસ ઓળખવા વિષે.

### કવિત,

કૈક તણા ચિતમાં વિકાર વધી જાય વધુ,
જાણે મારૂં જર વાપર્યા થકી ખુટી રખે,
એવું ધારી સારા કામમાં નહિં સામેલ થાય,
ઉદારતા આણી નામ આગળ તે ના લખે.
રણમાં ઉભો રહે તે ખરો રણ વીર ધીર,
હઠે ન લગીર પૂરો નર જે પાંચે પખે;
દીનતી જાણીને દાઝ રંકને નિવાજ નાર,
કોઇ ભાગ્યશાળી નર આવ્યો દીન ઓળખે. ૧

### દોહરા,

લોભી બને લક્ષ્મી મળે સુકૃત કદી ન થાય;
આવ્યો દીન જે ઓળખે, ભાગ્યશાળી કે'વાય. ૨

પ્રવીણ પૂરો હોયજો, સદવિદ્યા શીખેલ;
તે આવ્યો દિન ઓળખે, નહિં બાળકના ખેલ. ૩

## દિપોત્સવી વિષે.

### કવિત

ઠાઠ માઠ કર્યાં વસ્ત્ર આભૂષણનો અપાર,
આંગણાં ઉજ્જ્વલદાર કર્યાં અજવાળીને;
હૈયા તણી ઝોળીયો હાંડીને લટકાવી દીધી,

ચોક શેરી સાફ કર્યા વા'લ થકી વાળિને,
નાહી ધોઇ વસ્ત્ર નવાં નવાં ધર્યાં અંગ પર,
પુષ્પ જૂદી જાતનાં મગાવ્યાં તેડી માળીને;
ચતૂરાઇ ધરી ચાલી જાય ચોક માંહીં ચોંપે,
દીલમાં આનંદ થયો દેખી આ દીવાળીને. ૧

રોશનીનો રંગ રાગ રોપ વીણુ કરે રોજ,
ખોજ કરી દોડીને દુકાન શણગારીઆં;
ફડાકા ફટાકા તણા બા'દુર બાળક કરે,
ધરે નહીં ધાક ગણી ભપકો તો ભારી આ.
જાત જાત તણાં પકવાન પ્રીત ધારી કર્યા,
બગી માંહી બા'દુર નર ફરના નિહાળીઆ;
ખરચે અપાર ખોટ હાંસલ ન એક દામ,
જુઓ લોકો આજ ધ્યાન ધારીને દીવાળીઆ. ૨

અન્નકોટ ઉત્સવ અપાર થાય ઉમંગેથી,
રંગે રોજ રોજ નર નારીને નીહાળીઆં;
શારદા પુજન વેદ મંત્ર થકી થાય ભાવે,
ભલા બ્રાહ્મણોને એવા કામ માંહી ભાળીઆ;
ધારી શણગાર તરે'વાર ફરે ફોજ જેમ,
એમ માની, સુખ અહીં ભોગવવા આવીઆં;
કરે ખર્ચ ખુબ પણ પાઇ પાછી પામે નહીં,
જુઓ લોકો આજ ધ્યાન ધારીને દીવાળી આ. ૩

મંદીરમાં ભીડ થાય મારે ભટ ઉભા રહે,
કોરડા મારતા ભૈયાજીને દ્વાર પાળીઆ;
કરવા દેદાર દીનાનાથ તણાં દર રોજ ! ! !
મોજ માની ભચડાતા ભીડમાં મેં ભાળીઆ.
શણગાર ચુંથાય ઘરેણાં ગુમ થાય ભીડે,
રડતાં કંઇક નર નારીને નીહાળીઆં;
ગૂમ થાય ગયેલું જડે ન જવાહીર જગે,
જુઓ લોકો ધ્યાન આજ ધારીને દીવાળી આ. ૪

# કન્યા વિક્રયથી વૃદ્ધ પતીની વેદના.

## ગરબી.

"ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમ તણી." એ રાગ.

સૈયર મારા દુખનીરે, વાતો તને શીરે કહું;
દુઃખ દરિઆમાં ડૂબીરે, કહે સુખ ક્યાંથી લહું ?
માત પીતાએ સુજનેરે, સ્વારથ માટે ખાડ વિષે;
નાંખી નાણાંને લોભેરે, ડુંગર દુઃખનાજ દિસે. ૨
ઘર કામ ન સૂઝેરે, ફરૂં ઘેલી ફકિરી લઇ;
અંગ આગ ન બૂઝેરે, વ્યાકૂળ દીસે તેથી થઇ. ૩
પાપી પીતાયે પાળીરે, મારી મારા પેટ વિષે;
દાઝ મારી ન જાણીરે, રીબાતી રાખી છે રિશે. ૪
નાણાં લીધાં નાગેરે, મારૂં સુખ નવ જોયું;
ધરી ઉછળતી આગેરે, દયાળુ હૃદય ખોયું. ૫
પતી પરણાવ્યો મોટોરે, ઉમર મારી અતિ નાની;
હું તો કાંઇ ન જાણુંરે, હવે રોઉં છું છાની. ૬
ઘરમાંથી બધું ધનરે, પીતાયે પરગાર્યું;
નાથ પાસેથી લઇનેરે, ઘર માહરૂં માર્યું. ૭
ખાવાને ખુબ લીધુંરે, વિચારી ન જોયું ફરી;
ઘરેણું મારૂં ખાધુંરે, દયા તોય દિલ ના ધરી. ૮
મારા પતિના ઘરમાંરે, બદામ બે ના ગણી;
પતી છે વૃદ્ધ વયમાંરે, સંકટ રહું ક્યમ સાખી ? ૯
રળવાની શક્તીરે, પતીને મળે ન જરી;
અંગ શીથીળ તેથીરે, જપે જીભે રોજ હરી. ૧૦
દળણાં દળિ પેટ ભરવુંરે, ખાવી ખોરી જાર સખી;
એથી બીજું શું વરવુંરે ? લેખક ન શકેજ લખી. ૧૧
શણગાર શૂળીનારે, દીસે મારા દેહ વિષે;
બાપે કરિ બાવળિયોરે, બળું હવે રોજ રિશે. ૧૨
મારૂં જોબન જાયેરે, ભવમાં હું ભુંડી ફરૂં;
સુખ છાંટો ન ભાળુંરે, મુંઝાઇને રોજ મરૂં. ૧૩
કાયા કંથની કાચીરે, જોબન હવે જાતું રહ્યું;
કેમ રહું હું રાચીરે, સહુ નવ સ્વામી કહ્યું. ૧૪

ઘટમાં ઘા લાગેરે, વેરી વપૂમાંહી દમે;
દાઝું દહથી દિલમાંરે, સરખી શામા રોજ રમે. ૧૫
રળવું મારે જાતેરે, કરી વઇતરૂં કોડે;
મળે તે ખાવું ખાંતેરે, બેઠી નાથની જોડે. ૧૬
ઘરમાં ગરીબાઇરે, રીબાઇને રોજ મરૂં;
કહે કહું ક્યાં બાઇરે, કરે દુઃખ કોણ પરૂં. ૧૭
ઘર વેચીને ધણિયેરે, ધન ધૂળમાંહી ધર્યું;
બાપે સ્વારથ સાધ્યોરે, મારૂં સારૂં કાંઇ ન કર્યું. ૧૮
આધાર ન એકેરે, નિરાધાર નક્કી ઠરી;
રહેવું તોય ટેકેરે, છૂટું ન મુંઝાઇ મરી ૧૯
સાસરિઆંની સાથેરે, સંસારમાં રેવું પડે;
આવ્યાં કારજ કરવાંરે, કહે સુખ ક્યાંથી જડે ? ૨૦
પરવાર્યું બધું સુખરે, પેલા ભવના પાપે કરી;
દીલ દાડી દહે દુખરે, શોધું સુખ ક્યાં હું ફરી. ૨૧
છાપરાપર બાપેરે, વાંસ વળી નવ રાખી;
છેતરી મુજ સ્વામીરે, દુઃખ દરીએ નાખી. ૨૨
ધાકડ તેથી દીલમાંરે, દયા દીકરીની નહીં;
થયો કૂડો કસાઇથીરે, મારૂં સુખ જોયું નહીં. ૨૩
નીચ બાપને પેટેરે, આવે દુઃખ એવું પડયું;
દામ સારૂ વેચીરે, પીટયાને પડેલું જડયું. ૨૪
ચાલ કૂળનો કૂડોરે, લેવાં દામ દિકરી તણાં;
કહો તે કયમ છોડેરે, લીધામાં શી ગણે મણા. ૨૫
જો કૂલીનના ઘરમાંરે, આવી હોત અવતરીને;
તો મારૂં સુખ સાધતરે, કુળની લાજે કરીને ૨૬
આવો દીન ન આવતરે, મુંઝાવાનો મારે જરી;
કરીઆવર લાવતરે, કંથ તણે ઘેર ભરી. ૨૭
તે કુલિન કૂળ લાજેરે, શરમ ધારત સારી;
ઘેર આવત કાજેરે, મેલત ના વીસારી. ૨૮
દૂખી જોઇને મુજનેરે, આપત કંઇ ઉદાર થઇ;
પણ આ પાપીનીરે, દયાતો નાશી ગઇ. ૨૯
પરણ્યા પછી પાછુંરે, પીયર મેં નથી ભાળ્યું;

કદી ઓઢણું ઓછુરે. બાપેતો નથી બાળ્યું. ૩૦
હોત પતી કદી નાનોરે, ચીંતા ન ધરત તેની;
ચીતે મધુરી રાખતરે, સુખની આશાએ બેની. ૩૧
કાલ મોટો થાશેરે, ચિંતા પછી અળગી થશે;
દુ:ખ દૂર સહૂ જાશેરે, માનત સુખ એવે મશે. ૩૨
આતો ઉંડો ખડોરે, દુ:ખનો છે દરિઆમાં;
સૂણ હાથ ન આવેરે, નથી જોર તરિઆમાં. ૩૩
ગદ્દા વૈતરું કરિનેરે, ભરૂછું પેટ ખરે;
દયા કોદી ધરીનેરે, બાપે ન બોલાવી અરે !!! ૩૪
સ્વારથ જ્યારે સાધ્યોરે, પરમારથ કોણ કરે;
પેટમાં જેને પીડારે, દરદતો નેજ સહે. ૩૫
જોનારાંનો જોરેરે, પૂછે દુ:ખ કેવું છે ?
ભાગ કોઇ ન માગેરે, દરદીને સહુ સેંવું છે. ૩૬
તે રીતે થયું મારેરે, મારો બાપ બૂરો થયો;
કાળજાનો કસાઇરે, દયા છોડી દૂર ગયો. ૩૭
મોઢું ફરી નવ ભાળ્યુંરે, પરણ્યા પછી પીતા તણું;
સમાચાર ન પૂછ્યારે, પૂછાવેનો સૂખ ગણું. ૩૮
પાપી પીતાને પેટેરે, અવતરી એવે અપરાધે;
સુખ તો રહે છેટેરે, બુરો બાપ સ્વાર્થ સાધે. ૩૯
દીન ઉગે દુ:ખાળોરે, રજનીમાં રોજ રહું;
આય અંગમા ન મળેરે, ચાલું ત્યારે લથડી પડું. ૪૦
પેટ બેનાં ભરવાંરે, મે'નત કરીને મારે;
ખાવુંતો રહ્યું ખોટુંરે, શક્તી અંગ કયમ ધારે. ૪૧
પાપી જાળ પસારીરે, મને મારવા ધારે;
મન મારૂં છે કબજેરે, જૂઠા જખ છો મારે. ૪૨
ગણી વૃદ્ધની નારીરે, આશા મારી ઉર ધરે;
રસ્તે ચાલતાં લુચ્ચારે, નીચાં વચનો ઉચરે. ૪૩
ચાલી આવું ચોંપેરે, લુચ્ચાઓને લેખું નહીં;
મન બળિ જાય કોપેરે, કોને મારે કેંવું જઇ ? ૪૪
વેદના એવી વેઠુંરે, પતી વૃદ્ધ પરણીને;
દોષ દેવો મારેરે, પેલા ભવની કરણીને. ૪૫

પાપ પરભવે કીધાંરે, તેનાં ફળ આજ મળ્યાં;
દાન દિનને ન દીધાંરે, વચન વદી દુઃખી કર્યા. ૪૬
ગાયના વધ કીધારે, એથી દુષ્ટ બાપ ધરે;
અવતરી અવનીમાંરે, ત્યારે સુખ કોણ કરે? ૪૭
ભોગવી ભવ છુટું રે, વા'લાજીને વિનતી કરૂં;
કદી ધાડક ઘરમાંરે, બીજે ભવે નાં હું ફરૂં. ૪૮
દામ લઇને દિકરીરે, પાપી વેચોમાં કદી;
દુઃખ જોઇને દાઝેરે, દયા ધારે દીલ મદી. ૫૦
તમે તે થકી ફૂડાંરે, થયાં દુષ્ટ માબાપો;
હાલ થાશે ભુંડારે, નહિં દિકરીનાં દુઃખ કાપો. ૫૦
નિસાસાથી તમારૂંરે, સારૂં કદી નવ થાશે;
નક્કી થાશે નઠારૂંરે, વશ વિશ્વથી જાશે. ૫૧
નીરાધાર બીચારીરે, બાળકીને શાને કરો;
'કસાઇ' નવ થાઓરે, દયા દીલ કંઇક ધરો. ૫૨
પૈસો સેત્રો છોડીરે, ધારી દીકરીની દયા;
લલ્લુ કૂલીન તેથીરે, જગતમાં સુખી થયા. ૫૩

## કવિ નર્મદાશંકર વિષે.

### રોળાવૃત

નાગર નરતું નુર, સુર મારા કામોમાં,
ભાર્ગતિથી ભરપુર, ખ્યાતિ વાધી ગામોમાં;
નર્મદથી નર નાર, પ્યાર ધારીને પરખે,
ઉમંગ આણિ અપાર, હોંશિ જન ચિતમાં હરખે. ૧
દેશ તણું દુઃખ જોઇ, રોઇ રે'તા કંઇ રૂડા,
આબરૂ અધીક ખોઇ, કથાળા જનમાં કુડા;
એથી ઉલટી રીત, નર્મદા ધ્યાને ધારી,
સ્વદેશ પર સુભ પ્રીત, ધન્ય તારી જાણુનારી. ૨
ધન્ય તાહરાં કામ, દેશમાં ડંકો દેતાં;
થાય પવિત્ર તમામ, નામ તારૂં મુખ લેતાં;
વધારિ વિદ્યા વીત, ચિત્તમાં ચાહ્યું ચારૂ,
હિંદ તણું કર્યું હીત, તે નથી વીસરનારૂં. ૩
વિધવાનું જોઇ દુઃખ, દીલ દાઝ્યો તું દાતા,

કરવા તેને સૂખ, ઉર ધારી આતુરતા;
પુનર્લગ્નની રીત, દેશિ જાણે તો સારૂં;
બાપણુ તેને માટ, કર્યો તે કદિ ન વિસારૂં. ૪
દેશ સુધારા માટ, ઘુમતો ઘેલા હાથી,
લડવા નિકળ્યો બા'ર, થઇ સુધારા સાથી;
ડંકો દેશનિ માંહિ, સુધારા નામે માર્યો,
તે તારો પરતાપ, કુધારો જેથી હાર્યો. ૫
બકે ભલે બહુ લોક, સુધારો કરવા ધારે,
બાપણુ મોટાં ભણે, તોય તે નહીં નિજ હારે;
કહે ખરા કે'નાર, કોઇ વિરલો કરનારો,
કહો બકયે શું થાય, વધે શું વધુ સુધારો. ૬
કે'નાર નીંદાય, નવ કરે સમયો આવે,
છાના સંતાઇ જાય, કહો તે નર કયમ ફાવે;
ધન્ય નર્મદા વીર, ધીર ધારીને કથતો,
બોલીને બા'દુર, સમય આવે શુર ધરતો. ૭
હવે સુધારા તણા, હાલ માઠા દેખાતા.
કે'ના વાળા ઘણા, નહીં કરવાને ધાતા;
અરે અરે રે હાય, સુધારો ડૂબ્યો શાણા,
રત્ન રડવડિ ગયું, પછાડી મોટો પાણા. ૮
દે બીજાને બોધ, કરો સૂધારો ભાઇ,
પોતે ન કરે લેશ, કેમ તે વધશે ભાઇ;
જોઉં હવે શા હાલ, સુધારા પડતા તારા,
શેવક થ્યા નિર્માલ, કેમ દિન આવે સારા. ૯
વૈશ્નવ જનને બોધ, આપવા બા'દુર નર તેં,
ભલે થયો વીરોધ, તથાપી કશી કમર તેં;
ઝુડો લઇને વીર, પ્રથમ લશ્કરમાં ચાલ્યો,
ધારી મનમાં ધીર, વીર જયમ રણમાં માલ્યો. ૧૦
ગોસાંઇને ગરગડી, દોટ દઇ ડોકે વળગ્યો,
વિના સુધારો ઘડી, થયો નહી તેથી અળગો;
કોરટમાં ઇન્સાફ, સાફ થાવા શુરા તેં,
આપ બની અશરાફ, રહ્યો કરશનની સાથે. ૧૧

કાપ્યું ઘણાએ ઘાસ, ત્રાસ પામ્યો નત્ર તેથી,
દુર્ગુણ કર્યાં વિનાશ, વિશ્વ જશ પામ્યો જેથી;
લાવબલ કેશનિ લાણુ, લિધી તેં લાવક થઇને,
દુર્ગુણિને દઇ ડામ, ઠામ બેસાર્યાં જઇને. ૧૨
કવિતા તારો વીર, મરદ કરતી માદાને,
દેતિ અધિરને ધીર, સ્વદેશાભિમાન માને:
દેશ તણું અભિમાન, કર્યું ઉત્પન્ન કાયરમાં,
સદા થયું સનમાન, એ થકી ઉત્તમ નરમાં. ૧૩
અણુસમજુ અભણેલ, ગતી જેને નહિં ઝાઝી,
હીત અહીત નચીત, તેજ દિલ રે'તા દાઝી;
ધોખો તેનો જરી, ધર્યો નહિ નર ધીંગા તેં,
દ્રઢતા ધ્યાને ધરી, ડગ્યો નહિં વેવલિ વાતે. ૧૪
મુંબા પુરિના લોક, થોક કવિતા સાંભળતા,
વાંચિ સુધારો વીર, મૂરખા મનમાં બળતા;
તોપણ તારો ધર્મ, તજ્યો નહિં તન પડતાં પણ,
ખરૂં એ તુજ ખટ કર્મ, મર્મ મનમાં દિલ ડાં'પણ. ૧૫
મરણ તાહરૂં મરદ, દેશને છે દુઃખદાઇ,
પૂરાશે નહિં ખોટ, સંચર્યો સ્વર્ગે ભાઇ;
અક્ષય કિર્ત્તિ આંહિં, ઓછી નત્ર જરિયે થાશે,
લલ્લુ જેવા લાખ, ગુણ વધતા તુજ ગાશે.

## સ્ત્રગધરા વૃત્ત.

જેણે આકાશ માંહીં શશિ રવિ સરજ્યા, તેજના પુંજ તારા,
પૃથ્વી પાણી પદાર્થો અગણિત પશુઓ, જંતુને સર્જનારા;
પાળી પોષી બધાને પિડ હરિ પ્રિતથી, રોજ રક્ષા કરે છે,
લલ્લુ નિત્યે સુકાર્યે સતત ભલું થવા, ધ્યાન તેનું ધરે છે. ૧
જેણે પ્રાણીનિ સારૂ પ્રથમ પય ધર્યું, માતના ઉર માંહી,
ચિંતા જેને વધારે સહુનિ ચિત મહિં, પ્રાણીને પીડ કાંઇ;
સારાં કામોનિ માંહીં પ્રથમ સમરતાં, દુઃખ જે સર્વ ટાળે,
લલ્લુ તેને પ્રિતેથી હરનિશ સમરે, ના ચિતેથી વિસારે. ૨

# लल्लु सतसाई.

## ઇશ્વર સ્તુતિ.

### દોહરા.

[1]દિન દુખ હરણુ શરણુ [2]પતિન, તારણ તરણુ તું તાત;
અધમોદ્ધારણુ અવનિ પતિ, જગકારણુ જગનાથ. ૧
દહન કરણ દારૂણુ દુખો, ગહન ગતી ગોપાળ;
પ્રેમ આણિ પાયે પડું, શુભ મતિ ઘો હું બાળ. ૨

### વાંચનારને.

શાંપણુ ડાંપણુ શાણુપણુ, સૃષ્ટીમાં સરસાઇ;
ભોગવવાને ભાવતો, આ વાંચો ગ્તમાઇ, ૧
કડવું કથન કવિજન તણું, હિત હર ગણો હમેશ;
દુઝણિ ગઉની લાત ખમિ, ધરે ન જન મન દ્વેશ. ૧
કડુ ઔષધ વ્યાધી હણે, અ'પ ઉદર કદિ જાય;
ત્યમ કવિ કથન કરેજ સુખ, જો શાંતીથિ ચખાય. ૨
સમરાંગણુમાં સમર તક, સુભટ તણાં સુણિ વણુ;
કડુ, પણ ક્રોધ ન જરિ કરે, ચિત ગણિ સહુ સુખ દેણ. ૩
ત્યમ કવિ કથન શુભટ સમાં, કડુ, પણ શુભ ઉર આશ;
સહન કરેતો સરસ સુખ,મળે, ન થાય નિરાશ. ૪

---

## કયો વખત પાણીમાં ગયો ?

### દોહરા.

સતકિર્ત્તી નવ સંધરી, શુભ વખતની માંય;
વેર્યો અપયશ અવનિમાં, તે પળ પાણી માંય. ૧
જુવાનિના તું જોરમાં, મરડાતો બહુ જાય;
ગણતી કોના ગણે નહીં, તે પળ પાણી માંય. ૨
શિક્ષા સદ્‌વિદ્યા તણી, જો ધ્યાને ન ધરાય;
ખાય ખુબ ખત્તા ખરે, તે પળ પાણી માંય. ૩
આળસ કર્યું અભ્યાસમાં, ઉર નવ ઉલટ જરાય;

---

૧ ગરીબ. ૨ પાપી

રજ્જ્યો બનિને રોઝ સમ, તે પળ પાણી માંય. ૪
નિરખી દુખમાં દોસ્તને, જે મદદે નવ જાય;
મોજ શોખ માણ્યા કરે, તે પળ પાણી માંય. ૫
[1]પ્રીછે નહિં પોતે કશું, ગણે ગુણી મન માંય;
અભિમાને અંધો બને, તે પળ પાણી માંય. ૬
ઉમંગ નહિં શુભ કામનો, દુષ્કામે દોરાય;
વખત ખુવે ખુવાર થઇ, તે પળ પાણી માંય. ૭
જ્ઞાની પાસે ચુપ રહે, મુખ જરિ નવ બોલાય;
ગુણહીણુ [2]ગપ્પાષ્ટકી, તે પળ પાણી માંય. ૮
પાણી પળા ન પેટમાં, કાયે શક્તિ ન કાંય;
નામ ધરે દરિયાવખાં, તે પળ પાણી માંય. ૯
પ્રશ્ન પૂછતાં ક્રોધ કરિ, દે ન જવાબ જરાય;
બેઠો બેઠો બળિ મરે, તે પળ પાણી માંય. ૧૦
આંખ ન આપી અવનિપતિ, બહુ ધધે જે ધાય;
ફાંફાં ફોકટ મારતો, તે પળ પાણી માંય. ૧૧
જન્મ્યો જગમાં તે [3]વૃથા, અદેખાઇ ઉર માંય;
અંગીકારે ભવ બધો, તે પળ પાણી માંય. ૧૨
નવરો બનિ નધરોળ સમ, અવગુણ અવર ગણાય;
વખત ગુમાવે વેવલો, તે પળ પાણી માંય. ૧૩
અપંગની અખિલે દયા, ધ્યાને નહીં ધરાય;
શકતી સમ આપે નહીં, તે પળ પાણી માંય. ૧૪
જગમાં જીવી બહુ વરસ, જો હરિભજન ન થાય;
ખટપટમાં ખુચી રહે, તે પળ પાણી માંય. ૧૫
જુગાર રમવે લાભ નહિ, પણ રમવા લલચાય;
ઉભય ભ્રષ્ટ અવની વિષે, તે પળ પાણી માંય. ૧૬
જીવ્યો જગમાં જ્યાંસુધી, સુખ કોને ન કરાય;
અપયશ વો'રી લે જગે, તે પળ પાણી માંય. ૧૭
જેનિ કિર્ત્તી વ્યાપી નહીં, જગજન માંહિં જરાય;
કો' જિવતર શા કામનું, તે પળ પાણી માંય. ૧૮
આવિ ન અક્કલ અંગમાં, [4]ઢંગ ન શભ ધરાય;

૧ જાણે. ૨ ખોટી વાતો કરનાર. ૩ ફોગટ. ૪ રીતભાત.

વીતેલી [1]વસુધા વિષે, સહુ પળ પાણી માંય. ૧૯
[2]દંપતિને અતિ દ્વેશ દિલ, લેશ ન સુખ લેવાય;
જન્મારો ઝઘડા વિષે, તે પળ પાણી માંય. ૨૦
ભવ બાધો ભટકયા કરે, કોડિ ન કોદિ કમાય;
દેહ દમે દારિદ્રતા, તે પળ પાણી માય. ૨૧
શિયાળની શક્તિ નહીં, [3]ગજરાજને હણાય;
ધરે [4]વપૂમાં [5]વાંછના, તે પળ પાણી માંય. ૨૨
વા'લ ધર્યું વ્યભિચારમાં, ખુવાર ખાને થાય;
ગુણ હિણ રે' ગુણિકા [6]ગ્રહે, તે પળ પાણી માય. ૨૩
રાજ્ય કર્યું દુર્યોધને, પાંડવ વન અથડાય;
દુર્યોધનનો વખત શુભ, તે પળ પાણી માય. ૨૪
વલોવવા વા'લે જશે, વારી વસુધા માંય;
ધૃત[7] માખણ નવ નીપજે, તે પળ પાણી માંય. ૨૫
શિખ દેવી અણુમમજુને, ન ધરે ધ્યાન જરાય;
ઉંધું કરિ અવગે ખમે, તે પળ પાણી માંય. ૨૬
બાળીને બી વાવવા, ઉલટ ધરે ઉરમાંય;
કોળે[8] નહિ સુખ પય[9] ધરે, તે પળ પાણી માંય. ૨૭
રામપત્ની હરિ રાવણે, મનમા બહુ મલકાય;
મૂઢ મરડતો, પણ મુવો, ગઇ પળ પાણી માંય. ૨૮
કંજુસના કવિથી કદી, ગુણ જો જગે ગવાય;
એ બદામ આપે નહીં, તે પળ પાણી માંય ૨૯
જમ્યા પછી જનને કદી, આગ્રહ જો અતિ થાય;
ભુખવિણ ભાવે ના જરી, તે પળ પાણી માંય. ૩૦
સેવા કરિને સર્પની, ધરી સભાળ સદાય;
દુષ્ટ કરડશે દોટ દઇ, તેં પળ પાણી માય. ૩૧
ઉંડે ન પડકારે પ્રથમ, ધંધ વિષે નવ ધાય;
બડાઇ બહુ બહુ મારતો, તે પળ પાણી માય. ૩૨
શાસ્ત્રતણા સિદ્ધાંતની, જ્યાં વાતો બહુ થાય,
જાણે પણ બોલાય નહિ, તે પળ પાણી માંય. ૩૩

૧ પૃથ્વી. ૨ સ્ત્રી પુરૂષ. ૩ હાથી. ૪ શરીર. ૫ ઇચ્છા. ૬ ધરે.
૭ ઘી. ૮ ઉગે. ૯ દુધ.

જ્યાં રણમાં ઝગડો ઉઠે, ત્યાં કશું જો નવ થાય;
બોલાવું બળવાન (તે) હું, તે પળ પાણી માંય. ૩૪
ખોયું ખાધું જેહનું, ગુણ કદિ જો ન ગણાય;
હિણભાગી તુજ ભવ તણી, સહુ પળ પાણી માંય. ૩૫
જીવતાં નવ જાણે જરી, મુવે ધડાપિટ થાય;
ગુણ સંભારી [1]ગાંગરે, તે પળ પાણી માંય. ૩૬
મે'લ તોડવાને કિડી, પ્રયત્ન કરે જરાય;
ડગલું દૂર ખસે નહીં, તે પળ પાણી માંય. ૩૭
સજ્જનનું વાકું વદે, નિજ મરસાઇ સાં'ય;
એવા સુખે તણી જગે, સહુ પળ પાણી માંય. ૩૮
સુર્ય સામિ રજ છાંટવા, કાળો કરે ઉપાય;
ફૂટ દઈ આંખ બિજિ ફુટે, તે પળ પાણી માંય. ૩૯
સદ્‌વિદ્યા, સદ્‌કિર્તિ, સદ્,- ગુણ જો નવ સંચાય;
લલ્લુ કહે જીવતર તણી, તે પળ પાણી માંય. ૪૦

## સતકિર્ત્તી વિષે.

### દોહરા.

સતકિર્ત્તી નવ સાંપડી, જગે ન વાધ્યો [2]કાર;
અંગીકૃત અપયશ કર્યા, તો જિવતર ધીઃકાર. ૪૧
આન મહીમાં નવ મળ્યું, લીધો નહિ શુભ લાવ;
કાર બદલ કાજળ ગ્રહ્યું, દુષ્ટ કરી દેખાવ. ૪૨
સતકિર્ત્તીથી સૃષ્ટિમાં, નામ ન પામે નાશ;
અગસ્ત અસ્ત થવા છતાં, અમર રહ્યા આકાશ. ૪૩
જો સતકિર્ત્તી સંગ્રહી, પાંડુ આણી પ્રીત;
કુળ બે.ળણ સહુ કૌરવો, [3]ખલકે થયા ખચીત. ૪૪
રાણા કઇક રમી ગયા, આ પૃથ્વી પટમાંય;
કોઇ ન સાથે લઇ ગયું, સતકિર્ત્તી વિણ કાંય. ૪૫
પુરા પાંચસે પંડિતો, ભોજ સભામાં રોજ;
વિદ્યાની કરિ ખોજતો, ભલો કથાયો ભોજ. ૪૬
દમડી કારણ દેહને, દમી દમી દે દુઃખ;
તે નર ભોગવિ નવ શકે, સતકિર્ત્તીનું સુખ. ૪૭

---

૧ રૂદન કરે. ૨ વકર. ૩ પૃથ્વીમાં.

બહુ બહુ વસ્તુ બજારમાં, [1]વિત સાટે વેચાય;
પણ સત્‌કિર્ત્તી મળે નહિં, જો અખિયે અથડાય. ૪૮
અંગે હોય ઉદારતા, દિયે [2]દક્ષને દાન;
તો સત્‌કિર્ત્તી સાંપડે, નહિતર રે' નાદાન. ૪૯
કાર કઠિણ [3]કાંચન થકી, મળે ન એ શિરસટ્ટ;
કાર વિના બેકાર બનિ, રઝળે બારે વાટ. ૫૦
છેદન કરવું શિર સુલભ, કષ્ટ સહન કરિ કાય;
પાટકતાં પર્વત વિષે, સત્‌કિર્ત્તી ન સંચાય. ૫૧

## ગજાવગરની ઉદારતા.

### દોહરા.

ગજુ હોય નહિ ગરિબનું, ધનિ સમ કામે ધાય;
ખાય ખાસડા ખતથી, ઉદાર એ ન ગણાય. ૫૨
ખાવા ખોરી જાર નહિ, વસ્ત્ર ન [4]વપુમાં કાંય;
વ્યાજે લઇને વાપરે, એ નર મુરખ મનાય. ૫૩
આપે હોયે આંધળો, નેત્રે નવ નિરખાય;
આંખ આપવા અવરને, દોડે મુર્ખ મનાય. ૫૪
શક્તીવિણ આગળ વધી, વિત વાપરવા જાય;
[5]ઓબા લે આગળ જતાં, મહિમાં મુર્ખ મનાય. ૫૫
હદવિણ વાપરવા થકી, મોટા પણ મુઝાય;
બળિ હદવિણ દાને કરી, જયમ પાતાળે જાય. ૫૬
લાભ ન હદ છોડ્યા થકી, ઉલટું દુખ દેખાય;
હદ તજિ જાય સમુદ્રતો, [6]પ્રલય પૃથ્વીનો થાય. ૫૭
વર્ષા જળ વરસાવતા, ચાતુર માસ ચહાય;
એક અનાજ ન પાકશે, સડી સકળ ઝટ જાય. ૫૮
રજપૂતો રાજા વડા, ગરાસ અતિ ધરમાંય;
ગજા વગર ઉદારતા, કરિ, દુખ ભેગા થાય. ૫૯
દમડી હોય ન ઘર વિષે, ઉદારતા ઉર થાય;
પૃથ્વી દેવા પ્રિતિ ધરે, એ અણસમજુ ગણાય. ૬૦
બહુ બહુ કષ્ટ સહન કરે, જે તપસી કહેવાય;

૧ પૈસો ૨ પંડીત. ૩ સોનું. ૪ શરીર. ૫ કષ્ટ પામવું. ૬ નાશ.

તો પણ દેવે શક્તિથી, દાન વધુ ન દેવાય. ૬૧
[1]વદવું પણ હદમાં ભલું, વધુ વદવે જિવ્ર જાય;
પળતાં લસ્કર પાદરે, ભસિ કુતરી મરિ જાય. ૬૨
કંચનની પાળી પરે, વધુ ધરાશે વાલ;
પણ તે પેટે મારતાં, જીવ જશે તતકાળ. ૬૩
ત્યમ ઉદારતા હદ વગર, ગજા ઉપર જો થાય;
તો પછિ અપયશ યશ બદલ, જગમાં બધે ગવાય. ૬૪
પ્રિતિમય પકવાનો કર્યા, તે વધુ જરિ ન ખવાય;
ઉદારતાથી ઉદરમાં, નાંખે તો કુટાય. ૬૫
પારોશના પાત્રમાં, ઉદારતા ધરિ ઉર;
નાખે જો નવટાંક વધુ, તો છલકાય જરૂર. ૬૬
લીલાગર લાગે ગણી, પણ વધુ નવ પીવાય;
ઉદાર થઈ જો અધિક લે, તો ગાડો થઇ જાય. ૬૭
ત્યમ ઉદારતા ઉર અધિક, (પણ) શક્તિ વિચાર કરાય;
વિણ શક્તી જો વાપરે, તો મુંઝાઇ મરિ જાય. ૬૮
ઉમદા ગૂણ ઉદારતા, જનમાં જગેં ગણાય;
સંપતિ સમ શોભા ધરે, ધન વિણ ધિઃકરાય. ૬૯
શોભા ચંદરવા તણી, ઘરમાં ઘણી ગણાય;
પણ નાગા થઇ તે નકી, કો જનથિ ન બંધાય. ૭૦
જોઇ હવેલી હેમની, ઇચ્છા કદિ ઉર થાય;
[2]પર્ણકુટી પણ પગની, આપણી નવ વીંખાય. ૭૧
લાખમાંથિ લાયક રકમ, ઉદારતાથિ અપાય;
પણ એ લાખન દઇ શકે, દેતો ગંડુ ગણાય. ૭૨
ત્રણયુગ જે તપશા કરે, અન જળ તજિ અથડાય;
દેવે તેને દાન વધુ, શક્તિથી ન અપાય. ૭૩
જો દેશે શક્તિ વગર, ઉદારતાથી દાન;
દેવ પછી શંકર સદા, મનાય મુર્ખ સમાન. ૭૪
હાંત્રા નિત્ય હડિયું કરે, ઠરી ન બેસે ઠામ;
નાતવરો કરવા કરજ કરે, મુર્ખ એ કામ. ૭૫
મુંગાને બોલ્યા તણી, ઇચ્છા ઘણી ઉર થાય;

૧ બોલવું. ૨ ઝુંપડી.

પણ બે મુખથી બણાયના, ઇચ્છાનો શું ઉપાય. ૭૬
ઉરમાં હોય ઉદારતા, પણ પામે નવ દામ;
કો' શું આવે કામએ ? [1]શંઢ તણી શુભ હામ. ૭૭
પાવી થાય ન પદમણી, ફેલિ ન થાય ફકીર;
પામર પંડિત નવ બને, કાગ થાય નવ [2]કીર. ૭૮
બગલો હંસ ન થઇ શકે, ગધ્ધો હાથિ ન થાય;
હિરો થવાની હોંશ પણ, પથ્થરથી ન થવાય. ૭૯
પતિવ્રતા સમ પરમસુખ ગણિને ગુણિકા નાર;
એમે પણ વાધે નહીં, પતીવ્રતા સમ કાર. ૮૦
જુઠ ધારણ જગમાં કરી, ફેલી કરે ફિતૂર;
જૂઠો નવ સાચો બને, ઉદારતા ધરિ ઉર. ૮૧
કાળપ કાજળની જવા, કાજળ ધારે કોડ;
થાશે નહિં સાસુ થકી, કાજળ કપૂર જોડ. ૮૨
કોયલ બનવા કાગડો, કરે અનેક ઉપાય;
આભે જાય ઉદાર થઇ, પણ કોયલ ન ગણાય. ૮૩
ભોજ થવાને અવર ભુપ, હૈયે ધારે હામ;
રાજ્ય દાનમાં જો દિયે, ગણાય સુપે મહાન. ૮૪
દેવું ગજું વિચારિને, ગજા ઉપર નવ થાય;
વિભિષણને પણ રામથી, લંકા વિણ ન અપાય. ૮૫
અલંકાર ધરમા ઘણા, પણ સહુ નવ પેંરાય;
ગજા થકી વધતું ધર્યે, ભારે ભચડાઇ જાય. ૮૬
ધર્મ ધજા બાંધે ભલે, અનાજ સાદ પડાય;
પણ મિસ્કતના દાનનો, કદિ પોકાર ન થાય. ૮૭
શોભે મહુ શક્તિ થકી, શક્તી વિણ ન કરાય;
મંકોડાથી મમત ધરિ, મણુ ઉચકી ન જવાય. ૮૮
પ્રિછિ પ્રથમ નિજ શક્તિને, પછિ વધુ થવું ઉદાર;
લલ્લુ કે' એ નર તણો, જશ વાધે સંસાર. ૮૯

## ટેક વિષે.

### દોહરા.

એક ટેક વિણ અવનિમાં, નર નિર્માલ્ય મનાય;

---

[1] નપુંસક. [2] પોપટ.

એક કામ વિણુ ટેક કદિ, છેક ન પુર્ણ કરાય. ૯૦
તનમાં ટેક ભણ્યા તણી, જો કદિ હોય મહાન;
અણુસમજુ આગળ જતાં, થાય વડો વિદ્વાન. ૯૧
ટેક કાજ હરિશ્ચંદ્ર જઇ, વસ્યો નીચ ઘર વાસ;
માન અધિક મહિમાં મળ્યું, કિર્તિ થઇ પ્રકાશ. ૯૨
ધરી ટેક ધ્રુવજી ગયો, વન જપવા જગદીશ;
મહિ મડળમાં માનમર, મળ્યા, પ્રભુ આશિષ. ૯૩
વિશ્વામિત્રે વપુ વિષે, ધરિ રૂષિ થાવા ટેક;
પ્રભુ પ્રતાપે થઇ શક્યા, રાજ કુંવર રૂષિ એક. ૯૪
દુષ્કર્મોમાં ટેક તે, નિંદા યુક્ત મનાય;
ટેક ધરી હરિ જો સિતા, રાવણ રણ રોળાય. ૯૫
ક્રિયાક્રિચક સમ કુટિલતા, ધરે ટેકથી કોય;
નાશ પામશે કુળ નકી, લેશ ફરક નવ હોય, ૯૬
ટેક પાળવી દોહલી, પ્રાણથી અધિક પ્રમણ;
દ્વિજને કાચન દે કરણ, મરતાં મરતાં જાણ. ૯૭
શક્તી નહિ નિજ શરિરમાં, તોપણ કર ધરિ બાણ;
કરણે ગંગા કાઢિ ઝટ, એ ટેકનુ એંધાણ. ૯૮.
ત્રિશંકુરાયે ટેક ધરિ, સ્વર્ગ જવા ચહ્યું ચિત્ત;
વિશ્વામિત્ર પ્રતાપથી, સ્વર્ગ ગયો ખચીત. ૯૯

## મમત વિષે.

### દોહરા.

મમતે ¹મહિલાં તણું સુમુખ, દીઠે ઉપજે સુખ;
પણ ન જુવે મુખ સામું ફરિ, મમત એજ મહા દુઃખ. ૧૦૫
હેવેલિ હેમ તણી તજી, વસે ²અરણ્યમાં વાસ;
રિધ સિધ લક્ષે નવ લહે, એક મમતને માટ. ૧૦૬
ઇક જ્ઞાતિ મમતે મરે, કરે વિચાર ન કાંય;
શ્રિમાળિ ટાળા ટાળિ કરિ, હાથે ધનહિન થાય. ૧૦૭
તજે પ્રાણ પણ નવ તજે, મનનો મમત લગાર;
બે ³મેમણ લહિને મુવા, ઓછી નવ કૈ જ્વર. ૧૦૮
વળગ્યા પછી છોડે નહીં, એજ મમતની રીત,
મગર, મકોડો, મુરખનર, મમતે મરે ખચીત. ૧૦૯
નજીવિ બાબત જગતમાં, મગન કદી બંધાય;
લાખો થાય ખુવાર પણ, તનથી તે ન તજાય, ૧૧૦

## વચન પાળવા વિષે.

### દોહરા.

જગમાં જે જન વચનનિજ, પાળે ધારી પ્રીત;
ચાલે સત્ય પથે સદા, તે સુખિ થાય ખચીત. ૧૧૧
વચન ગયું તો શું રહ્યું ? જીવિતમાં જન જાણ;
નાક ગયા પછિ શરિરનો, ધારે હર્ષ અજાણ. ૧૧૨
વચનેથી વસુધા તણો, ચાલે સહુ વ્યહવાર;
વચન ભંગી નરને કરે, સહુજન બહુ ફિટકાર. ૧૧૩
સુતસુતાનાં મગપણો, એક વચનથી થાય;
વચને હારે હોડને, વચનેથી વેચાય. ૧૧૪
વચનેથી વ્યાપારમાં, ક્રોડી ધ્વજનો કાર;
પણ જો વચન તજે તુરત, તો મળશે ધીઃકાર. ૧૧૫
મેરુ ચડવું સેલછે, અહિ મુખ ધરવો હાથ;

૧ સ્ત્રી. ૨ જંગલ. ૩ એક ખાળામાં જારનો ઢગલો હતો, ત્યાંથી બે મેમણ જતા હતા; એએ જારનું અનુમાન ફેરફાર રીતે કહ્યું, તેથી બંને લડ્યા. ઓછા અનુમાનવાળો પડ્યો, ત્યારે લોકો કહે ભાઇ કહેને તેની મુજબ. ત્યારે તે કહે "દાઢી કુચો કુચો થાય, પણ હેકડો ઓછો ન છડું." ૪ સર્પ.

એક કામ વિણુ ટેક કહિ, છેક ન પુર્ણ કરાય. ૯૦
તનમાં ટેક બણ્યા તણી, જો કદિ હોય મહાન;
અણસમજૂ આગળ જતાં, થાય વડો વિદ્વાન. ૯૧
ટેક કાજ હરિશ્ચંદ્ર જઇ, વસ્યો નીચ ઘર વાસ;
માન અધિક મહિમાં મળ્યું, કિર્તી થઈ પ્રકાશ. ૯૨
ધરી ટેક ધ્રુવજી ગયો, વન જપવા જગદીશ;
મહિ મળમાં મા'નપદ, મળ્યા, પ્રભુ આશિષ. ૯૩
વિશ્વામિત્રે વપુ વિષે, ધરિ રૂષિ થાવા ટેક;
પ્રભૂ પ્રતાપે થઇ શક્યા, રાજ કુંવર રૂષિ એક. ૯૪
દુષ્કર્મોમાં ટેક તે, નિંદા યુક્ત મનાય;
ટેક ધરી હરિ જો સિતા, રાવણ રણ રોળાય. ૯૫
ક્રિયાક્રિયક સમ કુટિલતા, ધરે ટેકથી કોય;
નાશ પામશે કુળ નકી, લેશ ફરક નવ હોય, ૯૬
ટેક પાળવી દોહ્યલી, પ્રાણથી અધિક પ્રમાણ;
દ્વિજને કાચન દે કરણ, મરતાં મરતાં જાણ. ૯૭
શક્તી નહિ નિજ શરિરમાં, તોપણ કર ધરિ બાણ;
કરણે ગંગા કાઢિ ઝટ, એ ટેકનુ એંધાણ. ૯૮
ત્રિશંકુરાયે ટેક ધરિ, સ્વર્ગ જવા ચહ્યું ચિત્ત;
વિશ્વામિત્ર પ્રતાપથી, સ્વર્ગ ગયો ખચીત. ૯૯

## મમત વિષે.

### દોહરા.

મમત તજે નહિ મુરખ નર, કરતાં કોટિ ઉપાય;
હારે પણ હોંશે કરી, કબુલ કરે નહિં કાંય. ૧૦૦
ખુવાર ખલકે બહુ થયા, તજ્યા મમતમાં પ્રાણ;
આખર એ છોડયો નહીં, એવા કઇક અજાણ. ૧૦૧
કપાવ્યું કુળ કુરૂ કર્મે કરી, વળી ગુમાવ્યું રાજ્ય;
રામ સાથ પણ રાવણે, મમત કર્યો નહિ તાજ્ય. ૧૦૨
ફોગટ ફાંફાં મારતાં, આંખે હોય અપંગ;
પણ બીજાને પૂછતાં, ધરે દેખતાં ઢંગ. ૧૦૩
બેટા બાપ લડી મરે, કદી વારસા માટ;
પણ નવ નમે અરસપરસ, વળે મમતથી દાટ. ૧૦૪

મમતે [1]મહિલાં તણું સુમુખ, દીઠે ઉપજે સુખ;
પણ ન જુવે મુખસામું ફરિ, મમત એજ મહા દુઃખ. ૧૦૫
હેવેલિ હેમ તણી તજી, વસે [2]અરણ્યમાં વાસ;
રિધ સિધ લક્ષે નવ લહે, એક મમતને માટ. ૧૦૬
ઇક જ્ઞાતિ મમતે મરે, કરે વિચાર ન કાંય;
શ્રિમાળિ ટાળા ટાળિ કરિ, હાથે ધનહિન થાય. ૧૦૭
તજે પ્રાણુ પણ નવ તજે, મનનો મમત લગાર;
બે [3]મેમણુ લડિને મુવા, ઓછી નવ કે જાર. ૧૦૮
વળગ્યા પછી છોડે નહીં, એજ મમતની રીત;
મગર, મકોડો, મુરખનર, મમતે મરે ખચીત. ૧૦૯
નજીવિ બાબત જગતમાં, મગન કદી બંધાય;
લાખો થાય ખુવાર પણ, તનથી તે ન તજાય. ૧૧૦

## વચન પાળવા વિષે.

### દોહરા.

જગમાં જે જન વચનનિજ, પાળે ધારી પ્રીત;
ચાલે સત્ય પથે સદા, તે સુખિ થાય ખચીત. ૧૧૧
વચન ગયું તો શું રહ્યું ? જીવિતમાં જન જાણુ;
નાક ગયા પછિ શરિરનો, ધારે હર્ષ અજાણુ. ૧૧૨
વચનેથી વસુધા તરો, ચાલે સહુ વ્યહવાર;
વચન ભંગી નરને કરે, સહુજન બહુ ફિટકાર. ૧૧૩
સુતસુતાનાં સગપણો, એક વચનથી થાય;
વચને હારે હોડને, વચનેથી વેચાય. ૧૧૪
વચનેથી વ્યાપારમાં, કોટી ધ્વજનો કાર;
પણ જો વચન તજે તુરત, તો મળશે ધીઃકાર. ૧૧૫
મેરૂ ચડવું સેલછે, અહિ મુખ ધરવો હાથ;

---

૧ સ્ત્રી. ૨ જંગલ. ૩ એક ખળામાં જારનો ઢગલો હતો, ત્યાંથી બે મેમણ જતા હતા; બેએ જારનું અનુમાન ફેરફાર રીતે કહ્યું, તેથી બંને લડ્યા. ઓછા અનુમાનવાળો પડ્યો, ત્યારે લોકો કહે ભાઇ કહેને તેની મુજબ. ત્યારે તે કહે "લઠી કુચો કુચો થાય, પણ હેકડો ખુરો ન છડું." ૪ સર્પ.

બાથ ભરવિ સિંહને ગળે, નહિ મુશ્કેલનિ વાત. ૧૧૬
નીજ વચન કદિ આ'ન પણ, ખંડિત કરે ન લેશ;
ધરણીમાં નર ધન્ય તે, પામે.પદવિ સુરેશ. ૧૧૭
વચન પાળિ નિજ વડિલનું, રામ થયા વનવાસ;
પણ નવ તોડ્યું [1]લઘુ ગણી, કિર્ત્તી થઇ પ્રકાશ. ૧૧૮
વચને રણમાં જવું પડે, વચને શિર છેદાય;
રાજપાટ તજિ રાય પણ, વચને વન અથડાય. ૧૧૯
વચન વડું જે નર ગણે, તેથી આ'ન થવાય;
[2]સરિતા ગંગા આણતા, ભગિરથ યત્ન ભણાય. ૧૨૦
વચન ગયું જે વિશ્વમાં, મુવો જીવતો એહ;
નર નહિં પણ ખર ખલકમાં, મનાય વિણ સંદેહ.૧૨૧
મોટા વચન વધા પછી, પાછો ધરે ન પાય;
ગજ દંતુશળ નિકળ્યા, વે પાછા નવ જાય. ૧૨૨
ધરણી ડગમગ કદિ થશે, ભાનું પશ્ચિમ જાય;
પણ મોટા જનનું વચન, મિથ્યા કદી ન થાય. ૧૨૩
નિજ શક્તીને અનુસરી, બોલ્યા હોયે બોલ;
પાળે નહિંતો પૃથ્વિમાં, તે નર તરણા તોલ. ૧૨૪
વચન ભંગ જેણે કર્યું, કર્યુ બોલ્યો બહુવાર;
ધીઃક જન્મછે એહનો, ભૂમી ઉપર ભાર. ૧૨૫

## વ્યભિચાર વિષે.

### દોહરા.

ખુવીર નર વ્યભિચારથી, થાય જગે જન જાણ
આદર દેન ઉમંગથી, લાજ લક્ષ્મિનિ હાણ. ૧૨૬
પ્રયાણ પ્રાણ જના તણું, એ જગમાં વ્યભિચાર;
નાશ પામ્યું કુળ કિચકનું, ધરિ આશા પરનાર. ૧૨૭
તનનું તેજ ઘટી જશે, થશે સુકીર્ત્તી નાશ;
ચસે વાંછના પાપની, કરે લોક [3]ઉપહાસ્ય. ૧૨૮
વૃત્તિ કરે વ્યભિચારની, કરવા ચાલે આપ;
ત્યાંથી પ્રતિ ડગલે ગણો, ગૌહત્યાનું પાપ. ૧૨૯

---

૧ નાનું. ૨ નદી. ૩ મશ્કરી;

શાસ્ત્ર સાખ પુરે સદા, પાપ ન એ સમ કોય;
નર્ક ગયાની નિસરણી, વ્યભીચાર જન હોય. १३०
મોટા રાણા રાજિયા, લાખો ફૌજની ફૌજ;
મુવા એહ વિચારથી, બનો ગુમાવી [1]બોજ. १३१
ઇંદ્ર સમો અધિપતિ બિજો, ઉચો નહી ગણુય;
ગૌતમ નારી સંગથી, પામી શ્રાપ હણાય. १३२
વિજયમાળ ધરિ કંઠમાં, અજિત અવનિમાં આપ;
મુવો વાળિ વ્યભિચારથી, પ્રગટયું જ્યારે પાપ. १३३
બહુ બનેછે દાખલા, આજ અવનિમાં જાણ;
વ્યભિચારથી કઇક નર, ગુમાવિ દેછે પ્રાણ. १३४
સાર લગાર ન ધારવો, ઉલટો થાય ખુવાર;
કારે જાય નિરધાર નર, જગે કરે વ્યભિચાર. १३५
હાકમ હતો હજારનો, વડું હતું ઘર રાજ;
મલ્હારરાવે એ થકી, તજ્યું રાજને [2]તાજ. १३६
વ્યભિચારિને ઘર વિષે, નિરખિ ન રાજી થાય;
ક્યારે એ અહીથી ટળે, એવી ઉર ઇચ્છાય. १३७
વિકળ ફરે ચિત ચોદિસે, થાય બુદ્ધિનો નાશ;
વ્યભિચારથી વિશ્વમાં, તનમાં જબરો ત્રાસ. १३८
કોરે કાળજું કામજ્વર, ચિંતા ચિતમાં થાય;
વ્યભિચારથી શરિરનું, [3]શોણિત શોસાઇ જાય. १३९
આયુષ્ય ઓછી થાય છે, રખડે રાત્રિ જેમ;
બળિયાની બિક ઉરમાં, સુવે સુખથી કેમ? १४०
ચાંદી પરમો આદિ અતિ, દુષ્ટ રોગ દેખાય;
પાપી પછિ એ પાપથી, સડી સડી મર જાય. १४१
નજરે નર નિરખ્યા કંઇક, મરતાં મેં વિણ મોત;
લાજ લક્ષ્મિ લુંટાઇ ગઇ, રઝળ્યાં ભાગ્યાં સોત. १४२

## કાળ વિષે.

### દોહરા.

પડયાં રહે આ પૃથ્વિમાં, સઘળાં ધનને ધામ;
અંતકાળ આવે નહીં, એમાનું કશુ કામ. १४३

---

१ વક્ર; २ મુગટ; ३ લોહી;

બો'જું હોય કુટુંબ પણ, લે ન કાળનું નામ;
લાખો રખવાળો હશે, કશું ન આવે કામ; ૧૪૪
સૂતો સેજ પલંગમાં, હૈયે ધારી હામ;
ચરો સંગ્રામે તદા, કશું ન આવે કામ; ૧૪૫
વિલંબ લાગેના જરી, પકડે પળની માંય;
કાળ ઝપાટો કારમો, ફૂલ કલિ કરમાય. ૧૪૬
ચતુરાઈ ચોગણિ શિખ્યો, વિદ્યાવંત વિશેષ;
કરી શકે નહિં કાળને, ડાંપણુ પણ ઉપદેશ. ૧૪૭
ફૈલી થઇ ફૂલ્યો ફરે, અંતર ધરિ અભિમાન;
તન, જોબન, ધન, તોર તુજ, નકિ ન રે' નાદાન. ૧૪૮
વાડી, ગાડી, લાડિમાં, સુખ માન્યું મન માંય;
વૈભવ કદિ વૈકુંઠનો, ફના થશે પળમાંય. ૧૪૯
આશા મોટી અંતરે, ધારી ફરતો રોજ;
પણ પલકે નિષ્ફળ જશે, ચડી કળની ફોજ. ૧૫૦
જગત જુઠું તું જાણજે, સાચું છે ન જરાય;
પરપોટો પાણી તણો, ફટ દઈ ફૂટી જાય. ૧૫૧
જાયું તે જાશે જરૂર, રે' નહિ તેમાં કાય;
સાંજે ફુલ્યાં ગલ [1]કુસુમ, પ્રભાતમાં કરમાય. ૧૫૨
એક ઘડીનો છે નહીં, ભરંસો ભવમાં ભાઇ;
જ્યમ જથ્થો વાદળ તણો, વાયે જાય વીંખાઇ. ૧૫૩
મારૂં મારૂં કરિ મરે, તારૂં ન તેમાં કાંઇ;
લાખો હોશે રોકડા, આવે સાથ ન પાઇ. ૧૫૪
તાળાં દીધાં રહિ જશે, કુંચી કડમાં ભાઇ;
વાટ ખરચિ વિણ વેગલા, વનમાં રહિશ મુંઝાઇ. ૧૫૫
કદિ સત્ કર્મ કર્યું નહીં, ધંધે રે'તો ધાઇ;
મદદ ન આપિ ગરીબને, થશે હાલ શા ભાઇ. ૧૫૬
જઇ જગદિશની આગળે, શો દું' દઇશ જવાબ;
નમ્ર બન્યો નહિ નીચ તું, ખલકે થયો ખરાબ. ૧૫૭
જોબનના મદમાં જરી, ધરિ ન કાળની બીક;
ચેતીને ચાલ્યો નહીં, આપે કર્યું અઠીક. ૧૫૮

---

૧ ફુલ.

જાણ્યું તે જાશે જરૂર, નામ તેહનો નાશ;
કરશું પ્રયત્ન કોટિધા, નવ જીવ્યાની આશ. ૧૫૯
પર્જ ગુફા ગંભીરમાં, બહુ કર્યા તે ઓત;
આશા જીવ્યાની જગે, તોય ન મેલે [1]મોત. ૧૬૦
હીર ચીર પેર્યાં જગે, [2]જાડાં ઝીણાં પોત,
અંચળ ધાર્યા અમુલ્ય પણ, તોય ન મેલે મોત. ૧૬૧
ક્રરમાં નર ફેલી થઇ, નાપી [2]મદન [3]શરાબ;
નહિતર નર ગાફેલતું, આખર થઇશ ખરાબ. ૧૬૨
જશ લાવો લે જગતમાં, નાવે નાણું કામ;
ખરચ્યું તે તારૂં ખરૂં, દાટયા રેશે દામ. ૧૬૩
વડવા તારા વહિ ગયા, જશે તનુજ તુજ જાણ;
સાથે કોઇ ન લઇ જશે, અખિલે સમજ અજાણ. ૧૬૪
ભાનું ભવસાગર વિષે, દાન, ગરિબ ઉપકાર;
એ ન કર્યું તો જગતમાં, [4]ખર જ્યમ તણ્યો ભાર. ૧૬૫
નવ ગ્રહ બાંધ્યા નિજ ગ્રહે, કર્યા દેવ વશ સર્વ;
રાવણ મૃત્યુ આગળે, ગયો તજી નિજ ગર્વ. ૧૬૬

## પ્રેમબંધન.

### દોહરા.

બંધન જગમાં પ્રેમનું, સહુથી સબળું જાણ;
ચમક ખેંચશે લોહને, નથી પંડમાં પ્રાણ ૧૬૭
છાની મો'બત નવ રહે, દુઃખ થતાં દિલ માંય;
પાણી [5]પય બળતાં જુવે, આગ વિષે ઉભરાય. ૧૬૮
પ્રેમા પ્રેમી પ્રેમથી, જીવે છે જગ માંય;
સારસ જોડિ જુદી થતા, જગમા નવ જીવાય. ૧૬૯
છેટું જરી ગણાયના, ચિત લાગ્યું જે પાસ,
જુઓ ચકોર ચાંયછે, વસે ચંદ્ર આકાશ. ૧૭૦
પ્રીતી વિયોગ આકરો, સહન જરી નવ થાય;
દશરથ રામ વિયોગથી, પ્રાણ વિહિન પળમાંય. ૧૭૧

---

૧ ગોઠવણ. ૨ કામદેવ. ૩ દારૂ. ૪ ગધેડો ૫ દુધ.

મો'બત જોઓ [1]મીનની, [2]સલિલ સાથ સરજેલ;
વિછુટું [3]વારીથી પડી, જગમાં નથિ છુટેલ ૧૭૨
નિરજીવ પણ આ જગતમાં, પ્રેમાધીન થયેલ;
જુવો વૃક્ષપર વાંક્ષથી, વનમાં ચડતી વેલ. ૧૭૩
વ્યર્થ જિવ્યું વિણ પ્રેમજગ, ચિતમાં જાણ સુજાણ;
પ્રેમી જગત બળી જતાં, પળમાં તજાય પ્રાણ. ૧૭૪
દેહ તણી દરકાર કદિ, હેતુથી ન કરાય;
પતંગ જઇ દિપમાં પડે, દહન થાય મર કાંય. ૧૭૫
નથી નાતકે જાત કંઇ, નથિ પાસેની પ્રીત;
પણ રવિ જોઇ આકાશમાં, ખીલે પદ્મ ખચીત. ૧૭૬
હેતુ હિત કરતાં મરે, પણ મન નવ મુંઝાય;
લોહ સાંધતાં અગ્નિમાં, ટંખણ ખાર જળાય. ૧૭૭

## અહંકાર.

### અહંકાર.

કોટિ ઉર અંકારનો, દુખદે જગમાં જાણ;
રાવણ રાયે ગર્વથી, કુળનો કાંડ્યો ઘાણ. ૧૭૮
રાજા મોટા રાજવી, સૈના પતિ શુરવીર;
ગર્વ થકી ગંજ્યા ગયા, પછી ન પામ્યા નીર ૧૭૯
મહા મુની મહિમાં થયા, [4]પ્રાશન કરે [5]સમીર;
પણ નિજ તપનું તોરથી, ગુમાવિ નાખ્યું નીર. ૧૮૦
પક્ષ ગણીને પ્રભુ તણો, ગરૂડે ધર્યું ગુમાન;
નાત બા'ર થાતાં તુરત, તનથી તજ્યું અભિમાન. ૧૮૧
વાળી સમ શુર નહિં બિજો, વિજય માળ ઉરમાંય;
પણ ગર્વે માર્યો ગયો, વાર ન લાગી કાંય. ૧૮૨
ગર્વ બીજ છે નાશનું, જો અંતરે વવાય;
ફળ ઝેરી નિપજે તુરત, પ્રાશે પ્રાણ તજાય. ૧૮૩
નબળો જાણી અવરને, નડે સબળ કોવાર;
જુવો દૂત જે સુત સુવો, ઉર ધરિ અતિ અંકાર. ૧૮૪
ઉતરતાં અંકારને, જરી ન લાગે વાર;
રાય સગરના જો મુવા, સાઠ સહસ્ત્ર કુમાર. ૧૮૫

---

૧ માછલું. ૨ પાણી. ૩ પાણી. ૪ ખાવું. ૫ પવન.

લાખો પતિને રાજની, અહંકાર ધરિ ઉર;
સહુ ગુમાવ્યું સૃષ્ટિમાં, પીડા પામ્યા પૂર. ૧૮૬
જોબન, ધન, તન, કુટુંબનો, મુર્ખ ધરે અહંકાર;
વાદળ છાયાં વિખરતાં, કો' શી લાગે વાર? ૧૮૭

## જાતીવેર.

### દોહરા.

જાતી વેર મટે નહીં, કરિયે કોટી ઉપાય;
શ્વાન જાય પરશેરિયે, લડવા લાખો ધાય. ૧૮૮
જળ ઠંડક કારણ જગત, શાંતી એથી થાય;
પણ તાતે તેલે પડે, તો સળગી ઝટ જાય. ૧૮૯
ઉંદર ઉર અહંકાર તજિ, બેસે બનિને રાંક;
તો પણ મિનિ ભક્ષણ કરે, જરા જુવે નવ વાંક. ૧૯૦
સલાહ આપી સર્વદા, ભેળાં કરવા ચા'ય;
પણ દારૂને દેવતા, નો, સહવાસ ન થાય. ૧૯૧
કરિયે કોટી પ્રયત્ન પણ, એ કારજ નવ થાય;
ગુણિકાને સતિ નારિની, પ્રીતી નહિ બંધાય. ૧૯૨
મચ્છ ગરિબડું મન બની, બેસે સરવર પાળ;
પણ બગલો તે નિરખતા, ભરે ભાવથી ફાળ. ૧૯૩

## જાતી સ્વભાવ.

### દોહરા.

કરિયે કોટિ ઉપાય પણ, જાતિ સ્વભાવ ન જાય;
સાકર ભરિયે મૂળમાં, નીંબ ન મીઠો થાય. ૧૯૪
અત્તરમાં આળોટિને, કરે કપુરમાં વાસ;
લાખ પ્રયત્ને નવ તજે, લસણ કદી બદ્દવાસ. ૧૯૫
[1]અંચળ ઉત્તમ આપિયે, અવર અધિક શણગાર;
તોય વઢકણી નવ તજે, તનમાંથી તકરાર. ૧૯૬
અંબાડી ધરિ પીઠ પર, કદિ શણગાર્યું શરીર;
ભુંકે [2]ખર ભુંડો થઇ, ધરે ન ધીર લગીર. ૧૯૭
[3]ભૂજંગ પાળી પ્રીતથી, દઇયે અમૃત પાન;
જતાં [4]ઉદરમાં તુરત તે, અમૃત ઝેર સમાન. ૧૯૮

---

૧ લુગડાં; ૨ ગધેડો; ૩ સર્પ; ૪ પેટ;

સાત પ્રકારનિ સુખડી, અથવા અમૃત આ'ર;
કરે, તથાપિ કાગડો, નર્ક ઉપર ઠરનાર. ૧૯૯
ધુરે સાકરમાં સદા, રાખે અમૃત પાસ;
તોપણ અહિણુ તજે નહીં, આપ તણી કડવાશ. ૨૦૦
ખાડો ખણિને દાટિયે, ઉપર પથ્થર ભાર;
શ્વાન પૂછડી તોય પણ, સિદ્ધી નથી થનાર. ૨૦૧

## સમજ્યો ત્યાંથી સવાર.

### દોહરો.

અંધકાર ઉલેચવા, મેં'નત કરી અપાર;
સુર્ય કીરણ દીઠાં હવે, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૨
અવર તણું ઉંધું કર્યું, ભર્યો પાપનો ભાર;
તજ તું જવાબદારછો, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૩
જોર અપાર જુવાનિનું, આડી સમજ અપાર;
ગર્યું કુદાં તેથી થયાં, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૪
વિષય માર્ગમાં વીચર્યો, ગુણહિણ સંગ ગમાર;
ખત્તા ખધા [1]ખલકમાં, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૬
સોબત સજ્જનની તજી, દુર્જન સલાહકાર;
કરી આબરૂ ઓછી કરી, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૫
ફક્કડ થઇ અકડ ફર્યો, જગમાં વારંવાર;
ફક્કડતા ફીટી ગઇ, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૭
લાલચમાં લોભાઇને, કુર્યાં કામ અપાર;
કીધાં પણ મૂરખ હવે, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૮
કુમાર્ગ ગ્રહી કુકામિતે, કર્યાં કુકર્મ અપાર;
રસ્તો સુઝયો તજ હવે, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૯
અંધ બની અવળે પથે, પ્રીતે કર્યો પ્રચાર;
વજતે સંત સમાગમે, સમજ્યો ત્યાંથિ સવાર ૨૧૦
સદાચાર છોડી દિધો, કરિ વા'લો કુવિચાર;
સાર ન નિરખ્યો તો હવે, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૧૧
જગત લાજના ચિત ધરી, ગણી તુચ્છ ધણિવાર;
વહિ ગવ વિચારથી, સમજ્યો ત્યાંથિ સવાર ૨૧૨

---

૧ દુનિયાં.

ઘણું કર્યું કરવા ઘણો, ચિતમાં હતો વિચાર;
પડ્યું મેલ લલ્લુ મુરખ, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૧૩

## મીથ્યા મેહેનત જાય.

### દોહરા.

ક્રિજ્જલ કરવા કાગને, સાબુથી ધોવાય;
તો પણ કાળપ નવ તજે, મિથ્યા મેહેનત જાય. ૨૧૪
શ્વાન પુંછડી પ્રીતથી, સિદ્ધી કરવા ચાય;
કોટિ પ્રકારે નવ બને, મિથ્યા મેહેનત જાય. ૨૧૫
જડ, મતિને સમજાવવા, કોઇન કરે ઉપાય;
આખર ઉંધું ક્હી ઉડે, મિથ્યા મેહેનત જાય. ૨૧૬
ખ્યરને ગંગામાં ધરી, [૧]ધમારવાને ધાય;
ગાય બને ન ગધેડિની, મિથ્યા મેહેનત જાય. ૨૧૭
હીંગ વૃક્ષના મૂળમાં, ધરિ કપૂર દુધ પાય;
પણ નવ દુરગંધી તજે, મિથ્યા મેહેનત જાય. ૨૧૮
કુભારજ્યા કદિ કંથની, સાથ ન સુખે સુવાય;
ઝગડો કરતાં જોરથી, મિથ્યા મેહનત જાય. ૨૧૯
જનુનીયે જૂઠો જણ્યો, તે સાચો ન૨ થાય;
સમજાવે સો વરસ તે, મિથ્યા મેહેનત જાય. ૨૨૦
દુર્જનને દાનો [૨]શિખે, સમજાવવા ચહાય;
નાસે દુર દાનાઇથી, મિથ્યા મેહેનત જાય. ૨૨૧
ભગતી નર છાકેલ સ્ત્રી, કાષ્ટ સકું કેંવાય;
મરડાશે નવ મરડતાં, મિથ્યા મેહેનત જાય. ૨૨૨
ઉરકેરાયો આખલો, વઠેલી વનિતાય:
કબજે રહે ન કોઇને, મિથ્યા મેહેનત જાય. ૨૨૩

## ઉદ્યમ વિષે.

### દોહરા.

સકળ જનોને સૃષ્ટિમાં, ઉદ્યમ તણી જરૂર;
રંક રાજિયા રાજિ થઇ, ઉદ્યમ ચા'તા ઉર ૨૨૪
આજ્ઞા છે અખિલેશની, જનને આ જગમાંય;
કરવું કામ ઉમંગથી, નવરા નવ બેસાય. ૨૨૫

---

૧ નવરાવવા; ૨ સમજણે.

સાત પ્રકારનિ સૂખડી, અથવા અમ્રત આ'ર;
કરે, તથાપિ કાગડો, નર્ક ઉપર હરનાર. ૧૯૯
ઘુંટે સાકરમાં સદા, રાખે અમ્રુત પાસ;
તોપણું અફિણ તજે નહીં, આપ તણી કડવાસ. ૨૦૦
ખાડો ખણિને દાટિયે, ઉપર પથ્થરે ભાર;
શ્વાન પૂછડી તોય પણ, સિદ્ધી નથી થનાર. ૨૦૧

## સમજ્યો ત્યાંથી સવાર.

### દોહરો.

અંધકાર ઉલેચવા, મે'નત કરી અપાર;
સુર્ય કીરણુ દીઠાં હવે, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૨
અવર તણું ઉંધું કર્યું, ભર્યો પાપનો ભાર;
તેજ તું જવાબદારછો, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૩
જોર અપાર જુવાનિનું, આડી સમજ અપાર;
ભાર્યે કુકાં તેથી થયાં, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૪
વિષય માર્ગમાં વીચર્યો, ગુણહિણુ સંગ ગમાર;
ખત્તા ખ.ધા [1]ખલકમાં, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૬
સોબત સજ્જનની તજી, દુર્જન સલાહકાર;
કરી આબરૂ ઓછી કરી, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૫
ફક્કડ થઇ અક્કડ ફર્યો, જગમાં વારંવાર;
ફક્કડતા ફીટી ગઇ, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૭
લાલચમાં લોભાઇને, કુર્યાં કામ અપાર;
કીધાં પણ મૂરખ હવે, સમજ્યો ત્યાંથ સવાર. ૨૦૮
કુમાર્ગ ગ્રહી કુકામિતે, કર્યા કુકર્મ અપાર;
સ્તેત સુઝયો તજ હવે, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૦૯
અંધ બની અવળે પથે, પ્રીતે કર્યો પ્રચાર;
તજતે સંત સમાગમે, સમજ્યો ત્યાંથિ સવાર ૨૧૦
સદાચાર છોડી દિધો, કરિ વા'લો કુવિચાર;
સાર ન નિરખ્યો તો હવે, સમજ્યો ત્યાંથિ સવાર. ૨૧૧
જગત લાજના ચિત ધરી, ગણી તુચ્છ ઘણિવાર;
વડિ ગવ વિચારથી, સમજ્યો ત્યાંથિ સવાર ૨૧૨

---

[1] દુનિયા.

ઘણું કર્યું કરવા ઘણો, ચિતમાં હતો વિચાર;
પડ્યું મેલ લબ્યુ મુરખ, સમજ્યો નાશિ સસાર. ૨૧૩

## મીથ્યા મેહેનત જાય.

દોહરા.

ઉજ્જ્વળ કરવા કાગને, સાબુથી ધોવાય;
તો પણ કાળપ નવ તજે, મિથ્યા મેહેનત જાય. ૨૧૪

શ્વાન પુંછડી પ્રીતથી, સિદ્ધી કરવા ચાય;
કોટિ પ્રકારે નવ બને, મિથ્યા મેહેનત જાય. ૨૧૫

જડ મતિને સમજાવવા, કોઈક કરે ઉપાય;
આખર ઉહું કહી ઉઠે, મિથ્યા મેહેનત જાય. ૨૧૬

ખરને ગંગામાં ધરી, [1]ધમારવાને ધાય;
ગાય બને ન ગધેડિની, મિથ્યા મેહેનત જાય. ૨૧૭

હીંગ વૃક્ષના મૂળમાં, ધરિ કપૂર દુધ પાય,
પણ નવ દુરગંધી તજે, મિથ્યા મેહનત જાય. ૨૧૮

કુભારજ્યા કદિ કંથની, માથ ન સુખે સુવાય;
ઝગડો કરતાં જોરથી, મિથ્યા મેહનત જાય. ૨૧૯

જનુનીયે જૂઠો જણ્યો, તે સાચો ના થાય;
સમજાવે સો વરષ તે, મિથ્યા મેહેનત જાય. ૨૨૦

દુર્જનને દાનો [2]શિખે, સમજાવવા ચ્હાય;
નાસે દુર દાનાઇથી, મિથ્યા મેહેનત જાય. ૨૨૧

ભમતી નર છાકેલ સ્ત્રી, કાઇ સકું કેવાય;
ભરડાશે નવ ભરડતાં, મિથ્યા મેહેનત જાય. ૨૨૨

ઉસ્કેરાયો આખલો, વંઠેલી વનિતાય:
કબજે રહે ન કોઇને, મિથ્યા મેહેનત જાય. ૨૨૩

## ઉદ્યમ વિષે.

દોહરા.

સકળ જનોને સૃષ્ટિમાં, ઉદ્યમ તણી જરૂર;
રંક રાજિયા રાજિ થઇ, ઉદ્યમ ચાંતા ઉર ૨૨૪

આજ્ઞા છે અખિલેશની, જનને આ જગમાંય;
કરવું કામ ઉમંગથી, નવરા નવ બેસાય. ૨૨૫

---

૧ નવરાવવા, ૨ સમજાવે.

હિસાબ પળ પળનો પ્રભુ, છે આખર લેનાર;
વખત જશે આળસ વિષે, એ દુઃખ અધિક ગણાય. ૨૨૬
પ્રભુના ઘર પૃથ્વી વિષે, જન લઇ જે અવતાર;
વસે થઇ જે આળસૂ, ગુનેગાર થાનાર. ૨૨૭
જુવો પક્ષિને જગતમાં, અની અંગમાં જ્ઞાન;
પ્રભાતમાં નિત્ય પરવરે, ઉદ્યમ કારણ રાન. ૨૨૮
નિરૂદ્યમી નર જે રહે, કશું કરે નહિં કામ;
આશા રાખે અવરની, તે પર રૂઠે રામ. ૨૨૯
જોગી થઈ ઝોળી ધરે, કરે ન ઉદ્યમ લેશ;
કમી કમાણી દેશને, નિર્ધન થાય હમેશ. ૨૩૦
એવા જનને જો કદી, મદદ કરે મહિમાંય;
એના પર ઇશ્વર તણો, આખર કોપ કળાય. ૨૩૧
ઇચ્છાથી ઉલટું, આપે એને દાન;
માન ન મળે મહેશનું, આખર આર્તા અપમાન ૨૩૨
મસ્ત શરીરે હોય પણ, કશું કરે નહિં કામ;
ખાશે ખાસી રીતથી, ઘર ઘર ધૂતી દામ. ૨૩૩
એ ધૂતારાને મદદ, દીધે પ્રભુનો પ્યાર;
કદીન ખેંચે ખલકમાં, ઉલટો થાય ખુવાર. ૨૩૪
ચોરી જે નર જઇ કરે, ધરે અવરને હાથ;
તેને બમણો દંડદે, દુનિયામાં નર નાથ. ૨૩૫
તેમ નિરૂદ્યમિ ચોર છે, પ્રભુનો પૃથ્વીમાંય;
કરે મદદ જો એકને, તો પ્રભુ નાખુશ થાય. ૨૩૬

## જાતકજાત.

### દોહરા.

છાની નરરે' સૃષ્ટિમાં, કહિયે જાત કજાત;
હાથી નવ હોંશે હણે, ગદ્ધાની સમ લાત. ૨૩૭
જાત કજાત ન થઇ શકે, પડે કષ્ટ મર કાય;
તપે તાપમાં તદપિ તે, કાંચન કથિર ન થાય. ૨૩૮
સ્વાંગ ધરીને સીંહનો, જંબુક જંગલ માંય;
બેસે, પણ બનશે નહીં, [1]પ્રાક્રમ તેથી કાંય. ૨૩૯

[1] પરાક્રમ.

કરવા જાત કજાતની, કરીએ કોટી ઉપાય;
ખરપર જિન ખાસુંધરે, પણ તેજી નવ થાય. ૨૪૦
પ્રયત્ન કરતાં કોટિધા, ટળે ન જાતિ સ્વભાવ;
[1]પનંગ મુખ [2]પય સીંચતાં, વિષનો થાય ઉઠાવ. ૨૪૧
ઉંચી ક્રીયા કર્યા થકી, જાતિ ફેર ન થાય;
દેઢ ગુરૂ ટીલાં કરે, પણુ બ્રાહ્મણુ ન ભણાય. ૨૪૨
સુજાત શબ્દ ઉચારતાં, અંતર કરે વિચાર;
કુજાત વાંકું બોલતાં, શરમ ન ધરે લગાર. ૨૪૩
જાતી રંગ ટળે નહીં, ભલે ગમે ત્યાં જાય;
ધુવે સાબુથી કોયલા, પણ ઉજ્વળ નવ થાય. ૨૪૪
શ્વાન સુજાત થવા ધરે, અંતરમાં અભિલાષ;
પણ ભસતું ભમતું ફરે, જગમાંહી ચોપાસ. ૨૪૫
કનકાસનમાં કાગને, બેસારે દઇ માન;
અમૃત ફળ આરોગતા, થાયન કીર સમાન. ૨૪૬
બે વસ્તુ નવ જગતમાં, તજે તન તણો રંગ;
કજાત કાળી ઉનને, ભલે હોય સતસંગ. ૨૪૭
સોબત નીચી રાખતાં, લાજ જગતમાં જાય;
ગદ્દની સોબત કરી, ગય લાકડી ખાય. ૨૪૮
કજાત સાથ સજાતરહિ, કજાત માહિ ગણાય;
બગલા સંગ [3]મરાળ વશિ, બગ ઠય સમા જણાય. ૨૪૯
વદે વાંકું વિશ્વે કદી, જાતનું જુઠો કજાત;
એથી કશું ન થઇ શકે, શિર જાહાને લાત. ૨૫૦
બે સાચાની મધ્યમાં, જરિ જૂઠો જો જાય;
છેટું પાડે ગાફેસો, જૂઠો જુઠો જણાય. ૨૫૧
પારસની પથરો કદી, કરે અવગ્ના આપ;
પથ્થરને પારસતણી, કદી મળે નહિ છાપ. ૨૫૨

## સમયવિના ન શોભે.

### દોહરા.

તાપ તપેરે તન બળે, બહુ બફારો થાય;
કશ્યું હોય કપડું ગરમ, એ સમયે ન સુહાય ૨૫૩

૧ સર્પ. ૨ દૂધ. હંસ. ૩

હિસાબ પળ પળનો પ્રભુ, છે આખર લેનાર;
વખત જશે આળસ વિષે, એ દુઃખ અધિક ગણાય. ૨૨૬
પ્રભુના ઘર પૃથ્વી વિષે, જન લઇ જો અવતાર;
વસે થઇ જો આળસુ, ગુનેગાર થાનાર. ૨૨૭
જુવો પક્ષિને જગતમાં, અતી અંગમાં જ્ઞાન;
પ્રભાતમાં નિત્ય પરવરે, ઉદ્યમ કારણ શાન. ૨૨૮
નિરૂદ્યમી નર જે રહે, કશું કરે નહિં કામ;
આશા રાખે અવરની, તે પર રૂઠે રામ. ૨૨૯
જોગી થઈ ઝોળી ધરે, કરે ન ઉદ્યમ લેશ;
કમી કમાણી દેશને, નિર્ધન થાય હમેશ. ૨૩૦
એવા જનને જો કદી, મદદ કરે મહિમાંય;
એના પર ઇશ્વર તણો, આખર કોપ કળાય. ૨૩૧
ઇચ્છાથી ઉલટું, આપે એને દાન;
માન ન મળે મહેશનું, આખર અતી અપમાન ૨૩૨
મસ્ત શરીરે હોય પણ, કશું કરે નહિં કામ;
ખાશે ખાસી રીતથી, ઘર ઘર ધૂતી દામ. ૨૩૩
એ ધૂતારાને મદદ, દીધે પ્રભુનો પ્યાર;
કદીન ખેંચે ખલકમાં, ઉલટો થાય ખુવાર. ૨૩૪
ચોરી જો નર જઇ કરે, ધરે અવરને હાથ;
તેને બમણો દંડદે, દુનિયામાં નર નાથ. ૨૩૫
તેમ નિરૂદ્યમિ ચોર છે, પ્રભુનો પૃથ્વીમાંય;
કરે મદદ જો એહને, તો પ્રભુ નાખુશ થાય. ૨૩૬

## જાતકજાત.

### દોહરા.

છાની નજરે' સૃષ્ટિમાં, કદિયે જાત કજાત;
હાથી નવ હોંશે હણે, ગદ્ધાની સમ લાત. ૨૩૭
જાત કજાત ન થઇ શકે, પડે કષ્ટ ભર કાય;
તપે તાપમાં તદપિ તે, કાંચન કથિર ન થાય. ૨૩૮
સ્વાંગ ધરીને સીંહનો, જંબુક જંગલ માંય;
બેસે, પણ બનશે નહીં, [1]પ્રાક્રમ તેથી કાંય. ૨૩૯

[1] પરાક્રમ.

કરવા જાત કજાતની, કરીએ કોટી ઉપાય;
ખરપર જિન ખાસું ધરે, પણ તેજી નવ થાય. ૨૪૦
પ્રયત્ન કરતાં કોટિધા, ટળે ન જાતિ સ્વભાવ;
[1]પન્નંગ મુખ [2]પય સીંચતાં, વિષનો થાય ઉઠાવ. ૨૪૧
ઉંચી ક્રીયા કર્યા થકી, જાતિ ફેર ન થાય;
ઢેઢ ગુરૂ ટીલાં કરે, પણ બ્રાહ્મણ ન ભણાય. ૨૪૨
સુજાત શબ્દ ઉચ્ચારતાં, અંતર કરે વિચાર;
કુજાત વાંકું બોલતાં, શરમ ન ધરે લગાર. ૨૪૩
જાતી રંગ ટળે નહીં, ભલે ગમે ત્યાં જાય;
ધુવે સાબુથી કોયલા, પણ ઉજ્વળ ના થાય. ૨૪૪
શ્વાન સુજાત થવા ધરે, અંતરમાં અભિલાષ;
પણ ભસતું ભમતું ફરે, જગમાંહી ચોપાસ. ૨૪૫
કનકાસનમાં કાગને, બેસારે દઇ માન;
અમૃત ફળ આરોગતાં, થાય ન કીર સમાન. ૨૪૬
બે વસ્તુ નવ જગતમાં, તજે તન તણો રંગ;
કજાત કાળી ઉનને, ભલે હોય સતસંગ. ૨૪૭
સોબત નીચી રાખતાં, લાજ જગતમાં જાય;
ગદ્ધની સોબત કરી, ગાય લાકડી ખાય. ૨૪૮
કજાત સાથ સજાત રહિ, કજાત માંહિ ગણાય;
બગલા સંગ [3]મરાળ વશિ, બગ ઠગ સમા જણાય. ૨૪૯
વદે વાંકું વિશ્વે કદી, જાનનું જુઠો કજાત;
એથી કશું ન થઇ શકે, શિર જુદાને લાત. ૨૫૦
બે સાચાની મધ્યમાં, જરિ જુઠો જો જાય;
છેડું પાડે ગાડસો, જુઠો જુઠો જણાય. ૨૫૧
પારસની પથરો કદી, કરે અવજ્ઞા આપ;
પથ્થરને પારસતણી, કદી મળે નહિ છાપ. ૨૫૨

## સમયવિના ન શોભે.

### દોહરા.

તાપ તપેરે તન બળે, બહુ બફારો થાય;
કસ્યું હોય કપડું ગરમ, એ સમયે ન સુહાય. ૨૫૩

---

૧ સર્પ. ૨ દુધ. ૩ હંસ. ૩

મૃત્યુ નિપજે મનુષ્યનું, શોક [1]સદન દેખાય;
ગાવાં ગીત વિવાહનાં, એ સમયે ન સુહાય. ૨૫૪

ડાચાં બે બેશી ગયાં, દાંત ન મુખ દેખાય;
ગુણિકાના ઘરમાં ગમન, એ સમયે ન સુહાય. ૨૫૫

તૃષ્ણા તજિ સંસારની, ચોળી વિભુતી કાય;
લોભ જોરૂ જર જમિનનો, એ સમયે ન સુહાય. ૨૫૬

વાંક અઢારે અંગમાં, કરૂપ દીસે કાય;
વરણાગી કરવી વડી, એ સમયે ન સુહાય. ૨૫૭

અક્ષર એક ન આવડે, મદ અધીક મન માંય;
પંડિત પાસે એ પતિત, સભા વિષે ન સુહાય ૨૫૮

ગુરૂ સ્થાનનું ગ્રહણ કરિ, વ્યભિચારી જે થાય;
નવિ નારી બોલાવવી, એ ગુરૂને ન સુહાય. ૨૫૯

વિપ્ર થઇને વિશ્વમાં, અણ ખપતી ચીજ ખાય;
કરે ટિલાં ટપકાં બહુ, એ સમયે ન સુહાય. ૨૬૦

માગી ખાવું મહિ વિષે, ક્રોધ ધારવો કાય;
લોટ ખાઈ ભસવું ભુમાં, એ સાથે ન સુહાય. ૨૬૧

## એ જીવતરને ધૂળ.

### દોહરા.

રદ્ધી સિદ્ધી ઘરમાં ભરી, સમય સકળ અનુકૂળ;
ખાય પિયે પેરે નહીં, એ જિવતરને ધૂળ. ૨૬૨

દમ નીકળે દમડી જતાં, જે રસ્તો સુખ મૂળ;
ખરચે નાણું નાચમાં, એ જિવતરને ધૂળ. ૨૬૩

નામ બાપનું બોળિને, કુળમાં નિપજે શૂળ;
ઇજ્જતને અળગી કરે, એ જિવતરને ધૂળ. ૨૬૪

છાંડીને નિજ સભ્યતા, થાય પ્રજા પ્રતિકૂળ;
જગમાં નર નીંદાયતો, એ જિવતરને ધૂળ ૨૬૫

કામ કુડાં કરિ કોડિધા, કુડું લગાડે કૂળ;
પણ મનમાં પસ્તાયના, એ જિવતરને ધૂળ. ૨૬૬

પરણિ પ્રિયાને પરહરી, દે ન અનાજ દુકૂળ;
વિણ વાંકે દે દુઃખતો, એ જિવતરને ધૂળ. ૨૬૭

---
[1] ઘર

## વગ વિષે.

દોહરા.

વગ વિણ પગ પેસે નહી, [1]ખગ ઉડે આકાશ;
વગ ન હોય જો [1]પક્ષની, તો ખગ થાત નિરાશ. ૨૬૮
ભલો ભણેલો હોય પણ, જો ન હોય વગ એક;
તો ન મહાન થઇ શકે, મરે કુટી મર છેક. ૨૬૯
જુવો વગેથી જગતમાં, થાય કેટલું કામ;
તપ કરી રૂષિ વગ મેળવી, કર્યો ઇંદ્રને રામ. ૨૭૦
ચાકર કરતા ચાકરી, વેપારી વેપાર;
વિણ વગ વધુ ચાલે નહીં, સરસ કામ સંસાર. ૨૭૧
કવિજન રૂડિ કવિતા રચે, અમૃત સમી અમુલ્ય;
વિણુ વગ તેને નહિ મળે, ગજા પ્રમાણે મૂલ. ૨૭૨
પુરાણ ભણિને પડિતો, વગ વિણ ગોથાં ખાય;
હોય સુ વગતો નિમિષમાં, માન પુરાણિ મનાય. ૨૭૩
જંગલમાં જઇને જુવો, તો દ્રષ્ટે દેખાય;
વેલ ધરી વગ વૃક્ષની, ઉંચે નભ ચડી જાય. ૨૭૪
સુવર્ણ હોશે શોભતું, પણ વિણ વગ ન સુહાય;
[2]મહિપતિ, કર બની [3]મુદ્રિકા, હીરા સાથ જડાય. ૨૭૫
મહિપતિની વગથી જુઓ, ન્યાલ કઇક નર થાય;
ચાકર એક બદામનો, હજુરનો લેખાય. ૨૭૬
ચોરી જારી ખુન કરિ, ગુનેગાર બની કોય;
નિરપરાધિ પલકે બને, જો વગવાળો હોય. ૨૭૭
[4]ઇંદુ મૂખ મૃગ નયન શુભ, વાળી નારી હોય;
પતિના પ્યાર વિનાં જગે, જરીન જાણે કોય. ૨૭૮
[5]લંકેશે વિભિષણુ તજ્યો, કીધો દેશ નિકાલ;
રામ વગેથી થઇ શક્યો, લંકાનો ભૂપાળ. ૨૭૯
વાનર જાતી વિશ્વમાં, મનુષ સમ ન મનાય;
હરિ વગથી હનુમાનજી, પૃથ્વીમાં પૂજાય. ૨૮૦
જુઓ મચ્છની લાળનાં, [6]મુક્તા બને મહાન;
[7]નિધિ વગથી વશી વિશ્વમાં,શુભ પામે સન્માન.૨૮૧

---

૧ પાંખો. ૨ રાજા. ૩ વીંટી. ૪ ચંદ્રમા. ૫ રાવણ. ૬ મોતી. ૭ સમુદ્ર.

રવિદાસ જગમાં જુઓ, ગણાય કણબી જાત;
સાગળ કવિની વગ થકી, વસુધામાં વિખ્યાત. ૨૮૨
આ દુનિયામાં અવતરી, મુવા કઇક મહિપાળ;
કવિ વગ વિણુ કો ભોજસમ, ભુમિમાં થયો ભુપાળ? ૨૮૩
રાજા રામ મનાય છે, વિશ્વ પ્રભુ અવતાર;
પણ વાનરની વગ વગર, લાવતના ધરનાર. ૨૮૪
પાંચ પાંડુઓ એકલા, સામો [૨]અરી સમાજ;
હોત ન વગજો કૃષ્ણની, તો નવ પામત રાજ. ૨૮૫
વિણુ વગ નવ ફાવી શકે, પેગંબર કે પીર;
જુવો વગથિ સતિ દ્રૌપતી, પે'રણુ પામી ચીર. ૨૮૬
શુરવિર વગ વિણુ વિચરતાં, રણુ માંહીં રોળાય;
જુઓ એક મત્ત જેમુતો, વૈરાટે મરિ જાય. ૨૮૭

## કદરદાન વિના કળા ન શોભે.

### દોહરા.

કદર દાન વિના કળા, કદી ન પામે માન;
મદદ ન પામે દીનજન, રૂદન કરેજો રાન. ૨૮૮
ભીલ પાસ જઇને ભણે, શાસ્ત્ર તણા સિદ્ધાંત;
કોપીને કોચારતે, લગાવિ દેશે લાત. ૨૮૯
[૩]શ્રૃંગારો ધરિ સુંદરી, [૪]ચપળા સમ ધરિ ચાલ;
[૫]પંઢ પાસ જો સંચરે, તો શું થાશે ન્યાલ. ૨૯૦
રીઝાવાને રાગ શુભ, ગાન તણું ધર્યું જ્ઞાન;
બેરા પાસે જઈ બકે, તો શું મળે સનમાન. ૨૯૧
ગામડિયા પાસે ગઇ, ગુણીકા કરવા ગાન;
પાડા સમ રોગી પ્રિછી, દામ દિધા નાદાન. ૨૯૨
શણુગારો સોના તણા, માણુક હિરે મઢેલ;
કાષ્ટ પૂતળી પર ધર્યા, સુણ્યા નથી શોભેલ. ૨૯૩
સાચો જઇને સર્વદા, દે જુદાને જ્ઞાન;
બેરકફના બોધલ, જગે જુઠો નાદાન. ૨૯૪

---

૧ પક્ષી. ૨ દુશ્મન; ૩ આભૂષણ; ૪ વીજળી. ૫ નપુંસક;

બત્રિશ વાનાં થાળમાં, અમૃતસમાં બોલ;
ગુણિયલનર ધારે કદર, પણ નવ ધારે [1]બેલ. ૨૯૫

બાળક હાલરડાં થકી, રાજી હૃદયમાં થાય;
પણ હાલરડાંની બદલ, કવિતા કદિ ન કથાય. ૨૯૬

સમજુને શિખ આપતાં, ઉર વિચારે વાત;
ગદ્ધાને શિક્ષા દિયે, હણે હેનથી લાત. ૨૯૭

હીરો કદિ કુંભારને, હાથ પડે કોવાર;
ખર કોટે લટકાવિને, માને મોજ અપાર. ૨૯૮

ગુણ હીણાને ગુણ કર્યા, કરી ચોરને સા'ય;
જુગારિ હાથે હેમની, કદી કદર નવ થાય. ૨૯૯

અત્તર ઊંચી જાતનાં, ધર્યાં કદી ચોપાસ;
બંધ કરે જો નાસિકા, ક્યાંથી મળે સુવાસ. ૩૦૦

ખાખીને ગામે કદી, ધોબી વસવા ધાય;
કહો કામ તેને કશું, કદર થાય નહિ કાંય. ૩૦૧

પાસે હોય તથાપિ તે, ઉપયોગી નવ થાય;
ગદ્ધાપર ચંદન ભર્યું, કદર ન થાય જરાય. ૩૦૨

## કીંમત કમી ન થાય.

### દોહરા.

સજ્જન કદિ કોયોગથી, દુરજન પાસે જાય;
તેથી તેની જગતમાં, કીંમત કમી ન થાય. ૩૦૩

મુરખ સાથ મતિમાન વશિ, માને સુખ મનમાંય;
મૂરખથી મતિ માનની, કીંમત કમી ન થાય. ૩૦૪

અક્ષર એક ન આવડે, બહુ રિદ્ધી ઘરમાંય;
પાઇ ન પંડિત પાસ પણ, કીંમત કમી ન થાય. ૩૦૫

ગાડી ઘોડામાં સદા, મૂરખ ફરવા જાય;
વિણ જોડે વિદ્વાન પણ, કીંમત કમી ન થાય. ૩૦૬

અલંકાર ધરિ અંગપર, ગુણિકા મન મકલાય;
સન્નારી સાદી રહે, કીંમત કમી ન થાય. ૩૦૭

છાશની સાથે પય વશી, દધિમાં તુરત ગણાય;
ઉદરે માંખણ ઘૃત તણી, કીંમત કમી ન થાય. ૩૦૮

૧ બળદ.

કમળ [1]કુસુમ સાથે કદી, આવળ ફુલ પડિ જાય;
તેથી કદી કમળ તણી, કીંમત કમી ન થાય. ૩૦૯
નીચી નારી બહુ લડી, મેણાં દેવા ધાય;
ચડીમાં સન્નારિની, કીમત કમી ન થાય. ૩૧૦
ગદ્ધાતણી ગણાણુમાં,હાથી કદિ બધાય;
પણ તેની ગદ્ધા થકી, કીંમત કમી ન થાય. ૩૧૧
હીરા હોય અમુલ્ય તે; [2]ગોકળિ કર કદિ જાય;
બાંધે કોરે બકરિની, કીમત કમી ન થાય. ૩૧૨
કુંદન[3] ઉંચી જાતનું, કાંટામાં જોખાય;
ગુંજા[4] સાથે પણ કદી, કીંમત કમી ન થાય ૩૧૩
દુષ્ટ મુખે કદિ અવનિમાં, ગુણિની નીંદા થાય
તેથી ગુણિના ગુણતણી, કીંમત કમી ન થાય. ૩૧૪
હરિ પકવવા પાકમાં, કાંદા સાથ નખાય
પણ કેરીની તેથિ જરિ, કીમત કમી ન થાય. ૩૧૫
વન ગંભીર વિષે કદી, કોયલ કાગ વસાય;
સાથે, પણ કોયલતણી, કીંમત કમી ન થાય ૩૧૬
બગલાના ટોળા વિષે, હંસ સરોવર જાય;
સમાન પણ કદિ હંસની, કીંમત કમી ન થાય ૩૧૭
સત્યવાન સાથે કદી, જૂઠો, આવિ ભરાય;
સાચાની જૂઠા થકી, કીંમત કમી ન થાય. ૩૧૮
પારસ સમ કદિ પૃથ્વિમાં, પથરો મર પેખાય;
પારસની પથરા થકી, કીંમત કમી ન થાય. ૩૧૯
કેશર સમ હળદી ધરે, પીત રંગ નિજ કાય;
પણ કેશરની તે થકી, કીમત કમી ન થાય ૩૨૦
કુળહિણ મુખ કદિ કુલિનની, જૂઠી નીંદા થાય;
લલ્લુ તેથી કુલિનની, કીંમત કમી ન થાય. ૩૨૧

## તારૂં કોણ છે?

### દોહરા.

પ્રપંચ કરિ પૃથ્વી વિષે, કીધાં ભેળાં દામ;
પાપતણો ધણી તું ખરો, થયું દુષ્ટ તુજ નામ; ૩૨૨

---

૧ ફુલ, ૨ ભરવાડ, ૩ સોનું ૪ ચણોઠી

ખાનારાં ખલકે મળી, તુજને લુંટી ખાય;
જીવ જતાં તુજ જોરથી, સગું કોઇ નવ થાય. ૩૧૩
અરિજ તણાં કાપ્યાં ગળાં, રોળ્યા તે કઇ રાંક;
યાદ રાખ અવની પતી, માફ નરે નહિ વાંક. ૩૨૪
આવ્યો છો તું એકલો, જઇશ એકલો જાણ;
પાપ પુન્ય સાથે થશે, પળશે જ્યારે પ્રાણ. ૩૨૫
કપટ કરી તેં કૈકને, ઝપટ લગાવી ઝોંક;
ચપટ કર્યા તેં ગરિબને, નફટ મુકાવી પોક. ૩૨૬
ખાઇ ખસે કોરે બધાં, પેદા તું કરનાર;
પાપ પોટલો તુજ શિર, અવર ન ઉપકનાર. ૩૨૭
મન જાણ્યું મરવું નથી, રહિશ અમર જગમાંય;
તેથી કરતાં પાપ તે, પાછો ધર્યો ન પાય. ૩૨૮
તુજ નજરે તેં જગતમાં, નિરખ્યા રાણા રાય;
જાતાં વાટે સ્વર્ગને, કોધિ ન રાખિ શકાય. ૩૨૯
તું વા'લો મુજને બહુ, વદે એમ ધરનાર;
સ્નેહ તજી સંસારનો, તે સાથે ન થનાર. ૩૩૦
સુત સુતા મા બાપ સહુ, મિત્રભ્રાત તુજ જાણ;
રાખે પ્રીતી તુજ પર, પંડ વિષે જ્યાં પ્રાણ. ૩૩૧
હંસ ઉડી ચાલ્યા પછી, હેતૂ ઘસશે હાથ;
બતાવવા સહુને પ્રિતી, પણ નવ આવે સાથ ૩૩૨
રોતાં કે' માતા પિતા, મરત તાહરે માટ;
પણ મન મૂરખ માનજે, વશમી લાગે વાટ. ૩૩૩
લડે જગતમાં મનુષતો, કુટુંબિ લડવા ધાય;
કાળ લાતને કોણથી, અહીંઆં અટકાવાય. ૩૩૪
સત્ય પંથે ચાલીશતો, ધરશે પ્રભુજી પ્રીત;
સુખ પામિશ સ્વર્ગે જઈ, નહિતર દુખી ખચીત. ૩૩૫
સત્ય ધર્મને દીનતા, કરેલ પર ઉપકાર;
તે તારી સાથે થશે, બીજું નહી લગાર. ૩૩૬
કોડી નાણાં ઘર વિષે, હશે ન આવે કામ;
પછવાડે કો તાહરી, દેશે નહી બદામ. ૩૩૭
હાથે તે સાથે થશે, બાકી રે'શે આહિ;

દેહ દમીને દુખ સહ્યું, એ વિણુ નાવે કાંઇ ૩૩૮
ધર્મ નિતી સત્ સંગને, કરિ બક્તી ભગવાન;
તે વિણુ સાથ ન આવશે, સમજ સમજ નાદાન. ૩૩૯
તું જાણે તારાં સગાં, તારા ધન ભંડાર;
લઇજુ આ અવની વિષે, ધરના આશ લગાર. ૩૪૦

## ગુરૂ વિષે.

### દોહરા.

ગુણુહિણુ ગુરૂ ગણાયના, હિત એથી નવ થાય;
ગુરૂ થઇને ચેલા સહીત, જરૂર નર્કમાં જાય. ૩૪૧
શિષનું છોકરાં સમ ગણી, શુભ ઇચ્છે જો ઊર;
એશ બોધ દે બેધડક, તો તરિ જાય જરૂર. ૩૪૨
પણ એવા ગુરૂ આ સમય, મળવા છે મુસ્કેલ;
લુચ્ચા ગુરૂથી ચેખજ્યો, ભક્ષા ધાંચિના બેલ. ૩૪૩
શિષ તણી નારી સુતા, સાથે કરે કુકર્મ;
ધરે નામ ગુરૂ ગાંડિયા, જરી ધરે નહિ શર્મ. ૩૪૪
નિજ નાહ્યા જળને ભરી, ધરે બારણા માંય;
દોડે શેવક દરશને, ચાંગળું પીવા ચા'હ. ૩૪૫
પાન બિડીની પચરકી, ગુરૂ મુખ થકી તજાય;
શિષ ચંડાળો ચાટતાં, ચિતમાં નહિ શરમાય. ૩૪૬
એ નહિ ધર્મ ગૂરૂતણો, કરે નાયકા નાચ;
ત્યાં દમડા દોડી દિયે, અંતર ધરી ઉલ્લાસ. ૭૪૭
શિષ પાસેથે દબાવિને, દાડિ દાડિ લે દામ;
એવા નિચા કામમાં, ખરચે ગૂરૂ તમામ. ૩૪૮
પૈસા પાપી શિષ્યના, કૂડ કપટથિ કરેલ;
તે એવે કામે જશે, જે ગુરૂ પગે ધરેલ. ૩૪૯
ગહન ધર્મ છે ગુરૂ તણો, ગુરૂથી કો ન અધીક;
પણ ગુરૂ ગુણુ નહિ કોઇમાં, આજે સકળ અફીક.૩૫૦
સાગર આ સંસારમાં, નૌકા[1] ગુરૂ નિરધાર;
બુડે બેઠો તારવા, તો શું તરે તરનાર. ૩૫૧
ગૂરૂ તારવા શિષ્યને, જો ચિતમાં કદિ ચા'હ;

---

૧ વહાણુ

પણ ગુરૂ કઠે કાળમિંડ, પથ્થર, કેમ તરાય. ૩૫૨
ગુણિ ગુરના ગુણ ગણિ ગણિ, અભિવંદુ અહોનીશ;
પારસ સમ પારસ કરે, એ ગુરૂ ચરણે શીશ. ૩૫૩
ભમરી બટકી એળને, નિજ ગ્રહમાં લઇ જાય;
પછી કરે પોતા સમી, એ મહા કૃત્ય મનાય. ૩૫૪
એ રીતે ઉપદેશ દઇ, શિષ્યને સૃષ્ટી માંય;
તારી આપે તુરતનો, એ ગુણિ ગૂરૂ ગણાય. ૩૫૫

## દેવ લાંચિયા છે ?

### દોહરા.

દેવ નથી કાંઇ લાંચિયા, કરે લાંચ લઈ કામ;
જો દેવો દમડા ગ્રહે, તો નાર જાય તમામ. ૩૫૬
એકાદશિ કે આષ્ટમી, કરો ભલે શિવરાત;
મલ ટળે નહિ મન તણો, ત્યાં સુધ નત્ર નીરાંત. ૩૫૭
પૈસા લઇ પ્રભુ જો દિયે, સહુને અક્ષર ધામ;
તો રાજા દઇ રોકડા, બેસત તેજ મુકામ. ૩૫૮
અધિપતિના એ અધિપતિ, અવનીપતી ગણાય;
લાભી થઇ લે લાંચનો, ક્રૂર કનીષ્ટ કથાય. ૩૫૯
જો ભેરે ભૂખે મરે, ભાવ સહીત ભગવાન;
તો આપત નાહ અવાનપાત, દુનિયાને અનદાન. ૩૬૦
દુષ્કાળે કઇકજ મરે, વિના અનાજ રિબાઇ;
તેને સ્વર્ગ શું સાંપડે, ત્યમ અપવાસે ભાઇ? ૩૬૧
ઉદર ચોખું અપવાસથી, થાય અજીરણ નાશ;
પણ તેથી નત્ર ધારશો, અંતર સ્વર્ગનિ આશ. ૩૬૨
કરશું પરઉપકારનો, કરશે મે'ર મહેશ;
નહિતર આપણપર કદી, દયા ન ધારે લેશ. ૩૬૩
ધરશું દિન જનની દયા, વા'લથિ કરશું વા'ર;
રમાપતી રાજી થઇ, સુખ આપે સંસાર. ૩૬૪
કપટ ઝપટ ઉર રમિરહી, અવર ચપટની આશ;
પાપ પચાવ્યું પેટમાં, તો શું કરે અપવાસ. ૩૬૫
અપવાસે પાપો બળે, એ ન ન્યાયની રીત;
ખુાન ખલકે અપવાસથી, પ્રભુન ન ખેંચે પ્રીત. ૩૬૬

ભૂલાવ્યા બહુ બ્રાહ્મણે, મતી બનાવી મુંઢ;
સત્ય કથા સૂઝે નહીં, વે'મ હવે આરૂઢ. ૩૬૭
દ્રવ્ય પુત્રને મોક્ષ જો, એકાદશિય અપાય;
તો જગમાં જન કોજરી, દુખિયું નવ દેખાય. ૩૬૮
નિયમ નિયંતાનો જગે, જો શુભ કામો થાય;
દાન દયાને દીનતા, ધરતાં મોક્ષ પમાય. ૩૬૯

## સ્વયંવર.

### દોહરા.

સ્વયંવરેથી સૃષ્ટિમાં, ઉપજે અતિશય સુખ;
વિના સ્વયંવર હીંદમાં, આજ સકળ છે દુઃખ. ૩૭૦
માલ ખરિદવો હોય તો, બીજાથી ન જવાય;
જો બીજો ખરિદી દિયે, મન માન્યો ન મનાય. ૩૭૧
અસલ હતો સહુ આર્યમાં, ખરે સ્વયંવર ચાલ;
યવન રાજના અમલથી, તજ્યો આપણે હાલ. ૩૭૨
ખરી મિત્રતા ખલકમાં, બાંને હર્ષ અપાર;
નહિતર હીંદી લગ્નસમ, ખાસ્સા થાય ખુવાર. ૩૭૩
તપાસતાં શાસ્ત્રો સકળ, મળે દાખલા હાલ;
અસલ હતો આ દેશમાં, શુભ સ્વયંવર ચાલ. ૩૭૪
જુઓ જાનકી જનકની, સુતા[1] સ્વયંવરમાંય;
વરિ વરનિજ મન માનતો, કષ્ટ ન પામી કાંય. ૩૭૫
માબાપો પણ બાળને, વરાવતાં ધરિ વા'લ;
આનંદે અરજુનને, વરી સુભદ્રા હાલ. ૩૭૬
વિહવળ થઇ નળ થકિ વિમળ, દમયંતી દિલમાંય;
વરી સ્વયંવરથી સુખે, તજી દેવને ત્યાંય. ૩૭૭
દ્રૌપદ રાજાયે રૂડો, મંડપ માંડી ઘેર;
મછવેધનથી પાંડુને, સુતા દિધી શુભપેર. ૩૭૮
બીજાથી ન કરાય કદિ, સંસારી એ કામ;
પણ આજે બીજા કરે, તેથી દુખી તમામ. ૩૭૯
કજિયા થાય કુટુંબમાં, દંપતિ સે'તાં દુઃખ;
ભુંડે હાલે ભવ પુરા, કરે, ન પામે સુખ. ૩૮૦

---

૧ દીકરી.

મન મળતાં આવે નહીં, અંતર થાય અભાવ;
કો' જોડું કયમ લઇ શકે, સંસારી શુભ લાવ. ૩૮૧

આંખો વીંચી આંધળાં, પરણાવે મા બાપ;
નબને ત્યારે નાગિનર, આપે શ્રાપ અમાપ. ૩૮૨

ચાંદરણું સસાર આ, ચાર દિવસનું ધાર;
એ પણ દુખમાં કાઢવા, વિના સ્વયંવર હાલ. ૩૮૩

સોબતિ શોધ્યાની ખપે, જુવે છૂટ સંસાર;
મરજી માફક મહિ વિષે, વર્ત્તે સહુ નરનાર. ૩૮૪

જતાં વિદેશે ચારદિન, જુવે શુભ સંગાત;
જોડી જન્મનિ શોધતાં, જુવે ન એ ઉતપાત. ૩૮૫

વિના હર્ષે જોડું જગે, રે' એ મોટો રોળ;
પછિ નિપજે આ સમયમમ, પ્રજા સકળ નાધરોળ. ૩૮૬

સેજે સુતાં દંપતી, દિલમાં દાહ જણાય;
ઉત્તર દક્ષિણ ખેતણાં, મોઢાં રહે સદાય. ૩૮૭

અભાવતા પર ભાવતે, ધરે લોકની લાજ;
પણ ભીંતર ભડકે બળે, એનો કશો ઇલાજ. ૩૮૮

## વિચારીને કરવા વિષે.

### દોહરા.

કરવું કામ વિચારિને, એથી લાભ અધીક;
વણસે નહિ વિશ્વે કદી, કાન, કહે જન ઠીક. ૩૮૯

કરતાં કાર્ય પ્રથમ થકી, કરવો ચિત્ત વિચાર;
નહિતર મળશે મહિ વિષે, ફટ દઇને ફિટકાર. ૩૯૦

વગર વિચાર્યું જે કરે, તે પાછળ પસ્તાય;
પાછું નવ સુધરી શકે, જ્યમ થુંક્યું ન ગળાય. ૩૯૧

કામ કર્યા આગળ કરો, વિચાર અંતર માંય;
પરીણામ શું આવશે, તો બગડે નવ કાંય. ૩૯૨

ઉતાવળથી જે કરે, કામ ન વાધે કાર;
ઉલટો અવનીમાં મળે, અપયશ અપરંપાર. ૩૯૩

કેવો વખત હું કોણ છું, શી મારી ગુંજાશ;
એમ વિચારી જે કરે, તો તને નહિ ત્રાસ. ૩ ૪

વગર વિચાર્યું કામ કરિ, કઇક થયા હેરાન;
લાજ ગુમાવી લોકમાં, અતિ પામ્યા અપમાન. ૩૯૫

# વિદ્યા વિષે.

## દોહરા.

વિદ્યા ધન વિશ્વે વડું, એથી અધિક ન કોય;
ધનિ કરતાં વિદ્વાનની, વિશ્વે ખ્યાતી હોય. ૩૯૬

ખર્ચ કરે ખુટે નહીં, ભાઇ ન માગે ભાગ;
રાય ચોર લુટે નહિ, બાળી ન શકે આગ. ૩૯૭

એવું અમુલ્ય દ્રવ્ય એ, અવર ન એ સમ કાંય;
વિદ્યા વિણુ મૂરખ બની, અવનીમાં અથડાય. ૩૯૮

સભાવિષે શોભે નહીં, નર કદિ વિદ્યા હીન;
લાખોની દોલત છતા, ભણ્યાવિના નર દીન. ૩૯૯

વાપરતાં આ વિશ્વમાં, સહુધન ખુટી જાય;
વિદ્યા વાપરતાં વધે, એ અચરજ કેંવાય. ૪૦૦

અલંકાર અંગે ધર્યા, અમુલ્ય વસ્ત્ર અપાર,
શોભે નહીં સભાવિષે, વિદ્યા વિણુ શણગાર. ૪૦૧

લક્ષ્મી ચપળ ગણાય છે, જાતાં જરી ન વાર;
વિશ્વે વિદ્યા ધન કદી, નવ ખુટે નિરધાર. ૪૦૨

માન મળે વિદ્યા થકી, રિદ્ધી સિદ્ધી સર્વ;
નમ નૃપાત વિદ્વાનને, તજિને તનનો ગર્વ. ૪૦૩

સભા વિષે વિદ્વાનને, સારૂં દે સનમાન;
મત નવ માગે મુર્ખનો, ગણે સકળ નાદાન. ૪૦૪

વિદ્યા દેવિ વિદેશમાં, મોટું અપાવે માન;
રાજદ્વારમાં એ થકી, સારૂં મળે સનમાન. ૪૦૫

વિદ્યા વિણુ શોભે નહીં, તનનો ખાલી ટેક;
જેમ રાજાનું નામ ધરિ, ગામ ધરે નવ એક. ૪૦૬

રમત ગમત સહુ જાતની, બેજણુ વિના ન થાય;
પુસ્તક વાંચી પંડિતો, રાજી હૃદયે થાય. ૪૦૭

રસ વધુ રમત થકી પડે, વિદ્યામાં જન જાણુ;
વિદ્યા વિણુ વિશ્વે ગણ્યો, જનને અતી અજાણુ. ૪૦૮

માતા સમ પાલન કરે, સ્ત્રી સમ કરી સેવાય;
લાડ લડાવે તાત સમ, કલ્પ વૃક્ષ કેંવાય. ૪૦૯

ભાઇ સમી શારતિ થઇ, આપે મદદ અપાર;

પારસ મણિથી પ્રીછજો, એનું મૂલ અપાર. ૪૧૦
લક્ષ્મી મળિ કદિ લક્ષધા, જો વિદ્યા નવ પાસ;
તો કૂડે કામે થશે, તુરત લક્ષ્મિનો નાશ. ૪૧૧
વિદ્યા વિણુ કદિ વિશ્વમાં, કોટ્યાધીપતિ હોય;
પણ પશુ સમ એ પૃથ્વિમાં, નામ ન જાણે કોય. ૪૧૨

## પત્રના અધિપતી.

### દોહરા.

ગુજરાતી ભાષા વિષે, પત્ર તણા અધિરાજ;
ટીડ જેમ ઉનરાછને, બા'ર નીકળ્યા આજ. ૪૧૩
અક્કલ એક બદામની, ન મળે નિજ વપુ માંય;
શક્તી નહીં લખાણુની, અધિપતિ આજ ગણાય. ૪૧૪
વર્ષારતુમાં નીપજે, જેમ જંતુ જગ માંય;
એ રીતે અધિપતિ થયા, એ પિડ કયમ સે'વાય. ૪૧૫
વેશ કાંકડો રાખિને, ફરે કરી બહુ ફેલ;
અવર ગણે વિદ્વાન પણ, ખરે ઘાંચીના બેલ. ૩૧૬
કાગળ લખતાં નાવડે, વળી વાક્ય રચનાય;
જાણે નાહ પણ મનવિષે, અભીમાન નવ માય. ૪૧૭
ભીખારી પેઠે ભમે, ચાટે અવરની એઠ;
ભલું કરે શું દેશનું, વિશ્વ લવે એ વેઠ. ૪૧૮
શું મારૂં કર્તવ્ય છે, એ વિચાર નહિ ઉર;
ફેલી થાય ફજેત પછિ, ભૂમીમાં ભરપૂર. ૪૧૯
સિંબોળિ જેવું લઘુ વદન, મદ ન માય મનમાંય;
તદન બેવકુફ હોય પણ, અધિપતિ આજ ગણાય. ૪૨૦
દબાવિ દેશી રાજ્યને, કે કરિ વડાં વખાણ;
ખુશામત ખલકે કરી, માને સુખ અજાણ. ૪૨૧
મા, બા, ભૂપા, શીખિને, છોડી હોય નિશાળ;
જાણે નહિ જરિ જોડણી, એવા અધિપતિ હાલ. ૪૨૨
આખ મિંચીને કાંકરો, કદિ મારે જન કોય;
પડે જઈ અધિપતિ શિરે, અવર શીર નવ હોય. ૪૨૩
જાહેર લેખકનો જગે, ધર્મ ન જાણે લેશ;
દેશ હીત દિલ નવ લહે, ધરે ખુશામત વેશ. ૪૨૪

હિંદતણી પડતી વિષે, આવા અધિપતિ હાલ;
નિપજ્યા ત્યારે કેમ રહે, હિંદિ રાજ્યશિર તાજ. ૪૨૫
ધંધો જ્યારે નવ મળે, ત્યારે ધારે ધંધ;
દોરે આખા દેશને, આજ અધીપતિ અંધ. ૪૨૬
કો રાખે નહિ ચાકરી, વળિ મજૂરિ નવ થાય;
ત્યારે અધિપતિ પત્રના, જરૂર બનવા જાય. ૪૨૭
ઉત્તમ [1]કૃષિ મધ્યમ ગણો, વિધ વિધે વ્યાપાર;
[2]નષ્ટ ચાકરી નાવડે, અધિપતિ થાવા ધાર. ૪૨૮
દેશહીત દિલ નવ ચહે, લહે ન સાચી વાત;
ખુશામત ખલકે કરે, એ અધિપતિ શિર લાત. ૪૨૯

## સંપ વિષે.

### દોહરા.

જંપ જગે નહિ સંપ વિણુ, મળે મનુષને જાણ;
સંપે શોભે સકળ જન, વિના સંપ અતિ હાણ. ૪૩૦
જેના ઘરમાં સંપ નહિ, તે ઘર માર્યું જાય;
જાય આબરૂ જગતમાં, ફજેત ફોકટ થાય. ૪૩૧
સંસારીને સંપ વિણ, ચાલે નહિં જરાય;
વિના સંપ વિશ્વે વસી, ખચિત ખાસડાં ખાય. ૪૩૨
સંપવિના સંસારમાં, મળે નહીં જરિ માન;
જુવો સંપ વિણુ સૃષ્ટિમાં, લડી મરે છે શ્વાન. ૪૩૩
પુરાણુ પાકો હોય પણ, ન ફરે સંપ લગાર;
માન ઘટે જનમાં જરૂર, ખાસ્સો થાય ખુવાર ૪૩૪
વિના સપ આદર નથી, લાજ લક્ષ્મિનો નાશ;
એકલ થઇ રે' સંપવિણુ, પળમાં થાય વિનાશ. ૪૩૫
સંપ વિનાનો એક નર, પડયો ઉંડા જળમાંય;
કહો દયા ધરિ એહને, કોણુ કાઢવા જાય. ૪૩૬
જુઓ હિંદનું હાલમાં, વળિયું સત્યાનાશ;
સંપ વિના લડિ સકળ નૃપ, કર્યો રાજનો નાશ. ૪૩૭
ભાઇએ ભાઇ લડી મરે, દયા ધરે નહિ લેશ;
અરસ પરસ શિર છેદવા, દિલમાં ધારે દ્વેશ. ૪૩૮

---

[1] ખેતી. [2] નીચી.

સપવિના ગોળાતણુ, પાણી શોસાઇ જાય,
તેમ આવરદા સપવિણ, જરૂર ઓછી થાય ૪૩૯
શોભે નહિ વિણ સપ કદિ, હોય વડો શુરવીર,
રણમા રઝળીને મરે, પગી ન પામે નીર ૪૪૦
સપ વિના સૃષ્ટિ વિષે, કારજ કશુ ન થાય,
બે હાથે તાળી પડે, એક થકી ન પડાય. ૪૪૧
રાવણ સમ રાજા મુવો, જો નવ સાધ્યા સપ,
કૌરવ કુળ વિણ સપથી, જરા ન પામ્યુ જપ. ૪૪૨
દેવ સમા પણ સપવિણ દિનમા દુખિયા થાય
ઘરમા બે ગોરી લડે, [1]મહેશ મન મુઝાય ૪૪૩
સપ સમુ સુખ છે નહીં, ચવ્તુ સૃટિ માય,
દેવ લોકથી દશગણુ, ઉત્તમ એજ મનાય ૪૪૪
ઘરમા સપ રૂડો દિસે, નારિ પુરુ શુભ હોય,
તો પછિ સ્વર્ગની સૃષ્ટિમા, કરે ન ઇચ્છા કોય. ૪૪૫
જુઓ સપથી જગતમા લઘુ પણ મોટા થાય,
મળી કીડિયો સર્પને, નિજ ઘર ઘસડી જાય. ૪૪૬
સપે વસતા સજ્જનથી, નાગ કદિ ન લેવાય,
ભાગે લાકડિ એકલી, ભાગે નવ ભગાય ૪૪૭
સપ સાથ સપતિ વસે, ખમે ન જરિયે દૂર,
માન સપથી મનુષ્યને, જગના મળે જરૂર. ૪૪૮

## નાતવરા વિષે.

### દોહરા.

કરજ કરી કરતા વરા, ખગ મુરખ એ ખાસ,
એક રાતના વાળુમા, કરે દ્રવ્યનો નાશ ૪૪૯
કે'તા કે' એ નાતનો, અસલ અમારો ચાલ,
નવ કરિયે તો નાતમા રે' ન આબરૂ વાન ૪૫૦
ઘરમા પાઇ ન હોય પણ, કરવો વરો ખચીત,
કા ઘર, ખેતર, વેચિને, કે વ્યાજે લઇ વીત ૪૫૧
નાતીમા શ્રીમત સમ, ગરીબ ઘસડાઇ જાય

---

1 શંકર.

દેખીને કરવું પડે, એ મોટો અન્યાય. ૪૫૨
ગજા ઉપર પગલું ભરે, એ નર મુરખ મનાય;
અવળા આવા ચાલથી, મહુજન મન મુંઝાય. ૪૫૩
ગજું ન હોય ગરીબનું, કે'વા બીજા જાય;
પણ દુખમાં પડવા પછી, કોઈ સહાય ન થાય. ૪૫૪
જોઇ દુખિ પછિ સહુ હસે, જે કે'નારા હોય;
મતી બજે ચે'માં પછી, જન બીજા જયમ જોય. ૪૫૫
વ્યાજ ભરીને વિશ્વમા, રંક ભોગવે ભીડ,
જાણે નહિ બીજા જરી, દુખે એને પીડ. ૪૫૬
માટે સંપત વિણ જગે, ભરો ન ડગલું એક;
વ્યાજે નાણું લઇ વરો, કરતાં ધરો વિવેક. ૪૫૭
ખાડામા હડસેલવા, ધરિને હોશ હરેક,
આવે, પણ નવ કાઢવા, લલ્લુ આવે એક. ૪૫૮

## સ્વસત્તા.

### દોહરા.

જોર પારકું જગતમાં, કશું ન આવે કામ;
રણમા જીત મળે નહીં, શુરનું લીધે નામ. ૪૫૯
જાતે જે નર કરિ શકે, તે ન અવરથી થાય;
આપ મુવા વિણુ કોઇથી, સ્વર્ગે નહીં જવાય. ૪૬૦
નિજ સત્તાથી કઇક નર, પામ્યા છે પદ મા'ન,
જુઓ ધ્રુવ વનમા જઇ, પામ્યો રાજ નિદાન. ૪૬૧
અવર તણી સત્તા અધિક, તે શુ આવે કામ;
કુળ ઉગારી નવ શકયો, રાવણુ ધારી હામ. ૪૬૨
કે'વા આવે કઇક જન, કરવા નાવે શોર,
પરણાવી આપ્યા પછી, ઘર નવ ચલવે ગોર. ૪૬૩

## પેહેલુ દુઃખ તે પાછળ સુખ.

### દોહરો.

શરૂઆતે શુભ માર્ગમાં, સંકટ બહુ હોય;
હીમતથી આગળ વધે, પોજો રસ્તો જોય. ૪૬૪
રસતનતા શરૂઆતમા, મેળવવી મુશ્કેલ,

પણ મળવા પછિ મહિવિષે, દે આનંદનિ રેલ. ૪૬૫
જૂના ચાલો તોડતાં, પ્રજા સામિ કદિ થાય;
પણ સમજ્યા પછિ પાછળે, સહુ તે ચાલ ચહાય. ૪૬૬
નવો ચલવવો ચાલ એ, ખરે પ્રથમ દુખદાઇ;
લ્યુથર ને ગેલીલિયો, પ્રથમ રહ્યા પીડાઇ. ૪૬૭
સુધરેલા દેશો વિષે, ચાલ્યા આવે ચાલ;
પ્રથમ સમજીને તોડતાં, છે મુશ્કેલી હાલ. ૪૬૮
આગળ દુખ ખમયાવિના, પાછળ ન મળે સુખ;
ધુંવો ખમી રાંધ્યા પછી, જમતાં ભાગે ભૂખ. ૪૬૯
વિદ્યા વેલ વધારતાં, પ્રથમ દુઃખ દેખાય;
મળે પ્રતીષ્ટા પાછળે, ત્યારે શાંતી થાય. ૪૭૦

## શુરવીર વિષે.

### દોહરા.

શુરવીર સૃષ્ટિ વિષે, સાચો એહ ગણાય;
દિનનાં દુખ દળવાતણી, ચીંતા બહુ ચિતમાંય. ૪૭૧
નબળાપર સબળા થવા, સકળ ચીતમાં ચા'વ;
પણ નબળાને મદદ દે, તે શુરવીર ગણાય. ૪૭૨
જુલમી બહુ જગમાં થયા, કાયર કીધા લોક;
પણ તે શુર ગણાય ના, જિવતર તેનું ફોક. ૪૭૩
રાજા થઇ રૈયત પરે, કરે જુલમનું જોર;
શુરવિર તેને ના કહે, ખરેખરો કમજોર. ૪૭૪
ધરી ધીર આગળ ધસે, ભરતું જરી ન ભાન;
શત્રુને સંહારવા, તનમાં ઝાઝું તાન. ૪૭૫
[1]અસી ઉતારી કમરકસિ, ધસી ધીંગાણે ધાય;
ખસી હસાવે નહિ અરી, કશી ન બિક મનમાંય. ૪૭૬
અરી તણી આગળ ધરી, ખરી ધિરજની હાસ;
જરી ન પગ પાછો ભરે, ધરિ રણ મરવે માલ. ૪૭૭
પડકારે પળતો પ્રથમ, રઢ લઇને રણ માંય;
કેશરિયાં કુદી કરે, એ શુરવીર ગણાય. ૪૭૮

---

૧ તલવાર.

ત્રાસે ના તનમાં જરી, ભાસે અરી અગણીત;
યાશે શું એવું કદી, વીમાસે નત્ર ચીત્ત. ૪૭૯
ભડકે ના [1]ભારૂ થઇ, ફડકે ના જોઇ ફોજ;
ધડકે શુરવિર તણું હદય, ધરે ન અરિનો ઓજ. ૪૮૦
દેખી દૂખી અવરને, અંતરમાં અકળાય;
જુલમગાર સામો જવા, ચિતમાં નિત્ય ચહાય. ૪૮૧
કરવા પર ઉપકાર જે, પ્રથમ પગ ધરી ધાય;
પ્રાણ જતાં જરિ નવ ડરે, એ શુરવીર ગણાય. ૪૮૨
કામ ક્રોધ ઉપર કરી, રીસ, મળવે જીત;
લાત લગાવે લોભને, ખલકે શુરો ખચીત. ૪૮૩
રહે મોખરે સન્મને, નાશી ન ખસે દૂર;
અરિને પીઠ ન દાખવે, એ છે સાચો શર. ૪૮૪
અબળાની વારે જવા, અંતરમાહિ ઉમંગ;
હોશે હણી નાખે અરી, રણમા રાખે રંગ. ૪૮૫

## પ્રસ્તાવીક.

### દોહરા.

નિજ નારી નાગી ભમે, દે ગુણિકાને દામ;
એવો હોય ઉડાઉ તો, જન કે' મુર્ખ તમામ. ૪૮૬
શાસ્ત્ર ભણ્યો વિણ ભેદ તો, સરે ન એકે અર્થ;
[2]અજા કંઠના આંચળો, [3]પય વિણ જોવા વ્યર્થ. ૪૮૭
સમજણ વિણ સંસારમાં, લા'વ નહિં લેવાય;
ખચ્ચરપર ચોખા ભર્યા, તણાય, પણ ન ખવાય. ૪૮૮
અનીતિથી અતિ આપદા, વધે વિશ્વમાં જાણ;
દૈત્યે કરી અનિતિ તો, કુળનો નિકળ્યો ધાણ. ૪૮૯
બહુ બકવે બે આબરૂ, જગમાં જલદી થાય;
ખર પડકારે બોલતાં, ધબ દઇ ધોકા ખાય. ૪૯૦
અતિ સહવાસે અવનિમાં, તરત અનાદર થાય;
ઘેર બેશિ રે' ઘરધણી, [4]મહિલા મન મુંઝાય. ૪૯૧
સાથે વસતાં સર્વદા, થાય ત્રાસનો નાશ;
રાજાથી રૈયત ડરે, રાણી ધરે ન ત્રાસ. ૪૯૨

---

૧ બીકણ. ૨ બકરી. ૩ દુધ. ૪ સ્ત્રી.

અભિમાને અવનીપતી, નો, પણ કોપ ફળાય;
શ્રીકૃષ્ણે શિશુપાળ શિર, છેદ્યું સભાની:માંય. ૪૯૩
ગજ થકી વધતું વરે, તો ન ટકે પળવાર;
દિવાળું કાઢે દેવતો, બીજાનો શો ભાર. ૪૯૪
ઉદરનું વાંકુ વદે, તેનો કશો ઉપાય;
વરો કરે વિત વાપરી, ખારૂં મોળું કથાય. ૪૯૫
સાખ્યાશી શુભ કામવિણુ, જે નર લેવા જાય;
અપયશ મળે અવનિમાં, પછિ તે નર પસ્તાય. ૪૯૬
વેસ્યા પ્રીત ન પળ ટકે, પૈસા સાથ પળાય;
ઘાસ તણી જ્યમ તાપણી, પળમાં બુઝાઇ જાય. ૪૯૭
સુવાક્યથી આદર અતી, મળે સભામાં માન;
કાગ રાગ અનુરાગ નહિ, કોયલ શુકન સમાન. ૪૯૮
કોટિ પ્રકાર કર્યા છતાં, જાતિ સ્વભાવ ન જાય;
ગૌશાળામાં બાંધતાં, ખર ભુંકણુ ન તજાય. ૪૯૯
નમઓ કદિ નવ કરિ શકે, સબળા જેવું કામ;
નેરણિથી લેવાયના, શિરના વાળ તમામ. ૫૦૦
મૂલ પ્રમાણે-મહિ વિષે, કરે સકળ જન કામ;
બે આનાનો દાડિયો, ધરે ન રણમાં હામ. ૫૦૧
ટેક તજે ના મહત જન, લઘુથી ટેક તજાય;
શ્વાન ભસે [1]કરિવર પુંઠે, પણ ગજથી ન ભસાય.૫૦૨
નિચજનની નીદા થકી, નર મોટા મુંઝાય;
[2]શશિ સામા ભસિ શ્વાનરે',શશિથિ ન નાશિ જવાય.૫૦૩
નિજ ગુણ ઉત્તમ મન ગણી, જે નર બહુ ફુલાય;
બળદ સમો બનવા જતાં, [3]મેડક જ્યમ મારે જાય.૫૦૪
પુરાણ વાંચે પંડિતો, વળી વેદિયા વેદ;
પણ તે મુર્ખ મનાય છે, જો નવ જાણે ભેદ. ૫૦૫
જતાં મુસાફરિમાં સકળ, લે ભાતું સંગાથ;
વિકટ મુસાફરિ સ્વર્ગની, પણ ન ભજે જગનાથ. ૫૦૬
કોડીબુ ને નીંબ ફળ, પાકે ધરે મિઠાશ;

---

૧ હાથી. ૨ ચંદ્રમા ૩ દેડકો.

પણ દુર્જન નિજ વૃદ્ધવયે, સુધર્યાની નવ આશ. ૫૦૭
ટેવ પડી છુટે નહીં, કરતાં કોટી ઉપાય;
દુર્જનને નીંદા તણી, ટેવ કદી નવ જાય. ૫૦૮
શુભ સ્થળમાં વિચર્યા થકી, દુર્જન સજન ન થાય;
શ્વાન કાચ અડ પેસતાં, ભસવા ચિતમાં ચા'ય. ૫૦૯
શુભ કરવું સહુથી વિકટ, મહિમાં સદા મનાય;
નાક કાપવું સે'લ પણ, નથડી ન ઘડાવાય. ૫૧૦
દુર્જનપર ઉપકાર તે, ઉલટું દુખ રૂપ થાય.
ક્ષાર ક્ષિતીમાં બિજધરે, મહેનત મિથ્યા જાય. ૫૧૧
ક્ષમાવિષે ઉત્તમ ગુણો, અવર ન એહ સમાન;
ક્ષિતિપર મળ મૂતર કરે, તોપણ દે કણ દાન. ૫૧૨
જ્યાં નિજ ઉદર ભરાયના, ત્યાં જનથી ન જવાય;
ખાખીને ગામે ખચિત, ધોબીથી ન વસાય. ૫૧૩
લોભી પાસે લક્ષ્મિ જ્યમ, શંઢ પાસ સતિ નાર;
વિવેક હિન પાસે વધે, વિદ્યા મળે ન સાર. ૫૧૪
કુળની રીત તજાયના, કરતાં કોટિ ઉપાય;
સિંહ ઉદરથી નીકળી, ગજશિર હણવા ચા'ય. ૫૧૫
બીજાપર આધાર કદિ, શરાથી ન રખાય.
અવર હણ્યું સિંહ નવ અડે, કુતરાને નવ કાંય. ૫૧૬
નાગું વચન ન કહિ શકે, તેથી ન નબળું મનાય;
ગુણિકા સમ સતિનારિથી, ભાંડ ન વેણ ભખાય. ૫૧૭
ઝેર સકળ દંષો તણું, છે ઉતરવું સે'લ;
પણ દુર્જન વિષ દિલ ચડયું, ઉતરવું મુસ્કેલ. ૫૧૮
નિજ દેશે ન ભરે ઉદર, તો પરદેશ પળાય;
કુવો બાપનો બહુ સરસ, પણ નવ ડુબિ મરાય. ૫૧૯
બહુ બકયે બાંદૂરમાં, જન કદિ નહિ અણુાય;
ઢોલ ઢબક વાગ્યા કરે, મૃદંગ સમ ન મનાય. ૫૨૦
ટેકી ટેક તજે નહીં, પળમાં પ્રાણ તજાય;
હરીશ્ચંદ્ર હેરાન પણ, ટેક ન તરછોડાય; ૫૨૧
નાનો નિજ લક્ષ્મી વધે, ત્યારે મન મકલાય;
ચોમાસે છલકે નદી, નિધિ નિર નવ છલકાય. ૫૨૨

જ્ઞાન વિના જ્ઞાની થઇ, સભા જીતવા ચા'વ;
કંઠ ધરી પાષાણ કદિ, નિધિ નિર નહિ તરાય. ૫૨૩
અદેખાઇ કરનાર નર, હાથે જાય હણાઇ;
જેમ જવાસો જળે મરે, સુણિ વર્ષાનિ વધાઇ. ૫૨૪
દેશી દેશ તજે નહિં, કરિયે કોટિ ઉપાય;
ઉંદર જઇ પગમાં પડે, તોય બિલાડી ખાય. ૫૨૫
મોટા મનમાં નવ ધરે, નિજ ગુણ તણું ગુમાન;
પારથ રથ હાંક્યો પ્રભૂ, ગણિ નિજ મિત્ર સમાન. ૫૨૬
મોટા સાથ બરાબરી, કર્યે ન મોટું થવાય;
ન બને સુવર્ણ[1]સમગુંજા, ભર સાથે તોળાય. ૫૨૭
નિજ બાહુના બળ થકી, જગમાં જીત પમાય;
રણમાં લડવું હોયતો, બંધુ ન બોલાવાય. ૫૨૮
સ્વાર્થ વિના કો સૃષ્ટિમાં, કરે ન એકે કામ;
દેશે જાહેર ફંડમાં, નામ કારણે દામ. ૫૨૯
શરમાવે તો રકમવદિ, ફંડે ભરે ફુલાઇ;
દિન સુખ કારણ ના દિયે, પ્રીતે એકે પાઇ. ૫૩૦
ગાન તાનમાં માન ગણી, ભાન ભૂલે બેભાન;
સાન વગર સનમાન કરિ, દે ગુણિકાને દાન, ૫૩૧
હાલ કાળ બહુ શેઠિયા, રે' બનિ રંડીબાજ;
બાઇ ભટકતા રાંડમાં, નિજ નારી કદિ [1]તાજ્ય. ૫૩૨
અચ્ચાંને બાળક વયે, જો સદગુણ શિખવાય;
[2]શાખા જ્યમ લઘુ વૃક્ષની, વાળે તેમ વળાય. ૫૩૩
સમજણ વિણ બોલ્યા થકી, હાથે હળવું થવાય;
ઢેં ઢક વાગી પીંજરની, પિંજણ પએડા ખાય. ૫૩૪
ધાકડ ધાકડ શું કરો, ધાકડ ધબ પરખાય;
વેચે દામ લઇ સુતા, પછિ ઘર બેઠો ખાય. ૫૩૫
શાણો [3]સચીવ ન હોયતો, અચીત થાય ખુવાર;
નાશ પામશે નૃપતીનું, રાજ, ન લાગે વાર. ૫૩૬
ઘર ફીટે ઘર ધરણિનું, ધણિથી અદકું જોર;
ઉર અતી અકાર ધરિ, તરૂણી તજે ન તોર. ૫૩૭

---

૧ તજતું. ૨ ડાળ ૩ પ્રધાન.

સંપતિ મળિ પણ શુભ ન થયું, પરોપકારી કામ;
નદ સમા નૃપતી તણાં, રહેલ દાટયાં દામ ૫૩૮
મૂરખને મધમાખથી, નિજ સંચ્યું ન ખવાય;
મૂરખ હાય કરી મરે, મધ ભિલ્લ લુંટી ખાય. ૫૩૯
સાન વગરનો સચિવને, કુભારજા ઘર નાર;
એ બેથી નવ ચાલશે, નિજ ધણિનો વ્યહવાર. ૫૪૦
મૂરખ મા બાપો બને, ભણે ન ભારતિ સુત;
અખિલ વિષે અપ કિર્તિ લે, ગણાય પૂત કપૂત. ૫૪૧
સો [1]સંતતિ નબળી થકી, સરસ એક જો હોય;
અમર રહે કુળ અવનિમાં, વદે ન વાકુ કોય. ૫૪૨
સગાં સૃષ્ટિમાં સસ કો, પટ જાશે પરખાઇ;
ભીડ પડે ભાગે નહીં, ભણો એહને ભાઇ. ૫૪૩
ભાઇ તણું ભવમાં ભલું, કરવું એ નિજ કામ;
નહિતર ઔરંગઝેબ સમ, વિશ્વે નિમક હરામ. ૫૪૪
સારા દુષ્ટ ન થઇ શકે, કરિયે કોટિ ઉપાય;
ક્ષમાવંતને ખિજવતાં, કરે ન રીસ જરાય. ૫૪૫
ગુણિ અવગુણિ સાથે વસે, ગુણિને લાગે પાસ;
પુષ્પ સાથ રે' હીંગતો, ધરે પુષ્પ એ બાસ. ૫૪૬
બહુ બોલ્યાથી જગતમાં, લઘુપદ તુરત પમાય;
ખાના પેસે ઘર વિષે, રે' પદ્મમ ઘર બા'ર. ૫૪૭
સત્તા નવ છાની રહે, સમય પડે પરખાય;
મચ્છ વેધન વખતે તુરત, અરજુન ઉભો થાય. ૫૪૮
દયા ધર્મની ટેવ તે, કષ્ટ પડે ન કઢાય;
દ્વિજ સુત માટે ધરિ દયા, લડવા અરજુન જાય. ૫૩૯
પ્રીતીની પારખ ખરી, દુઃખ સમયમાં થાય;
છતાં પ્રતિજ્ઞા કૃષ્ણજી, ચક્ર ધર્યું કરમાંય. ૫૫૦
નિજ આશ્રીત ઉગારવા, મોટા ચાહે ચિત્ત;
અંગદને આશ્રય દિધો, પ્રભુએ ધારી પ્રીત. ૫૫૧
ખાધું જેનું નિમક તે, કદિ ન હરામ કરાય;
બાંધિ જતાં વૈરાટને, પાંડવ પાછળ ધાય. ૫૫૨

[1] છોકરાં.

ફાંદા માંહિ ફસાવવા, ધારે દુષ્ટ ઉપાય;
પ્રભુ રસ્તો દે પાંશરો, લેશ ન અડચણ થાય. ૫૫૩

શરાતન સિંહ સુતનું, શામ્યું રૈ' ન છવાઇ;
અભિમન્યુ કોઠા વિષે, ગયો ધબાકે ધાઇ ૫૫૪

માન્યું મન જે ઉપજે, ગમે તેવું તે હોય;
કુબજા હતી કરૂપ પણ, તજી ન કૃષ્ણે તોય. ૫૫૫

નસિબ વિના જશ નવ મળે, રખડિ મરે મર રાન;
હનુમંતે પર્વત ધર્યાં, પણ નાહિ કૃષ્ણ સમાન. ૫૫૬

સત્યવાદિ જૂઠું ભણે, પછી વિમાસણ થાય;
નરો કુંજરો વા કહી, ધર્મ રાય પસ્તાય. ૫૫૭

આંટિ ન છૂટે અવનિમાં, ભલે પ્રાણ વહિ જાય.
રેશમની પડિ ગાંઠ તે, છોડી નવ છોડાય; ૫૫૮

એક સરસ ગુણ અવનિમાં, પામે માન મહાન;
હજાર અવગુણ હોય પણ, માન લિયે વિદ્વાન. ૫૫૯

અવનીમાં એંકારથી, ખરી ખરાબી થાય;
રાવણ કૈરવ કૂળસમ, ગર્વે નાશ પમાય ૫૬૦

તન, ધન, જોબન, કુળી, અમલ, તણો ન ધર અંકારે;
વાવાઝોટે વાદળાં, કેં ખસતાં શીવાર? ૫૬૧

કપટ વિષે નિર્દોષને, કરે સુદ્દિપ્ત સાંય:
લાધ્યો લાખા ગ્રહવિષે, પણ પાંડુને ઉપાય ૫૬૨

શુભનું અશુભ ન કદિ બને, ભલે અરી મરિ જાય;
મુવા બળી કૈરવ બધા, પણ પાંડુ જશ થાય. ૫૬૩

એક પુરૂપથી લાભ મય, બે કામો ન કગય;
નદિના મુખને મૂળનું, જળ સાથે ન પિવાય. ૫૬૪

આસ્તે આસ્તે વધિશકે, પળમાં ધનિ ન થવાય;
અવનીને આકાશ બે, ઉંહળમાં ન ધલાય. ૫૬૫

ઉપદેશ અણ સમજુને, દેતા દેહ તજાય;
રાવણને ઉપદેશ દઇ, લાત વિભિષણ ખાય. ૫૬૬

રૂપ મળતું દેખાય પણ, હોય ગુણ નહિં કાંય;
સાકર સમ દેખાય પણ, પથ્થર કદિ ન ખવાય. ૫૬૭

સુમ ઘરમા માયા ઘણી-નાવે કોને કામ;

નિધિમા નીર અથાગ પણ, પીવા ધરે ન હામ. ૫૬૮
મન શીતળ જે સ્થળ થશે, વસો ત્યાંજ વસાય,
આનળને થડ બેનકુક, પણ, કોથી ન બેસાય. ૫૬૯
સહન કર્યું મુશ્કેલ છે, નહિ બાળકના ખેલ,
વડુ નામ ધારણ કરે, પડિ જઈ તાતે તેલ ૫૭૦
સમજાને સોપણ કર્યા, વિના ન અવર ઉપાય,
જ્યમ નિધિ [1]તરણી તાપથી, આમો સોષાઇ જાય.૫૭૧
રખડે નહિ ગ્ગ્તા વિષે, જશના ગાન જાણ,
માથાથી મોગો મળે, જગમા જશ પરમાણ. ૫૭૨
માગ્યો મળે ન જશ જગે, મળે ન બર્વાળ બજાર,
કજુમને જશને બદલ, પગમાથી [2]પેજાર. ૫૭૩
મોટાની મોટાઇ કદિ, છાની રહે ન છેક,
ચોમાસે નદિ નિર બળે, પણ ન તજે નિધિ ટેક. ૫૭૪
ગજ દતૂશળ સિહમુછ, ભુજગમણિ નિધિ અંત,
મેળવવા મુશ્કેલ નહિ, ખરી ધરે જો ખત ૫૭૫
પણ નિજ કિર્ત્તી પૃથ્વિમા, [3]ઉદધિ સમ ઉછળેલ,
જોવી એ આનદ પણ, નહિ બાળકના ખેલ. ૫૭૬
પ્રીતી નવ છાની રહે, સો કોશે સતાય;
નિરખે [4]નભમા સૂર્ય ત્યા, પદ્મ પ્રફુલિત થાય. ૫૭૭
નીચ મનુષ્યના શરિરમા, શીંગ પુછ નવ કાય;
બોલે બોલ કઠોર ત્યા, તરત નીચ વરતાય ૫૭૮
મીલનપણ અતિ હીનતા, મહત્તા ઉર અંધાર,
બકવા બળવાખોરપણ, એ જુસ્તીનુ જોર. ૫૭૯
જે વસ્તુ કદિ જગતમા, પ્રાણ જતા ન પમાય,
એનિ વાછના ઉર ધરે, તો ખાસડા ખવાય ૫૮૦
પ્રીતી નવ રસ્તા વિષે, રઝળ્યા કરતી રોજ,
ઇછિને શુભ જો અવરનું, તો આપણને મોજ. ૫૮૧
મિત્ર દુખે દુખિયો બને, તો પ્રિતિ વધતી જાય,
પાણી બળતુ પેખિને, પય ઉભરાઇ પળાય. ૫૮૨
શરમ વગર સટિવિને, અતિ હિન મનુષ્ય મનાય,

---

૧ સુર્ય. ૨ જોડો. ૩ સમુદ્ર ૪ આકાશ

રિસામણી પણ અડગતાં, સઘ સમેટાઈ જાય. ૫૮૩
આશ્રય વિણ આ અવનિમાં, ગુણિયલ ગોથાં ખાય;
પંડિત ભણે પુરાણ પણ, પારણું એક ન થાય. ૫૮૪
વિદ્યા વિત નહિ ઉદરમાં, સભા છતવા ચા'ય;
ગિરિ ધરિ રાખે નિજ કરે, તો ક્યમ નિધી તરાય. ૫૮૫
ઘરમાં હોય ન વિત કશું, કોટિનિ વાત કરાય;
નામ ધરે દરિયાવખાં, [1]ઉદક ન ઉર જરાય. ૫૮૬
જોર જરા નવ શરિરમાં, શુરવિર સામો ધાય;
[2]જંબુક [3]ગજ સામો જઇ, મુવો તેમ મરિ જાય. ૫૮૭
શ્રીમંતની બરોબરી, કરવા ગરીબ જાય;
છોટો મોટા સાથ જઇ, મરે ન, માંદો થાય. ૫૮૮
મોટા પણ સંકટ સમય, મનમાં બહુ મુંઝાય;
કાળ પવનથી નાશિને, કૃષ્ણ દ્વારિકાં જાય. ૫૮૯
શુભ સમયને માન છે, નહીં મનુષ્યને માન;
અર્જુનને કાબે લુંટ્યો, એ ધનુષ્ય એ બાણ. ૫૯૦
મોટાના આશ્રય થકી, પામે પાન અધીક;
વિશ્નુ સાથ વસ્યા થકી, શંખ મનાયો ઠીક. ૫૯૧
દેખા દેખી જે કરે, ખત્તા ખલકે ખાય;
ખાતાં શ્રીફળ ચિંચાણુ સમ, કિરની ચાંચ ભરાય. ૫૯૨
મોટાની વચમાં જતાં, જો ન વિચાર કરાય;
જ્યમ ચીંચોડે શેરડી, પિલાય ત્યમ પીડાય. ૫૯૩
લોભે લક્ષણ લક્ષધા, પળમાં નાશી જાય;
મૃગ ગાયનના લોભથી, મૃત્યુમુખ પળાય. ૫૯૪
ચાલાકિ ન છાની રહે, અવર ધરે મરખાર;
દ્રોણ પાસ અર્જુન શિષ્યો, વિદ્યા લાગિ ન વાર. ૫૯૫
બાંધ્યું અલ્પાને નવ તજે, એ મોટાની રીત;
ભીસ્મે આખર તન થતાં, કૈરવ પર ધરિ પ્રીત. ૫૯૬
ઇશ્વર નથિ નિપજાવતો, જાતી કર્મે ચંડાળ;
કર્મ કુડાં કરતા તુરત, હલકો ગણાય હાલ. ૫૯૭

૧ પાણી ૨ શીઆળ ૩ હાથી.

શુભ વૃત્તિ હોય શુભમમા, જશ આપે નકુ જાણ,
સાવીત્રીના સ્વામિના, ગયા ગયે'તા પ્રાણ ૫૯૮
ફેર કર તે બે અકલ, જરૂર જગતમા થાય,
યાદવ કુળ ફેર કરી, પ્રલય થયુ પળ માય ૫૯૯
મોટા નિજ પણ નવ તજે, પડી જાય મર પ્રાણ,
સીંહ મરે પણ ઘાસને, ખાડે ન એ એંધાણ ૬૦૦
કામ કેના છે અગમ, ગમ ન પડે ગુણવાન,
અશ્વ કુદો નારિ ચિત, રહે ન તેનુ જ્ઞાન ૬૦૧
નણુ ચિજ નવ જાણી શકે, જેવી હોય સુજાણ
મોઘવારિ મેહુનો મગ્ગુ, એની શાસ્ત્ર અજાણ ૬૦૨
બુદ્ધી પો'ચે પણ કદી, તર્ક કરે નહિ નાય
લાભ ખોઇ રખડ્યા કરે, બુદ્ધી બગે શુ થાય ૬૦૩
ગઇ લક્ષ્મી પાછી મળે, પળે સુકિર્તિ પમાય,
સત છોડયુ મળનાતરો, અવનીમા ન ઉપાય ૬૦૪
નીચા સાથે નીકળી, પાછુ ન સ્થળે જવાય,
નિધિતિર મચ્છ સાથે મગર, આવે તો મરિ જાય ૬૦૫
કજાત જાત ન થઇ શકે, કરિયે કોટિ ઉપાય,
અબાડી ધરતા પિઠે, ખર [1]કરિવર ન ગણાય ૬૦૬
નીચા સાથ વસ્યા થકી, શુદ્ધ હોય મર ચીત,
કાજળ કોટડિ સમ તુરત, લાગે દાગ ખચીત. ૬૦૭
નારી હોય કુભારજા, વસવુ શ્વસુર ગામ,
એ જેવુ દુખ અવર નહિ, દાઝયા ઉપર ડામ ૬૦૮
સમળો શત્રુ મારના, કંસ વિચારે હાન,
મારિ લાત મુચકદો, ભાળ યવનનો ભાગ ૬૦૯
સેવા કરેનિ જાયના, પડે જે સમે પીડ
દ્રૌપતિને ચિર દઇ મરમ, કને ભાગી ભીડ ૬૧૦
ઇશ્વર મેની મર્નો, અગ્ગો રે' ન જરાય,
હરિશ્ચંદ્રને સત્યથી, પુન પ્રાપ્તિ સહુ થાય ૬૧૧
વચને ગજશિર પચ્ચડે, દુખી વચનથી થાય,
બાપ વહુને મા કહે, એથી ફેર જણાય ૬૧૨

---

[1] હાથી

છાનું ગન્ન રહે નહિં, વિંટયું ચિંથરા માંય;
નળ બાહુક દમયંતિયે, તરત પીછાણ્યો ત્યાંય. ૬૧૩
બુદ્ધી વિણ બોલ્યા થકી, અતિ થાશે અપમાન;
શ્વાન ભસીને લાકડી, મુખપર ખાય નિદાન. ૬૧૪
એક સ્થાનકે ઉપજથી, બને ન એક સ્વભાવ;
રાવણને વિભિષણ તણો, જુવો જગત દેખાવ. ૬૧૫
નામ ઉંચું ધારણ કરે, પદ ન મહાન પમાય;
નામ કપુર હે ગંધ હિંગ, કેમ કપુર કેં'વાય. ૬૧૬
પત્નીની કહિ પ્રથમથી, સૂઝ પડે નવ કાંય;
જુવો રામ રાજા થવા, બદલ ગયા વનમાંય. ૬૧૭
નિચ પાસે હથિયારથી, ઉંચને દૂ:ખ અપાર;
કેકે પાસે વચન બે, એથી રામ ખુવાર. ૬૧૮
વનિતા વશ નાહોલિયો, એ સમ દુખ નવ કોઇ;
દશરથ દીલ દહન થયું, રામ વિયોગે રોઇ. ૬૧૯
તન સાથે નર ટેક જો, રાખે પામે માન;
સાચવી કર્યું વિપ્રને, દઇ સુવર્ણનું દાન. ૬૨૦
ભુલાય નહિ ભવમાં કદી, ચડી જોનપર પ્રીત;
નળ દમયંતિ જુદાં થયાં, પણ નળમુખે ખચીત. ૬૨૧
એ બે વાનાં પ્રસરતાં, ક્ષણું ન લાગે વાર;
મંત્વાટ મોટા તણો, નાનાનો વ્યભિચાર. ૬૨૨
પાળે પીતાતણું વચન, એ સુત સપુત મનાય;
જિમ્મે પાળી પિતુ વચન, તજિ દિધું રાજ્ય સદાય ૬૨૩
આફત આવથી અધિક, વધે વિશ્વમાં માન;
પિડા સહે કુણ પૃથ્વીમાં [1]કોવિદ [2]કનક સમાન. ૬૨૪
સમજુને પીડા સકળ, નાગાને ન જરાય;
સાફ લુગડે ડાગ પણ, મેલે પડે ન કાંય. ૬૨૫
સારાં કામ વિષે કદી, નહિ વય વખત ગણાય;
જગદિશ જપવા જંગલે, લઘુ વયમાં ધ્રુવ જાય. ૬૨૬
નઠ્ઠૂટ જન નિજ અંતરે, શરમ ધરે ન જરાય;
ભાંડ વચન દાસી ભણે, રાણીથી ન વદાય. ૬૨૭

૧ પંડીત. ૨ સોનું.

લડતા દુસ્મન સાથપણ, નિયમ બહાર ન જનાય;
મારા જનથી ત્રુટિમા, અઘટિત નવ ઉચરાય ૬૨૮
શરમ સકળ ગુણથી સરસ, ગુણ જગમાહિ ગણાય,
પણ જગતી નાને ઘરે, તો ભૂખ્યો ઘર જાય ૬૨૯
સ્વચ્છ [1]સદન હસતું વદન, મગન નારી મનભાય,
તજન શોક વસતો પરો, [2]રમા વસે જઇ ત્યાય. ૬૩૦
શીકર બધી સસારની, જગત પતીને જાણ,
કીડીને કણ હસ્તિને, હોશે દિયે હજાર ૬૩૧
પડતી વખતે પરખિયે, પ્રસિદ્ધ જનનો પ્યાર,
સગા સહોદર મિત્ર સ્ત્રી, તણી પરખ તે વાર. ૬૩૨
જો અમૃત વૃષ્ટી કરે, તો ન ફળે પપાણ
બ્રહ્મા ગુરૂ શત હોય પણ, મુર્ખ ન શીખે જ્ઞાન. ૬૩૩
સમયે સકળ સુહાયછે, વિણ વખતે ન જગાય,
[3]પાવસ પડે શિશિર રતે, તો માઠું મનાય. ૬૩૪
સગદોષ જગમા સબળ, ગણે જ નર ગુણવાન,
ચોખા સાથે દાળ પડિ, ખિચડી બને નિદાન. ૬૩૫
લક્ષ્મી [4]ચપળાને નિજી, ચચળ ચતુરા ધાર,
જતા વાર નવ લાગશે, હોય ધણી હુશિયાર. ૬૩૬
અણુસમજુ આખો મિચી, ગણે ન દેખે કોય,
સામો નીજ શિકારથી, આખ મિચીને જોય. ૬૩૭
મોટા સાથ કુકર્મમા, નાનો મારયા જાય,
છદ્ર સાથ [5]ઇંદુ જતા, જ્યમ ક્ષય રોગી થાય. ૬૩૮
મન્દ મૂખપર લાજની, ધરી પ્રભૂએ મૂછ;
જો ન ધરેતો જગતમા, પુછ બરોબર મૂછ. ૬૩૯
દુષ્ટ દુષ્ટતા નવ તજે, કરિયે કોટિ ઉપાય,
અમૃત ધરિયે મૂળમા, નીબ ન મીઠો થાય. ૬૪૦
ગાડી દુનિયા હાય નહિ, સહુ ચીન એવુ મનાય;
[6]સ્વાગ (પણ) ધરે નાટક વિષે, નર, પણ નારિ નથાય. ૬૪૧
સ્નેહ કુદરતી કો થકી, તજાય નહીં લગાર,
પુત્ર કરે કદ અહિત અતિ, પિતા તજે નહિ પ્યાર ૬૪૨

---

૧ ઘર. ૨ લક્ષ્મી ૩ વરસાદ વીજળી. ૫ ચદ્રમા ૬ વેશ.

ન્યાયી જગે મનાય તે, જરા ધરે નહિ પક્ષ;
નોશરવાન આ દીવનું, જુઓ ન્યાયમાં લક્ષ. ૬૪૩
ઉચુ ચડવા આગળે, નીચું પ્રથમ જવાય;
જૂઓ ફુવારે જળચડે, ઉચે, નિચેથી જાય. ૬૪૪
હલકાંને બોલાવતાં, લેશ ન નિકળે સાર;
કોડી ધોને નીકળે, જન કચરો નિરધાર. ૬૪૫
શક્તિ ઉપર કરવા જતાં કામ, જગતમાં હાસ્ય;
ગજ હણવા જંબુક જતાં, ઉલટો થયો વિનાશ. ૬૪૬
જો શિષ સારો નવ બને, નબળો ગુરૂ નિરધાર;
લોહ સ્પર્શથિ ન હેમતો, પારસને ધીઃકાર. ૬૪૭
જબરાથી જગ જન ડરે, નબળાને દુખ થાય;
ખમે સબળનાં ખાસડાં, દેત ન બળને ખાય. ૬૪૮
સકળ ઘાવ રૂઝાય છે, કરતાં સઘ ઉપાય;
કટારિ કટુ વચનો તણી, મેંનતથી ન રૂઝાય. ૬૪૯
બોલો બોલ વિચારિને, પસ્તાવો નવ થાય;
બોલેલું ખેંચાય ના, થુંકેલું ન ગળાય. ૬૫૦
આભલાવા ધરિ માનની, લેવા દોડયો જાય;
મસ્કરિ થાશે મહિ વિષે, માન ન લેશ પમાય. ૬૫૧
તિરસ્કાર નિજ જ્ઞાતિનો, એ નવ ઘટિત ગણાય;
[1]ખગેશ પ્રભુ વાહન છતાં, જ્ઞાતિ વિરૂદ્ધ ન થાય. ૬૫૨
અવસર વિણ શોભે નહીં, ભલે સરસ લેખાય;
ગાવા બેસે મરણમાં, તો રિત ગાંડિ ગણાય. ૬૫૩
જે સમયે હાજર નહીં, ત્યાં જન કરે બડાઈ;
કાયર શૂરા થાય છે, વીત્યા પછી લડાઇ. ૬૫૪
જ્યાં જેનો ઉપયોગ નહિ, ત્યાં નવ પામે માન;
[2]કોવિદ વશિ [3]કાનન વિષે, નવ પામે સનમાન. ૬૫૫
દુર્જન ઉપર કરિ દયા, કદી કરે ઉપકાર;
બેશક બદલો આપશે, ઉલટો કરી અપકાર. ૬૫૬
સંગત મોટાની સરસ, તેથી સૂખ પમાય;
ભાર ભીંત ઝીલી શકે, ટાટાથી ન ઝિલાય. ૬૫૭

---

૨ પંડિત. ૩ વન.

મન તુટયા પછી કોઈને, સાજું કરિ ન શકાય;
તુટયું મોતિ અમુલ્ય તે, ગેગે કરિ સંધાય. ૬૫૮
વિનય તણી વિદ્યા વડી, જગમા જુઓ ગણાય;
જીભ વસે દાંતો વચે, પણ નવ આડચણ થાય. ૬૫૯
કૂર વચન કટુ વિષ થકી, અવનીમા જન જાણ,
કૈકૈના કુર વચનથી, તજ્યા દશરથે પ્રાણ. ૬૬૦
બોલેલુ બાહુ વચન, મુખમા ફરિ ન નખાય,
તોપ હડાકો થુંકયું થુક, પાછું ન મુખે ધનાય. ૬૬૧
નિજ પ્રજા સુખ કારણે, ખર્ચ કરે ન જરાય,
લક્ષ ખર્ચતા સ્થળ બિજે, તે નૃપ મુર્ખ મનાય. ૬૬૨
સમજૂ જનના ચિત્તની, કોને વાત કથાય,
જેમ કુવાની છાબડી, કૂવામાય સમાય. ૬૬૩
સ્વાર્થ તણી દુનિયા સગી, વિના સ્વાર્થ નહિ કોય;
વૃક્ષ વિષે પક્ષી વસે, પણ ફળ વિણ નવ હોય. ૬૬૪
અનુચિત શરમ નકામની, લાભ ન એથી થાય,
દોણી સંતાડી દિધે, છાશ મળે ન જરાય. ૬૬૫
કુળ ઉચાની કામની, શરમ નવ ધરે ચીત,
લાજ ઓછિ લાખો ટકા, ખચકે થગે ખચીન. ૬૬૬
સતોષી નૃપતી અને, અસતોષિ દ્વિજ રાજ,
લાજ વાળિ ગણિકા નરસ, કશું ન આવે કાજ. ૬૬૭
લગામ વિણ જોબન જગે, કરે ખરાબી જાણ,
રૂપિને ખિજની યાદવે, કાપ્યો કુળનો ઘાણ. ૬૬૮
ગહન ગતી ગોવીંદની, પડે નહીં ગમ કોય;
મિથ્યા મનુષ્ય પ્રયત્ન છે, ધણિનું ધાર્યું થાય. ૬૬૯
આદિ રાતની અવનિમા, જરી ન કરી વાત,
રામ ગજ છોડી રણે, પડ્યા ઉડી પરભાત ૬૭૦
એક કશું ન કરી શકે, એમજ વદે અજાણ,
સીંહ અરણ્યમા એકલો, લેછે પશુના પ્રાણ. ૬૭૧
મોભો મોટા જન તણો, નાનાથી જળવાય,
મોટો મહિમા દેવનો, પૂજારાથી થાય; ૬૭૨
અણસમજુ બહુ આથડી, હણે હાથનો કામ,

જ્યમ ઘાંચીનો બેલ રે', ફરિને એજ મુકામ. ૬૭૩

બકવા પંડિત નવકરે, મુર્ખ કરે બકવાદ;
હેમહાર બોલે નહીં, ઝાંઝરનો ઝણકાર. ૬૭૪

નીચું નામ ધર્યા થકી, ગૂણ હીણુ નવ હોય;
બાળા નિરખી સુધરિના, ચકિત થાય સહુ કોય. ૬૭૫

ધીરજથી થાશે સકળ, ધારેલું શુભ કામ;
ઉતાવળથી આથડી, મરશે મનુષ્ય તમામ. ૬૭૬

આગળથી અવની વિષે, પડતિ દશા પરખાય;
જુઓ નળ રમિ જૂગટું, અરણ્યમાં અથડાય. ૬૭૭

હોય કામ મુસ્કેલ પણ, ઉદ્યમથી ઝટ થાય;
બિલાડિથી કૂદ્યા વિના, શીકે નવ પો'ચાય. ૬૭૮

સ્વાર્થ તણાં સહુછે સગાં, વિના સ્વાર્થે નહિ કોય;
માત, તાત, સુત, ભ્રાત, સ્ત્રી, પ્રિતિ વિત વિણુ નવ હોય. ૬૭૯

શક્તી વીણુ સૃષ્ટી વિષે, ઉચું પદ ન પમાય;
ઉડે ગરૂડ આકાશમાં, કુકુટથી ન ઉડાય. ૬૮૦

ખરા મિત્રનું પારખું, અવસર પડે જણાય;
સુદામાનિ દારિદ્રતા, કૃષ્ણવિના ન કપાય. ૬૮૧

સતવાદી છોડે નહીં, પ્રાણ જતાં નિજ ટેક;
હેતે હરિશ્ચંદ્રે જુઓ, સંકટ સહ્યાં અનેક. ૬૮૨

ધન મદ નવ જિરવી શકે, હોય ભલે ઉસ્તાદ;
કનક ધતૂરે નામ ધર્યું, પ્રાશે વધે પ્રમાદ. ૬૮૩

નથિ સાચી વગ વિશ્વમાં, જોતાં એમ જણાય;
[1]અર્ણવ અગસ્ત પી ગયા, કોથી થયું ન કાંય. ૬૮૪

અવર આશ અંતર ધરે, તે નર મુર્ખ મનાય;
બગદ માંસની લાલચે, શિયાળ જ્યમ અથડાય. ૬૮૫

મર્યાદા મોટા જનો, તજે ન કદી જનાય;
નિધિ છોડે મર્યાદતો, પૃથ્વિ પ્રલય થઇ જાય. ૬૮૬

નાનું જાણી નવગણો, સત્તાહીણુ લગાર;
વીંછી ચટકો વિશ્વમાં, પડાવશે પોકાર. ૬૮૭

---

1 સમુદ્ર

એ મોટાનિ લડાઇમાં, નાનાનો જીવ જાય;
વિશ્વામિત્ર વસિષ્ટ લડિ, હરીશ્ચંદ્ર પીડાય. ૬૮૮
પ્રીતીનું પ્રાણી થકી, માપ કદી ન કરાય;
લાગે તો લેખું નહીં, તુટે ટાંક ન થાય. ૬૮૯
મતલબ વિણુ મહિમાં કદી, ઉભો ન રાખે કોય;
મળે મતલબે ચૂરમાં, વિણુ મતલબ નવ હોય. ૬૯૦
અંતર અવર બલાતણી, ઇચ્છા હોય અધીક;
તો તે ભલું આપણું કરે, નહિતર કરે અડીક. ૬૯૧
રાજાનાં પણ કામ સહુ, ચાકરથી ન કરાય;
મુખમાં આપે કોળિયો, પણ તેથી ન ચવાય. ૬૯૨
વેવિશાળને લગ્નમાં, વચ્ચે ગોર નખાય;
પણ ફજિયો ઘરમાં થતાં, પંડ્યાને ન પુછાય. ૬૯૩
શુકન શુકન સહુકો વદે, તેમ ન કોયિ ચલાય;
અર્ભક જણ્યું અવયોગમાં, કાં કયમ પાછું નખાય? ૬૯૪
જગત નસિબ મુખથી કહે, પણ તે મુજબ ન થાય;
હાથ જોડી બેશી રહે, તો ખાવું ન ખવાય. ૬૯૫
જગત ચા'ય છે પુત્રને, પિડા ટાળવા માટ;
કુપાત્ર લડિ કજિયો કરે, ઉલટો ઉર ઉચાટ. ૬૯૬
રામનામ સમ અવનિમાં, અવર પવીત્ર ન નામ;
પણ વિવાહમાં વદનથી, રટાય નહિ કદિ રામ. ૬૯૭
શોભે સહુના સમયમાં, વિણુ સમયે નહિ માન;
વૃદ્ધ વયે વરણુગિ નર, ધરે થાય નાદાન. ૬૯૮
અવનીમાં ઇન્સાફમાં, પક્ષપાત નવ થાય;
જુઓ સુધન્વા વીરને, ધર્યો કઢાની માંય. ૬૯૯
રણ શત્રુને રોગ એ, નાનાં ચિત નવ ધાર;
કાપ તેહને ઉગતાં, નહિતર દુખ દેનાર. ૭૦૦
ઇચ્છા રે' મનની મને, વણ ઇચ્છયું થઇ જાય;
આ અવનીમાં મનુષ્યનું, પાંકયું ન પૂરણ થાય. ૭૦૧
સ્વપ્નિમાં હોય ન ઢંગતો, ત્રીયા ઉઘાડે અંગ;
ભમે ભટકતી ભૂતડી, ઉર જરિ નવ ઉછરંગ. ૭૦૨

ભલાઇ છાનિ રહે નહીં, કષ્ટ પડે મર કાય;
ટંકણખાર આપે ભજો, પણ લોહું સંધાય. ૭૦૩
નિર્લજ કામ નિસું કરે, છતાં જરિ ન શરમાય;
હુતાશનીમાં ખર ચડી, મૂરખ મન મલકાય. ૭૦૪
હોય ન તૈયારી કશી, કરવું મોટું કામ;
સંચ વિષે હોય આંગળી, વડાં કર્યાની હામ. ૭૦૫
જેમાં અક્કલ જેટલી, આપે તેટલિ શીખ;
ધોખો શું ધરવો પછી, પ્રાશન કરીને વીખ. ૭૦૬
ભલાઇ જો ધરિયે ઉરે, ગમો ભલો જણાય;
સામો જન લુચ્ચાઇથી, આપ સમોવડ થાય. ૭૦૭
ઘર ફુટયા વિણ કોઇદી, નાશ ન કૂળનો થાય;
હાથો મળે કુવાડિમાં, વૃક્ષો વડાં કપાય. ૭૦૮
વ્યભિચારિ નર કાગ સમ, તૃપ્ત ન કોદી થાય;
સરિતા તટમાં વારિ શુભ, જળ ઘંટ પીવા ચોંય; ૭૦૯
ડાગ ડગમગ ડગમગે, શીથીલાં થાય શરીર;
તો પણ ઉભો નાચતો, તૃષ્ણા નદિને તીર. ૭૧૦
પારસને પરસી થઇ, કાંચન મય તલવાર;
તોય ત્રણ ગુણ નવ તજે, માર ધાર આકાર. ૭૧૧



## અર્પણ પત્રિકા.

પ્રિય મિત્ર ત્ર્યંબકલાલ નથુભાઇ પારેખ.

. મુ૦ પાટડી.

### શાર્દુલ વિક્રિડિત છંદ.

પ્રીતી પૂર્ણ દિસે વશી મન વિષે, દીણી દશા દીંદની,
શી રીતે સુખિ થાય જાય દુખશે ઉત્પત્તી જ્ઞાનાર્કની;
આર્યાવૃત્ત તણોજ અભ્યુદય જે થાતાં અતિ આંતરે,
ભાર્યા ભારતની ન ભારતિ બણી એ શલ્ય છે ભીંતરે. ૧
શામાની સ્થિતિ છેક છે દુખ ભરી એ જાણ્યું સતસંગથી,
અજ્ઞાની અબળા પરે અતિ દયા દર્શાવના દીલથી;
વારંવાર વિવાદ એજ કરતા જ્યાં મિત્ર આવી મળે,
બાળા બોધ-શિ રીતથી ચિત અહે ઉર્મી ઉરે ઉછળે. ૨
ચિત્તે છે સુવિચાર સાર સરવે જાણો સુધારા તણા,
પ્રીતીની રિત વીસરી જગતમાં જાતા યુવાનો ઘણા;
જાણો સ્નેહતણું સદૈવ રૂપશું એથી હું આનંદ છું,
બાળા બોધ તણો સુગ્રંથ અરપી મિત્રાબ્ધમાં મગ્ન હું. ૩

હું છું.

તમારો મિત્ર.

લલ્લુભાઇ કાળીદાસ ઓઝા.

# *बाळा सदुपदेश बत्रीशी,

## વાંચનાર બ્હેનોને.

### સોરઠો.

વા'લી બેની વાત, વિવેકની કહું શ્રવણ ધર;
હણુ જડ મતિને લાત, સદવિદ્યાતણું ચાખસુખ.
હિંદ તણો ઉત્કર્ષ, ધારી હર્ષ તું ધર હૃદય;
કરિ સદવિદ્યા સ્પર્ષ, આર્યા આર્યોદય તું કર.

---

*આ પુસ્તક સરકારી કેળવણી ખાતાએ ઇનામ માટે મંજુર કર્યું છે.

No. 3139 of 1896/97.

Poona Office of the Director
of Public Instruction.
19th August 1896.

To,

Mr. Lallubhai Kalidas Oza.
Bombay.

With reference to...................................
and that the Curator Government Central Book Depot Bombay has this day been requested to enter the Gujrati Book called "Bala Sadupadesh" Bitrishi in the list of books sanctioned for prizes..................

I have the honour to be
Sir,
Your most obedient servant.
K. M. CHATFIELD.
Director of Public Instruction.

## ઇશ્વર પ્રાર્થના.

### ગરબી ૧લી

" હારે તમે નંદજી ગોકુળ સાંચર્યારે. " એ રાગ.

પ્રભુ પદ સેવો એની પ્રીતથીરે, એ છે નોધારા આધાર જો;
સાહ્ય કરે સેવક ગણીને સદારે, જેના ગૂણ તણો નહીં પારજો. પ્રભુ ટેક ૧
કુડ કપટથી દુર રહેવું સદારે, તજવી મૂખથી જૂઠી વાત જો.
આબરૂ એ થકી વધશે અતીરે, કરશે મેર જગતનો તાતજો. પ્રભુ ૨
આ સંસાર અસારજ જાણવોરે, તેમાં સાર હરીનું નામ જો;
જાણો જગમાં બીજું પ્રભુવિનારે, કરવાનું નથી નિશ્ચળ કામ જો. પ્રભુ ૩
સઘળે સૃષ્ટીમાં વ્યાપી રહ્યોરે, જેની શક્તી તણો નહિ પાર જો;
એવા અવનિપતિ ઉદારનેરે, પ્રીતે ભજવો વારંવાર જો પ્રભુ ૪
ભૂતળમાં જેની શક્તી તણીરે, વર્ણવતાં પામે નહિ પાર જો;
પર્વત પાણી નજરે પેખતાંરે, મૂખથી થાય વખાણ અપાર જો. પ્રભુ ૫
અદભૂત શક્તી જેણે વાપરીરે, જગ રચનામાં હારો હાર જો;
જિવ જંતુ પેદા કીધાં જગેરે, જેનો ગણતાં નાવે પાર જો. પ્રભુ ૬
મોટા પર્વત નજરે પેખતાંરે, ધારણ કદી રહે નહિ ધીર જો;
શી રીતે બનિયા તે તે સ્થળેરે, તેનો કર્ત્તા કુણ મહાવીર જો. પ્રભુ ૭
એવો થાય ઉચ્ચારજ મૂખથીરે, જગ કરતાનાં નિરખી કામ જો;
જે વિણુ ખાલી નહિ જગમાં જગારે, ભજવું હરનિશ તનું નામ જો. પ્રભુ ૮
જનમ થતાં પહેલાં સહુ જીવનીરે, જહરાથી લીધી સંભાળ જો;
પોષણ થાવા પાછું પીંડનુંરે, તાજું દૂધ કર્યું તૈયાર જો. પ્રભુ ૯
ચાત્રિક શક્તી વાપરિ સ્થૂલમાંરે,[1] હાલે ચાલે બોલે વાણ જો;
વળિ ધબ દઇને તે ધરણી ઢળેરે, જ્યારે છોડે પંડથિ પ્રાણ જો. પ્રભુ ૧૦
વ્યોમ[2] વિષે શી શક્તી વાપરીરે, તારા મંડળ કર્યું તૈયાર જો;
ગ્રહ ગગને ફરતા કીધા બધારે, ફરતાં ચુક ન થાય લગારજો. પ્રભુ ૧૧
એવી શક્તી વાપરનારનેરે, પ્રેમથકી કરવો પ્રણામજો;
સાચો સૃષ્ટિમાં તે છે સમોરે, લેવું હરનિશ તેનું નામ જો. પ્રભુ ૧૨
પ્રીતી કરવી પરમાત્મા પરેરે; જેથી દુઃખ દિલમાં નવ થાય જો;
સંકટ જાશે સર્વે શરિરનાંરે, મટશે જમના શિરથી માર જો. પ્રભુ ૧૩

---

૧ શરીર. ૨ આકાશ.

ફોફાં મારે ફળ મળશે નહિરે, કરશો કોટિ ભલે ઉપાય જો;
વિનતી લલ્લુની લક્ષે ધરીરે, ભજનો હરનિશ જગના રાયજો. પ્રભુ ૧૪

## કરતારની કુદરત.

### ગરબી ૨

"અલબેલીરે અંબેમાત જોવાને જઇયે" એ રાગ.

સુણ સજની શાણી આજ, કુદરત કેવી છે,
એ છે પ્રભુ ગરીબ નિવાજ, મતિ એ દેવી છે. ટેક.
પ્રભુ રચનાનો પાર ન પામે, ગણતાં કો ગુણવાનરે;
તોપણ કંઇક ગણી દેખાડું, ધરજો તેપર ધ્યાન. કુદરત૦ ૧
બ્રહ્મ બની બ્રહ્માંડ સરજાવ્યાં, અનંત કોટી આજરે;
તે બ્રહ્માંડની સહુ શક્તીનો, પ્રભુ શિરપર છે [1]તાજ. કુદરત૦ ૨
ગૃહમંડળ ગગને દીસે છે, શોભાનો નહિ પારરે;
તે પરમાત્મા પરમ પિતાનો, જશનો છે ભંડાર. કુદરત૦ ૩
ચંદ્ર ચકચકિત્ રહ્યો શોભતો, આપે આજ ઉજાશરે;
એ તો ઇશ્વરની શક્તીનો, પૂરણ કરે પ્રકાશ. કુદરત૦ ૪
તારા સારા શોભિ રહ્યાછે, તે ગણતાં ના ગણાયરે,
સકળ ગૃહે બ્રહ્માંડ રહ્યાંછે, એ અનુમાનજ થાય. કુદરત૦ ૫
કંઇક અસ્તને ઉદય થાય છે, કંઇક એક સ્થળ રે'તારે;
ધુમકેતુ દોડી આવીને, ફરિ ફરિ દરશન દેતા. કુદરત૦ ૬
છોગાળો ને પૂછડીવાળો, ધૂમકેતુ કે'વાયરે;
જ્યારે ઉદય થાય આકાશે, ત્યારે અચરજ થાય. કુદરત૦ ૭
કંઇક ખરે તારા તેપરથી, પડે પૃથ્વીની માંયરે;
કંઇક અધરને અધર રહેછે, શક્તી કળાય ન કાંય. કુદરત૦ ૮
વળિ પર્વત પેખાય શશીમાં, એતો અચરજ સરખું રે;
વધે ઘટે શશી[2] શુદ વદ તિથિમાં, નિરખી ચિતમાં હરખું. કુદરત૦ ૯
ઘણા વર્ષથી ત્યાંથી ચાલ્યું, છે, તારાનું તેજરે;
પણ હજી પૃથ્વીપર નથી પોંચ્યું, અજબ કુદરત એજ. કુદરત૦ ૧૦
હુકમ પ્રમાણે ભરે હાજરી, ગ્રહ ગગને ગુણ વાળારે;
ચુક કરે નહિ ચેતી ચાલે, ટળે ન ત્યાંથી ટાળ્યા. કુદરત૦ ૧૧

---

૧ પૂછડીઓ તારો; ૨ ચંદ્રમાં;

સુર્યતણી રચના રૂપાળી, રચી પિતા ગુણ વાળેરે;
પ્રકાશ રોજ પ્રભાતે આપે, તીમીર[1] સરવે ટાળે. કૂદરત૦ ૧૨
રચના જે અવનિમાં રચિછે, જોતાં અચરજ થાયરે;
કામ નિરખી કુદરતનાં બારે, ઇશ્વર શક્તી કળાય. કૂદરત૦ ૧૩
સાગર તરફ નજર કરતાં તો, વિવિધ્ર કલ્પના થાયરે;
ભરતી ઓટ તણા નિયમો, નિરખી હૈયું હરખાય. કૂદરત૦ ૧૪
સાગરની ગર્જના સુણીને, પ્રભુ મહિમા પરખાયરે;
જાણે જગકર્તાના જગમાં, જશ એ રિતે જપાય. કૂ૦ ૧૫
પર્વતમાં પણ પ્રભુની લીલા, સર્વ સ્થળે જણાયરે;
વૃક્ષો પ્રભુ દંડ ધર્યાછે, ઉપમા એવિ અપાય. કૂ૦ ૧૬
પર્વતમાં ઝરણાં સમ ઝરતી, સરિતા[2] દીસે સારરે;
પ્રભુના યશનો પૃથ્વી મા આ, પ્રવાહ છે નિરધાર. કૂ૦ ૧૭
જાત જાતનાં ઝાડ બનાવ્યાં; ઝાઝાં જોવા જેવાંરે;
જાણે ગૂણ પ્રભુના ગણેછે, ધરી મૂનીવ્રત એવાં. કૂ૦ ૧૮
ગંભીર ઘણી ગુફાઓ ગિરિમાં, બહુ બહુ સ્થળે જણાયરે;
જાણે આ કરતાના જગમાં, જશ ભંડાર બળાય. કૂ૦ ૧૯
પ્રાણી ગણતાં પાર ન આવે, જાત અનેક જણાયરે;
તેના મૂખથી પણ પ્રભુજીની કિર્તી પૂર્ણ કળાય. કૂ૦ ૨૦
શબ્દ ઉચારી કરે પ્રાર્થના, પ્રભુનીવાર હજારરે;
કઇ પક્ષીઓ માળે બેસી, તુંહી તુહી કરે પુકાર. કૂ૦ ૨૧
જન્મ થતાં પેલાં જઠરાથી, સારી કરી સંભાળરે;
પ્રસવ થતાં માતાના સ્તનમાં, તાજું દુધ તૈયાર. કૂ૦ ૨૨
જન્મથી જગમાં મરણ સુધી, તુજ આશ્રય વિણ ઉગારોરે;
ગૂણ ગણે ગુણવંત પીતા તુજ, માની પાડ હજારો. કૂ૦ ૨૩
ઋતુ તણી રચના રૂપાળી, મેઘતણું મંડાણરે;
શીત ઉષ્ણ વર્ષાઋતુનું, અમૂક કર્યું એંધાણ. કૂ૦ ૨૪
મહિ મંડળમાં મહાન પિતાવિણ, અન્ય નથી આધારરે;
લલ્લુ વિનતી હૃદય ધરી, પ્રભુ, ભજવા વારંવાર. કૂ૦ ૨૫

---

૧ અંધકાર. ૨ નદી.

## માબાપની આજ્ઞા પાળવા વિષે.

### ગરબી. ૩

"હારછો હારછો હારછોરે, તમે હરી હૈયાના હારછો." એ રાગ.

પાળવી પાળવી પાળવીરે, એની આજ્ઞા મા બાપની પાળવી.
દૂર મતી દૂર નિત્ય ટાળવીરે, એની આજ્ઞા માબાપની પાળવી. ટેક. ૧
ધ્યાન ધારી શીખ તેની સાંભળવી, એ પછી ઉરમાં ઉતારવીરે. એ૦ ૨
આડું ન થાવું એની આજ્ઞાથી, લેશ નહીં ઉરથી ઉથાપવીરે. એ૦ ૩
સોંપેલું કામ શુભ રીતે, બજાવવું, લેશ ન વાર લગાડવીરે. એ૦ ૪
આખી ઉમરનો આધાર એ પર, તે શીખ ઉરથી ન ટાળવીરે. એ૦ ૫
સારૂં થવાની શીખામણ સુણીને, ચિત્તમાં નિત્ય ચોંટાડવીરે. એ૦ ૬
કડવી શિક્ષા સદા માતા પિતાની, મીઠી મનેથી લગાડવીરે. એ૦ ૭
ઉલંઘવી નહીં આજ્ઞા એવળ્ની, બા'દુર થઇને બજાવવીરે. એ૦ ૮
એથી અપાર માન મળશે મનુષ્યમાં, વીજ્યની માળ ઉર ધારવીરે. એ૦ ૯
માબાપ રાજી થાય તે રીતે, તે રીત ધ્યાનમાં ધારવીરે. એ૦ ૧૦
કડવું કથન કદી તેને ન કહેવું, સારી વાણી મંભળાવવીરે. એ૦ ૧૧
સામું ન વદવું વેણ નફટ થઇ, આધીન વૃતી ઉર આણવીરે. એ૦ ૧૨
માત પીતાના પવીત્ર ચરણમાં, તાબેદારી તો બજાવવીરે. એ૦ ૧૩
એવો નિયમ હરનીશ રાખીને, લલ્લુ વિનંતી ઉર ધારવીરે. એ૦ ૧૪

## વિદ્યાના ફાયદા વિષે.

### ગરબી. ૪

"અચકો મચકો કારેલી" એ રાગ. એક દોઢ જાસ્તી છે.

આ સાધન સુખનું વિદ્યા જાણો, જગમાં જનને મોટું બેન;
ભાવ સહીત વિદ્યા ભણવી ટેક. ૧
વિદ્યા વિણ જનમાં માન મળે નહીં, વિદ્યા વિણ સુખ ખોટું બેન. ભાવ ૨
આ અંગ ઉમંગ હમેશ ધરીને, ભણતર ભાવે ભણવું બેન. ભાવ ૩
આ જીવિત સફળ કરો ભણતરથી, મેહેનતથી નવ ડરવું બેન. ભાવ ૪
સદગુણ સઘળા આવે વિદ્યાથી, દુરગુણ નાશી જાશે બેન. ભાવ ૫
અણ સમજણ મટશે અંગ થકી, સદગુણનો સૂર્ય પ્રકાશે બેન. ભાવ ૬
આ વિવેક અતિ વધશે વિદ્યાથી, હું પદ ટળશે ખોટી બેન. ભાવ ૭
આ સફળ થશે ભવ ભણતરથી, વળિ કિર્ત્તી વધશે મોટી બેન. ભાવ ૮

વિદ્યા ધન ગણવું મહુથી મોટું, જેનો નાશ ન થાશે બેન. ભાવ ૯
લુંટારાથી નવ જરિ લુંટાશે, ચોરથી નવ ચોરાશે બેન. ભાવ ૧૦
દંડાશે નહિ કદિ તે નૃપતિથી, ભાંહુ ભાગ ન માગે બેન. ભાવ ૧૧
[1]પાવક કે પાણીનો પૃથ્વીમાં, જેને સ્પર્શ ન લાગે બેન. ભાવ ૧૨
વિદ્યા [2]કોષ કદી નવ ખુટે. વાપરતાં અતી વધશે બેન. ભાવ ૧૩
આ વિદ્યા ખરો ખજાનો જાણો, તે કદીયે નવ ઘટશે બેન. ભાવ ૧૪
વિદ્યા વિણુ જનનું વસુધામાં, જિવતર ફોગટ જાણો બેન. ભાવ ૧૫
આ અભણુ ઉપર અવનીમાં બેની, વ્હાલ કદી નવ આણો બેન. ભાવ ૧૬
માત પીતા શત્રૂ સમ જાણો, ભાવથી જો ન ભણાવે બેન. ભાવ ૧૭
તો સંતતીને કદિયે સૃષ્ટીમાં, સુખનો દિન નવ આવે બેન. ભાવ ૧૮
આ લાભ અધિક વિદ્યામાં લેખી, ભણતર ચિતમાં ધારો બેન. ભાવ ૧૯
લલ્લુની વિનતી ચિત્તે ધારી, ઝટ નિશાળે ચાલો બેન. ભાવ ૨૦

## જૂઠું ન બોલવા વિષે.

### ગરબી ૫

" સુણજ્યો સજનોજીરે. " એ રાગ.

જૂઠાનો બેની જગમાંથી, વકર ઘટશે જાણોજી;
જૂઠાનો વિશ્વાસ કરે નહિ, જે જૂઠો કહેવાણો,
જૂઠું ન વદિયેજીરે. ૧
જૂઠામાં અવગુણુ છે ઝાઝા, તે નહિ ગણ્યા ગણાયજીરે;
જૂઠા બોલો જગમાં નિશ્ચય, દુખિયો અતિ દેખાય. જૂઠું ૨
એકવાર જન જૂઠું બોલે, તે તરણાને તોલજીરે;
તેનું નવ જન સાચું માને, જો કહે સાચો બોલ. જૂઠું ૩
નિત્ય નવાં નુકશાન થશે, જૂઠું બોલ્યાથી જાણોજીરે;
ખરેખરો ખુવાર થશે નર, જે જૂઠો કે'વાણો. જૂઠું ૪
અજાણતાં પણુ જૂઠું ન વદવું, તેથી લાગે પાપજીરે;
નરકની ખાણે પડશે તેથી, શાસ્ત્ર વિષે છે છાપ. જૂઠું ૫
હરીશ્ચંદ્ર ભૂપાળ ભલાને, દુઃખ અતી ઉર આવ્યુંજીરે;
તોપણુ જૂઠું કદી ન બોલ્યો, રાજપાટ ગૂમાવ્યું. જૂઠું ૬

૧ અગ્નિ; ૨ ખજાનો.

તો તે અંતે અતિ સુખ પામ્યો, મળ્યું રાજને પાટજીરે;
સચ્ચાઈથી સ્વર્ગે સુખ પામ્યો, ટળ્યા બધા ઉચાટ. જૂઠું ૭
એ રીતે પૂર્વેના રાજા, સત્ય થકી સુખ પામ્યાજીરે;
જેના જશ આ જગમાં ઝાઝા, પુસ્તકમાં પંકાયા. જૂઠું ૮
પ્રીત ન રાખે કો જૂઠાપર, ખાર અતી ઉર આણેજીરે;
જૂઠાને જગનાં જન સરવે, પાપી પૂરો જાણે; જૂઠું ૯
જૂઠા જનને રાજા દંડે, જૂઠું બોલ્યા માટેજીરે.
પરમેશ્વર તેને મોકલશે, નિશ્ચય નર્કની વાટે. જૂઠું ૧૦
એ રીતે જૂઠું બોલ્યાથી, દુખ અતિશય દિલ થાશેજીરે;
ચોર ઠરે પરમેશ્વરનો, વળિ જશ જનમાંથી જાશે. જૂઠું ૧૧
એવા તો અવગુણ અધિક છે, જૂઠામાં જન જાણોજીરે;
લલ્લુની વિનતી ઉરધારી, સત્ય સદા ઉર આણો. જૂઠું ૧૨

## ભણતરનો ઉપયોગ કરવા વિષે.

### ગરબી ૬.

"માજી તું પાવાની પટરાણી, ભવાનીમા કાળકારે લોલ"એ રાગ
નથી જગમાં વિદ્યા સમ કાંઈ, વિચારો ચીતમાંરે લોલ;
સુખ સાધન સૃષ્ટિની માંહીં, જનોના હીતમાંરે લોલ. ૧
કરવો તેનો કયમ ઉપયોગ, બતાવું બેનીયોરે લોલ;
ધરજો ધ્યાને ધારી ધીર, વીચારી વહેલીયોરે લોલ. ૨
ભણતર છે જગમાં સુખકાર, વિકાર ન ભાળીયેરે લોલ;
મળેછે મહિમાં માન અપાર, નજરથી ન્યાળીયેરે લોલ. ૩
સ્થાપો મંડળી માંહો માંહ્ય, સુધારા કારણેરે લોલ;
ભાષણ ભલાં કરો તે માંહ્ય, સદા સુખ કારણેરે લોલ. ૪
સરખી સાહેલીયો તમામ, આમ ભેગી કરીરે લોલ;
સુધારો સ્થીતી તેની આજ, હામ હૈયે ધરીરે લોલ ૫
ભામા જે ભણતી નવ હોય, તેને સમજાવવીરે લોલ;
ભણાવી તેને ભાવે બેન, સદા સુધારવીરે લોલ. ૬
પુસ્તક લખવામાં બહુ માન, ધરી તે ધ્યાનમાંરે લોલ.
મહેનત કરો તમે મહિ માંય, અતી સુખ એહમાંરે લોલ; ૭
નામ અમર રહેશે જગમાંય, થશે કીરતી ખરીરે લોલ;

હાલત ટાળી નઠારી હાલ કરો તે પાંશરીરે લોલ. ૮
દેશી બેન તમે આ વાર, સાર ઉરમાં ગણીરે લોલ;
પુસ્તક લખવા ધારે પ્રેમ, ભલું ભાવે ભણીરે લોલ. ૯
નીરખો દેશી સ્ત્રીઓનાં કામ, કરેલાં આગળેરે લોલ;
નાશ કદી તેનો નવ થાય, ભર્યાં જે ભૂનજેરે લોલ. ૧૦
હૈયે તમે વિચારો હાલ, બનેલા દાખલારે લોલ;
"ટુંકી કહાણી" તણી જે વાત, બનાવી એકલાંરે લોલ. ૧૧
ભાષાંતર પરભાષાનું જ, બનાવ્યું બહુ ભણીરે લોલ;
બજાવી દેશની સેવા આજ, માન સાથે ખરીરે લોલ. ૧૨
અમર રહ્યું દેશી જનમાં નામ, માન સાથે ખરેરે લોલ;
કીધોછે અપાર આ ઉપકાર, ખરે નહિં વીસરેરે લોલ. ૧૩
એવી બા'દૂર બનજ્યો બેન, સમય સુધારવારે લોલ;
વચન આ લલ્લુનાં નિત્ય બેન, હૃદયમાં ધારવારે લોલ. ૧૪

## વેહેમ તજવા વિષે.

ગરબી. ૭

"લાલ પીયારીનો માયબોરે." એ રાગ.

વહેમ તજોને વહેલાં વ્હાલથીરે, જાણી સઘળું તુતેતુત હો બેન;
વહેમ તજોને વહેલાં વ્હાલથીરે. ટેક ૧
એમાંનું એકે સાચું નથીરે, જાણો જૂઠું જગમાં ભૂતહો બેન. વહેમ ૨
ભૂત નથી સાચાં ભભંકજોરે, સરજાવ્યાં નથિ સરજનહાર હો બેન. વહેમ ૩
જેને ભાન નહીં નિજ દેહનુંરે, તેને ભૂત ગણે સંસાર હો બેન. વહેમ ૪
એવિણુ બીજું ભૂત નથી જગેરે,ભ્રમના જાણો ભૂત સમાનહો બેન.વહેમ ૫
ભ્રમના ભાગેછે વિદ્યા વડેરે, જ્યારે આવે અંતર જ્ઞાન હો બેન વહેમ ૬
મંત્રો ખોટા મહિમાં માનજોરે, એથી લાભ જરા નવ થાય હો બેન. વ૦ ૭
ધુનાએ ધૂતી ખાવા જગેરે, શોધી કા'ડ્યા છે ઉપાય હો બેન; વ૦ ૮
માંદુ પડેલું હોય મનુષ્યજોરે, તેને ઔષધથી સુખ થાય હો બેન. વ૦ ૯
મંત્રે સુખ ન થાય મનુષ્યનેરે, મંત્રે માંદું તો મરી જાય હો બેન વ૦ ૧૦
જોતિષ ખોટું જગમાં જાણજોરે, ઠગને ઠગવાના ઉપાય હો બેન. વ૦ ૧૧
ગ્રહ ક્યમ ગગનેથી આવી નડેરે, જોતાં જૂઠું તેજ જણાય હો બેન વ૦ ૧૨
અનુમાને એકાદ ખરું પડેરે, તેને સચું કેમ મનાય હો બેન; વ૦ ૧૩

તેન પર વિશ્વાસ ન રાખવોરે, જાણો તેને જૂઠું સદાય હો બેન; વ૦ ૧૪
ચોટ નજર પણ જૂઠા જાણવ રે, તેમાં સાચું નહિ લગાર હો બેન; વ૦ ૧૫
નિયમ નિયંતાનો એવો જગેરે, માંદુ મનુષ્ય પડે કોવાર હો બેન; વ૦ ૧૬
એને ઔષધ કરવુ ચોપથીરે, એ વિણ અન્ય નહિ ઉપાય હો બેન; વ૦ ૧૭
નજર પડે જેની મનુષો પરેરે, તેને ઘેર ન જીવે કોય હો બેન; વ૦ ૧૮
વ્હાલ થકી વીચારો અંતરેરે, નજરથી એવું કદી નવ થાય હો બેન; વ૦ ૧૯
માટે ચોટ નજર જૂઠ જાણજ્યોરે, સાચું તેમાં નહીં જરાય હો બેન; વ૦ ૨૦
ટાઢું ખાવું નહિ શીળ સાતમેરે; તેથી રોગ શરિરમાં થાય હો બેન વહેમ ૨૧
આબોટે નવ શીતળા આગમારે, એતો ખોટી ગપ ગણાય હો બેન. વહેમ ૨૨
નિજ તન વહાલું સર્વ મનુષ્યનેરે, દાઝે દિલમા ખુશિ નવ થાયહો બેન. વ૦ ૨૩
પતિ વશ નવ થાશે મંત્રો થકીરે, વિનયથી પતિ નિત્યે વશ થાય હો બેન. વ૦ ૨૪
એવા વહેમ અપાર અખીલમાંરે, ખોટા ગણવા અંતર માંહ્ય હો બેન વ૦ ૨૫
લલ્લુની વીનતી હૃદયે ધરીરે; સાચો ગણવો જગનો રાય હો બેન. વ૦ ૨૬

## નીતીથી વર્તવા વિષે.

ગરબી ૮

" જોગ આવો શિવ શંકર ભોળા " એ રાગ.

બેનો તમે નીતી પ્રીતે પાળો, અંગે થકી અવગુણ સહુ ટાળો;
તો નવ જુવો દહાડો દુખવાળો, બેનો ટેક ૧
નીતી થકી લાજ વધે જગમા, મળે બહુ માન મહા જનમા,
નીતી થકી દુખ ન આવે તનમાં બેનો ૨
નીતી સમું સુખ નથી કાંઇ, વિચારી જુવો નિજ ચિત માંહી;
શોભે ભલી નીતી વાળી બાઇ બેનો ૩
નીતી તણી સાડી અધિક શોભે, જોઇ જન મન અતિશે લોભે;
બીજું પટ એ સમું નહિ શોભે. બેનો ૪
આભૂષણ નીતી તણા ધારો, કદી નહીં ઉરથી તે ઉતારો;
સફળ થશે તેથી આ જનમારો બેનો ૫
શોભે સહુ નીતી થકી નિત્યે, એથી જન માન દિયે પ્રિત્યે;
વીચારી જુવો બેની ચિત્તે. બેનો ૬
અનીતીથી લાજ બધે જાશે, જગે અતી ફટ ફટ તે થાશે;
પ્રભૂ તેના પર ખરો ખીજાશે. બેનો ૭

મારે નીતી પાળવી હિત ધારી, કદી નવ મૂકવી વીસારી;
હૈયે હર્નિશ ગણવી પ્યારી.                                   એનો ૮
પ્રભૂ રીઝે રાખ્યાથી નીતી, અથાગ ધરે જન પર પ્રીતી;
સ્થાપે જો હૃદયે સુનીતી.                                     એનો ૯
એવા નીતીથી નિત્ય લાભ મળે, સંસારના તાપ તમામ ટળે;
વિનંતી જો લલ્લુની ચિતમાં ધરે.                              એનો ૧૦

## સારી સોબત રાખવા વિષે.

### ગરબી ૯

" જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવાજો " એ રાગ

સોબત સારી કરવી એની સ્નેહથી જો,
તજવી તનથી હોય નઠારી હાલજો;
એથી સુખ અતીશય સૃષ્ટિમાં મળે જો,
સુજન અતીશે આણે તમપર વ્હાલજો;          સોબત૦ ટેક ૧
પારસ સમ જાણો શુભ સંગત સૃષ્ટિમાં જો,
ટેક ન મૂકે પડે ગમે તે દુઃખ જો;
અડતાં લોહતણું કાંચન સેંજે કરે જો,
ભાગી નાખે ભવ સઘળાની ભૂખજો;            સોબત ૨
કિર્તી વધશે સારી સોબતથી અતી જો,
મળશે મહા જનમાં નિત્ય જનને માન જો;
શુભ સંગતથી કો કુડું બોલે નહિ જો,
કરશે નહ કો શુભ સંગે અપમાન જો.           સોબત ૩
કુસંગત કરવી નહિ આ અવની વિષે જો,
જેથી જાશે જગમાં જનની લાજ જો;
ફટ ફટ કરશે જન સઘળાં કૂસંગથી જો,
દિલમાં થાશે દાના જનને દાઝ જો.             સોબત ૪
કહેવત ઘરડાની આ જગમાં ઘણી જો,
"સંગ પ્રમાણે લાગે રંગ" નિજઅંગ જો;
કાળા સાથે ધોળો ધોરી જો ધરે જો,
રંગ ન લાગે પણ લાગે છે સંગ જો.            સોબત ૫
એ કહેવતને અનુસરીને ચાલવું જો,
કુસંગને તજવો આણી ઉર ક્રોધ જો;

સજ્જો સંગ સરમ જનનો સૃષ્ટિ વિષે જો,
શુભ સંગતથી સારો મળે સુબોધ જો; સોબત ૬
સારી સોબતથી શુભ ગુણ સહુ આવશે જો,
નાશી જાશે અંગ થકી અવગુણ જો;
મમતા ખોટી મટી જાશે શુભ સંગતે જો,
એવા અધિક દિસે એમાં ગુણ જો; સોબત ૭
કલાલ ઘર જેવી કુસંગત જાણજ્યો જો,
દુધ પીતાં પણ મદિરા સમું મનાય જો;
હોય વસા સોનું જન પણ હીણું પડે જો,
શુભ સંગતથી કુડું ન જગે કથાય જો. સોબત ૮
એવા લાભ અધિક છે સારી સંગતે જો,
ગૃહણ કરો શુભ સંગત ગણિ ગુણવાન જો;
લલ્લુની વિનતી ધ્યાને ધરશો સદા જો,
તો તમપર રાજી રહેશે ભગવાન જો. સોબત ૯

## ફટાણાં ન બોલવા વિષે.

### ગરબી ૧૦

" મારા દાદાને આંગણ આંબલો " એ રાગ.

બેની ફટાણાં ન બોલીયે, લાજ જગતમાં જાય જો;
હાલતાં નજરે હાંસું કરે, જાત નીચી ગણાય જો. બેની ટેક ૧
તોલ તુરત કરે આપણો, બોલ સુણીને કાન જો;
લાજ જાશે બેની લોકમાં, મળશે અતિઅપમાન જો. બે૦ ૨
ઉત્તમ વરણમાં આપણે, ભણવું નહિ ભુંડું વેણ જો;
પણ જે ભામારે ભુડું ભણે, તેને ગણવી દુખ દેણજો. બે૦ ૩
કિર્તીને કાળપ લાગશે, ઝાંખો જશ થઇ જાય જો;
કલંક લાગશે કૂળને, એવું વેણ વદાય જો બે૦ ૪
નારી જે નીચી જાતની, જેનું કૂળ હોય નીચ જો.
ભુંડું ભણે એવી ભામની, ભરી સભાની વીચ જો; બે૦ ૫
મરજાદ હીન થશે માનુની, ભુંડું મુખથી ભણનાર જો;
સોબત તેની કો કરશે નહિ, સૃષ્ટિમાં નર નાર જો. બે૦ ૬
તાતને માત જે નારનાં, પુરાં પાજી પેખાય જો;

એ મુખ થકી એવું ઉચરે, બીજીથી ન બોલાય જો બે૦ ૭
કોળીનાળીની કોમમાં, નથી આપણે આજ જો;
તો કયમ બૂરૂં મૂખે બોલીયે, લાગે બોલતાં લાજજો બે૦ ૮
આપણો ચાલ એવો નથી, જોતાં નક્કી જણાય જો;
સારા નઠારારે કામમાં, ભુંડું કદિ ન ભણાય જો. બે૦ ૯
તે ચાલ તોડી કયમ આપણે, એવા બોલ બોલાય જો.
તે છતાં જે બેની બોલશે, નીંદા જનમાંહી થાય જો; બે૦૧૦
ભાંડ ભવાયાની ભામની, એથી એવું બોલાય જો;
લાજ નહી જેને લોકની, વદતાં તે ન શરમાય જો. બે૦૧૧
આપણે ઉત્તમ કૂળના, એથી એવુ ન થાય જો;
મરવું ઉત્તમ એવું બોલતાં, મનમા માનો સદાય જો. બે૦૧૨
અવગૂણ એવા અધીક છે, ગણતા પામું ન પાર જો;
માટે ફટાણાંરે માનુની, વદશે નહિ કોઇ વાર જો બે૦૧૪
ટેક તમે જો એવી ધારશો, તો સુખ થાશે અપાર જો;
આશીષ લલ્લુ એવી વદે, નિત્ય સુખ આપે કરતારજો, બે૦૧૪

## સંપીને ચાલવા વિષે.

ગરબો ૧૧

રાગ સીતાજીના મહિનાનો.[1]

સુણો શીખ શાણી તમે એક, વિવેક ધરી અતી;
કરિયે નહિ કદિયે કલપાંત, રૂડી ધરીને મતી ૧
છે ન ફળ કંકાસમાં લેશ, બેની જગે જાણજ્યો;
માટે તજવો તેને હમેશ, એવી મતી આણજ્યો. ૨
વસવું વસુધામાં સંપી સદાય, કરવિ ન પીડા કોઇને;
ચોખ્ખું કરવું અંતર હરનીશ, કપટ બેની ધોઇને. ૩
સાસુ સસરાની સાથે હમેશ, સંપી બેની ચાલવું;
કૂડું તેને કથન કદી બેન, ક્રોધે ન સંભળાવવું. ૪
સંપી રે'વું સદા તેની સાથ, પ્રીતી ધારીને અતી;
કરવી ચાકરી તેની સદાય, વીમળ ધરીને મતી. ૫
નણદી સાથે રાખો વધુ નેહ, ચાલી સદા સ્નેહથી;

[1] ધર.

કલેશ ટંટા કરો બધો દૂર, બેની નીજ ગેહથી[1] ૬
દેરાણી જેઠાણીપર ભાવ, બનો નિત્ય રાખવો;
ટંટા તેની સાથેથી તમામ, બેની કાઢી નાખવો. ૭
પાડોશીપર રાખવી પ્રીત, હરનિશ બેની હોશથી;
તેની સાથે સંપીને સદાય, રહેવું, ન કદી રોશથી. ૮
ટંટામાં નથી સાર લગાર, જાણો બેની જગતમાં;
એથી લાજ લોકમાં જાય, હલકાં થઇએ ખલકમાં. ૯
કેવત ઘરડાની જે બેની હોય, તે કદી ના વીસારવી.
'વારી' ટંટાથી ખુટી જાય," ધરતું તે ઉરધારવી. ૧૦
લાભ ટંટે નથી લવલેશ, એવું ઉર આણવું;
લાજ જાશે લોકોમાં વિશેષ, હરનિશ તે વીચારવું. ૧૧
નીચા કૂળ તણી જે નાર, કજિયો વ્હાલો તેહને
જેને લાજ લોકોની ન હોય, કેવું શું બેની એહને ૧૨
જેના ઘરમાં ટંટા હરનીશ, બેની આવીને વસ્યો;
તે પર પ્રભૂ કરશે નહિ પ્રીત, જો સંપ આઘો ખસ્યો, ૧૩
કુસંપે અવગુણછે અધીક, લેશ ન ગૂણ ભાળીયે;
લલ્લુ વિનંતી સુણીને કાન, ટંટાને દૂર ટાળીયે. ૧૪

## પારકી શેરીયે ગરબા ન ગાવા વિષે.

### ગરબી ૬૨

"અંતકાળે સગું નહિ કોઈનું રે, એ રાગ.

બેન ગાવા જઈયે ન પર શેરીયે જો; એથી આબરૂ ઓછી થાય. બેન ટેક,
ગાય ગોરી મળી પરશેરીયેજો, ભુંડા મરદો જોવાને ભરાય. બેન ૧
થઇ નિર્લજ ન ફરિયે ફુદડીજો, કરીયે નહિં મુખ ઉચ્ચાર;
લાજ લાગે નહિ જેને લોકનીજો, તેનો ધીક સદા અવતાર. બેન ૨
બહુ વીંઘે બાળા ગવરાવતીજો, બીજી બાળા ઝીલીને ગાય;
મરદ ન્યાળે મોટાં ઉભા રહીજો, ભલે જેઠ કે સસરો થાય. બેન ૩
ગાય ગોરી ગરબા શ્રંગારનાજો, જે છેક ઉઘાડા જણાય;
બાપ ભાઇ તે બેઠા સાંભળેજો, સુણી ગરબા ખુશી દિલ થાય. બેન ૪
માતે માન મોટું ગાવા થઈજો, ગવરાવનારી વખણાય. બેન ૫

---

૧ પાની.

કરે હાસ્ય ઉભા મરદો મળીજો, ભલે જેઠ કે સસરો થાય. બેન ૬
લેશ લાજ નહીં ગાતાં ધરેજો, જાણે આવી ગુણિકાની જાત. બેન ૭
સાબાશી નથી ગાવા થકીજો, ગાનારી ગણાય કમ જાત. બેન ૮
નીચા કુળતણી નારી જે હશેજો, તે તો પરઘર ગાવા જાય. બેન ૯
ઉંચા કુળની હશે જે અંગનાજો, વાટ ઘાટે ગાતાં શરમાય. બેન ૧૦
ગાવું બંધ કરવે હું ખુશી નથીજો, નથી ગાવાની પાડતો નાય. બેન ૧૧
ઘેર એહાં ભલે સહુ ભામનીજો, ગુણવંતીઓ ગરબા ગાય. બેન ૧૨
એકાંતે ગાવું ખોટું નથીજો, જ્યાં મરદો એકે ન ભરામ. બેન ૧૩
ત્યાં સરવે સાહેલીયો સ્નેહથીજો, ગુણવંતીઓ ગરબા ગાય. બેન ૧૪
એથી ઓછી થશે નહિ આબરૂજો, મળે મહત જનોમાં માન. બેન ૧૫
સાબાશી તેથી ચોમેરથી જો મળશે, ન થશે અપમાન. બેન ૧૬
ગાવા જઇયે જ્યારે પરશેરીયેજો, ત્યારે આબરૂ ઓછી થાય. બેન ૧૭
માત તાતને બટ્ટો લાગશેજો, કુળમાંહી કલંક ગણાય. બેન ૧૮
પરશેરીયે બેની પ્રીતથીજો, ગાવા ગરબા ન લેશો લાગ. બેન ૧૯
લલ્લુ વીનતી ધારીને ધ્યાનમાંજો, પરશેરીમાં મેલવી આગ. બેન ૨૦

## ક્રોધ ન કરવા વિષે.

ગરબી, ૧૩

"અચકો મચકો કારેલી" એ રાગ

શિખ શાણી માનો મારી બેન ક્રોધ કદાચિત કરશોમાં;
જે છે તમને હિતકારી બેન. ક્રોધ. ૧
સાસરીયાં મેણાં બોલે બેન, ક્રોધ૦ નણદી મર મોં મચકોડે બેન. ક્રોધ ૨
કજિયો ઘરમાં નવ કરિયે બેન, ક્રોધ૦ શાંતી ચિતમાંહીં ધરિયે બેન. ક્રોધ ૩
સાસુ હરનિશ સંતાપે બેન, ક્રોધ૦ દુખ દુષ્ટ બનીને આપે બેન. ક્રોધ ૪
સાસરિયાનું દુખ સહિયે બેન, ક્રોધ૦ બીજાને તે નવ કહિયે બેન. ક્રોધ ૫
પીયરમાં જ્યારે જઇયે બેન, ક્રોધ૦ એ દુખની વાત ન કહિયે બેન. ક્રોધ ૬
કો ઘર શ્રીમંતનું દેખી બેન, ક્રોધ૦ દીન ઘર પોતાનું લેખી બેન ક્રોધ ૭
બીજાના જોઇ શણગારો બેન, ક્રોધ૦ ઘરમાં ટટો ન વધારો બેન. ક્રોધ ૮
ધાંધલ શણગારને સારૂ બેન, ક્રોધ૦ કરશો તો એજ નઠારૂં બેન. ક્રોધ ૯
પરણ્યા પતિને પજવો ના બેન, ક્રોધ૦ કજિયો કરીને લજવો ના બેન. ક્રોધ ૧૦
કમી કંથ કમાણી વાળો બેન, ક્રોધ૦ તોપણ નવ દેવો ટાળો બેન. ક્રોધ ૧૧

જે રળીને લાવે સ્વામી બેન, ક્રોધ૦ ભોગવવું શાંતી પામી બેન. ક્રોધ ૧૨
પણ ટંટો ન કોદી કરીયે બેન, ક્રોધ૦ શાણાં થઇ સુખમાં ફરીયે બેન. ક્રોધ ૧૩
જો હોય ન ઘરમાં સારૂં બેન, ક્રોધ૦ તોપણ ઘર ગણવું પ્યારૂં બેન. ક્રોધ ૧૪
કજિયો કરી કંથની સાથે બેન, ક્રોધ૦ છો દુષ્ટ વચન કહ્યું નાથે બેન. ક્રોધ ૧૫
સહુ દુખમાં શાંતી રાખો બેન, ક્રોધ૦ ભુંડું મુખ વેણ ન ભાખો બેન ક્રોધ ૧૬
ઘર કજિયાથી ઘણી નારી બેન, ક્રોધ૦ બની કુવે પડે અવિચારી બેન. ક્રોધ ૧૭
કો જુવતી ઝેરજ ખાતી બેન, ક્રોધ૦ ક્રોધેથી બનીને તાતી બેન ક્રોધ ૧૮
એ દુષ્ટ કરમ નવ કરવું બેન, ક્રોધ૦ શાંતીનું વચન મન ધરવું બેન ક્રોધ ૧૯
કદિ આતમઘાત નવ કરવી બેન, ક્રોધ૦ શાંતી શરીરે બહુ ધરવી બેન. ક્રોધ ૨૦
તો દુખ દુનિયાંનાં જાશે બેન, ક્રોધ૦ લલ્લુ કવિતા કરિ ગાશે બેન. ક્રોધ ૨૧

## રસોઇ શીખવા વિષે.

### ગરબી. ૧૪

"નહિ આપું હો નંદજીના લાલ રે, મહિડાં હરી મારાં રે" એ રાગ.

શીખ આપું હું શાણી બેન, ધ્યાને તે ધારો રે;
એકે વીસારશો નહિ વેણ, વાંચીને વિચારો રે. ૧
થશે સાર્થક આ સંસાર, સુણી શીખ મારી રે;
દેખશો નહિ દુખ કોઇ વાર, થશે હીતકારી રે. ૨
સ્નેહ ધારીને બેની શાણી, રસોઇ કરવાને રે;
શીખો અંતર ઉલટ આણી, ભાવે ભણવાને રે. ૩
ખરૂં ભણતર આ ભવમાંહીં, રાગાને રૂડું રે;
ચુક તેમાં પડે જો કાંઇ, કથાય તે કુડું રે. ૪
ભાત ભાત તણાં પકવાન, ઉલટ ઉર આણી રે;
શીખો ધારી તે માહી ધ્યાન, જગે જશ જાણી રે. ૫
પાકશાસ્ત્ર તણી સહુ રીત, અંતરમાં ઉતારો રે;
અજમાવો ધરીને પ્રીત, લીયો જશ સારો રે. ૬
રાજી થાશે કુટુંબીઓ રોજ, દેખી આવિ ડાહી રે;
બહુ વધશે બધે ભાર બોજ, કહે ન કોઇ કાંઇ રે. ૭
જે વસ્તુ આવડતી ન હોય, પૂછો બીજીને રે;
ભલે પડે કડાકૂટ તોય, ન છોડો ખીજીને રે.
ભલે ભગડે કદી બહુ વાર, ધરો ન કંટાળો રે;

મારે શીખવું એ નિરધાર, ઉલટ એમ ધારો રે. ૯
ધરો હોંશ એવી ઉરમાંહી, શીખો ઝટ શાણી રે;
જશ રે'શે જગે પથરાઇ, વદે ધન્ય વાણી રે. ૧૦
જે નારી ન તે કામ જાણે, ગણાશે ગાંડી રે;
વગોવાશે બધે ઉખાણે, દેવાશે દાંડી રે. ૧૧
આવડત વેણી કહી આમ, બોકો ધીઃકારે રે;
ફૂવડ તણું ઉપનામ, જગતમાં પ્રસારે રે. ૧૨
તેની માતા તણું પણ નામ, ગણાશે સાથે રે;
જેણે શીખવ્યું ના કાંઇ કામ, પુત્રીને હાથે રે. ૧૩
માટે બેની રસોઇની રીત, બાળાપણે પ્રીતે રે;
ધારી તેમાં તમારૂં હીત, શીખો રૂડી રીતે રે. ૧૪
જો પુત્રી પોતાને હોય, શીખવવું તેને રે;
જેને દુખી કરે નહીં કોય, મળે માન એને રે. ૧૫
સાસરીયામાં સુખ પામે, અધીક જશ જામે રે;
વેદના સહુ તે વળી વામે, સૂખી થાય કામે રે. ૧૬
અહોનીશ તે આવડત વાળી, ગણાશે ગોરી રે;
જેને આપદા આ ભવમાંહી, ન આવે ઓરી રે. ૧૭
સગાંવા'લાં કરે વખાણ, પાડોશી વખાણે રે;
ધરે ગોરી છે ગુણની ખાણ, સાસરીયાં જાણે રે. ૧૮
તેની માનો સફળ અવતાર, બધે વખણાશે રે;
ગુણ ગાશે બધો સંસાર, સફળ ભવ થાશે રે. ૧૯
બેન શીખો ધારીને પ્યાર, રસોઇની રીતી રે;
જેથી ગુણ ગાશે વારવાર, લલ્લુ ધરી પ્રીતી રે. ૨૦

## સાસરે સંપીને રહેવા વિષે.

### ગરબી ૬૫

"રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં" એ રાગ.

સાસરે સારી રીતથી ચાલવું, એથી લાભ અધિક બેની થાય;
સંકટ સહુ જાય, સંપી ચાલો સાસરે. ટેક. ૧
કજિયો કદિ કરવો નહીં કોઇશું, ચાલો સંપીને બેન સદાય;
જેથી સૂખ થાય. સંપી. ૨

સાસુને શાણી માતા સમી ગણો, એની આજ્ઞા માનો હરનીશ;
નમાવીને શીશ. સંપી. ૩
સાસુ સાચી માતા જાણો સાસરે, લાવો નહિં તેનાપર કદી રીસ;
રૂઠે જગદીશ. સંપી. ૪
પ્રાતઃકાળમાં પ્રીતથી ઉઠવું, બોલવું આ રીતે સાસુ સાથ;
જોડીને બે હાથ. સંપી. ૫
આજ્ઞા આપો જે આપ ઉમંગથી, ચોંટાડી સ્નેહે ચીત્તની સાથ;
પ્રીતે પાળું માત. સંપી. ૬
સસરાનેતો બાપ સમો ગણો, ભુંડું ભણવું નહીં તેને વેણ;
દીસે દુઃખ દેણ. સંપી. ૭
શાણી આજ્ઞા પાળો સસરા તણી, ઉથાપો માં તેનું કહ્યું કેણ;
પ્રીતે પાળો વેણ. સંપી. ૮
નણદીને બેનો જેવી જાણવી, આણવી એનાપર અતી પ્રીત;
રાખો રૂડી રીત. સંપી. ૯
ભાઇ જેવા જાણો દેર જેઠને, રાજી રાખો તેને રૂડી રીત;
આજ્ઞા પાળી નિત્ય. સંપી. ૧૦
પરણ્યા પતિ સાથે ટંટા ન કીજીયે, ખીજીયે ન ધરી ઉર ખાર;
રહિયે ધારી પ્યાર. સંપી. ૧૧
આજ્ઞા એનીને નિત્યે અનુસરો, કરો જેમ કહે ભરથાર;
પૂરો ધારી પ્યાર. સંપી. ૧૨
સુખ આપો આજ્ઞા પાળી એહને, માનું સ્વામીનું સગપણ સાર;
છે મોક્ષનું દ્વાર. સંપી. ૧૩
જેથી જગદીશ રૂડી રીતે રીઝશે, ખીજશે ન ધરી કદી ખાર;
સુખ આપે અપાર. સંપી. ૧૪
પર પુરૂષ સામું નવ પેખવું, લેખો ભરથાર વિણુ ભાઇ બાપ;
લેજો સતી છાપ. સંપી. ૧૫
પર પુરૂષની સામું પેખતાં, લાગે પાપ જગતમાં અમાપ;
એવી શાસ્ત્રે છાપ. સંપી. ૧૬
પાડોશી સાથે પ્રીતથી વરતવું, તેની સાથે વઢો ન કોવાર;
મળે ધીટકાર. સંપી. ૧૭

કોઇનું સારૂં દેખી શોક ના ધરો, ખોટો લોભ કરો ન લગાર;
એમાં નહીં સાર. સંપી. ૧૮
ગજા ઉપર ઘરેણું ઘડાવવા, ટંટો કરશો નહીં કોઇ વાર;
ઘરમાંહી લગાર. સંપી. ૧૯
દેવાની ખાડમાં ન ડુબાવવો, શણગાર માટે ભરથાર;
બેની કોઇ વાર. સંપી. ૨૦
ઘરની વાત બીજે જઇ ના કરો, ઠરો એથી અશુભમસ્તુ અપાર;
ધીકારે સંસાર. સંપી. ૨૧
પેટ મોટું રાખો પ્યારી બેનીયો, રૂડી કે ભુંડી બેન લગાર;
ન કો' વાત બા'ર. સંપી. ૨૨
સંતોષી બની સ્વામી સાથે વસો, ભોગવો જે આપ્યું ભગવાન;
કૃપા ને નીધાન. સંપી. ૨૩
શિક્ષા શાણી જો લલ્લુની માનશો, પામશો સુખ સ્વર્ગ સમાન;
રીઝે ભગવાન. સંપી. ૨૪

## બાળક ઉછેરવા વિષે.

### ગરબી. ૧૮

"રમવા આવોનેરે, નરશે શ્યા નંદલાલ, રમવા આવોનેરે" એ રાગ.
વિનતી ધારોને રે, વા'લી બેની ધારો ધ્યાન, વિનતી. ટેક
જો ન ધારો તો નાદાન, વિનતી ધારોને.
બાળ ઉછેરવાં કેવી રીતે, કેમ પાળીપોષી રાખવાં પ્રીતે;
ચોંટાડો કહું તે હું ચિત્તે. વિનતી ૧
નિત્ય બાળકને પ્રીતે નવરાવો, ધ્યાન રાખી હૈયામાં સુવરાવો;
કોફીને નહિ ડરાવો. વિનતી. ૨
ચોખ્ખું શરીર હમેશાં રાખો, જેવી તેવી શય્યામાં નવ નાંખો;
ભાંડણ વેણુ ન ભાખો. વિનતી ૩
પે'રાવવાં ગટકુળ નિત્ય સારાં, સાફ કરો ધોઇ લાગે નહારાં;
સુખ પામે બાળ બિચારાં. વિનતી ૪
હેત હૈયે ધરિને ધવરાવો, ભૂખ્યું થયું એમ મનમાં લાવો;
પણ એમાં નિયમ બજાવો. વિનતી ૫

અંત ધરી ખવરાવવું ખાવું, પણ ન એમાંથે નિયમ બા'ર જાવું;
ખવરાવતાં ન ખીજાવું. વિનતી ૬
હઠ કરે એવી ન ચાલ ચલાવો, માગે જે સારી જણશ તે મગાવો;
એ રીતે બાળ રીઝાવો. વિનતી ૭
જો કદી માગે તે જણશ નઠારી, તો તેને હપકાથી રાખવું વારી;
પણ રોવરાવો ન મારી. વિનતી ૮
કજીઓ કરે એવો બાળને ધારો, અનુભવી ઉપદેશ આપવો સારો;
પીટયો કદી ન પોકારો વિનતી ૯
મારવાથી બાળ કઠૂર થાશે, ઉલટું ધરી ઉર ખેદ ખીજાશે;
રીઝાવતાં ન રીઝાશે વિનતી ૧૦
મારશે એવુંજ મનમાં તે ધારે, બીક બીજી ન ગણે કોઇવારે;
કઠ્ઠાસ કરતાં ન હારે. વિનતી ૧૧
માટે બેની નહિ બાળને મારો, શાંતીથી મનવી સુબોધ ધો સારો,
સુખનો તો આવશે આરો. વિનતી ૧૨
ઘરમા ભુંડું કદી વેણ ન ભાખો, દેખી શીખે બાળ એ ઉર રાખો;
બગાડે બાળક ભવ આખો. વિનતી ૧૩
બાળકને ટેવ બોલેલું બોલે, પેટનો પડદો બધે જઇ ખોલે,
બોલનો તોલ ન તોળે. વિનતી ૧૪
રમત નીતીની રમે બાળ નિત્યે, ઉપદેશ એવો ઉતારવો પ્રિત્તે;
ચોંટાડી રાખે ચિત્તે. વિનતી ૧૫
બાળક રમત રમે જો નઠારી, તો તેને ધમકાથી રાખવું વારી;
નહિતો હાલત છે અકારી. વિનતી ૧૬
માતાનો ઉપદેશ હોય જો સારો, તો બાળ ઉદ્યોગ ન કરે નઠારો;
સુખમાં કાઢે જનમારો. વિનતી ૧૭
પાઠ નીતીનો અહોનિશ આપો, મન તણો મેલ કળે કરી કાપો;
સુબોધ શાંતીથી સ્થાપો. વિનતી ૧૮
ગાળ નઠારી કોને નવ દેવી, નિત્ય શિખામણ આપવી એવી;
હાજરી હરનિશ લેવી. વિનતી ૧૯
ચોરી ચાડીમાં પાતક ભારી, ટેવ એવી નવ રાખે નઠારી;
ઉપદેશ દેવો વિચારી. વિનતી ૨૦

ઉઠી સવારમાં દાતણુ કરવું, માતા પિતાનું વચન શિર ધરવું;
પછિ નિશાળે પરવરવું વિનતી ૨૧
નિશાળે જઈને નીતીથી ચાલે, આજ્ઞા ગુરૂની અહોનિશ પાળે;
ક્રિડી રીતે ન કો કાળે. વિનતી ૨૨
શીખે નવું નવું સ્નેહ ધરીને, ઘેર આવે ત્યારે પુછો ફરીને;
તો જાય નહિ વિસરીને. વિનતી ૨૩
નિશાળથી છુટીને ઘેર આવે, રમવાનું જો કદી મનમાં તે લાવે;
પણ આજ્ઞા માગીને ભાવે. વિનતી ૨૪
એવી રીતે બાળને બેની રાખો, તો બાળનો સુધરે ભવ આખો;
લલ્લુ કહે સુખ ચાખો. વિનતી ૨૫

## સંતતિ સુધારવા વિષે.

### ગરબી ૧૭

"હાલી હાલો કે'છેરે પ્રભુજી મારી વારે ચડો રે" એ રાગ.

સંતતી સુધારા રે શાણી બેના સ્નેહથી રે,
એથી તમને લાભ છે અપરંપાર;
સુખી અતી થાશો રે એડને સુધારેરે,
લેશ બેની તેમાં નથી ફેરફાર. સંતતી. ટેક ૧
પ્રીતથકી પઢવા રે શુભ નિશાળે પાઠવો રે,
ભણે ભાવે ભણતર આણી ઉમંગ;
શીખ એવી દેવી રે હરનાશ હોંશથી રે,
કરવા દેવો નહીં નઠારો સંગ. સંતતી ૨
વિવેકની વાતો રે તેની પાસે વધુ કરો રે,
જેથી બને વિવેકી પોતાતણાં બાળ;
સુખ અતી પામે રે સૃષ્ટિમાંહી સર્વદા રે,
દુઃખ દેખે નહીં બાળક કોઇ કાળ. સંતતી. ૩
ચોરી ચાડી કરતાં હરનિશ તેને વારવાં રે,
ભણુવા દેવું નહિ ભુંડું મુખ વેણુ;
સાબાશી ચોમેરે વધશે તેથી તમતણી રે,
સંતતીને શીખ થાશે સુખ દેણુ. સંતતી. ૪
નમ્રપણું નીતી રે પ્રીતી થકી શીખવો રે,

અનીતીથી કાઢો બેની તેને બા'રઃ
સાર સદા જાણો રે છોકરાનો મર્યદા રે,
તેથી દુખી બનશે નહીં કોઇવાર. સંતતી. ૫
કોઠો વે'મ કરો રે મૂળ ઘાલી જે રહ્યા રે,
ખોટા તેને જાણે તમારાં બાળ;
એવી વાતો પ્રીતે રે સૈહની પાસે કરો રે,
છુટાં કરો કાપીને વે'મની જાળ. સંતતી. ૬
વિદેશે જવાનું રે સમજાવો સ્નેહથી રે,
અડચણ એમાં જાણે નહીં લવલેશ;
સુખી અતી થાશો રે વિચરતાં વીદેશમાં રે;
એવો હરનિશ દેવો એને ઉપદેશ. સંતતી. ૭
જાતી ભેદ થકી રે ફળ જડે છે નહીં રે,
હોય હાની ઉલટી અપરંપાર;
સાર શુભ તેમા રે જડતો નથી શોધતાં રે,
એવા એના ચિત્તમાં ચોંટાડો વિચાર. સંતતી. ૮
ઇશ્વર ઉપર આસ્થા રે જેમ બેસે એહને રે,
એવો એને ઉપદેશ કરવો અપાર;
સાચો જગમાં જાણે રે જગ કરતારને રે,
એ વિણુ જાણે જગમાં જૂઠો જજાળ. સંતતી. ૯
આપણે જે કરીયે રે સાક્ષી તેનો સર્વદા રે,
લેશ નવ જાણે તેમાં ફેરફાર;
નઠારાં કામોની રે શિક્ષા સદા આપશે રે,
અંતર એવા ઉછળે શુદ્ધ વિચાર. સંતતી ૧૦
અવિનાશી અવતારી રે કદી અહીંયાં નથી રે,
આપે કદી લેતા નથી અવતાર;
સ્થીતી ઉત્પતિને રે પ્રલય પળમાં કરે રે,
એવા શક્તિમાન છે સરજન હાર. સતની ૧૧
એવી રે તે બેની રે સુધારો નીજ બાળને રે,
સુખ તેથી પામશો દેશ અપાર;
આધાર તમારો રે બેની આ દેશને રે,

જાણી ભાવે દેશ તેની પાડો પાર. સંતતી ૧૨
સંતતી સુધરતાં રે આવ્યું સુખ દેશને રે,
માટે મે'નત કરજો એની દરરોજ;
આપે સુધરીને રે સુધારશો છોરને રે,
લલ્લુ એથી દેશે ઉમંગે આશીષ. સંતતી ૧૩

## પારકે ઘેર ન જવા વિષે.

### ગરબી ૧૮

"અલબેલી રે અંબે માત, જોવાને જઇયે." એ રાગ.

વિનતી કરૂં વા'લી બેન, પરઘર નવ જઇયે,
નિજ ઘરમાં ગણી સુખચેન, ડાહ્યા થઇ રહિયે. વિનતી. ટેક.
જો પાટકવા પરઘર જઇયે, આબરૂ ઓછી થાશે રે;
માન ઘટે અપમાન મળે વળિ, જશ જનમાંથી જાશે. પરઘર. ૧
ખરી ખબર નવ હોય જરીએ, ઘર આ આબરૂદાર રે;
તેને ઘર જાવાથી જનમાં, ઘણો મળે ધિક્કાર. પરઘર. ૨
કુળને લાગે ખોટ ખરી, એવાને ઘેર વિચરતાંરે;
માટે ખરી ખબર વિણુ પરઘર, જાતાં રહેવું ડરતાં. પરઘર. ૩
નીચ તણું ઘર હોય તથાપી, ખબર પડે નહિ એની રે;
શુભ જાણી સંચરિયે પણ, ઘટી જાય આબરૂ એની. પરઘર. ૪
કુલટા કાળજડાની કપટી, ભોળવિને ભરમાવે રે;
દગો કરી દિલ હરણુ કરેને, લાજ નકી લુંટાવે. પરઘર. ૫
એવાં કામ હજાર બનેલાં, સાંભળવામાં આવે રે;
આબરૂ ઓછી થાય અવનિમાં, જરૂર પરઘર જાવે. પરઘર. ૬
સારૂં આબરૂદાર વિવેકી, ઘર કદિ કોનું ગણાય રે;
ત્યાં પણ કારણુ વિણુ વીચરતાં, જનમાં નીંદા થાય. પરઘર. ૭
કામ બને તે ઘરમાં કરવું, રહીને પતિની સાથે રે;
પરવારીને કામ થકી, પુસ્તક લેવું નિજ હાથે, પરઘર. ૮
વાંચ્યાથી સદ્ગુણુ સઘળાનો, થાય વધારો ઠીક રે;
બીક ન રે' જનની નીંદાની, આવે કિર્ત્તિ અંબીક. પરઘર ૯
એ વિણુ વધુ નવરાશ મળેતો, સ્નેહે ફરવા જાવું રે;
તનદુરસ્તી તુરત સરસ થઇ, પચે હવાથી ખાવું. પરઘર ૧૦

પુન્નકશાળા કે કન્યાશાળામાં, હરનિશ જાવું રે;
વીવિધ રીતિનું જ્ઞાન મેળવી, હરનિશ ચિત હરખાવું, પરઘર ૧૧
સુબોધ દેવો સહુ કન્યાને, ધર્મ ઉર ખરો ધારી રે;
પોતા સમ પંડિત બને ત્યમ, શિક્ષા દેવી સારી. પરઘર ૧૨
એવાં કામ કરે નવરા થઇ, અન્ય નહિ આચરવું રે;
ગાવા ગીત પુનેમનિ રાતે, પરઘર નવ પરવરવું. પરઘર ૧૩
ગીત બીભત્સ તથાં ગાવાંતે, ઉજ્જમરો અતિ કરવો રે;
આ થકિ આર્ય પ્રજાનો બીજો, ચાલ દિસે શું વરવો. પરઘર ૧૪
ઘેર બીજાને જઇને ગાવું, શરમ ચિત્ત નહિ ધરવી રે;
મેળાકત એવરત તણીએ, દુષ્ટ રીત પરહરવી, પરઘર ૧૫
વેંમી હોય બનેલી બાળા, તેને સમજણ દેવી રે;
વન્ત કરે ના વેંમી બનીને, કરવી પોતા જેવી. પરઘર ૧૬
પતિ આજ્ઞા વિણ ક્યાંઇ જવું ના, એવું ઉરમાં રાખો રે;
તો દુનિઆમાં દુખિયાં કો દિન, એન જરા નવ થાશો. પરઘર ૧૭
ચાસ્ત્રે શામા ધરમો છે, એમાનો આ ધર્મ રે;
પરઘર નવ પરવરે પ્રેમદા, એ ધરમોનો મર્મ. પરઘર ૧૮
પિયર પતી આજ્ઞા વિણ જાતાં, ઉરમાં અતિ અચકાવું રે;
નમ્રપણે વિનતી કરિને પછિ, આજ્ઞા માગી જાવું. પરઘર ૧૯
હરવા ફરવાની છુટી પતી,-પાસે માગી લેવી રે;
નીતિ સહીત વસો સંસારે, લલ્લુ વિનતી એવી. પરઘર ૨૦

## દાન કરવા વિષે.

### ગરબી ૨૦

"લાવ લાવ સખી કાગળ એક, લખએ હરીને રે." એ રાગ.

એની મારી શીખામણ એક, ધ્યાનમાં ધારો રે;
વાંચો રાખી હૃદયમાં વિવેક, વાંચીને વિચારો રે. ૧
પુણ્યદાન કર્યા તણી રીત, બતાવું હું પ્રીતે રે.
સુણો ચોટાડી તેમા ચીત, ચાલો રૂડી રીતે રે. ૨
દયા લાવીને કરવું દાન, ધ્યાન એ ધારો રે;
કોણ છે દાન દેવા સમાન, વિવેકે વિચારો રે. ૩
જેનો છે મજબુત શરીર, રોગ ન કાંઇ રે;

પૃથ્વીમાં કાઢે પાટુયે નીર, તેને ન દેવું ખાઇ રે. ૪
કામે ઉદ્યમ કરીને જો ઉર, તો તો અતી રળશે રે;
પણ આળસ અંગ ભરપૂર, ભીખારીમાં ભળશે રે. ૫
મળે મફતનું જ્યારે હમેશ, મેંનત કરે શાનેરે;
રાખે વેરાગી કેરો વેશ, દુનિઆં એને માને રે. ૬
એમ કપટ જેના અંગમાંય, હરનિશ હોયે રે;
તેને દેવાથી પુણ્ય શું થાય? વીચારીને જોઇયેરે. ૭
જ્યા લાવીને દે કો અનાજ, કાજ ન કરશે રે;
એથી ઉદ્યમની દેશમાંજ, ખાધ તો પડશે રે. ૮
દુરબળ થાય ભીખારીથી દેશ, હરનિશ જાણો રે;
શત્રુ છે દેશના તે હમેશ, એવું ઉર આણો રે. ૯
ખાઈ નિત્યે હરામનું ખાજ, મગ્ત બનેછે રે;
ભરતખંડે ભિખારીએ આજ, એવા ભમેછે રે. ૧૦
નથી ઇશ્વરની મરજી એમ, ભમ્યામાં ભીખારી રે;
તોડે તોય ભીખારી તે નેમ, ગણી ભીખ પ્યારી રે; ૧૧
દાન એવાને દેવામાંય, ગુનો તો ગણુયે રે;
ફળ છે નહિ તેમાં કંય, જોતાં તો જણાયે રે. ૧૨
કરે કોપ સદા કરતાર, આપ્યાથી એવાને રે;
જરૂર નાંખશે જમને દ્વાર, પ્રભુ એ બાને રે. ૧૩
પૈસાદારને દેવું દાન, નહિ ફળ તે માંહી રે;
તેને મન દાન કોડી સમાન, ગણાય ન કાંઇ રે. ૧૪
થાય સાગરમાં વરસાદ, તે શું જણાયે રે;
ઢોલમાં તતૂડાનો નાદ, ન લેખે ગણાયે રે. ૧૫
વાવ્યું હોય જે ખેતરમાં અનાજ, બીજું તેમાં વાવે રે;
વાવનારનું સરશે ન કાજ, નીપજ નહીં આવે રે. ૧૬
લેખે લાગે નહિ તે જરાય, નક્કી તમે જાણોરે;
ધનવાનને દેવું ન દાન, એવું ઉર આણોરે. ૧૭
દાન દેવાને પાત્ર છે કોણ, એની હું બતાવું રે;
મળ્યા સંપત આપીને દાન, તેને ખુશી થાવું રે. ૧૮
આંધળાં લુલાં જે કેની હોય, રસ્તામાં આથડતાં રે;
પેનાથી વ્યાકૂળ થઇ રોય,-જે ચાલતાં પડતાં રે. ૧૯

માત તાત વિનાનાં બાળ, રઝળતાં દીસે રે;
જેને જોતાં ઉઠે ઉર ઝાળ, દયાથી અતીશે રે. ૨૦
અશકતાઈ જેના અંગમાંય, કામ ન થાયે રે;
જેને આધાર અવનીમાંય, જોતાં ના જણાયે રે. ૨૧
એને દીધે અની પુણ્ય થાય, એની તમે જાણો રે;
હરનિશ તે પર હૈયામાંય, દયા તમે આણો રે. ૨૧
ખાનપાન આપો તેને સાર, દયા ધરી તનમાં રે;
આપે આશિષ ઉરથી અપાર, ખુશી થઇ મનમાં રે; ૨૧
રોગીને દવા આપીને રોગ, તેનો તમે કાપો રે;
સારૂં થયા પછી કામ્યાનો જોગ, તેને કરી આપો રે; ૨૪
નિરાશ્રિત બાળકોને નિશાળ, માંહી ભણાવો રે;
સૂખ આપીને કીર્તિનો કોટ, જગતમાં ચણાવો રે, ૨૫
એવા જન છે દયાને પાત્ર, તેની દયા ધારો રે;
બીજાને ન દેવું તલમાત્ર, એ ઉરમાં ઉતારો રે. ૨૬
રાખો એવી જો હરનિશ રીત, તો તો સારૂં થાશે રે;
ખોટા ભીખારી કેરી ભીડ, અહીંયી મટી જાશે રે. ૨૭
નિરાશ્રિત ભિખારીજ ગણાય, બીજા ન ગણાવે રે;
બીજાને દીધે એની દાન, પુણ્ય ન થાશે રે. ૨૮
પ્રભૂ રાજી થશે દીધે દાન, ગરિબ ગરબાંને રે;
સૂખ આપશે સ્વર્ગ સમાન, પ્રભુ એવે બાંને રે, ૨૯
માટે દેવું ગરિબને દાન, એવું ઉર ધારો રે;
લલ્લુ વિનતી ધારીને ધ્યાન, વાંચીને વિચારો રે. ૩૦

## સ્રી કેળવણી ન હોવાથી થતી અડચણ વિષે પતીની મહત્તા વિષે.

### ગરબી ૨૦

"વૃતરે રહિયે રે એકાદશી, જળ જમુનામાં નાહિયે" એ રાગ

સમજો શાણી શીખ સાનમાં, જ્ઞાનીમાંનો ગણાશો;
રહો ન ખોટા અભીમાનમાં, તૃષ્ણામાં ન તણાશો. ૧
ખોટી લાલચ હણો લાતથી, કુડી વાતથી ડરજો;
થાઓ ના દુઃખી ઉતપાતથી, સેવા સ્વામીની કરજો. ૨

નિજ ડાહપણ દેખાડતાં, બને આ'વરી બાળા;
ગાંડી છતાં ડાહી થાય છે, ઉપજે એથી જ્વાળા. ૩
અધિક મારાથી બીજી નથી, એવી કરી ફીશીઆરી;
જ્યાં ત્યાં કુડાં કથનો કથી, મન માનતી શાણી. ૪
પતીથી અધિક અમે પ્રેમદા, એવું ધ્યાનમાં ધારે;
નાથ નમેરા અમે ભલાં, એવું જ્યાં ત્યાં ઉચારે. ૫
પતિમાં પડે ભૂલ કે તુરત, શીખ દેવાને દોડે;
ગુરૂ બની જાય ઘડીકમાં, લાજ પડદો છોડે. ૬
જાણો નહીં કાંઇ જગતમાં, શા માટે આવું કરીયે;
પુછીયે પ્રેમથી નારિને, આગે પગ પછી ભરીયે. ૭
જો મને પ્રથમ પુછ્યું હતે, તો હું સમજણ આપત;
આ દીન આવત ના કદી, આવી કો ના સંતાપત. ૮
ભરત ભૂમી તણી આ દશા, જ્યાં છે ભામની ભોળી;
અકલ લઇને આથી ખુશી, પછી ધૂળમાં ઢોળી. ૯
હાથ નથી હવે આવતી, બગ્ન ભરી બધે બાઝે;
સત્ય સ્વામી નીજ હોય પણ, રહે ના જરી લજે. ૧૦
એવી ભૂંડી ભામની ભરી, આજે ભરત ભૂમીમાં;
મરદ મહા મુઝાય છે, દુઃખની નહી શીમા. ૧૧
ધારી એવું મુજ ધ્યાનમાં, શીખ આપવા શાણી;
બોલ ઉચારૂં બે કાનમાં, બેની તે લેશો જાણી. ૧૨
ફિશિઆરી ફોક ન મારવી, ડાહ્યાં પતીથી ન થાવું;
અભિમાન દુર કરવું સદા, સદજ્ઞાનને સાવું. ૧૩
નિજ સખી હોય ઉછાંછળી, શીખ તેમને દેવી;
દેવ તજવડી નીલાજરી, મીઠી વાત બે કે'વી. ૧૪
પતી પુજ્યછે પ્રેમદા તણો, આ સંસારમાં જાણો;
અવગુણ તેનો કદી ધણો, તો ન અંતરે આણો. ૧૫
ભૂલે કદી ભરથાર તો, શિક્ષા ગુરૂ થઇ ન દેવી;
શાંત રીતે સમજાવિને, દાસી રૂપ થવું દેવી. ૧૬
ઓછું લાગે ન પતી ઉરે, એ વિચાર હમેશાં,
રાખવો ઉરમાં રાજી થઇ, એથી વધુ સુખ આશા. ૧૭
પતિ પાલણ કરનાર છે, પ્રેમદાનો જગતમાં;

રક્ષણહાર સૌભાગ્યદા, જેથી છો રૂડાં જનમાં. ૧૮
એથી અધિક બીજું કોણ છે, વિચારો જરા ચિને;
કરવો નાખુશ ઘરે નહીં, રે'વું પતિ સાથે પ્રીતે. ૧૯
સદ વિચારો તણાં મૂળીયાં, એના અંતરે નાંખો;
શાણાં ને સદગુણી છો તમે, વેણુ એવાંજ ભાખો. ૨૦
પ્રીતી ક્યારો વધવા તમે, સુ વચન રૂપી વૃષ્ટી;
રાજ્યો દંપતીની આગળે, કરી નેહની દ્રષ્ટી. ૨૧
સજડ પ્રીતીતણી ગાંઠ શુભ, દંપતી ઉર પાડો;
તો પછી કો દીન દેખશો, બેની દાડો દુખાળો. ૨૨
અનુભવ અવનીનો થશે, સુખ દાયક શાણી;
પૂરી પ્રીતીથી વાચશો, જો આ લક્ષ્મુની વાણી. ૨૩

## વિદ્યાહીન સ્ત્રીની વિપત્તી વિષે.

### ગરબી ૨૬

"પ્રગટયા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ" એ રાગ.
શુદ્ધ શીખામણ સાંભળો રે બેન, જે છે અતી હીતકાર જો;
કાર વરે એથી કારમ્યો રે બેન, ધરામાં મળે નહિ ધિક્કાર જો.
શુદ્ધ શીખામણ સાંભળો રે બેન. ટે. ૧
આળસને અળગું કરો રે બેન, સાહો ઉદ્યમ સુખકારજો;
વિદ્યા વેલીને વધારવા રે બેન, તજવા જૂઠી તકરાર જો શુદ્ધ૦ ૨
વિદ્યા હીણી ગણો વેવલી રે બેન, સમજણના ચિત્તમાં લગાર જો;
સારૂં નરસું ન સમજી શકે રે બેન, ભૂમીમા નવ રહે ભારજો. શુદ્ધ૦
કજીયો કંકાસ વા'લો કરે રે બેન, ન કરે આનંદ અંગિકારજો;
રે'તી રીસે બળી રોષમાં રે બેન, કડવાં કથનો કરે ઉચ્ચારજો. શુદ્ધ૦ ૪
શું છે સારૂં જીવનમાં જગે રે બેન. અંતરમાં એ ન આભાસજો;
વિદ્યા થકી વિખુટી પડી રે બેન, ફૂલ તણો કરે કેમ કયાસ જો. શુદ્ધ૦ ૫.
ચીવટ નહી ઘર કામમાં રે બેન, ગોરી છતાં રે' ગાંફેલ જો;
બેસ પડે બધે પાટકે રે બેન, બાળા શીખે બદફેલજો. શુદ્ધ૦ ૬
ધર્મ સારો ન ધારી શકે રે બેન, અધર્મ કરે અંગિકાર જો;
લુચ્ચા ગુરૂમાં લપટાયછે રે બેન, આપે ક્રમી કરે કારજો. શુદ્ધ૦ ૭
જ્ઞાનની લાત ન ગોહતીરે બેન, આણે અજ્ઞાનમાં આનંદ જો;

પાણુ પ્રભૂ ગણી પૂજતી રે બેન, ચુકે સદ્પિતી સુખકંદ જો; શુદ્દ૦ ૮
બાળા એ બાળના, સુધારશે રે બેન, વીંટાળે વેમતણી જાળજો;
આપે વીટેલી વીટે છોકરાં રે બેન, દેશનો શું કરિ શકે ઉદ્ધાર જો. શુદ્દ૦ ૯
કંથને નિત્ય કવરાવશે રે બેન, વવગનશે વધૂ વીત જો;
નાણાં નખાવે નીચા કામમાં રે બેન, સમજે ન હીત કે અહીત જો. શુ૦૧૦
સરખી સૈયરો તણા સાથમાં રે બેન, નયનેથી જોઇ નવ રંગ જો;
ઝગડો કરે ઘરે જોરમાં રે બેન, ધારી ધુતારાના ઢંગ જો. શુ૦ ૧૧
સંતોષ કોઇ ન સંઘરે રે બેન, ઉર અસંતોષ અપાર જો;
વૈભવ આભૂષણોનો વધુ રે બેન, ધારી દુઃખી કરે ભરથાર જો. શુ૦ ૧૨
કુટુંબી સાથ કજીઓ કરે રે બેન, આપે અકારી બોરે થાય જો;
પતી તણી લાજ પાઇની કરે રે બેન, સપ ન શાંતિ ધરો સાહ્યજો. શુ૦ ૧૩
ડાંપણ દીલમાં મળે નહિ રે બેન સમજુ જાણે નીજ ચિત્ત જો;
અક્કલ ઉંધું કરે આપની રે બેન, પાડોશી સાથ નહી પ્રીત જો. શુ૦ ૧૪
વિદ્યા હીણી જે વનીતા હશે રે બેન, પામે નહિ મહી વિષે ગાન જો,
અક્કલ વિનાની આથડે રે બેન, નાથ સાથ લડે થઇ નાદાન જો. શુ૦ ૧૫
સમજણ વિનાની સુંદરી રે બેન, ભુંડણ જેવી ભળાય જો;
પશુ પેરે પ્રીછના ઓછું રહે રે બેન, શીંગને પુંછ ના સુહાય જો. શુ૦ ૧૬
વિદ્યા વિવેક વધારવા રે બેન, અળગું કરવાને અજ્ઞાન જો;
જ્ઞાન હીણીના ગુણ ઉચરી રે, બેન, લલ્લુ દે શીખ ધરો ધ્યાન જો. શુ૦ ૧૭

## વૃત ઉપવાસ ન કરવા વિષે.

કોઇક નારિયો કરે છે એગી દ્વાદશી રે લોલ. ૪
સૂર્ય પાંદડાં કરે છે સ્નેહથી અતી રે લોલ;
વહેમને વશે થઇ જેની મતી રે લોલ. ૫
ન દેખાય સૂર્ય તે દીને જમે નહિ રે લોલ;
ફરે ગામમાં ભુખાઇ વ્રત વાળી થઇ રે લોલ. ૬
મોળા કત વિષે કુમારિકા ભૂખે મરે રે લોલ;
ખાઇ મોળું એક ટંકણું સ્નેહથી કરે રે લોલ. ૭
એવરત તો દીવાસાને દીને કરે રે લોલ;
પેરી ઓઢી ગામમાં ફરે ફરે રે લોલ. ૮
મળી માનુની જોજે છે આખી જામની રે લોલ;
ગીત ગાય મળી ગોરી આખા ગામની રે લોલ. ૯
કનૈયા વિના બીજાં ન ગીત આવડે રે લોલ;
ગીત વિષયી ગાય ગોરી લાંબે રાગડે રે લોલ. ૧૦
ટોળી મરદની ઉભી રહે પાસે મળી રે લોલ;
તોય બંધ ગાતી થાય નહીં તે જરીરે લોલ. ૧૧
ઉભા મરદ કરે ઘંત ફાટિ મશ્કરી રે લોલ;
તોય ન શરમાય ટોળી લટકરી રે લોલ. ૧૨
બધું ખાય સામ્રી ખાજતી બહુ ભારી રે લોલ;
ધરે નહી લેશ લાજ વ્રતમાં છકી રે લોલ. ૧૩
જેના શબ્દ સુણી લાજી મરે જન સહુ રે લોલ;
ઉચરે એવા ઉચાર તો બહુ રે લોલ. ૧૪
શરમ માત તાત તણી દીલે ના ધરે રે લોલ;
આડેસ ખુરની પેરે ફરે રે લોલ. ૧૫
એવાં વ્રત્ત કરે વીવીધ પ્રકારનાં રે લોલ;
છેક જે જણાય ભ્રષ્ટાચારનાં રે લોલ. ૧૬
માટે વિનતી કરૂં બેની મારી સાંભળો રે લોલ;
અનીતી તણો તેથી દુરી જશે સુણો રે લોલ. ૧૭
એવી નારી સાથે સ્નેહ નહિ રાખવો રે લોલ;
પુસ્તકો વાંચી નીતી રસ ચાખવો રે લોલ. ૧૮
સારી નીતી તણા ગ્રંથ નિત્ય વાંચવા રે લોલ;
તેંથી ચાલને વિચારી કષ્ટ કાઢવા રે લોલ. ૧૯

કોઇ જાત તણાં વ્રત કરવાં નહિ રે લોલ;
ફળ તો તેમા જરા દીસે નહિ રે લોલ ૨૦
નથી પુન્ય એવાં વ્રતથી સંસારમા રે લોલ;
જવું પડે જરૂર નર્ક દ્વારમા રે લોલ. ૨૧
એવાં વ્રત કર્યે પ્રભૂ ખુશી થશે નહિ રે લોલ;
ભક્તિથી પ્રભૂ ખુશી થશે સહી રે લોલ ૨૨
મોક્ષ ક્રિયા સાધ્ય કદી નહીં જાણવો રે લોલ;
કૃપા સાધ્ય મોક્ષ નિયમ એ પ્રમાણવો રે લોલ. ૨૩
ભક્તિ કરવી નહિ કનૈયા લાલની રે લોલ,
દિસતી એ ભક્તિ દુષ્ટ ચાલની રે લોલ ૨૪
પ્રભૂ તેહને કદિ ન જગે જાણવો રે લોલ;
તેની ભક્તિનો વિચાર નહિ આણવો રે લોલ. ૨૫
નહિ અવતરે પ્રભૂ કદી સંસારમા રે લોલ;
વાત એની રાખવી વિચારમાં રે લોલ ૨૬
અવીનાશી જેનુ નામ વિશ્વમાં ખરે રે લોલ;
તે કદાપિ અહી નહિ અવતરે રે લોલ. ૨૭
મુંઢ જો મુખે કદાપિ કહે અવતરે રે લોલ;
નિશ્ચે તહીં નર્ક વિષે સંચરે રે લોલ ૨૮
અવિનાશી વિનાશી કદી થાય નહિ રે લોલ;
ધ્યાનમાં એ વાત ધારવી સહી રે લોલ. ૨૯
માટે ધ્યાન અવીનાશી પ્રભુનું ધરો રે લોલ;
સૃષ્ટિ મહિં તેજ છે સગો ખરો રે લોલ. ૩૦
નીતિ રાખી તેની ભક્તિ કરવી અતી રે લોલ,
દયા રાખવી ને રાખવી વીમળ મતી રે લોલ. ૩૧
લલ્લુની વિનંતી ધ્યાન બેની ધારશો રે લોલ;
સ્વર્ગ વિષે સંચરી સુખી થશો રે લોલ. ૩૨

## પાતને મદદ કરવા વિષે.

### ગરબી ૨૩

સજ્જન સાંભળોરે, હરીની બાળ લીલા કંઈ ગાઉં"એ રાગ
બેનો સાંભળોરે, હિત શિક્ષા આપું હું પ્રીતે,

આને તે ધરો રે, ચોટાડી રાખો નિજ ચિત્તે. ૧
આ સંસારમાં રે, મનુષ્યનો જન્મ પ્રભુએ આપ્યો;
સમજણનો સદા રે સારો રોપ મગજ સ્થાપ્યો. ૨
ફળ તેના અતી રે, નિપજે અમુલ્ય આ જગમાંહી;
સુખ ફળ ચાખતાં રે, મળે એવું ન મળે જન ક્યાંઇ; ૩
તે સુખ ચાખતાં રે, અતિશય હોશ ધરો અંતરમાં;
માન મળે અતી રે, એ રીતે ચાલે આ જનમાં; ૪
આ અરની વિષે, મરદને માનુનીની બે જાતી,
તે સ્નેહી થતાં રે, પતીપત્ની ઉપમાજ અપાતી; ૫
પતિ સંસારમાં રે, ઘરનો રાજા છે તે જાણો,
પત્નિ પ્રધાન છે રે, તે રાજાનો મોમતિ ઠાણો; ૬
રાય પ્રધાનથી રે, આખું રાજ અહોનિશ ચાલે,
લગામ રાજ્યની રે, હમેશાં રાજા કરમાં ઝાલે. ૭
ઘર સંસાર તે રે, રાજ્ય ચલાવા જેવું જાણો;
પ્રધાન છો તમે રે, એવું સ્નેહ ચિતમાં આણો. ૮
મદદ કરો તમે રે, હમેશાં કામ તમારૂં જાણી;
ફરજ અદા કરો રે, શીખી સુવિધા એની ચાણી. ૯
સોંપી સ્વામીની રે, સાથે હરનિશ એની રે'વું;
કડવું કથન કદી રે, એની તેને મુખથી ન કે'વું. ૧૦
રસ્તો જો કદી રે, આડો પકડે અણસમજણથી;
તુરત તમે કહો રે, મીઠે વચને શુભ સમજણથી. ૧૧
દુ:ખરોગ સદા રે, ધીરજ ધરિને સાથે રે'વું;
સુખ જેમ ઉપજે રે, એ રીતે સમજણથી કેવું. ૧૨
કડવું તો કદી રે, કથવું નહીં કથન નિજ મુખથી;
કંથનિ સાથમાં રે, સામિલ રે'વું સુખ કે દુ:ખથી. ૧૩
સાગર સંસારમા રે, હમેશા નાગર થઇને વસવું;
ગાગર થઇ કદી રે, ઉરે ઝલકાઇ નર આધું ખસવું. ૧૪
સનમત્રો સમુ રે, વસવું વા'લથી સ્વામી સાથે;
નગારાની પડે રે, ભાંગી પડવું નહિ કદિ માથે. ૧૫
કિર્તી મેળવો રે, મરદને મદદ દઇને એની; ૧૬

પછિ સંસારમાં રે; કહોને રે'શે પીડાએની. ૧૬
ધરમ છે મિત્રનો રે, મદદ ગ્નેહીને સ્નેહે કરવી;
સુખ ઉજાવવું રે, દુખ દોરી નિજ માથે ધરવી. ૧૭
સોબત એવીથી રે, હમેશાં સહિ પતિ સુખિ થાશે;
એની ગેહ્રથી રે, દુઃખ દુનિઆનાં દુર ખશી જાશે. ૧૮
તરશો એ થકી રે; સેંજે ભવસાગર આ બારે;
લાભ થશે ઘણો રે; દુનિઆં ઘણાં કહિ પોકારે. ૧૯
વિનતી ધ્યાનમાં રે, લલ્લુની બેની નિત્ય ધરજ્યો;
ફરજ ગણી સદા રે, મદદ મરદને સ્નેહે કરજ્યો. ૨૦

## હુન્નર શીખવા વિષે.

### ગરબી ૨૪.

" મોહન વિરા મોકલોને મોશાળાં " એ રાગ.

શાંતી ધારી હુંનર શીખો શાણી બેની, શુભ કામમાં આડચણ શેની. શાંતી. ટેક.
હુશીઆરી હુન્નરથી વધે છે, એવી કહેવત આજ બધે છે. શાંતી. ૧
શીખો શીવણું તમે સારી રીતે, ભરવા ભરત શીખો શાણી પ્રીતે; શાંતી. ૨
એથી અસ્તરીમાં થાશે કમાઇ, વાહ વાહ કહે ખાઇ બાઇ. શાંતી. ૩
ચિત નિત્યે હુન્નર માંહી રાખો, તેનો સ્વાદ સરસ છે તે ચાખો; શાંતી. ૪
રાખી હીંમત મંડો તે માંહી, છોડો હીંમત કદી ન શાણી બાઇ. શાંતી. ૫
મેહેનત ખાલી ન જાય કદાપી, એવી કહેવત જગમાં વ્યાપી; શાંતી. ૬
તમ સરખીના દાખલા દેખી, શીખો સ્નેહે ફરજ નિજ લેખી; શાંતી. ૭
હુન્નર કામ અતીશય આવે, કલ્પ વૃક્ષ આ વિશ્વમાં કહાવે; શાંતી. ૮
જ્યારે માગે ત્યારે ફળ આપે, કલ્પ વૃક્ષને કો' કોણ ના કે'. શાંતી. ૯
એવો ગુણ જો હુન્નરને શાણી, માટે શીખો ઉલટ ઉર આણી; શાંતી. ૧૦
જાશો જ્યાં ત્યાં મળશે તમને માન, આવડત વિણુ પશુની સમાન. શાંતી. ૧૧
આપે શીખી બીજીને શીખાવો, કોટ કિર્તિ જગમાં ચણાવો; શાંતી. ૧૨
ભાવે ભરત ભરો ભપકાળાં, ચિત્રો શીખો ચતુરાં રૂપાળાં. શાંતી. ૧૩
શિવો કપડાં બાળકનાં રે શાણી, ઘરમાં ફરજ એ આપની જાણી; શાંતી. ૧૪
કામે કંઇ મફત કયમ ખાઇયે; કાંઇ ઉપયોગી ઘરમાંહી થાઇયે. શાંતી. ૧૫
હોંશ ધારી ઘર કામ સહુ કરવું, ધારી ખોટી મોટપ નવ ફરવું; શાંતી. ૧૬
ધંધા વીણુ ફરતી શીખે ફેલ, જેમ રઝળે આકેશા બેલ. શાંતી. ૧૭

રાગ કઇક ગંધી નવ જાણે, પતિને જેવું તેવું દે પસરો; શાંતી. ૧૮
નાથ શાંસાનું કહે તો ખીજેછે, બેસી રે'વાની વાતે રીઝેછે. શાંતી. ૧૯
શીખ દે કો તો વિખ જેવી લાગે, આળસ કં' તો વડબાડ જાગે. શાંતી ૨૦
એવી આળસુ અંગના હોય, તેની મંગન નવ કરો કોય; શાંતી ૨૧
આળસ અનીતીમાં ફસાવે, જેને યાદ ઉદ્યોગ ન આવે. શાંતી ૨૨
નીચું કાર્ય કીધે મોઢું, કહે ઉદ્યોગમાં કોણ ખોટું; શાંતી. ૨૩
એથી તમને જગતમા માન, વળી રીઝશે શ્રી ભગવાન. શાંતી ૨૪
સ્નેહ સાહેલીઓને બોલાવી, કરો કાંઈક હુનર શીખાવી; શાંતી. ૨૫
ભણી ઝટ બનો બા'દુર બાઇ, કરો દેશની કંઇ મરસાઇ. શાંતી. ૨૬
દયા દેશ તણી કંઇક ધારો, શિખવા હુનરશાળામાં પધારો; શાંતી. ૨૭
હુન્નર શીખી ઉદય ઝટ કરજ્યો, લખ્યુ વિનતી ધ્યાને બેની ધરજ્યો. શાંતી. ૨૮

## વિનય વિષે.

### ગરબી. ૨૫

" રાગ ભોજા ભગતના ચાબકાનો "

શણગાર વિનયનો કેરો, બેની શણગાર વિનયનો કરો;
લ્યો સુખનો અનુભવ ખરો, બેની૰ ટેક.
વિશ્વ વિષે સુખ મળે વિનયથી, જાણો નારી નરો;
વિનયવિના જાણો વસુધામાં, પ્રાણીને પામરો. બે. ૧
રીસ ન ધારી કોને લડવું, એવું ધ્યાને ધરો;
મન વશે એથી મનુષ્યોમાં, રીત એવી આદરો. બે. ૨
કડવું કથન કે'વું નહિ કોને, દઢ નિશ્ચય એ કરો;
લડવું નહિ કો સાથે જગમાં, પક્ષપાત પરહરો. બે. ૩
કડવું કથન કદિ કોઇ કહે તો, ખેદ ન પામો ખરો;
રીસ હૃદયમાં જરા ન લાવો, ક્ષમા તેનીપર ધરો. બે. ૪
પાડોશી સાથે કો દહાડો, કલેશ લેશ નવ કરો;
હળીમળી હેતે રો' હરતીશ, સંપ સુયશ સંધરો. બે. ૫
સંપ કુટુંબની સાથે રાખો, માંહે લડી નવ મરો;
કુસંપથી કલ્યાણ ન થાશે, મૂરખ મહિમાં ઠરો. બે. ૬
જેમ બને તેમ વિનય ધરીને, થઈ એકઠા ફરો;
વિનયથકી આ વિશ્વ વિષે છે, ખરો સુખનો ઝરો. બે. ૭

પતિ ઉપર અતિ વા'લ ધરીને, ભક્તિ ભાવે ક્હે'ા;
ક્દિ કડવાં બે કથન કહે પણ, ઉર ન ધરો ખરખરો. બે. ૮
પતિ નાખુશ જે થાય રીતથી, તે રીતી પરહરો;
વ્હાલ ધરી મીઠાં વચનો વદિ, પ્રીતિ સંપાદન કરો. બે. ૯
વિનય વિષે ઉત્તમ ગુણ માટે વધુ વિનય સંઘરો;
ભાવ ધરી લલ્લુની વિનતી, ધ્યાને બેની ધરો. બે. ૧૦

## સ્વામી સાથે શી રીતે વર્તવું.

### ગરબી ૨૬

"માતા કિર્તીકા પૂજે રે કુકરી ક્યાં ગઇ રે" એ રાગ.

બેની શિખ આપું તે ધ્યાને તમે ધારજ્યો રે;
એથી અગણિત તમને અવનીમા છે માન,
મારી વા'લી બેની વીનતી રે. ટેક.
શાણી એવી સુખી થાશો સંસારમાં રે;
કો નવ કરશે કો દી આપતણું અપમાન. મારી ૧
બેની સ્વામીને તો પ્યારો ગણજો પ્રાણથી રે,
શાણી કો દિ ન એને કે'વું કડવું કે'ણ. મા૦
સ્નેહે સ્વામી તણી સેવા કરવી સર્વદા રે,
એ છે પ્રતિદિન તમને દુનિઆમાં સુખદેણ. મા૦ ૨
સંપી ચાલવું હમેશાં સ્વામી સાથમાં રે,
કો દિન કોપીને કરવો નહિ કલેશ; મા૦
શાંતી રાખી સદા બોલ બધા સાંખીયે રે,
કો દી સ્વામી સામું વદિયે નહિ લેશ. મા૦ ૩
કદી ક્રોધ ધરી કંથ કડવું કહે રે,
તોય તેને ગણવું અમૃત સમાન; મા૦
કંથ કથનની રીસ ન ચડાવવી રે,
ગોરી ગણજ્યો એને અતી ગુણવાન. મા૦ ૪
કો દી વાંક વધુ સ્વામીનો સંસારમા રે,
તોય ક્રોધ કરીને એને ના કે'વાય; મા૦
વાત વા'લ ધરી કરવી એની આગળે રે,
જેથી સમજણ પામે સ્વામીજી સદાય. મા૦ ૫

પતી હુકમ કરે તે પ્રીતે પાળવો રે,
વાર તેમાં ન લગાડો તન ભાર; મા૦
પડે મુખમાથી કે કામ તુર્ત તે કરેરે,
એથી નાથ દેશે સારો સતકાર. મા૦ ૬

બહુ બોલવાની ટેવ ન રાખવી રે,
વિચાર્યા વિણ કોદી વદવું ન વેણ; મા૦
કંથને જો મારું કથનથી લાગશે રે,
તો તે તમને અતી દુખ દેણ. મા૦ ૭

સગાં સાસરીઆનાં સાથે સારી રીતથી રે,
મીઠા વચન વદિને કરેવી મુખથી વાત; મા૦
કોદી તેની સાથે લડવું નહિ ક્રોધથી રે,
નહિતર સાસરીઆમા ગણાશો કજાત. મા૦ ૮

કઇક ક્રોધી નારી સહુ સામે બહુ લડે રે,
અંતર વીચારે નહિ બહુ કરે બકવાદ; મા૦
તેનો તોલ તુરત કરે છે સહુ માણસો રે,
માટે કોની સાથે કરવો નહિ વિખવાદ. મા૦ ૯

શક્તિ સ્વામીની પ્રમાણે નિત્યે ચાલવું રે,
મોટા મનુષ્ય તણો નવ કરવો કો દી વાદ; મા૦
સ્વામી હોય ગરિબ તે શ્રીમંત કૃપાથી બને રે,
નિત્યે અંતરમા એ રાખી લેવું યાદ. મા૦ ૧૦

ઘરેણાને માટે ઘરમાં લડવું નહિ રે,
ઘરેણામા શોભા ગણવી નહિ લેશ; મા૦
સાચી શોભા છે શિયળ વ્રત પાળવે રે,
બીજી શોભા સ્વામી આજ્ઞા પાળો બેશ. મા૦ ૧૧

નીજ પતીથી બીજાને રૂડા જોઇને રે,
અંતરમા નવ કરવો કો દીને વિકાર; મા૦
પ્રભુ તુલ્ય માગે પ્રાણેશ આ પૃથ્વીમાં રે,
એનો અંતરમાહી રાખવો વિચાર. મા૦ ૧૨

લોભ લાલચમા કદી લપટો નહિ રે,
ઉરમા ઇશ્વર કેરી રાખી બેની બીક; મા૦
સાચી દાનતથી ઇશ્વર સર્વે આપશે રે;

પ્રભુ રાખશે રાજી થઈ તમને ટીક. મા૦ ૧૩
આવું સગપણું સ્વામીનું સંસારમાં રે,
એથી અગનાને કો નથી અધીક; મા૦
લલુ સ્વામી સાથે સંપી નિત્યે ચાલજ્યો રે,
બેની પરમેશ્વરની અંતર રાખી બીક. મા૦ ૧૪

## સાસરે જતી દીકરીને માતાની શિખામણ.

ગરબી ૨૭

"આછા ઘુંઘટ તે વહુને વાલેરા લાગે" એ રાગ

સાસર શાણી તારે ચાલવું સમજી,
સાસુ સસરાની સંપાદન કરવી મરજી;
વિનાથી કરવી હાલી અરજી હો દીકરી. સાસરે. ટેક ૧
આજ્ઞાને અનુસરીને કામજ કરવું,
સ્વતંત્ર કરતાં તારે દિલમાહિ ડરવું;
ધરવું ન કામ ચિતમાં ધરવુ હો દીકરી. સાસરે. ૨
આજ સુધી તું તો અહીંયાં પોશાણી,
માતા પીતાએ તારી છોકરમત જાણી;
પણ સાસરે ચાલું ઘટે શાણી હો દીકરી. સાસરે. ૩
ગુન્હો નજીવો અમે માફજ કરતાં,
દિકરી જાણીને શિક્ષા કરવાથી ડરતાં;
ઠપકો સુધરવાને ઉચરતાં હો દીકરી. સાસરે. ૪
કડવું વચન સેવું શાંતીથી શાણી,
વદવું ન સામું અંતર અહંકાર આણી;
નહિતર જિવતરે છે ધુળધાણી હો દીકરી. સાસરે. ૫
સાસરીયામાં કામ શુભ રીતે કરવું,
ભૂલી ન બગડે કામ એવું આદરવું;
રખે બગડે એમ દિલમાં ડરવું હો દીકરી. સાસરે. ૬
પ્રીતી પ્રીતેથી રાખે જેમ તું ઘર એ,
કડવું કથન કથતાં દિલમાં ડરજે;
કાનજના કો દી કુંઈ કરજે હો દીકરી. સાસરે. ૭
દેરાણી જેઠાણીથી સંપીને રેવું,
બદવા લાયક કોઇ વચન ન કેવું;

સેવું કો ઓરે જેવું તેવું હો દીકરી.                સાસરે. ૮
ગંભીર થઇને ગુણવાળી ગણાજે,
લાઇ ટંટાથી ડરિને વેગળા થાજે;
સદ્‌ગુણ શાનીથી શાણી સાંજે હો દીકરી.                સાસરે. ૯
પતિથી અધીક બીજું ગણિશમાં ક્યારે,
કરજે તુરત કામ મુખ જે ઉચારે;
હુકમમા રેવું લાયક તારે હો દીકરી.                સાસરે ૧૦
ઉછાંછળી થઇને કોઇ વારે,
ઉચ્ચાર કરીશમાં સામો લગારે;
ક્રોધ કરે જો કંઇ ક્યારે હો દીકરી.                સાસરે. ૧૧
સ્વામી વૃત્તીને રોજ અનુકુળ રેવું,
પુજ્ય ગણીને વચન હલકું ન કેવું;
ના ખુશીનું ન કારણ દેવું હો દીકરી.                સાસરે. ૧૨
સંસાર સમુદ્રમાં નાવીક એ છે,
તેને શીરે તું થી બોજ વધુ છે,
તેનો મદદગાર તું છે હો દીકરી.                સાસરે. ૧૩
અમે અત્યાર સુધી લઇને પાળી;
પરણ્યા પછી છે સાસરીયે વળાવી;
ભરથારને છે ભળાવી હો દીકરી.                સાસરે ૧૪
તેને સુખે દુઃખે તારે રીઝાવું,
એની ઇચ્છાને આધિન આખો ભવ થાવું;
સારું સતીમાં તેનું ચહાવું હો દીકરી.                સાસરે. ૧૫
સ્વામીની સાથે કદી કજિયો ના કરવો,
બોલ કદાપી ભૂંડો મુખ ના ઉચરવો;
સાગર સંસાર સાથે તરવો હો દીકરી.                સાસરે. ૧૬
કજિયાળીમાં ન ખપવું કથની જોડે,
આભૂષણો ન માગો અવરની હોડે;
અઘટિત લાલચ સ્નેહ તોડે હો દીકરી.                સાસરે. ૧૭
અવરનું સારું જોઇ ધરમા ન લડવું,
ઝનુનમાં કંકાસણી થઇને ન ચડવું,

પતિનું ગજું ગુણી થઇ ગણવું હો દીકરી. સાસરે. ૧૮
પાડોશી સાથે પ્રીતી રાખવી સારી,
વાણી ઉચ્ચારવી મીઠાશ વાળી;
જે રીતે કિર્તી વધે તારી હો દીકરી. સાસરે. ૧૯
અમારે શિખ આપીને છેટે રે રે'વું,
સુખ દુખ સારૂં નરસું છે તારે સે'વું;
લલ્લુની શિખને અનુસરિ રે'વું હો દીકરી. સાસરે. ૩૦

## સાત વાર વિષે.

### ગરબી. ૨૮

" રમવા આવોને રે, નવો તો નંદજીની આણ;
રમવા આવોને રે. " એ રાગ.

આપુ શીખામણ સાર, શાણી સમજોને રે,
છે તમારી હીતકાર, શાણી સમજોને રે;
દુખ નહિ દેખો લગાર, શાણી સમજોને રે. ટેક.

સોમવારે સખી પતિને ભજવો, દુરગુણ દીલ થકી એની તજવો;
સુનીતીનો શણગાર સજવો. શાણી૦ ૧
મંગળવારે ધ્યાન ધરીને, પ્રીતે પ્રભૂને પ્રણામ કરીને;
ભક્તિ તેનીમાં ફરીને. શાણી૦ ૨
બુધવારે વિદ્યા ભણી બુધ થાવું, શિખવા સુવિદ્યા નિશાળમાં જાવું;
વિદ્યાનું અમ્રત ખાવું. શાણી૦ ૩
ગુરૂવારે શિક્ષા ગુરૂની માનો, ભણવા માંડો સહૂ ભેદ વિદ્યાનો;
સુખ તેમાં સહૂ જાણો. શાણી૦ ૪
શુક્રવારે સેવા સ્વામીની કરવી, સાસુની આજ્ઞા શિરપર ધરવી;
સસરાની શિખ માનો ગરવી. શાણી૦ ૫
શનીવારે સ્નેહ નણંદીશું કરવો, દુખ લાગે એવો ન બોલ ઉચરવો;
સંસાર સાગર તરવો. શાણી૦ ૬
આતવારે ઉર ચોખ્ખું કરીને, નિત્ય અનીતીથી રે'વું ડરીને;
સંસાર નાવે ફરીને. શાણી૦ ૭
સાત વારે એમ સ્નેહથી કરવું, સુખિ જનો થાય એ કૃત્ય આદરવું;
લલ્લુ વચન કાને ધરવું. શાણી૦ ૮

## પંદર તિથી વિષે.

### ગરબી. ૨૯

" હરીજન સાચારે જે ઉરમાં હીંમત રાખે " એ રાગ.

પડવે પ્રીતી રે, પરમાત્મા ઉપર ધારો,
ધારો ધ્યાને રે, શક્તી વિભુતણી વિચારો;
ચાગે ચરજો રે, નીતીનો નિયમ પ્રમાણે,
માણે તે સુખ રે, જગ કરતાને જે જાણે. ૧

બીજે બીજી રે, વાતો તજિદેવી કાલી;
વા'લી કરવી રે, નીતી ચતુરાએ ચાલી.
કાલી કારજ રે, તજિ દેવો તનથી ત્યાગો;
વળગો વા'લે રે, આળસમાં ગાળો ન પળ કો. ૨

ત્રિજે ત્રિયાને રે, પતીવ્રત પર ધરવી પ્રીતે;
રીતી રૂડીએ, રાખીને તજવી અનીતી.
નીતી નિયમ રે, સ્વામીની સેવા કરવી;
વરવી વાતો રે, કોની કાને નવ ધરવી. ૩

ચોથે સ્વામી રે, સમ અદકું નથિ કો આંહીં;
જ્યાંહીં સુખ છે રે, [1]મહિલાને પતિવ્રત માંહી.
આહી શાણી રે, રામા નિજનાથ રિઝાવો;
આવો અવસર રે, ગોરી એળે ન ગુમાવો. ૪

પાંચમે પતિને રે, પ્રભુ સમ જાણીને પ્રીતે;
હીને વસજ્યો રે, વસુધામાં વા'લી રીતે.
ચિત્તે વા'લજ રે, સ્વામીનું કદી નથિ મળતું;
મળતું ભાવે રે, શુભ વચને વા'લજ વળતું. ૫

છઠે શાણી રે, શોભા પતિજનમાં સારી;
ધારી ધ્યાને રે, શિક્ષા હિતકારી સારી.
કારો કરારી રે, કટુ વચનોની નવ ધારો;
ધારો ન ધાંધલ રે, કંકાસી કુટેવ સુધારો. ૬

સાતમે શોભા રે, સાસુ સસરાની સાથે;
સંપે વસજ્યો રે, શીખ ધારી, કહિ જે નાથે.

---

1 સ્ત્રી.

હાથે કરિને રે, દારા દુખડાં નવ વેરો;
સંતોષી થઇ રે, રહો તો સુખ આરો ઓરો. ૭

આઠમે અદકું રે, સ્વામીથી છે નવ કોઇ;
જોઇ જગમાં રે, રેવું દુખી થાય ન કોઇ.
રોઇ રખા રે, સ્વામીને નવ સંતાપો,
તાપો હરિને રે, સુખશાંતી શરિરે આપો. ૮

નોમે નારી રે, વચનો વદિ મધુર મુખેથી,
જેથી જગમાં રે, નરનારી રહો સુખેથી;
વચનો વાલે રે, પટદાને પત્ની પાળો,
ટાળો તનનો રે, અહંકાર અતિ દુખવાળો. ૯

દશમે દિલમાં રે, સાસરીયાપર શુભ પ્રીતી,
ભોતી તજીને રે, ચિત્તમાં ધરવીજ પ્રતીતી;
વીતી વાતો રે, ઉરમાં ફરીને નવ આણો,
ટાળો તનથી રે, જરી દુખ દિલમાં નવ જાણો. ૧૦

એકાદશી ઉત્તમ રે, ઉરના સહુ ક્રોધ શમાવો,
સા'વો સંપજ રે, લક્ષનાં લેવા શુભ લા'વો;
લા'વો લેવા રે, સુખ આપી સાસરીયાંને,
મીઠા મેવા રે, સાસરીયાં વચને માને, ૧૧

બારશે બાળી રે, કદિ શણગારોને સારૂ,
નવ સંતાપો રે, સ્વામીને જાણી નઠારૂં;
વારૂ વિત્તજ રે, કદિ હોય નહિ પતિ પાસે,
રહેશે એથીરે, ઉરમાં નિજ નાથ ઉદાસે. ૧૨

તેરશે તરૂણી રે, સંતોષ ધરી સ્વામીને,
રહો ઘરમાંહી રે, પૂરણ સુખડાં પામીને;
ગૌરી ગ.જાથી રે, અદકું નવ કારજ કે'વું,
એવું સુખ દુખ રે, શાંતી રાખીને સે'વું. ૧૩

ચૌદશે ચતુરાં રે, ક્યાંથી બને કંથ શ્રીવાળો,
વાળો ન મોઢું રે, અન્યના શણગાર નિહાળો;
ટાળો તનથી રે, સહુ તોર તરૂણિ તોફાની,
ફાની દુનિયાં રે, મરી જાવું એમન આ રી. ૧૪

પુનમે પ્યારી રે, પતિનું સુખ ચિતમાં આવું
આવ્યું દુખ રે, ઓછું કરવા સજ થવું;
પંદર તીથી રે, પૂરણુ સુખવાળી જાણો,
લલ્લુની શીખ રે, વાંચી અંતરમાં આણો. ૧૫

## બાર માસ વિષે.

### ગરબી ૩૦

'શું કીજે સહિયર શું કીજે, દોહ્યલા દહાડા કેમ જાય, મારી સજની એના એગાઇ"
કારતક માસે ખુબી કરતારની, શાણી અંતરમાં ઉતાર, મારી બેની.
ઉત્પતી સ્થીતી અને લય પામે, જેની ઇચ્છાથી સંસાર; મારી બેની,
એ અવીનાશીયે અક્કલ આપી, તરવા આ સંસાર. મારી બેની,
તો શાને ભૂલી ભટકી આ ભવમાં, એજ ખૂબે અવનાર, મારી બેની. ૧
માગશરે આશા છે મહા પિતાની, વિદ્યા ભણી થા વિદ્વાન, મારી બેની,
તજજે નઠારી છે ટેવ તુજ તનમાં, મનમા ખોટું ન ધર માન, મારી બેની
મનુષ્ય જાતીનું ભલું કરવાને, સરજાવી છે આ સંસાર; મારી બેની.
શાને ભૂલે ભુંડી આળસુ થઇને, ધર્મ મારો ચિત ધાર, મારી બેની. ૨
પોષ માસે પરવશ કાં અજ્ઞાને, બેડીમાં ગઇ શું બંધાઇ, મારી બેની.
જ્ઞાન ગતી ગ્રહી તોડજે બંધન, વિદ્યાને વાંહથી સાહી મારી બેની;
પોતા જેવી બીજીને દેખી દુખમાં, અંતર કરજે વિચાર મારી બેની. ૩
માહા માસે માહુની તુજ મનમાં, દેશ સ્થિતિ જો વિચાર; મારી બેની.
તુંથી થતી પ્રજા કેવી દુખી છે, છે ન જો તુજ સુવીચાર, મારી બેની.
વૃક્ષને વિધા [1]વારી નથી પાયું, ફળ તેનાં નબળાં નિરધાર, મારી બેની.
તારે અજ્ઞાનેથી [2]અર્ભકો તારાં, ખાસા બનેછે ખુવાર, મારી બેની. ૪
ફાગણુ માંહી ફેંગટ કાં ગુમાવે, હાંસલ કરિયું હરામ; મારી બેની.
વીંટાઇ રહિ શાને વેવલી વાતે, લેશ કર્યું નહિ કામ. મારી બેની.
નીતીવાળી તે પ્રજા નથી કીધી, દેશની દિલમાં ન દાઝ, મારી બેની.
દેશતણું ભર દરિઆમા ડોલે, તારા અજ્ઞાનથી [3]ઝાઝ. મારી બેની. ૫
ચૈત્રમાં ચતુરાં થઇ શાને ચૂકે, ચતુરાઇનો દે ચિતાર; મારી બેની.
અર્ભક અંતરમાં તું સમાગમે, પ્રગટે સદા સુવિચાર, મારી બેની.
દેશની દાઝ જાગે એના દિલમાં, શીખે વિદ્યાથી વિવેક; મારી બેની.

---

૧ પાણી. ૨ છોકરાં. ૩ વહાણુ.

વેશી બની બાળકો આથડે ના, તનની ગુમાવીને ટેક. મારી બેની. ૬
વેશાદે વા'લ ૧વપૂમાં ધરીને, સદગુણ ચિત્તમાં ઉતાર; મારી બેની.
જેમ બને ઝટ બાળ વિવેકી, તોછડાં નહિ તલભાર. મારી બેની.
અવિવેકી બાળથી અવનીમાં તુજને, આખર છે અપમાન, મારી બેની.
ડાહપણ તારૂં તેના દિલમાં ધર, જારી તછને ગુમાન, મારી બેની. ૭
જોડે સદા જશ લેવું જગતમાં, સિદ્ધ કરી શુભ કામ. મારી બેની.
દુષ્ટતાથી દુર રહે જે ડરીને, તજાવે તું તોર તમામ મારી બેની.
સત સગનો રંગ અંગ લગાડી, બાડી તું બન મસ્તાન; મારી બેની.
લાભ દે રૂડો બીજી લલનાને, ૨મહિમાં તું મેળવ માન; મારી બેની. ૮
અપાડે આથી ભાજે અનીતીથી, નીતી ૩પીયુષ કર પાન. મારી બેની;
કાંટો અનીતીનો કાઢ કજેથી, ૪ભારતીથી લઇ ભાન; મારી બેની
નાણાં છે નીચ નીતી રીતી ઉંચી, સમજજે આ સંસાર. મારી બેની.
નીતી વિના ધર્મ રીતીકે ઢોંગી, સમજ શાણી વાર વાર; મારી બેની. ૯
શ્રાવણમાં સ્ત્રીપતિ શોધવાને, ભૂલીને કાં ભટકાય. મારી બેની.
સ્વામીરૂપી પસેનૂ છે તે જડવાનો, કાં અરણ્યે અથડાય ? મારી બેની.
સંપસાહી સ્વામી સાથે નીતીથી, જો પ્રભૂ નથી દુર; મારી બેની.
ગગા ગઈ દુરગુણના તજ્યા તો, જોખમ જગમા જરૂર. મારી બેની. ૧૦
ભાદરવે ભવ્ય ભરત ભૂમીમાં, ભામની ભણતર હીણ; મારી બેની.
એથી પ્રજામાં અજ્ઞાન અધિક છે, દેશ દુખી ગતીદિન. મારી બેની.
પરતંત્ર પરદેશી હાથે બન્યો તે, ચૂક તમારી સદાય; મારી બેની.
થડ મજબૂતીથી વૃક્ષ ઉગે ના, છો વાવરો ૫ પૂ વા'ય. મારી બેની.
આસો માસે આર્યોદય થવા આપું, શીખ શાણી ધરો ધ્યાન.
સંપસાહી નીતી રીતીથી ચાલો, ગુણિયલ થઇ ગ્રહો જ્ઞાન; મારી બેની.
દેશની દાઝ દાહી દીલધારો, બાળ કરો બહાદુર. મારી બેની.
લલ્લુ લાયક લલના જો બને તો, આર્ય ઉદય નથી દુર; મારી બેની. ૧૨

## પ્રતિવ્રત પાળવા વિષે.

### ગરબી ૩૧.

" સુણો શામળા હું તુજ માટે ઘેલી થઇ જો " એ રાગ.

પતિવ્રત બેન પ્રીત ચકી પાળજ્યો જો;

---

૧ શરીર ૨ પૃથ્વિ. ૩ અમૃત. ૪ વિદ્યા. ૫ પાજસડક.

દુ૨ સતી બાઇ દૂર નિય ટાળજો જો પતી૦ ૨૬.
આજ્ઞા અહર્નીશ પતી તણી પાળવી જો,
કદી ઉર થકી એ નહિ વીસારવી જો પતી૦ ૨
શુભ ચાલથી નિજ નાથને રીઝાવવો જો,
દુષ્ટ ચાલ મહી કથ ન ખોજાવવો જો પતી૦ ૩
સેવા કરવી સ્વામી તણી સ્નેહથી જો
ટંટા કલેશો દુર નાખ બેની ગેહથી જો પતી૦ ૪
વચન મિષ્ટ વદી વ્હાલ ઉપજાવવુ જો,
રીઝે તે રિતે નીતીથી મન રીઝાવવુ જો પતી૦ ૫
સ્નેહ રાખવો સબંધી સાથમા અતી જો
એથી ટળશે શિર થકી બધી વિપત્તી જો પતી૦ ૬
ભલા દાખલા બનેલ યાદ આણીને જો,
પછી પતિ તણા મહત્વો પિછાનીએ જો પતી૦ ૭
સતી સીતા આદી સર્વ થઇ જે સતી જો,
વેઠી કથ સાથ વશી વડી વિપત્તી જો. પતી૩ ૮
હૃદય વજ્ર કરી વાત ઉરે ધારીયે જો,
ચિત્તેથી સ્વામિ ભક્તિ ના વિસારીય જો પતી૦ ૯
એથી મળશે અધીક માન મહિ વિષે જો,
દુષ્ટ વાસના દિલેથી દુર ખશી જશે જો પતી૦ ૧૦
એના લાભ છે અથાગ પતી ભક્તિમાં જો,
કામ સેલ છે તમારી બેન શક્તિમા જો પતી૦ ૧૧
ભલો ભાવ ભરથાર પરે રાખીયે જો,
દુટ વચન મ્હી તેહને ન ભાખીયે જો પતી૦ ૧૨
સ્વામી સેવનાથી સુખ મળેછે સ્વર્ગમા જો,
એવી વાતો વદાય પંડિત વર્ગમા જો પતી૦ ૧૩
એથી લાભ છે વિશેષ તે વિચારજ્યો જો,
લઘુ વચનો પ્રીતેથી ઉરે ધરજો જો પતી૦ ૧૪

## સ્ત્રી શિક્ષા

### ગરબો ૩૨.

" શિવજી બિરાજે છે, નૃય આદે સગીત નાદ" એ રાગ.

રાગી શું સાજણ કાન, આ શીમ મારી,

તજ તનનું અભિમાન, નાદાન થામાં તું નારી. ટેક.
આવી સંસાર ભૂલી ભવ્યતામાં, કાં અરપણે આયડાય; આ શીખ.
પૂર્વે તણું ફળ લઇ અહીં આવી, કાં શોચ કર ચિતમાંય; આ શીખ.
શાને સંતાપે કુવચન વદીને, પાપની બાંધ કાં પાળ. આ શીખ.
દુષ્કર્મમાં સુખ કોઇએ ન દીઠું, દીઠું તો આળ પંપાળ; આ શીખ.
શિર જોને સૃષ્ટિ પતિનો સદા ભય, મરણે નથી છૂટકાર; આ શીખ.
નીચ જનમ લેવા કામ નીચાંથી, પામવું દુખ પારાવાર. આ શીખ.
શો શણગારમાં પ્યાર ધરે તું, દાસો છે સ્થુળને ભાર; આ શીખ.
ન મળે બળે જીવ, દુઃખ અવરને, ભુંડાં લાગો ભરથાર. આ શીખ.
સ્વાદ સૂખડિનો શો છે? આભૂષણુમાં, રૂપસુ કાં તું દેખાડ? આ શીખ.
મહા મૂલો મનખો મહિમાંને, વિત સાટે કાં વણુ સાટ? આ શીખ.
નાથનો નેહ નભાવવાની રીત, સત્ય તારો શણગાર; આ શીખ.
બેડી કેદી બરી ભાર આભરણનો, પતિપ્યાર વિણુ એ અંગ ર. આ શીખ.
શાને બીજાની શીખવણીથી બોલે, નાથને વચન નાદાન; આ શીખ.
ભોગવવું નથી દુઃખ અવરને, તું દુખનું છો નિશાન. આ શીખ.
સ્વાર્થ વિચાર સાંભળતાં અવર શિખ, અંતર પછીથી ઉતાર; આ શીખ.
કાંથા ઉતાવળી અણસમજુ બની, બગડે તારો સંસાર. આ શીખ.
કામ અવર તારે હાથે કરાવે, જોવા તારા બુરા હાલ; આ શીખ.
લસ્સુ બીજાને શું તારૂં બગાડતાં, ન્યાળે થયાં ગણી ન્યાલ. આ શીખ.

## છાજીયાં લેવા વિષે.

### ગરબી ૭૩

" ઓ અરદેશર, તારોરે ડંકો પે સુરત શે'રમાં " એ રાગ

શાણી બેની, ચોરે ચૌટે શાને લોછો છાજિયાં?
બંધુ બંધ કરો, લલના ના લલકારો રસ્તે રાજિયા.
કુટવાથી કાયામાં દુખ છે, વળિ આસ નઠારો નિંદક છે;
પણુ મતિહિનને મન મહા સુખ છે. શાણી. ૧
નર ફૂટી જાણે કો નારી, બીજી હસશે ફુવડ ધારી;
નથિ કંઇ જાણુતી કે' લલકારી. શાણી. ૨
સામું થાતાં નથિ આવડતું, ત્યમ ચાધુરૂં બોલિ મૂકે પડતું;
એ બધિઓને મન અણુગમતું. શાણી ૩

મરણે કૂટતી કૂદી કૂદી, હાંમલવિણુ જઇ હૈયાફૂટી;
એની તો દુનિઆં છે જૂદી. શાણી ૪
કુરતું છે પ્યારૂં નિજ મતમાં, બચપણથિ પડે એ ખટપટમાં;
એવરત અને ઓળાકતમાં. શાણી. ૫
શાળા કૂટયાની મંડાશે, ચોરે ચૌટે મળી કૂટાશે.
આવડતાં મનમાં મકલાશે. શાણી. ૬
શાળા શામાની વરસ દિને, કૂટનાને દાખલ શિશ કરે;
થઇ ગ્રેડયુએટ ગુમાન ધરે. શાણી. ૭
કો હોંશ ધરી કુટવા જાતી, પછિ હાંપણવાળી કેં'વાતી;
હૈયાફુટી છાતી રાતી. શાણી ૮
હળવે પડતાં કર મુખ ઉચરે, નથિ લહકું ભાગ્યું મરણ ખરે;
હાય હાય કરે ઉંચી ઉછળે. શાણી. ૯
જો કમ ફૂટે બીજી નારી, કહે પટેલ થઇ કો' પડકારી;
ઢરડી કાઢયાનિ ગતિ ધારી. શાણી. ૧૦
ફૂટયાથી સ્વર્ગ ન સાંપડતું, ગુજરેલું પાછું નથિ વળતું;
ખોટું શાને મૂકો પડતું. શાણી. ૧૧
ભીતર જેવું બેવું મરણું, તેનું અંતર અંદરથિ રડે;
કો' પાવઇને પનો શું ચડે. શાણી ૧૨
કુટનારી છે વિણુ મગપણુની, શું દાઝ ધરે એ અંતરની ?
આ પેલાઇ શી છે ઘરઘરની શાણી. ૧૩
કૂટયાથી દિલમાં દુખ થાતું, છાતીનું રૂધિર બગડી જાતું;
બાળક પય પી દરદી થાતું. શાણી. ૧૪
છુંદાશે નમ નક્કર મારે, ફરતું રૂધિર અટકે ત્યારે;
મરિ જાય અચાનક કો વારે. શાણી ૧૫
બાળહિણુ બાળક પય પીનામાં, પણુ મંતુનું સુખ કૂટવામાં!
બાળક મરતાં નાની વયમાં. શાણી. ૧૬
હમ થાય કૂટે કમ તો નિકળે, જમધામ જશે ન વિચાર ધરે;
લખ્યુ છે સત્ય મુખે ઉચરે. શાણી. ૧૭

## સામાન્ય બોધ.

" આવી મોટા ઘરની જાન વેવાઇઓ. " એ રાગ.

શીખ આપી ધારો ધ્યાન, શાણીઓ, મહિમાં પામો મોટું માન, શાણીઓ. ૧

વાંચી વિવેકે વિચારો, શાણીબા; ડુબતા દેશને તારો, શાણીબા. ૨
ચટકો લાગે કદી ચીત, શાણીબા; કડવું ઓસડ કરે હીત, શાણીબા. ૩
મતથી વિરૂદ્ધ કદાપી, શાણીબા, લાગે, જોજો ગુણ આપી, શાણીબા. ૪
જેનો તમેછો આધાર, શાણીબા; તેછે તમોથી ટદ્ધાર, શાણીબા. ૫
પણ ખશી કોરે ન બેસો, શાણીબા; અજ્ઞાનનિધિમાં ન પેસો, શાણીબા. ૬
તજ ઘો નહારી જે ટેવો, શાણીબા; સુકૃત કરી જશ લેવો, શાણીબા. ૭
ઓસડ કડવું આબાપ, શાણીબા; દે શીશુ હણવાને તાપ શાણીબા. ૮
છે કટુ પણ હીતકારી, શાણીબા; શીખ વિવેકે ઉચારી, શાણીબા. ૯
ઉઠો તજી અવીચાર, શાણીબા; દેશનો કરવા ઉદ્ધાર, શાણીબા. ૧૦
વ્હેમને આપે વીદારો, શાણીબા; શસ્ત્રવિદ્યા કર ધારો શાણીબા, . ૧૧
કાપતું કુમતીનું રાજ, શાણીબા; સુમતીનો શિર ધરો તાજ, શાણીબા. ૧૨
વાંચીને કરજો વિચાર, શાણીબા; ખોટું લાગે તલભાર, શાણીબા. ૧૩
તો તું વિચારીને જોજે, શાણીબા; સંશય મનડાનો ખોજે, શાણીબા ૧૪
દેશની ધરજે તું દાઝ, શાણીબા; તારવા કરજે ઇલાજ, શાણીબા. ૧૫
નાવીક સંસાર માંહીં, શાણીબા; તારાથી અવર છે નાહીં, શાણીબા. ૧૬
હોય નાવીક નઠોર, શાણીબા; વા'ણનું શું પછી જોર, શાણીબા. ૧૭
અભણ આર્યાવૃત માંહી, શાણીબા; બાળા સુકાન રહિ સાહી, શાણીબા. ૧૮
ભામની ભણતર હીન, શાણીબા; દેશદશા દીસે દીન, શાણીબા. ૧૯
સુધરવા આ શીખ સારી, શાણીબા; વધવા વિવેક ઉચ્ચારી, શાણીબા. ૨૦
અવસરે શીખ ન દઉં આજ, શાણીબા; લહુ લાખો ટકા લાજ, શાણીબા. ૨૧



## અર્પણ અત્રિકા.

### શેઠ ચાંપશી ભાઇ પરબત લધા. શ્રી મુંબઈ.

#### સવૈયા એકત્રીશા.

ભારતિ ઉપર ભાવ વધારે કવિતા વેલિપરે વધુ વ્હાલ,
દક્ષ તણાં પુસ્તક વાંચ્યાનો અંતર અતિશય છે ઉત્સાહ;
ભારતમાં કૂચાલ થકી જે વધતો રોજ વિરોધ જણાય,
સમજીને અંતરમાં સઘળું ચિતમાં તેને હણવા ચ્હાય. ૧

બાળલગ્નથી થતી ખરાબી બાળક શાં બનતાં બેહાલ,
નિર્બળ થાતા આર્ય તનુજન બળ બુદ્ધીમાં રહે પછાત;
પાપણ ન કરે પંડતણું ત્યાં પત્ની જઇ પરણાવે બાપ,
અવર ઓથથી ઉછરે અર્ભક એ જાણી ચિતમાં સંતાપ. ૨

બાપ થવાનો વખત ન આવે બચ્ચાં જેનો રખડે બા'ર,
તે ટાણે બાપો થઇ બેસે બાળ લગ્નથી નાનો બાળ;
પોષણ કરવાની નહિ શક્તી ત્યાં લાગે પત્નીનો પાસ,
શ્વાસો શ્વાસે જાય જીંદગી આખર થાતી પ્રજાવિનાશ. ૩

એ નુકશાની જાણો અંતર દેશ ઉન્નતી કયારે થાય,
એવી ચિત ચિંતવણિ હરનિશ યોજે ઘટતા સદા ઉપાય;
કવિતા વાંચ્યાનો નિજ અંતર નિરંતર નિરખું ઉત્સાહ,
વણિક ખરા વિદ્યા વેપારી એથી મુજ અંતર અતિ ભાવ. ૪

કચ્છ ઓશવાળનિ જ્ઞાતીમાં જન્મ ધર્યો ઉત્તમ કુળ માંય,
પરબત લધા તણા સપુત સુત ચાંપશી સુજનો ચિતચાય;
વ્યસન વિહતા તણું વધારે પુસ્તક વાંચન પર બહુ પ્યાર,
ગ્રંથ ખરચીને ગ્રંથ ખરીદે આશ્રય ગુણિજનને દેનાર. ૫

ભાવ ધર્યો મારી કવિતાપર સદા ધારતા શુદ્ધ વિચાર,
વ્હાલ અધિક મુજપર દર્શાવો પ્રતિદિન પૂરણ રાખી પ્યાર;
એમાં થવા અંગીત ઉમેરો અર્પુ મરૂં પુસ્તક આજ,
ચાંપશી શેઠ વધે મુજ મૈત્રી સ્વિકારશો નહિ પાડો નાજ. ૬

#### દોહરો.

સ્વચ્છ બુદ્ધિ સાદાઈ ચિત, ચારૂ નિત્ય ચરિત્ર;
આર્યોપદેશ ઉત્સાહથી, અર્પુ ચાંપશી મિત્ર. ૭

ઓઝા લલ્લુભાઈ કાળીદાસ.
ગ્રંથ કર્તા.

# आर्योपदेश.

## ઇશ્વર સ્તુતિ.

### ઉધોર ૭૬.

વંદુ હાથ જોડી નાથ, દિન[1] શિર નાથ સ્થાપો.
અખિને આપનો આધાર, સૃષ્ટિતણા સરજનહાર. ૧
સરવે સૃષ્ટિનો મહિમાય, નાથજિ આપથી સુહાય;
વિધ વિધ સકળ પામે સૂખ, રંચ ન દીલ તેને દુઃખ. ૨
એ સહુ આપનો પરતાપ, સહુ પ્રાણી તણા માબાપ;
સાક્ષી સર્વનો તું એક, ઠાલી ઠામ તુંયિ ન છેક. ૩
વ્યાપક વિશ્વમાં મહારાજ, સહુ પ્રાણી તણા શિરતાજ[2];
રક્ષા સકળની કરનાર, દિનનાં દુખ તું હરનાર. ૪
મરજી તારિ જો મા'રાજ, તો બગડે ન એકે કાજ;
અંધો થાય ચક્ષુવાન, મુંગો થાય મહાવિદવાન. ૫
પંગૂ પર્વતે ચડિ જાય, ગુંગો ગાન સરવે ગાય;
કદ્રુપ થાય કામ સમાન, જો તું મે'ર કર ભગવાન. ૬
કરૂણા તારિ છેજ સમર્થ, એ વિણુ એક ન સરે અર્થ
દિનને શિર ઢળે નિત છત્ર, આગ્યા વિણુ ન ચાલે પત્ર. ૭
કોટી[3] ભાનુના કરનાર, વિનતી ધ્યાન મારીધાર;
અમૃત દ્રષ્ટી કરજો નાથ, મુજ શિર નાથ થાપો હાથ. ૮
આર્યાવૃત તણું અખિલેશ, કરવા તાત ધારો મેશ;
જેથી દેશિ સુખિયા થાય, મન કદિ તે નહીં મુંઝાય. ૧૦
એવી કર કૃપા જો તાત, સાંભળ દીન જાણી વાત,
મારા દેશીઓ દુખ માંહિં, ડૂબેલા દિસે જ્યાં ત્યાંય ૧૦
થાતા વ્હેમના શીકાર, ખાતે સર્વે થાય ખુવાર;
વે'મ સમુદ્ર માંહિં તણાય, તેને કોણુ લેવા ધાય. ૧૧
બાળ્યાં બાળલગ્ને બાળ, આપ્યો [1]કારમ્યો તો કાળ;

---

૧ રંક. ૨ મુગટ. ૩ સૂર્ય.

ચિતમાં સુણી ઉડે જ્વાળ, રાખ્યો ઝાલિ [૨]વિપત્તર [૩]વ્યાલ. ૧૨
કરડે પ્રાણુ પળમાં જાય, તોયે દોડિ તેને સ્હાય;
હાથે કરીને હેરાન, બાળ બનાવિયા બે ભાન. ૧૩
દિલ તેની દયા નહિલેશ, ફફળે તેથી આખો દેશ;
કાચી કેરિ વેડી ખાય, સરવે સ્વાદ સોપઇ જાય. ૧૪
કાચાં જો ફળો વેડાય, તેનાં બીજ કાચાં થાય;
વાવે ઉલટા વીનાશ, બિજમાં પુરૂં હોય કચાશ. ૧૫
તેથી પ્રજા નબળી થ.ય, દુખિયા દેશીઓ દેખાય;
મરિ જ્યમ મરે નાનાં બાળ, આવે અવધ વિણુનો કાળ. ૧૬
પ્રભાતે જે ખિલ્યું ગૂલાબ, તોડે તો થવાનું ખરાબ,
પાકે સાંજરે ભરપૂર, છે નુકશાન ચિંતા દૂર. ૧૭
આપે ઉલટા સુવાસ, પ્રીતે રહી સજ્જન પાસ.
ત્યમ ગૂલાબ સમ છે બાળ, તેને લગ્ન તો વિકાળ; ૧૮
જો વય પકવ તેની થાય, લગ્ને ના જરી ચિંતાય;
વય વિણુ લગ્ન જો કદિ થાય, બળિને બાળકો મરી જાય. ૧૯
કરમાઇ જાય ફુલની જેમ,, કો'તે જીવશે પ્રભુ કેમ;
અગણિત મરે આથી બાળ, ખાંતે થાય દેશિ ખુવાર. ૨૦
તો પણ તજે નહિ તે રીત, એ લાગે મને વિપ્રીત;
તેને શીખ દેવા કાજ, નિકળ્યો માર્ગે હું મા'રાજ. ૨૧
હણુવા વે'મની જડ રેખ, તેમાં મારવાને મેખ;
ઉરમાં એવી મુજ ઇચ્છાય, તેમાં નાથ થાશો સ્હાય. ૨૨
બંધન તોડવા બળવાન, દેવા આર્ય જનને જ્ઞાન;
જ્યમતે તજે ઝટ કુચાલ ધારે સુધરવાને હાલ. ૨૩
એવું જ્ઞાન દેવા માટ, નિકળ્યો છું વિભૂ હું વાટ;
અભિવંદન કરૂં અખિલેશ[૧], મારૂં કાર્ય કરજે બેશ. ૨૪

## વાંચનારને

### સોરઠા.

ફરિ ફરિ આ ફરિયાદ, હેતુ સુણજો હીંદના;
બાળકની બરબાદ, જાળવજો જતિ જીંદગી. ૧

૧. એકદમ. ૨ ઝેરી. ૩ સર્પ.

દેવી દીસે દુષ્ટ, હત ભાગી આ હિંદમાં;
પૂરણ થઇ છે પુષ્ટ, શિશુ શોણિતનું પાન કરી. ૨
બકરાં કર્યાં પોકાર, કસાઇ સામો જઇ કરે;
ત્યમ બાળક બેકાર, રે'સાતા રોવે કીંગાં. ૩
શાણા સમજ્યો ચિત, હિત ગણી નિજ બાળનું;
તજિ દ્યો અનુચિત રીત, ઉદય થવાને આર્યનો. ૪
પ્રજા ઉપરજો પ્યાર, દેશિ બધુ દિલમાં ધરો;
તજિ દઇ સહુ તકરાર, બાળ લગ્ન બંધ કરો. ૫

## આર્યની અધમ સ્થિતિ.

### દોહરા.

અધમ સ્થિતિ જોઇ આર્યની, આંખે ભરતાં નીર;
પ્રજા પતિત પ્રતિદિન થતી, નથી ધરાતી ધીર. ૧
નર નિરમાલ્ય દિસે સદા, નબળે નબળું થાય;
સત્ય શૌર્યતા છુપિ ગયાં, એ ક્યમ દેખિ ખમાય. ૨
વડવા જેના વિશ્વમાં, પુરૂ હતા પ્રખ્યાત;
તનુજો તેના આ સમય, સે'તા સહુની લાત. ૩
નાથ હોય નિરમાલ્ય તો, નારી વિધવા વેશ;—
જિવતે ધણિએ ભોગવે, એ ગણાય ક્યમ બેશ ? ૪
ઉંચ તુખમ[2] આર્યોતણું, અધમ આજ દેખાય;
હાથે કરિહાની[1] કરી, અત્તર કરે શું ઉપાય ? ૫
પણ હજી એ છે હાથમાં, જોજરિ ધરિયે ધ્યાન,
બાળ લગ્નની બાથમાં, આવ્યાનું આ જયાન[3] ૬
બાથ તોડિ બા'દર નર, નિકળે જો કદિ બા'રે,
તો પછો ઉદ્ભવ થશે, આર્યાવ્રતનો બ્હાર[4] ૭
મા'જન મહત દયાળુ થઇ, આપે દિનને દાન,
પ્રાણી સહુને પળના, એ છે ઉમદા જ્ઞાન. ૮
પ્રાણીના પાળક થયા, તનુજો ટાળક તાત,
આદર આપે અવરને, હણે સ્વજનને લાત. ૯

---

૧ પ્રભુ ૨ બીજ. ૩. નુકશાન. ૪ જાબકો.

કોઈએ કયમ સાંખી શકે, જે સાચા મર શૂર.
પ્રાણિ પાળિ બાળક હણે, કેમ ન કહિયે ક્રૂર. ૧૦
બાળ લગ્નથી બાળ સહુ, હાથે જાય હણાઈ.
તોયે મા'જન મનવિષે, દયા ન ધારે કાંઈ. ૧૧
અર્ભક ઉપર અતિદયા, આવે આ ઉર માંય;
હું તેથી કહું કરગરી, અરજી મા'જન માંય. ૧૨

સોરઠો.

અરજી ધરજ્યો ઉર, પ્રતિપાળક પ્રાણી તણા;
ચિતમાં ધારી શૂર, શિશુ સંકટ સહુ છેદવાં.

મનહર છંદ.

હિત ચિત ધારીને ઉચારી તે વિચારી જુઓ,
પ્રજા હિતકારી કારી કષ્ટ હરનારી છે,
પ્રજાને છે પ્યારી નારી, ન્યાયથી જરાય નહિ,
સમૃધી સાગીને વધારી સુખ આપનારી છે;
દુર્ગુણ ડરાવનારી જ્ઞાનને ધરાવનારી,
શૌર્યતાને સ્થાપનારી, કલેશ કાપનારીછે,
વ્હાલને વધારનારી સુખી જેથી નરનારી,
સલ્લુ એમ ધારી સારી અરજી ઉચારી છે.
બાયલા બનાવ્યા બાળ લગ્ન થકી બાળકોને,
શૌર્યતાને સમૃધી બધી એ થકી બળી ગઈ,
નર નિરમાલ્ય દિસે કૌવતન કાંય દિસે;
ઢોગટ ઢંગાય દિસે નસમાં નરમ થઈ;
પ્રૌઢ પરાક્રમી થવા પ્રજાને અશક્ત કીધી,
બકરી સમાન બળહીણુ તો બની ગઈ,
બાળ્યો ભવ બાધો તેને શી રીતે મળે સુ સાંધો,
સલ્લુ લાંબો વાંધો દેશ કમાણી કમી થઈ.
જુવાનીનું જોર ત્યારે દોર બાળલગ્ન તણો,
કર્યાં કમજોરે નાનાં-બાળકને મારીને;
ઉગ્યો જ્યાં ઉમંગે-છોડ અવનીથી ઉપર ત્યાં,
કાપવા કોરોપ-કરી છરી હાથ ધારીને;

કડો વૃક્ષ જેમ કેમ ફેલાય એ છોડ, હોંડ,—
કરી શકે કેમ જુઓ વપૂમાં વિચારીને,
છોડવો સુકાય તેમ બાળ મરી જાય, લક્ષ્મુ—
દિસે દુખી થાય ત્યારે કેવાય ખુખારીને. ૩
પુત્રનો પ્રસવ થાય અંગ આનંદે ભરાય,
ધન્ય જન્મ તો ધરાય બાળ ન્યાળી નાગીને,
વંશનો જો અંશ રહયો આપણી પછાત તેનો,
કરો કેમ ધ્વંસ બાળ લગન થકી બાળીને;
નથી નુકશાન કર્યું ધન ધર્યું નથી હર્યું,
મારવાને મન કર્યું છરી હાથ ધારીને,
લેશ નથી લાભ ખોટનો ખરો વેપાર, ખ્વાર,—
લક્ષ્મુ નર નારે જુઓ વાંસથી વિચારીને. ૪

## માબાપને શું સત્તા છે ?

### દોહરા.

જોડું જે શુધ પ્રેમનું, આ જગતમા જોડાય,
આપ પ્રીતિ વિણ અનરથી, શાનું એ સધાય? ૧
પાલન કરવું પુત્રનું, માત તાત અધિકાર;
જન્મ સુધી કારાગ્રહે, ધરિ નવ શકે ધરાર. ૨
લગની[1] નહી લઘુ સુતની, છના લગન જે થાય;
પન્નગનીઓ લગન તે, લાયક કયમ લેખાય ? ૩
કસાઇ રે સે કોટિધા, પ્રાણી પૃથ્વી માય;
પણ દુખિ કરીને મારતા, એ પણ દિલ દુભાય, ૪
કસાઇથી પણ ક્રૂરતા, ધરે આજ માબાપ,
જે વેઠે દુ ખ સુત સુતા, તેનો નહિ પરિતાપ ૫
રીસાતા દેખી કહે, પુરે તણો સંજોગ;
પણ આપે કર્યું નવ કહે, એ ગણાય નહી યોગ્ય. ૬
કરે લગન જાતે જઇ, માબાપો મતિમાન,
એ વખતે હોતી નથી, અર્ભકને જરિ સાન. ૭
સારૂં નઠારૂં ન શિશુ જુએ, સમજે નહિ શુ લગ્ન,

---

૧ પ્રીત.

પે'શી ઓઢી અજંકો, મનમાં થાતા મગ્ન. ૮
પણશો હેતુ પરણને, પડરો તેનો પાર;
તે જાણી જરિ નવ શકે, તો કયમ કરે કરાર. ૯
કરાર કરતાં કોડથી, બાળ વતી માબાપ;
દુખિયાં દેખી કે' પૂછી, પૂર્વ તણાં એ પાપ. ૧૦
પાપ રૂપ પોતે ખરાં, પૂર્વ પુત્રથી હોય;
તે પુર્વજના પાપથી, બળે બાળ સહુ કોય. ૧૧
પૂર્વ તણાં પાપો બધા, માબાપોથી થાય,
તે પાપોથી પાછળે, પુત્ર પુત્રી પીડાય. ૧૨
જન્મ દુખી જે જન કરે, પિતાં છતાં પેજાર.[૧]
ધરે મારવી મુંડકે, બાળ કરે જે ખ્વાર. ૧૩
પ્રેમિ ઝરો જે પીંડમાં, પડિયો પડદાંમાંય,
પ્રેમી પડદો પાડશે, અત્તર થકી ન ઉચકાય. ૧૪
પડદો નયિ પ્રીછતા, અંધ આજ માબાપ;
પણ પડનો તોડી પ્રાણ લે, બદો અધરમી આપ. ૧૫
જોડું જોડયા આગળે, કરે વિચાર ન કાંય;
નઠારી કે નઠ્ઠર થશે, એ જરિ નહી ઉરમાંય. ૧૬
એક બીજાના પ્રેમનો, એ લગ્નેથી નાશ;
બેસે નહિ કો રંગનો, કાળે કપડે રપાસ. ૧૭
થોડ લાજથી મન ડરે, નહિ પ્રીતીની લાજ;
એથી હરામી આ સમય, કાળાં થાય કુકાજ. ૧૮
જન્મારો જ્યાં જોડવો, મન નવ મળે જરાય;
જોડી દીધે જોરમાં, ક્યમ સુખ શાંતી થાય. ૧૯
પણ એ શા સારૂ પ્રિછે, જે લા'વો લેનાર;
સતી બળે જ્યમ ચે'નિને, અવર કરે ઉચ્ચાર. ૨૦
દાવાનળ સંસારમાં, ચિતા ઉપર ધરિ બાળ;
હેરે હર્ષે હિન્દુઓ, કેમ થાય છે કાળ. ૨૧
વિણ હકથી વચમા પડે, કરિ ડા'પણનો ડોળ;
બાળકને બેહાલ કરી, રે'સી પાડે રોળ. ૨૨
અવર તણો અધિકાર શો, કરે અવર કબુલાત;
સહુ એ કરનારને, લાયક હણવી લાત. ૨૩

મનહર છંદ.

અભેકને ઉછેરવાં આણીને ઉમંગ ઉરે,
ભાવે ભરપુર રેત રેઝ રાજી રાખવાં, ૧
કેલવણી તણો કરે શ્રીકાર સદૈવ જાણી,
પૂરી રીતે ફળવો પીયૂશ રસ ચાખવા;
વેંમતણી જાળમાં વીંટાયેંના સભાળ ગખી,
સુધારાના સાર ભલી રીતે ગૂઝ ભાખવા,
સપસાહી સસારમાં સારી રીતે સુખી રહે,
દહે દીલ દાહ એવા દુ ખમા ન નાખવાં ૨
પ્રજાપર ધારી પ્રીત હીત ચીત ચાર ચાહી,
કદી વીપરીત રીત અતર ન રાખવી,
વારસો વહાર્ય ધરી વધુ વિદ્વતાનો દઈ,
અવિદ્યા આધિન વૃત્તિ વસી, કાઢી નાંખવી,
ભારતી ના ભાઇ થકી પારતી પઠાત નહીં,
વિવેક વૃતીની વેલી વધતી વધાવવી,
ધારવી ધરામાં ધ્યાને પીતા પુત્ર પુત્રી તણી,
સદ્ગતિ વધારીને સંગતી સુધારવી. ૨

વસંતતિલકા છંદ.

ધારે વિવેક વપુમાં વૃતિ સારિ રાખે,
આનદ યુક્ત સુન વાણિ સદૈવ ભાખે,
ભાખે સુભેદ સમજે સઘળી રિતીને,
પ્રીછે સુપુત ચિત ચાહિ રહે નિતીને. ૨૬
રાખે સદૈવ શુભ માન મહાન કેરું,
શાંતિ ધરેજ ચિતમા ન વદે ઘણેરૂં,
ધારે પ્રમાસ નિજ સ્થિતિ સુધારવાને,
દૂષ્ટ દ્વંદ્વ સત સત્રાંધિ આરસાને. ૨૭
રોજી હમેશ રમતો રહિ રંગિ રાજી,
કોદી ન આવી વદતો દુ ખીયુ પિતાજી;
તાજી તમામ વૃતિ અંતરે છે,

સાગે પિતા સુત તણું શુભ તો કરેછે. ૨૮
પામે વિશેષ વડિલાઈ વસે સુખપે,
જાપે જરીન[2]અરિ, ત્રાસિ હમેશ કંપે;
જે [3]વીર્યવાન વિદ્વાન વિદેશ માંહી,
પામે અધીક મગમાઇ કરે કમાઇ. ૨૯
પીતાથિ પુત્ર વધતી ધરિને પ્રતિષ્ઠા,
પ્રાણાંત થાય તજી ન કરે કુનિષ્ઠા;
નીતિ તણા નિયમમાં હરનીશ ચાલે
ઝાલે કુપંથ કદિના તન દુઃખ સાલે. ૩૦

### દોહરા.

આપ થકી અધિકો બને, એ વિચાર ઉરમાંય,
રાખે માબાપો રૂડું, પણ નવ [4]શિશુ રે'સાય. ૩૧
ઉત્પતી પ્રજા તણી કરે, પાળે ધારી પ્યાર,
પણ તેને નવ હણિ શકે તાત છતાં તલવાર. ૩૨
સત્તા સુત વધારવા, ધારે ચિત માબાપ,
પણ પરતંત્ર ન કરિ શકે, કરતાં પાપી છાપ. ૩૩
પ્રેમ સ્વતંત્રજ પ્રાણિનો, પેખી જો પરખાય,
આપ વગર નર અવરથી, કોને કદિ ન અપાય. ૩૪
મિલ્કત બીજા મનુષ્યની, નિર્મળ ધારી મન,
આપે જઇ એ અવરને, તો ન ગણાય સજ્જન. ૩૫
સજ્જનતા છેડી વશી, દુર્જનતા નવ દૂર,
જેથી બનિયાં આ સમય, માબાપો બહુ ક્રૂર. ૩૬
મરજીનો માલીક નર, મહિમાં સદા મનાય,
માલીકી હક હેતુથી, દુર નવ કરી શકાય. ૩૭
આ સમયે માબાપ બહુ, ધરે ન સુખ દુખ ધ્યાન,
પરણાવીને સુત સુતા, માને મોટું માન. ૩૮
લીધો લાવો તે ખરો, કોણે દીઠી કાલ,
આજ દેખતા કાલને, કરે બાળનો કાળ. ૩૯

---

2 શત્રુ. 3 પરાક્રમી. 4 છોકરું.

## રોળાવૃત્ત.

કરે બાળનો કાળ ધર્મ ભૂંપે પડ્યું ૧ધાતેં,
કર્મ વશે રે' બાળ, ભાવિ પીતા મુખ ભાખે;
ભાવી માંડી ભેદ, આપ કરીને દેખાડે,
કરે બાળને કેદ, ભાવિ વશ ભાવે પાડે. ૪૦
સત્તા ભાવી માંહી, આવી વસતી ન જણાયે,
આપ કુહાડી ધરે, પગે ભાવી નર વારે,
ત્યમ શીશને તાન, હણી હથિયારે નાખે ૪૧
આપ રહે અજ્ઞાત મરે, ભાવી શિર ભાખે,
અપક્વ બીજક બોઇ, નિપજ સારી લેવાને,
ધારે તે રે' રોઇ, સારૂં ન બને કો બાને,
પુત્ર ન પ્રીછે પ્રેમ, પ્રેમદા કેમ પછાડી,
કથ કથાયો કેમ, તે ન જાણે જરિ લાડી. ૪૨
ઉભય પક્ષ મળિ સાથ, હાથ લીધા શિશુ કેગ,
હસ્ત મિલાપક કરી, ફરાવી દીધા ફેરા,
જન્મ જોડવા તણો, એટલો ગણો કુટારો,
નહિ મેળવવું મન, પછી ભાવીનો વારો. ૪૩
વ્યાપારી વ્યાપાર, ભાગમા કોઇજન સાથે,
કરતાં કરે કરાર, સાર શુભ થાવા માટે,
જન્મ જોડવો જંન, મન મોટું નવ જાણે,
સર્વથી હલકું કર્મ, વીણ કિમતી ઉર આણે. ૪૪
વર કન્યાની રાશ, આશ સારી ધારીને,
પૂછે જોશી પાસ, પાશ ધરતા મારીને,
જોશી જોડી તણી, કહે મળતી જો રાશો,
પ્રીતી આણો ઘણી, લગ્નનો કરે તમાસો. ૪૫
રાડે રામા તોય, જોશી જન જરીન જૂઠા,
પડતા નવપેખાય, દેશપર રામજી રૂઠા !"
બચ્ચાં થઇ બે હાલ, ખુવારીમાં મર ખેવે,
વર વહુને નવ વા'લ, તોય તે ચાહ ન મેલે. ૪૬

---

૧ મ્હેતું. ૨ બંધન.

ધરે ચિત માબાપ, જીવવું થોડું જગતમાં,
લ્હાવો લ્યો અભિલાત, ઉજળાં થવું સંવજનમાં;
કોણે ભાળી[1] કાલ, છોકરાં વાંસે કેવાં,
એવો આણી ખ્યાલ, મોર[2] છોરૂં કરી દેવાં. ૪૭

મનહર છંદ.

કાપવી કુમતી અંગે આપવી વિદ્યા વિશેષ,
સુનીતીને સ્થાપવી ઉથાપવી અનીતિને;
જુંડી બીતી ભાખવીન મતી વેમે રાખવીન,
રેમ કાઢી નાંખવીન પુર્ણ રાખે પ્રીતીને.
આપવી હીંમત હૈયે કાપવી કાયરતાય,
ઉન્મતી ઉથાપવીને સ્થાપવી સુમતીને;
આપવી વિવેક બુદ્ધિ સ્થાપવી સ્વતંત્રતાય,
સારા ગુણે રે છવાય સુખી અણૂ સ્થીતીને ૪૮

દોહરો.

એ રીતે માબાપનો, ધર્મ ધુરંધર ધાર,
મનાય નહિએ માવતર, લે અવળો આચાર. ૪૯
અમર બને અમૃત ગ્રહી; અમુલ્ય અમૃત ગુણું;
પળે[3] પ્રાશતાં[4] પ્રાણું પંચમે, અમૃત નહિ અર્ધગુણું. ૫૦
નિરાધાર નાની વયે, આંસ તાત ઉપકાર,
અધિક છતાં આંખર ગણે, એ ઉપકાર ન ધાર. ૫૧
અંતરનો આવેશ જો, વધિ જરૂર વધ[5] થાય
પ્રેમ પુત્ર પર વધુ મતાં, પ્રેમ અપ્રેમ જણાય. ૫૨
નિયમ એક છે નર્જરમાં, વધુ વધે વિસ્તાર,
કલમ ડાળને કાપિને, ધરે ધરા[6]માં ધાર. ૫૩
કોડી અપકવ ફળ ધરે, બીજ ધરામાં ધાર,
અપકવના યોગે કરી; પકવ ન નીપજનાર. ૫૪
અપકવનો નહિ પંકત સંગ, સ્વાંદ જરી સંસાર;
અપકવ [7]પ્રાશે અંતતો, થશે અજીર્ણ એસાર ૫૫

1 દીઠી. 2 આગળ 3 જય 4 ખાતાં. 5 અમૃત. 6 નાશ 7 ખાય.

ભરત ભૂમીને આ સમય, અસાધ્ય વાધ્યો રોગ;
અપકવ પ્રજા અશક્તથી, અંતર તજી આરોગ્ય. ૫૬
ક્ષયથી કે નબળાઇથી, ભરત ભુમીનાં બાળ;
વ્યસન વિવાહ તણું થયું, એથી બહુ બે હાલ. ૫૭
વ્યસન ન છૂટે જશ રહે, વસતાં વ્યસન વિશેષ;
[1]વસન રહ્યાં નહિ વ્યસનથી, દુર્બળ બનિયો દેશ. ૫૮
સીંહ મઠી સતી છતાં, ફરે નવ સકે શીયાળ;
સીંહ સુતો સમશાનમાં, ઉંચી કરે અયાળ. ૫૯
તન નરવાં નહિ મન નહિ, નરવ નરની તુલ્ય;
નરવાનર આ અવસરે, એ ભારત નર ભૂલ. ૬૦
વાનર જો નર થાયતો, વાનર વાનર થાય;
વાનર થી વાન ન રહે, નરવાથી ન નસાય. ૬૧
અજગું કરી અજ્ઞાનને, તજો હાંવની હાંય;
ભલુ લાયક વાંવના, હાંવન લાયક લાંય. ૬૨

### મનહર છંદ.

હાંવની લાલચ લાગી ભાગી બધું ભાન ગયું;
નીતીને અનીતીનો કોં આજ કયાં વિચાર છે.
બાળક બેહાલ બને તેનો નહિ ખ્યાલ કરે,
આપે તો ખુશાલ રહે હાંવો જે લેનાર છે;
પાઇના હાંસલ માટે લાખો નુકશાન કરે,
ધરે ન ધરામાં દાઝ ગંડુ એ ગમાર છે;
તેમ હાંવ ઝુકી લાખો ફૂલ કરમાઇ જાય,
હાય દયા નહી દીસે હાંવો જો લગાર છે. ૬૩
દાઝ દીલમાથી દૂર થઇ તેથી બન્યા ઢુંર,
સ્વદેશનું શૂર તો શરીરમાં નહીં જરા;
બાળક નાદન બને નકી બાળલગ્ન થકી,
જાણે છે જરૂર ઉર આણે કેમ ઢાંખરા;
ખત્તા ખાય ખલકમાં પણ ખરા ખુશી રહે,
કાને મૂએ કહે ઉનું ખાઇ મૂખમાં બળ્યા;

---

1 લુગડાં.

મોટપ મહીમાં માની આપ અવગુણ જાણી,
તોય રહે તંત તાણી એવા ચિતના [૬]ચળ્યા. ૬૪

## પ્રેમશું !

### દોહરા.

પ્રેમ તહાં પડદો નહિં, પડદો ત્યાં નહિ પ્રેમ;
પ્રેમ વિષે પડદો પછી, પ્રેમ કહિયે કેમ ૧
[૧]શર સાંધી શૃંગે હણે, નિરખી સામો નેણ;
પણ [૨]શર છૂટે નેણથી, મરે સૃષ્ટિમાં [૪]શેણ. ૨
પ્રાણ ટકે છે પ્રેમથી, પ્રેમિ વસે મર દૂર,
પલ પલ પલ તલસે નયન, ભર્યાં પ્રેમ ભરપૂર. ૩
પ્રાણ [૬]વીહિન પ્રેમી બને, જો પ્રેમી પીડાય,
સરિતામાં સૂકાય જળ, સાથે જ્યમ શેવળ. ૪
પ્રેમી પિડમાં પ્રાણ દે, ખરી ખુશી ધરિ ખંત,
ધિક ધિક પ્રેમ ધરતજો, તાણે છે જે તંત. ૫
હેત હણે તદિન હણે, પ્રેમ તણો એ ન્યાય,
આપે સહે અધીક પણ, પ્રેમી પિડ નવ થાય. ૬
ખગ આકરો અહરનિશ, ઉડતાં રે'વાપાસ,
પણ પ્રેમીના પ્રમનો, કાયમ કરતાં [૬]ટયાસ; ૭
રમે અરણ્યે એકલું, નાનું હરણું હોય,
પણ પ્રીતનું પરિપુરણ, લક્ષણ તેમાં જોય. ૮
[૭]અંકુર જ્યાં ઉદભવ થયો, પ્રેમતણો ઉરમાંય,
કટકયું કરે કટકેર સમ, નિરખે સુખ નવ ટપાય. ૯
મહિ મંડળ મતિ જ્ઞાન જની, કરી શકે કદિ નાશ,
પણ તંતૂન તોડી શકે, પડગો પ્રેમનો પાશ. ૧૦
[૭]દારૂને કાતે ડસી, પડતો પેલે પાર;
પણ ભેદે નહિ પદ્મને, [૮]મધુકર મનમાં પ્યાર. ૧૧
ફરે પુષ્પમાં દર પળે, ખસે ન બેસે ઠામ,
એવો ચંચળ મધુપ પણ, કરે કમળ વિશ્રામ. ૧૨

---

૧ બાણ. ૨ ગાંડા. ૩ બાણ. ૪ આશ. ૫ ૬ કીમત. ૭ ઊંડી
૭ લાકડું. ૮ ભમર

[1]તરણિ તપે તન વનદને, પ્રાણી પશુ પીડાય,
પણ શીતળ ગણિ પ્રેમિપ્રિય, પદ્મ પ્રફુલિત થાય. ૧૩
અવીભાજ્ય એ પ્રેમને, વંદુ ધરી વિવેક;
શેવક હું એ પ્રેમિનો. જેને તનમાં ટેક. ૧૪
પ્રેમ નેમ ધરતાં પછી, નાસે સરવે નેમ;
નેમ રહે જો પ્રેમમાં, કહો નિભે કયમ પ્રેમ. ૧૫
ચાખે નહિજે નર [2]સુધા, કે.' તેને શો સ્વાદ;
પ્રેમ પ્રસંશા પાત્ર નહિ, બધિ જાશે બરબાદ. ૧૬
પ્રસવ વિષે પડતી પિડા, પ્રસતીથી પ્રીછાય;
વંઝાને આ વિશ્વમાં, એ અનુભવ નવ થાય. ૧૭
સ્વપ્નમાં સહુ સમૃદ્ધિ મળી, સકળ વસ્તુ સુખકાર;
વિણુ જાગે ક્યમ વર્ણવે, સુખનો સકળ પ્રકાર. ૧૮
પડ પૃથ્વીનું પ્રેમમાં, ઉત્પનને લય થાય;
એ વચ્ચે સહુ પ્રાણિની, જીંદગાનિ ઝડપાય. ૧૯
પ્રેમ ઉત્પતી મન કરે, જેથી નાંખે પાશ;
ચૂસે સ્નેહ સહીત ચિત, જ્યાં સ્નેહી સ્થુળન.શ. ૨૦
પ્રેમ દમાડે રંગમાં, સંગ સરસ ચિત ચા'ય;
અવની માંહિ અખંડ સુખ, એ પ્રેમીથિ અપાય. ૨૧
લાભાલાભ ન લેખવે, હીત અહીત ન ચીત;
રીત કરે વિપ્રીત ઝટ, જો ચિત સાચી પ્રીત. ૨૨
પ્રેમી ચિત ધરે નહીં, દેહ તણી દરકાર;
પ્રમાણુ પ્રેમી પ્રાણુ ત્યાં, જ્યમ સળગે સતિનાર. ૨૩
મચ્છ વસે મહાસાગરે, ક્ષાર જળે જો પ્યાર;
મેલો જઇ મીઠે જળે, તો પળ નવ ટકનાર. ૨૪
પ્યાર પરો પરખે ન કદિ, શુદ્ધ સ્નેહિ જે હોય;
પ્યારો પરો થયો પ્રિછી, સુણ્યું ન જીવ્યું કોય. ૨૫
એવા ઉત્તમ પ્રેમને, પ્રીતે કરી પ્રમાણ;
લલ્લુ લાયક અહરનિશ, એ ગુણુ તણો ગુલામ. ૨૬
જો જીવે પ્યારો પળે, શોચન લગિરે ચીત;

૧ સુર્ય. ૨ અમૃત.

એકક્ષ રે' આવની વિશે, ખરો ન પ્યાર ખચીત. ૨૭
ચોટ નજરને જાદુના, ઉપાય, આ જગમાંય;
પણ પ્રીતી જાદુતણો, પ્રેમી પામ ઉપાય. ૨૮
પામ્યો નાશ નકીદીસે, દંપતિમાંથી પ્રેમ;
નીર સુકાન નિરજ જયમ, જગમાં જીવી રહેન. ૨૯
વા'લપણે વપુમાં વશી, તે કયમ અળગી થાય;
પ્રાણ જાય પણ પ્રીતિ નહીં, અંતર ઓછી થાય. ૩૦

## પ્રીતી કયાંછે ?

### દોહરા.

દંપતિના દિલમાં દિસે, દાહ નહીં ઉત્સાહ;
ચાહન ચાહ ન કરી શકે, પરવા આ વીવાહ. ૧
લગ્ન તણો લાયક અરથ, જોતાં જગે જણાય;
સંબંધ એ હૃદયો તણો, સાથે જે સંધાય. ૨
સાંધો કરવા આગળે, જો સામો આતુર.
સાધો કરવા હોય તો, સાંધે સાચું શુર. ૩
લોહ તણા લાપો કરો, કટકા લઇ કરમાય;
ટંકણ ખાર જગાવિ તન, સાંધે લોહ સદાય. ૪
આવે જો અકેકને, પ્રેમ એમ ઉર માંય;
અંતર કેમ સધાયના ? સાચું નહિ સમજાય. ૫
અળગાં અંતઃકરણ રે', ધરે લગ્નનું આળ;
નામ ધરે ધનપાળશા, મટે કેમ કંગાળ. ૬
પ્રીતી જો જોડી ચિતે, તો વીપ્રીત ન થાય;
વિપ્રીત થઇ વિશ્વેવસે, તો કયમ પ્રીત કથાય. ૭
બે જણને બોલાવિને, કે'શે કરિયો પ્રેમ;
પ્રેમ એમ કયમ થઇ શકે, નહિ એ નીતી નેમ. ૮
પારખ છે નહિ પ્રેમની, હાળે ગઇ ફૂટાઇ;
હૈયા ફૂટા હાથમાં, રાખી ન શકયા પાઇ. ૯
[1]દક્ષ એક દક્ષિણ ગયો, ઉત્તર [2]ઉચળ્યો એક;
કેદી બે સાથે મળે, નિરખો ધરી વિવેક. ૧૦

૧ ડાહ્યો. ૨ ચાલ્યો.

## ઉપજાતી વૃત.

૧૮

ક્યાં છે પ્રિતી પત્નિ વિષે વસેલી, નથી પીયુમાં જઇને હમેશી,
અહૃતિ ઉભી હૃય ઉર ખીલી, કદી ન કોપે રિઝ ધારિ ઝીલી. ૧૧
ઝીલે શું ? ના એ મન એક ક્યારે, ગુરે જુદાં બે મળિ પ્રેમ બારે;
ન એક બીજાં બદલાવિ પ્રેમ, બનેલ વ્યાપારિ, રહેજ એમ. ૧૨
વ્યાપાર શું તે વપુમાં[1] ન જાણે, દુકાનમાં બે ધરિયા પરાણે:
આકૃતિ ક્યાંથી વિકસી વિકાશે, ભાગે મિરૂ પાછળ સૈન્ય ભાગે. ૧૩
તું પ્રેમદાએ પિયુ છેજ તારો, છે જન્મ જોડ્યો જગમાં તમારો;
વદે બધાં પક્ષ તણાં બિચારાં, જોડી દિધાં જીવન છે તમારાં. ૧૪
બીજાતણું કાર્ય શિશુ વયેથી, ગણી રહું આપનું હર્ષ એથી;
છે પ્રેમ પેટી હૃદયે ધરેલી, કુંચી વિના બંધ બને પડેલી. ૧૫
વિકાશનું સ્થાન પતી ન પ્રીછે, નાની વયે નાથ વડી વહુ છે;
પત્નિ શું વિકસે લઘુ નાથજી છે, મમાનતા છોટિ વસેલિ દીસે. ૧૬
લાવી લઘુતા[2] લક્ષના ચિનેથી, વડો થતાં ના ખસતી કનેથી;
છે પ્રેમ પેટી પડદો લઘુતા, વડી ગણાણી ગણુની ગુરૂતા; ૧૭
છે બુદ્ધિ મોટી વયમાં વધું હું, હું નાથજી નાનકડે નમું શું, ?
ન યોગ્ય એ આપણુને વિચારી, પ્રફુલ્લ પત્ની ન બને બિચારી; ૧૮
ક્યાં પ્રેમિ પત્ની પતિ પ્રેમ ધારી, મરી વિયોગે હણિને કટારી,
જીવે ન જુદી પડી જે પ્રિતેથી, વરેલ છે જીવન એક તેથી. ૧૯
સંગેથિ આનંદ રહે છવાઇ, પ્રીતી તણી છાવણિ પંડ માંહી;
સાહી સુરત્તી વૃતિ નીચિ છોડી, છોડી મરી, કેમ ધરે પિછોડી. ૨૦
આનંદ નાદે ઉભરાઇ જાય, પીયૂષ પીયુજિ પિવા ચહાય;
છવાઇ આનંદ વિષે છબિલી, છે હીમતી ના જરિએ હઠીલી. ૨૧
પની તણા મુંખ તણી પ્રભાથી, ખીલી રહે પદ્મ પ્રભાકરેથી[3]
રીઝી સદા રંગ વિશે રમે છે, ગુણી જનોની ગણના ગમે છે; ૨૨
દુર્ગુણને અંગથિ દુર કાઢે, તમામ કુમારગ બંધ પાડે,
સાનંદ સામી સમતા શરીરે, વદે રૂડું ચીત વિષે રમીરે: ૨૩
કોકીલ કંઠી કઠતી ન કોને. મોતી સમાં શોભિત વેણુમોયે:

---

૧ શરીર. ૨ હલકાપણું, નાનાપણું. ૩ સૂર્યેથી.

એકલ રે' અગ્નની વિષે, ખરો ન ખાર ખચીત. ૨૭
ચોટ નજરને જાદુના, ઉપાય, આ જગમાંય;
પણ પ્રીતી જાદુતણો, પ્રેમી પામ ઉપાય. ૨૮
પામ્યો નાથ નકીદીસે, દંપતિમાંથી પ્રેમ;
નીર સુકાન નિરંજ જયમ, જગમાં જીવી રહેન. ૨૯
વા'લપને વપુમાં વશી, તે કયમ અળગી થાય;
પ્રાણ જાય પણ પ્રીતિ નહીં, અંતર ઓછી થાય. ૩૦

## પ્રીતી કયાંછે ?

### દોહરા.

દંપતિના દિલમાં દિસે, દાહ નહીં ઉત્સાહ;
નાહન સાહ ન કરી શકે, વરવા આ વીવાહ. ૧
લગ્ન તણો લાયક અરથ, જોતાં જગે જણાય;
સબંધ બે હદયા તણો, સાથે જે સંધાય. ૨
સાંધો કરવા આગળે, જો સામો આતુર.
સાચો કરવા હોય તો, સાંધે સાચું શૂર. ૩
લોહ તણા લાખો કરો, કડકા લઇ કરમાય;
ટંકણ ખાર જળાવિ તન, સાથે લોહ સદાય. ૪
આવે જો અકેકને, પ્રેમ એમ ઉર માંય;
અંતર કેમ સધાયના ? સાચું નહિ સંજાય. ૫
અળગાં અંતઃકરણ રે', ધરે લગ્નનું આળ;
નામ ધરે ધનપાળશા, મટે કેમ કંગાળ. ૬
પ્રીતી જો જોડી ચિને, તો વીપ્રીત ન થાય;
વિપ્રીત થઇ વિશ્વેવસે, તો કયમ પ્રીત કથાય. ૭
બે જણને બોલાવિને, કે'શે કરિયો પ્રેમ;
પ્રેમ એમ કયમ થઇ શકે, નહિ એ નીતી નેમ. ૮
પારખ છે નહિ પ્રેમની, કાળે ગઇ ફૂટાઇ;
હૈયા ફૂટા હાથમાં, રાખી ન શકયા પાઇ. ૯
[1]દક્ષ એક દક્ષિણ ગયો, ઉત્તર [2]ઉચળ્યો એક;
કેદી બે સાથે મળે, નિરખો ધરી વિવેક. ૧૦

૧ ડ.ચે. ૨ ચાલ્યો.

## ઉપજાતી વૃત.

કયાં છે પ્રિતી પત્નિ વિષે વસેલી, નથી પીયુમાં જઇને હમેશીં,
અતિ ઉભી હૃય ઉર ખીલી, કદી ન કોપે રિઝ ધારિ ઝીલી. ૧૧
ઝીલે શું ? ના બે મન એક કયારે, ગુરે જુદાં બે મળિ પ્રેમ ભારે;
ન એક બીજાં ખદલાવિ પ્રેમ, બનેન વ્યાપારિ, રહેજ એમ. ૧૨
વ્યાપાર શું તે વપુમાં[1] ન જાશે, દુકાનમાં બે ધરિયા પરાણે:
આકુતિ કયાંથી વિકસી વિકાશે, ભાગે બિરૂ પાછળ સૈન્ય ભાગે. ૧૩
તું પ્રેમદાએ પિયુ છેજ તારો, છે જન્મ જોડયો જગમાં તમારો;
વદે બધાં પક્ષ તણાં બિચારાં, જોડી દિધાં જીવન છે તમારાં. ૧૪
બીજાતણું કાર્ય શિશુ વયેથી, ગણી રહું આપનું હર્ષ એથી;
છે પ્રેમ પેટી હ્રદયે ધરેલી, કુંચી વિના બંધ બને પડેલી. ૧૫
વિકાશનું સ્થાન પતી ન પ્રીછે, નાની વયે નાથ વડી વહુ છે;
પ્રીતિ શું વિકસે લઘુ નાથજી છે, સમાનના છેદ્રિ વસેતિ દીસે. ૧૬
લાવી લઘુતા[2] લલના ચિતેથી, વડો થતાં ના ખમતી કનેથી;
છે પ્રેમ પેટી પડદો લઘુતા, વડી ગણાણી ગણની ગુરૂતા; ૧૭
છે બુદ્ધિ મેટી વયમાં વધુ હું, હું નાથજી નાનકડે નમુ શું ?
ન યોગ્ય એ આપણને વિચારી, પ્રફુલ્લ પત્ની ન બને બિચારી; ૧૮
કયાં પ્રેમિ પત્ની પતિ પ્રેમ ધારી, મરી વિયોગે હણિને કટારી,
જીવે ન જુદી પડી જે પ્રિતેથી, વરેલ છે જીવન એક તેથી. ૧૯
સંગેથિ આનંદ રહે છવાઇ, પ્રીતી તણી છાવણિ પંડ માહીં;
સાહી સુરત્તી રતિ નીચિ છોડી, છોડી મરી, કેમ ધરે પિછોડી. ૨૦
આનંદ નાદે ઉભરાઇ જાય, પીયૂષ પીયુજિ પિવા ચહાય;
છવાઇ આનંદ વિષે છબીલી, છે હીમતી ના જરિયે હઠીલી. ૨૧
પતી તણા સુંખ તણી પ્રભાથી, ખીલી રહે પદ્મ પ્રભાકરેથી[3]
રીઝી સદા રંગ વિશે રમે છે, ગુણી જનોની ગણના ગમે છે; ૨૨
દુર્ગુણને અંગથિ દુર કાઢે, તમામ કુમારગ બંધ પાડે,
સાનંદ સામી સમતા શરીરે, વદે રૂડું ગીત વિષે રમીરે. ૨૩
કોકીલ કંઠી કડવી ન કોને. મોતી સમાં શોભિત વેણુમાંયે:

---

૧ શરીર. ૨ હલકાપણું, નાનાપણું. ૩ સુર્યથી.

સુણી મદાચિત્ત વિષે રમી રે', [1]ગમી નમીને દુર તે થકી રે'. ૨૪
[2]રમા સમી ચીત વિષે રમે છે, પ્રમા પતીની ચિતમાં ગમે છે;
જે નાથના પ્રેમ તણી પ્રતીતી, પત્ની બની પ્યારિ જણાવી દેતી. ૨૫
છૂટે ન [3]જાયા પડતાં જુદીનો, વદે કદી કો ગણુતી મદીનો;
[4]ઓળો નહીં અંગ થકીજ ભિન્ન, દેખાય દ્રષ્ટે સહુ પ્રેમિ ચિન્હ. ૨૬
સદ્દસ્થિતીમાં સુખથી વસેછે, આપત્તિમાં ના [5]અળગી ખસેજે;
છે [6]ભીંતરે પ્રેમ ભલો ભરેલો, પતી રૂપી પેટી વિષે પડેલો. ૨૭
સતી ગઇ ક્યાં દમયંતિ હાહો, પતી દુખે જે પિડમાં પિડાઇ;
સ્મૃધી તજીને પતિ વીપત્તીને, વિલોકિ આપે રહિ દુઃખિ દીસે. ૨૮
વસ્યો હતો પ્યાર વડો વપુમાં, ગણ્યું'ન ચિત્તે સુખ નાથ વીના;
પ્યારા તણી પારખ થાય માટે, વસી વધુ પીયરમાં ઉચાટે. ૨૯
ચાટે તણાં જે પિયુને બતાવે, બની દુખી નાથજિ ને અમાવે;
તથાપિ ત્યાગ્યો નહિ પ્રેમ પ્યારી, શોધી તિયો શામ સુસ્નેહ ધારી. ૩૦
સન્સ્વતિ મડન મીશ્ર નારી, પીયુ જિતાશે દુખ થાય ધારી;
ઉભી પ્રિને શંકર સમી બાળા, જુવો પતી પ્રેમ તણા ઉછાળા !!! ૩૧
[7]કારે થતા નાથ સદા શિકાર, ખડી રહ્ય શંકર સામિ હાલ;
ગઇ શું ગોરી ગુણવતી આજે ? અભાગણીથી અતિ પ્રેમ લાજે. ૩૨
લાજે રહે લોક વિષે હવેતો, વે'તું ગયું પ્રેમનું નેમ એતો;
ના નાથમાં પ્રેમ ન નારિ માંહીં, માઠી બની દેશ તણી દશાઇ. ૩૩
સ્વયંવરે પ્રેમ સદા વસેલો, તજ્યાથિ છેરો દિસતો ખસેલો;
વીવાહમાં વા'લ લગાર નાંહીં, રુપીતી બની ભ્રષ્ટ અનીષ્ટ આહીં. ૩૪
થતું દિસે આર્ય ભુમીનું આજે, લપોડ થતા તનુજે ન લાજે;
ન પ્રેમ ઉર્મી ઉછળે રૂવાટાં, મડા સમાં મૂખ રહ્યાં શું ફાટાં. ૩૫
નાશી ગયો દંપતિ માંથિ પ્રેમ, નાખુશિમાં તે ભવ જાય કેમ ?
હમેશ જાગે ઝગડા ઝપાટે, કાંડી મુકયો પ્રેમ હણી થપાટે. ૩૬
થપાટ કીધી ભુમિ ભર્ત્ત કેરી, વરાવતાં બાળ પ્રિતી ઘણેરી,
થતા ખુવારો તદપી ન લાજે, સ્વેચ્છા વરે તો ગુણુ હીણુ ગાજે. ૩૭
વદે [8]કળીનો મહિમા વધારે, ધારે ન ધારા સમયાનુસારે;

---

૧ દીલગીરી ૨ લક્ષ્મી ૩ પ્રસુત થયેલી સ્ત્રી ૪ પડછાયો ૫ છેટે
૬ અંદર હદયમાં, અબરમાં. ૮ કળીયુગ.

શાસ્ત્રો તણો સાર કહી ન કાંઇ, અસાર લાગ્યો હિણભાગિ દાઇ. ૩૮
આથી વધુ કો' કળિયુગ કેવો,[1] વડે બધોવંશ ન સાર સેવો;
કળી તણું રૂપ કુમાર્ગ ધારો, પ્રતીદિને છે વધનો ધસારો.

## જોડું પ્રેમ ક્યાં જાણે છે?

### દોહરો.

બાળપણે બાળાવરે, બાળા કે' વર બાળ,
બાળકને બાળા કરી, બાળા બાળક કાળ, ૧

### મનહર છંદ

સચરનો નથી સત સંસારના ચક્રમાંહી,
ચક્રમાં સંચારવાનું કાર્ય સહુ કરાય છે,
તનવરે-મંડપમાં મનમાં આનંદ માને.
મનના લગનમાં વિઘ્ન વધારાય છે,
લોક લાજ કુળલાજ સકળ સંસાર લાજ,
લાજ તણા રાજ તણી ધોસરી ધરાય છે;
સહન સજોડું કરે દહન ગહન[2] થઇ,
જુઓ આ જોડામાં જગે પ્રેમ પથરાય છે. ૨
ખીલવણે ખેલનાર આનંદે ઉછળનાર,
આનંદ સિવાય અંગે અવર ક્યાં સ્થાન છે,
ભારતીમાં[2] ભાવ અન્ય વૃત્તિમાં અભાવ;
પુરો ખીંચ્યો બળ ભાવ બીજું વિશ્વ આ વેરાન છે,
ખાવું, પીવું, ખેલવું, હસવું, જવું, આવવુંને,
ચાવવું, ચવેણું, એવું ચિતમાં ચોગાન છે,
લલ્લુ એ તી લાયકીને લાત હણી લાડી આપે,
ઇનસાન સાન[3] નહીં હોય એ હેવાન[4] છે !!! ૩

### મંદાક્રાંતા છંદ.

જાણે જેનું ઉર ન જરીયે પ્રેમતે હોય કેવો,
જોડે જોડાં જમન દુખનો દંપતી દાહ સેવો;
શીછે શાને પતિત થયલો વ્યાલ ધારે-ડસેનો,
બુદ્ધિ હીણો પ્રબળ રૂઢીના બંધને બંધયેલો. ૪

---

૧. ઘણું ૨ વિચારમાં. ૩ માણુમ ૪ અક્કલ. પં ઢોર.

પ્રેમી ઉર્મી ઉર ન ઉછળે દંપતીને કદાપી,
વૃત્તી વીના મનશું મળશે એ વિચારે ન પાપી;
કન્યાદાને મનહરખતું કોઇનું નાણું લેવા,
પોતા માટે સકળ બનતું દંપતીને કશું ના. ૫
લાવ્યો લેવા જન સમુદનું શુભ ચાશે કહેવા,
આપ્યો એથી ઉભય જનને દુઃખનો ભાર વેંવા;
શાકી જાશે અટકિ પડશે આગળે અંટવાશે,
વૃત્તિ જૂદી રહિ ઉભયની વાંલનો ભંગ થાશે. ૬
જ્ઞાની પેલો સકળ સમયે શુભ કામે મચેલો,
અજ્ઞાનીના પ્રબળ દળથી ચિત દુખી થયેલો:
કંટાળેલો [1]ક્રુર જુલમથી હાથ બીજે નકામો,
સૌની પેઠે ડિણતી મુખથી શોચશો એનિ સામો. ૭
નાનો દીસેનુર વગરનો ભોળના ભોળી જાણે,
દેવી તેને દિકરી પછી શું પુછવું દુઃખ ટાણે;
ભોલે પાછી દિકિ દુખીઉં વાંક ગાઢે વધારે,
નાનો છે આ જમઇ મુજને દીઉંઠયો ઉરધારે. ૮
તેવે ટાણે [2]તનય [3]તનયા પાસ બેઠા હશેતો;
વીચારે શું ? મુરખ જનશાં ! પાણિ પીને પુછે કાં !!!
જોયું જાતે દિકરિ ધરિછે દુઃખની ખાડ માંહી,
જાણ્યું તોયે રૂઢિ પ્રબળને લાલચે દોરવાઇ. ૯
નાંખી ખાડે મુરખ શું જુએ એ મરે કે જિવે છે
લાવ્યો લેવા પ્રબળ ચિતડું તો હવે દુખ શું છે !!
સત્તા તારી પ્રબળ નહતી આવતા લગ્ન ટાણે,
તોયે તેને પકડિ કરથી અંધ આપી પરાણે. ૧૦
બાળા દુખો બહુજ ખમશે એન વીચ રતારે,
તે ટાણે તો મનન વશિયો, મુર્ખ શોચે અત્યારે !!
લક્ષ્મી માટે દિકરિ દિધિજે વૃદ્ધને વેચનાતેં,
રાડે સારે દુખ શું મુરખા અંતરે આપધારે ? ૧૧
હાજે એ મરખ જન જે કાપતો [4]અગ્રભાગે,

---

૧ ઘાતકી ૨ દીકરા ૩ દીકરી ૪ આગલો.

પાડે શઠો અસહ્ય દુખમાં ડાળ સાથે પછાડે;
નાણાં લીધાં નયન ઝગકયાં પેટિમાં પ્રેમધારી,
મેલ્યા શાની ફિકર તું કરે દીકરીના દુખોના !!! ૧૨
ખાવાછેના જરિક ઘરમાં વૈતરૂં દીકરીને—
આખો દાડો કરવું, ભરવું પેટ, રે'વું બળીને:
આ પીડાથી અધિક જનને અન્ય પીડા ન લાગે,
વેચી, નાખ્યાં દિકરિ દુખમાં તે ન વીચારતારે. ૧૩
ગૂલામીનો પ્રબળ બ્રિટિશોએ કર્યો બંધધારો,
તોયે ચાલે ભરત ભુમિમાં ચાલ આવો નઠારો;
લેવાં નાણાં મનુષ્ય વિક્રયે એજ ગુલામિ ધંધો,
એવી રીતે દિકરિ દઇને દામ લે બાપ અંધો. ૧૪
ચાલે એવું તદપિ ન કરે રાજ્ય જો નેક ધારો,
શાને કે'ના જન હિતક એ આર્ય બંધુ વિચારો ?
પામે પીડા તનય તનયા બાળ લગ્ને બિચારાં;
સોસઇ જાતા કવય વયમાં રૂઠી મારે મરેલાં. ૧૫
શક્તી છે ના તુરન મુખમાં કૂમળાં [1]કંજ જેવાં;
છે કર્માતા બિકણુ બનિયા આર્ય [2]દેદાર કેવા,
જેના વીરો પ્રબળ યુદ્ધમાં પાટુ મારી પડેલા;
તેના આજે તનય હિમતા શામ રંગા સડેલા. ૧૬
[3]ગ્લાની દીસે મકળ મુખમાં શાંતિ છે ના છવાઇ,
દીસે નાના બટુક સરખા મુઠ્ઠિમાં રે' સમાઇ;
દીઠે જેને [4]અરિ ન ડરતા મારતાં શુ મરે કો,
ત્રાસ પોતે અરિથિ હરિને એ ભલું શું કરે કો. ૧૭
નાઠું લોહી નજર ન રહી કયાં ગયું આર્ય કેરૂં,
બાળનાં બાળો સ્વકર શઠના ધારિ કીધું ઘણેરૂં;
દેવી રૂઠી પ્રબળ હિમતી દંડ દે દડ માહી,
કયાંથી શુદ્ધી, અલગ કરિ છે બાપડી બુદ્ધિબાઇ. ૧૮

દોહરા.

પ્રેમશું તે પરણ્યા પછી, જોડું ન જાણે લેશ;

---

૧ કમળ ૨ ચેહરા ૩ દીનગીરી ૪ શત્રુ.

પ્રેમ આવેશ પ્રવેશના, કરે કારમો કલેશ. ૧૯
એકમેકના ઉરમાં, આવે રોજ અભાવ;
નભે કેમ સંસારમાં, ઉંચો થતાં ઉકાવ. ૨૦
માબાપો પરણે જગે, નહિ અર્ભક[1]ને આશ,
અર્ભકને ઉકળ[2] ગ્રહી, નાંખે પાવક પાસ. ૨૧
અભાવતું ભાવ્યું ગણી, દેખાડે જગ માંશ;
ખાસું કરીને ખાશ પણ, ઉદર[4] થકી ઉભરાય. ૨૨
જુવો દંપતીની દશા, સંપની છતાં મહાન;
પ્રેમ ગરીબીપર ઝુલે, જાણે સારી જહાન[5] ૨૩
હ ય ! એક ઉદ્‌ગાર પણ, પ્રેમ તણો નિકળે ન;
વાતોમાં વઢવાડવિણ, અક્ષર્ મૂખે ઉચરે ન. ૨૪

મનહર છંદ.

## કુદરતનો કાયદો તુટતાં રૂઢાની ખરાબી.

### મનહરછંદ.

પ્યારી ધરી પ્રજા આગળે કરું પોકાર થતા—
પર દુરાચાર [1]પારાવાર પીડનાર છે,
કાંડેથીઠે હાથ તોય આપે બનતા અનાથ;
રૂઢી લાંબા હાથ કરી બાથ ભીડનાર છે,
ભડકે [2]બીર બનીને ફડકે ફોગટ ચિત;
ઉફડકે અંતરમાં ઉચાટ અપાર છે,
ઢંડો ઉચાટ વજો દાટ, હાટ હાટ, દિસે;
બાળ લગ્ન અંગે બારેવાટ આ બજાર છે. ૧

પ્રજામાંથી પ્રજળી ગઈ છે પરાક્રમશ્રતી;
થઇ છે અધમ દશા આર્ય તણા દેશની,
રીસાતી [3]રમાને રીઝવી ન આણે રડી રહે;
કર્મે કુડે ચડે નોસરણી અહી[4] ક્લેશની,
પગમાં કુહાડી ધરે પામતા પવીત્ર નામ;
પરાક્રમી પૂર્વિયે સત્તાન પ્રવેશની,
નાટક ખેનાડી ઉભો રહે જઇ આગાડી;
તાળી તોરમાં વગાડી પશુ વાત એનો વેશની. ૨

### દોહરા.

પાડે રૂઢી પ્રબળ થઇ, તણે સરવે જંન,
પણ તજવાની વાત નહિ, ખોટી મોટપ મન. ૩

બાળલગ્નથી બાગતે, કાળી કરાળ કપાળ,
ચોર ચતુરાં રૂપ થઇ, બાપ કાર્યે એ બાળ. ૪

વીશ વર્ષની વય વિના, નર સુજાન ન સમાય;
વૈદક વાંચે વ્હલથી, તો સહુએ સમજાય. ૫

જરૂર નહિ જેને જગે, કુદરત તણો કરાર,
તોડે અયુમમળ જનો, સહિ શાતીવી માર. ૬

સુના પુષ્પ ઉઘડ્યા વિના, કળિકા ! કળિથિ[5] કપાય !!

૧ ઘણો ૨ બીકણ ૩ લક્ષ્મી ૪ પડી ૫ કળીયુગ.

કળી ધરે બીજાંકુરે, નાશ કળી તતકાળ. ૭
યદ્ય બીજ કળિ ફળ થશે, તે કળિ નબળી હોય;
અપક્વ કળિ આરોગ્ય નહિ, સુન કળિ નબળી સોય; ૮
ગરજ નથી જેને જરા, તે કયમ ગરજુ થાય;
ગરજ વિના ગોરી તણી, કીમત કેમ કરાય.
તરૂણી વર્ષે તેરમાં, આવે જોબન અંગ; ૯
નર વીશ વર્ષે બને, દેશ તણો એ રંગ. ૧૦
સાત વર્ષનો છે ફરક, કુદરતનો એ ઘાટ,
પ્રજોત ફરક તજી થતા, ઠીક ગણિ નિજ ઠાઠ. ૧૧
રૂઢી આંખે નિરખતાં, અંતર આંખો શુન્ય,
ઝટ પરણાવું બાળતો, પામું મોટું પુન્ય. ૧૨
પુન્ય થયું શું ? પૂછતાં, સમજે નહિ નિજ ચિત્ત;
રૂઢી આધીન આપ થઇ, ગણતા પુન્ય ખચિત. ૧૩
પુન્ય તણે બદલે મળે, પાપ તણો પોકાર,
તે જાણે કયમ જંગલી, ખમે બાળકો માર. ૧૪
કુદરતનો કાનૂનને,[1] તોડે આણી તોર,
તો કુદરત કયમ નવ કરે, પ્રજા પાછી કમ જોર. ૧૫
રૂતુ[2] ગામી નર નારીઓમાં, વસતાં પ્રથમ વિશેષ,
ત્યાં રૂઢી આધિન પ્રજા, કાયે પામે ક્લેશ. ૧૬
આવે નહિં યુવાનિ ત્યાં, યુવાન કરવા ઉર,
ગમત ખાતર ગાંડિયાં, બાળક નાંખે પૂર. ૧૭
વાર દશે વયમાં તદા, તરૂણી દે લઇ તંભ,
તરૂણી તરણું[3] સમતપે, મહત પાપ રૂપમંન. ૧૮

### વસંતતિલકા છંદ.

પામે યુવાન પદ છે ન યુવાનિ આવી,
લાવ્યો સુલ્હાદિ નિજ સુત પ્રીતે વરાવી,
આ છે અયોગ્ય પણ બુદ્ધિ બધી ગુમાવી,
મૃત્યુનિ બાળ કરનીસ્રણી અપાવી. ૧૯
બાળા ન યોગ્ય વર બાળ રીઝી રમેના,

---

૧ કાયદો. ૨ રૂતુ વખતેજ ગમન કરનાર. ૩ સુર્ય.

થાતાં યુવાન વર બાળ, ચિતે ગમેના,
તારૂણ્ય તેર કદિ બાળ વરે નમેના,
સંતાપ તાપ તન સુંદરિને શમેના. ૨૦

નાની બિચારિ બળા વર શું કરશે તે,
જાણે નરેશ ચિત્તમાં ધરિ ધીરજથી રે;
ના થાઉં કેમ પરણી વરણી શકેને,
રંડાય હાય! અણુ હાય મરે હદેશે !!! ૨૧

પાપીષ્ટ પુર ગર્વીષ્ટ, અમર ગંદા,
શી દાઝ હોય દિલમાં રૂઢીમાર અંધા;
શાણા હશે અવર તોય સુણી વીચારે,
બાળા બિચારિ જિવતી પડિ દુઃખ ખાડે. ૨૨

રંડાવું શું પરણવું શું ન ભાન જેને,
ખોળે લઇ ખુશીથી ફેરવી છેક ફેરે;
શીકે જરૂર ધરિ આપ મતી ધરાર,
નાદાન બાળ વલિ બાપ કરે કરાર. ૨૩

પામે પીડા તન કહેસુખ મુર્ખ બાપ,
છે પૂર્વ યોગ જનમાંતરનાં અમાપ;
આ છે અગાધ અઘ[1] અતી નડ્યાં અમોને,
છે દેખવિ દિકરિ પીડ રહી અમોને. ૨૪

છે ઝેરનિજ સુખ સાપ સદા ઉચારે,
સંસાર ભાવ ભુળવા હજિ મન ધારે;
દાઝેન જોઇ દુહિતા[2] દિલમાં દહેના,
છે ભૂલ ભારી કદિ મુર્ખ મુખે કહેના. ૨૫

છે શાસ્ત્ર સાર પરણાવવિ બાળિબાળા,
જો થાય વૃદ્ધ વધુ પાપ તણા ઉછાળા;
દીધુ ન દાન દિકરિનું દશેક વર્ષે,
આયે હું મોડ ધરિને નવ ચાલિ હર્ષે. ૨૬

એવો વિચાર કરિ વાલ ધરી વરાવી,
છે યોગ્ય ના તદપિ રૂઢિ વિચાર લાવી;

---

૧ પાપ. ૨ દીકરી. ૩ શરીર.

કળી ધરે બીજક રૂપે, નાશ કળી તતકાળ. ૭
થઇ બીજ઼ કળિ ફળિ થશે, તે ફળિ નબળી હોય;
અપક્વ ફળિ આરોગ્ય નહિ, શુન ફળિ નબળી સોય; ૮
ગરજ નથી જેને જરા, તે કયમ ગરજુ થાય;
ગરજ વિના ગોરી તણી, કીમત કેમ કરાય.
તરૂણી વર્ષ તેરમાં, આવે જોબન અંગ; ૯
નર વીશે વર્ષે બને, દેશ તણો એ રંગ. ૧૦
સાત વર્ષનો છે ફરક, કુદરતનો એ ઘાટ,
પ્રજોત ફરક તજી થતા, ઠીક ગણિ નિજ ઠાઠ. ૧૧
રૂઢી આંખે નિરખતાં, અંતર આંખો શુન્ય,
ઝટ પરણાવું બાળતો, પામું મોટું પુન્ય. ૧૨
પુન્ય થયું શું ? પૂછતાં, સમજે નહિ નિજ ચિત્ત;
રૂઢી આધીન આપ થઇ, ગણતા પુન્ય ખચિત. ૧૩
પુન્ય તણે બદલે મળે, પાપ તણો પોકાર,
તે જાણે કયમ જંગલી, ખમે બાળકો માર. ૧૪
કુદરતનો કાનૂનને,[1] તોડે આણી તોર,
તો કુદરત કયમ નવ કરે, પ્રજા પછી કેમ જોર. ૧૫
ઋતુ[2] ગામી નર નારીઓ, વસતા પ્રથમ વિશેષ,
ત્યાં રૂઢી આધિન પ્રજા, કાયે પામે કલેશ. ૧૬
આવે નહિં યુવાનિ ત્યાં, યુવાન કરવા ઉર,
ગમત ખાતર ગાંડિયાં, બાળક નાંખે પૂર. ૧૭
વાર દશે વયમાં તદા, તરૂણી દે લઇ તંન,
તરણી તરણી[3] સમતણે, મહત પાપ રૂપમંન. ૧૮

વસંતતિલકા છંદ.

પામે યુવાન પદ છે ન યુવાનિ આવી,
લાવ્યો સુતાડિ નિજ સુત પ્રીતે વરાવી,
આ છે અગોગ્ય પણુ બુદ્ધિ બધી ગુમાવી,
મૃયુનિ બાળ કરનીકરણી અપાવી. ૧૯
બાળા ન યોગ્ય વર બાળ રીઝો રમેના,

1 કાયદો. ૨ ઋતુ વખતેજ ગમન કરનાર. ૩ સૂર્ય.

થાતાં જુવાન વર બાળ, ચિતે ગમેના,
તારૂણ્ય તે.ર કદિ બાળ વરે નમેના,
સંતાપ તાપ તન સુંદરને શમેના. ૨૦

નાની બિચારિ બળા વર શું કરો તે,
જાણે નકેશ ચિત્તમાં ધરિ ઘોંસરીને;
ના યાદ કેમ પરણી વરણી થકેને,
રંડાય હાય! પણ હાય ધરે હૃદેશે !!! ૨૧

પાપીષ્ટ પુર ગર્વીષ્ટ, અમર ગંદા,
શી દાઝ હોય દિલમાં રઢીમાર અંધા;
સાણા હશો અવર તોય સુણી વીચારે,
બળા બિચારિ જિવતી પડિ દુઃખ ખાડે. ૨૨

રંડાવું શું પરણવું શું ન ભાન જેને,
ખોળે લઇ ખુશીથી ફેરવી છેજ ફેરે;
શીકે જરૂર ધરિ આપ મતી ધરાગ,
નાદાન બાળ વતિ આપ કરે કરાર. ૨૩

પામે પીડા નર કહેમુખ મુર્ખ બાપ,
છે પૂર્વ યોગ જનમાંતરનાં અમાપ;
આ છે અગાધ અઘ[1] આવી નડ્યાં અમોને,
છે દેખવિ દિકરિ પીડ રહી અમોને. ૨૪

છે ઝેર[1] નિજ મુખ સૂખ સદા ઉચારે,
સંસાર લાવ મળવા હજિ મંન ધારે;
દાઝેન જોઇ દુહિતા[2] દિલમાં દહેના,
છે ભૂન મારી કદિ મુર્ખ મુખે કહેના. ૨૫

છે શાસ્ત્ર સાર પરણાવવિ બાળિબાળા,
જો થાય વર્ષ વધુ પાપ તણા ઉછાળા;
દીધુ ન દાન દિકરિનું દશેક વર્ષે,
માથે હું મોડ ધરિને નવ ચાલિ હર્ષે. ૨૬

એવો વિચાર કરિ વાંલ ધરી વરાવી,
છે યોગ્ય ના તદપિ રૂઢિ વિચાર લાવી;

---

1 પાપ 2 દીકરી. 3 શરીર.

કળી ધરે બીજાંક રૂપે, નાશ કળી તતકાળ. ૭
થઇ બીજી કદિ કળિ થકી, તેં કળિ નબળી હોય;
અપક્વ કળિ આરોગ્ય નહિ, સુન કળિ નબળી સોય; ૮
ગરજ નથી જેને જરા, તે કયમ ગરજુ થાય;
ગરજ વિના ગોરી તણી, કીમત કેમ કરાય.
તરૂણી વર્ષે તેરમા, આવે જોબન અંગ; ૯
નર વીશે વર્ષે બને, દેશ તણો એ રંગ. ૧૦
સાત વર્ષનો છે ફરક, કુદરતનો એ ઘાટ,
એજ ફરક તજી થતા, ઠીક ગણિ નિજ ઠાઠ. ૧૧
રૂઢી આંખે નિરખતાં, અંતર આંખો શુન્ય,
ઝટ પરણાવું બાળતો, પામું મોટું પુન્ય. ૧૨
પુન્ય થયું શું ? પૂછતાં, સમજે નહિ નિજ ચિત્ત;
રૂઢી આધીન આપ થઇ, ગણતા પુન્ય ખચિત. ૧૩
પુન્ય તણે બદલે મળે, પાપ તણો પોકાર,
તે જાણે કયમ જંગલી, ખમે બાળકો માર. ૧૪
કુદરતના કાનૂનને,[1] તોડે આણી તોર,
તો કુદરત કયમ નવ કરે, પ્રજા પછી કમ જોર. ૧૫
રૂતુ[2] ગામી નર નારીઓ જ્યાં, વસતાં પ્રથમ વિશેષ,
ત્યાં રૂઢી આધિન પ્રજા, કાયે પામે ક્લેશ. ૧૬
આવે નહિં યુવાનિ ત્યાં, યુવાન કરવા ઉર,
ગમત ખાતર ગાંડિયાં, બાળક નાંખે પૂર. ૧૭
વાર હશે વયમાં તદા, તરૂણી દે લઇ તંન,
તરૂણી તરૂણા[3] સમતપે, મહત પાપ રૂપમંન. ૧૮

વસંતતિલકા છંદ.

પામે યુવાન પદ છે ન યુવાનિ આવી,
લાવ્યો સુશાડિ નિજ સુત પ્રીતે વરાવી,
આ છે અયોગ્ય પણ બુદ્ધિ બધી ગુમાવી,
એ-યુનિ બાળ કરનીસ્મરણી અપાવી. ૧૯
બાળા ન યોગ્ય વર બાળ રીઝી રમેના,

૧ કાયદો. ૨ રૂતુ વખતેજ ગમન કરનાર. ૩ સુર્ય.

થાનાં યુવાન વર બાળ, ચિને ગમેના,
તારૂણ્ય તે.ર કદિ બાળ વરે નમેના,
સંતાપ તાપ તન સુંદરને ક્રમેના. ૨૦
નાની બિચારિ બાળા વર શું ઠશે તે,
જાગે નકેશ ચિત્તમાં ધરિ પોંસરીને;
ના માત કેમ પરણી વરણી ચહેને,
રંડાપ હાય! અણ્ હાય ધરે હરેશેં !!! ૨૧
પાપીષ્ટ પુર ગર્વિષ્ટ, અમર ગંદા,
શી દાઝ હોય દિલમાં રડીમાર અંધા;
શાણા હરી અવર તોય સુણી વીચારે,
બ.ળા બિચારિ જિવતી પડિ દુઃખ ખાંડે. ૨૨
રંડાવું શું પરણવું શું ન ભાન જેને,
ખોળે લઇ ખુશીથી ફેરવી ઊભ હેરે;
શીઠે જહર ધરિ આપ મતી ધરાગ,
ન.દાન બાળ વલિ બાપ કરે કરાર. ૨૩
પામે પીડા તન હદેમુખ સુખે બાપ,
છે પૂર્વ યોગ જનમાંતરનાં અમાપ;
આ છે અગાધ અઘ[૧] અ.રી નરમાં અમોને,
છે દેખવિ દિકરિ પીડ રહી અમોનિ. ૨૪
છે ઝેરંનિજ સુખ સખ સદા ઉચારે,
સંસાર લાંવ મુજવા હજિ મંન ધારે;
દાઝેન જોઇ દુહિતા[૨] દિલમાં દહેના,
છે ભૂર મારી કદિ સુખે સુખે કહેના. ૨૫
છે શાસ્ત્ર સાર પરણાવવિ બ.ળિબાળા,
જો થાય વૃદ્ધ વધુ પાપ તણા ઉછાળા;
દીધુ ન દાન દિકરિનું દશેક પાઁ,
આપે હું.મોડ ધરિને નવ ચાલિ દર્શે. ૨૬
એવો વિચાર કરિ વાંલ ધરી વરાવી,
છે યોગ્ય ના તદપિ રૂઢિ વિચાર લ.વી;

૧ પાપ. ૨ ઠીકરી. ૩ શરીર.

ना नाथ द थ दिद पेन गीनेट जाते,
तेने बनावि वर मंडपमांहि धाले. २७
रे 'तह देड सुधि प्राण जतां न तरे;
आवेल ब्रध वधु बाप तणो न छूटे,
ना बान वस्त्रवपु[1] केम धराय तेनुं,
ना योग नरि निरख्या तणुं चित्त जेतुं. २८
एवा अयोग्य समये शिर शिशु केरां,
छेदे तमाम सज्जनो मन मान लेवा !!
बाळे बजोथि' घर आप तणुं अजाणे,
माने छ मुद पण कृत्य रूडु पराणे !! २९
कोडी कमाइ शकशे कयम कामथी ते,
तेना विचार विधि कारनि कामनी ते,
ना कामनी तद्वि कामनि काम शुं छे?
छे लोभमा'न कयम अध डरे मुझेथी. ३०
कावी वये करम बाप तन्या कुर्दाती,
पामे अथाह दुःख बोल न मुखमाथी;
उच्चारि कोई न शके रुदि भार मार्यो,
छे आसपास[2] दव ज्यां कयम र' उगार्यो. ३१
कार्यानि रोज कुयवीशशुनो वध.रो,
ना योग्य खावुं सुखनो वधतो न वारो;
तेमां कदापि मळि जत कुलटी कुगामी,
तो ये रिबाई वसतो पिड पंडपामी. ३२
छेना उपाय कारे हाथ मरे तथापी,
बीजुं धराय नहि छाप पितानि छापी;
बाळा बजोप वयरीणु वरेल तेथी,
निर्मास्य बाळ वय नानि वरे वरेथी. ३३

मनहर छंद.

आर्य देशतणी आंखडी लोधी छे आ'धीनता,
पराधीनतामां लेय रूढी बळे पागीया;
बुद्धि तारताने दूरे कोटीधा प्रयत्न पण,

१ आंगन. २ पेटपर.

રૂઢીએ લગામ હાથ ધરી તેથી હરીયા;
બુદ્ધીમા બગાડો પણ રૂઢીમાં સુધારો લાગે,
રૂઢી રાજમાંહીં રાત દીવસ રચ્યા રહ્યા;
લાગે ઉપદેશ દ્વેશ ઉપજે અનીતી પર,
નીતી ઉર દ્વેશ કેમ અટકે અનીતીઆ. ૩૪

શિખરિણી છંદ.

વિખૂટી વિચાતે પલકમહિં કયાથી ઉભિરકે,
અવિદ્યા આધીને સકળ બનિ કૂડો પથગ્રહે;
રૂઢી સહેલી છે સકળ જગનો સંહાર કરવા,
રહી છે ફેલાઇ ભરતનર ભુંડા નિરખવા. ૩૫
દબાવી દીધાછે દુસહ કરમોથી હર્નિશે,
પ્રજામાં પીડાદે હસતિ[1]રુદિ-છેટે હિક યશે;
અભાગી ભુવેછે નિરખિ શકતા ના કાર્ય નિચને,
રહ્યાછે લોભાઇ કરમ ગતિ ધારી રૂઢિ પદે. ૩૬
પિડા પામે તોયે અલગ ખસતા ના દુખ ધરી,
મને માને મારૂં ઉદરપર નાંખી કર છરી;
કૃપાનાં કોટીધા સમજુ જન જોતાં ધરિ દયા,
તથાપી તેમાંથી સમજિ જરિ છુટા નવ થયા. ૩૭
દિધી આશા મોટી સ્વરગ ફળની ને મોક્ષ ગતિની;
ધરાવે બાળાજો પરમ ફળ પામે નાનિવરની,
છતીદેહે સ્વર્ગે ગમન તણિ ઇચ્છા ઉર વિષે;
હમેશાં દેખાતી રૂઢિબળ અને ક્રુર નજરે. ૩૮
થવા પોતાની એ, ઉચગતિ ગુણી જાણિ ચિતમાં,
વિચારે બાળાને અધમ જનના જ્ઞાન ઉરમા;
કદી પાંચે વર્ષે, હરખ ધરિ દીધું દાન દિકરી,
થયો સૌથી મોટો, સ્વરગ જઇ બેઠો ભરનરી. ૩૯
વદે લોકો વાહવાહ પરમપદ પામ્યોજ [1]ભગ્દા,
બકે છે બેબાને રૂઢિ મદ ચઢી મસ્ત બનિને;
કિધા કામો રૂડાં કવણ તમ જોવું જગનમાં,

[1] વિક્રતા નરમાં અજ્ઞાનુ[?] દાનો કરનાર.

શકે કેદી કોઇ અવળું કરિ આપે ખુશિ થયા. ૪૦
જમાડી નાતોને બહુ જશ મળ્યો રેલિ નદિયાં,
તણાયો તોરી ત્યાં ધસડિ લઇ જાશે પુર [1]ક્રિયાં;
મને માને મોટો નરક મહિ બેઠો સ્વર્ગ નિરખે,
કરેલાં કુકર્મો, દુખદ નિરખીને ચિત્ત હરખે. ૪૧
બળે રાંડેલી જ્યાં કુરતિ દુહિતાદં ઘર વિષે,
તથાપી પોતાની કસુર જરિ પીતા નચિંતવે;
કરેલાં કર્મો છે પર ભવ તણાં રાંડ દુહિતા,
લખેલું વિધાત્રી કરશું સ્વયમ આવ જતું ક્રિયાં. ૪૨
દયા દીયે શાની નિરખી ભવ નાની વય થકી,
બળેલો બાળાનો ઉજડ ઉર ધારે સ્વયમ નકી;
રહે રાજી પોતે વરણુવ કરી કાર્ય નિજનો,
વરાવી બાળાજે લઘુવય વિષે એજ જશનો. ૪૩
જિવે ત્યાં સુધીતો સ્વરગ સુખ પોતે સહુ ગણે,
કરેલાં કામોને નિરખિ નજરે ના નિચ કહે;
રિબાતી જોનારે દિકરિ દિલમાં શું દુખ કહે,
અમે તો પહુંચી કરમ ગતિ તારી નબળી તે. ૪૪
કહો શું એ માંહીં [2]જનક [3]જનુની ને કરિ શકે,
વિધાત્રી છઠ્ઠીના દિવસ મહિ લેખો સમજને;
અમે જાણી લીધી કરમ ગતિ તાણી લઇ જશે,
નિરખાયે સર્વે અનુભવિ બની એમ વદશે. ૪૫
રહેવું સંતોષી તું સમ ધણી રાંડી રઝળતી,
ફરે છે તેનાથી અધિક સુખ તું આમ થકી;
કહી એવું રોતે-ધિરજ ધરવાને શિખવના
તથાપી કોઇને અવગુણ ગણેના સ્વમતના. ૪૬
તું મારી પુત્રીછો જિવન કુળનું છો જગતમાં,
રહી ને તું પાસે ખુશિ મનું ધરે આપ ઉરમાં;
પરાયો જાતાં કે' અવગુણ કરો આપ ઘરમાં?
તું જીવે છે પુત્રી અઘટિત નથી કાંઇ સ્વજનમાં. ૪૭

---

[1] ક્યાં. [2] બાપ. [3] મા.

સહુએ રાંડે છે નવિન નથિ પુત્રી તુજ તણું,
બહુ તારા જેવી રખતિ રહી શું સુખ કહું;
નથી ખાવા પીવા વસન ન મળે કાંઇ [1]વપુવિષે,
દુંકાગ ખાવાના સ્વજનહિતચિત્તે બળિ જશે ૪૮
તને તેવી પીડા લગિર નથિ તારા ભર વિશે,
રહું ખાતું પીતું તુંસમ બિજિ રાંડેલિ ન હશે;
ઘણું તારે મારે હિતહેત ધરી જન્મ ગુજરે,
વિચાર્યું તારૂં મેં સકળ સમયે શુભ હદએ. ૪૯
તથાપી પોતાની સકળ દુખ સેતી નિજ [2]સુત્તા,
વિચારે ના મુર્ખો શિશુ૨ય વિષે લગ્ન દુખ આ !!!
બખાણે મોઢેથી કરમ નિચ તો ઉંચજનમાં
પડે માને આપે મુરખ સમના લાજ મનમાં. ૫૦

દોહરા.

એ રીતે ઉંધી મતી, આપે બાપ અજાણ;
આપ એબ ઢાંકે મુરખ, કરનો વડાં વખાણ. ૫૧
પણ કુદરના કાર્યને, કરી શકે શું બાપ,
ખાય પિયે તદપી દિયે, દુષ્ટ બાપને શ્રાપ, ૫૨
સમજે શિશુપણું છુટતાં, બાળા મટતાં બાળ,
બેચકુશી જોઇ બાપની, ચડે કારમો કાળ. ૫૩
નાણાપાણા સમ ગણે, પડે સહિ પરિતાપ;
[3]પાવકર્થી પીડા વધુ, સહે [2]સુતા દિન રાત. ૫૪
સ્મૃતિ પરણ્યાની પર હરે, રહે રાંડ્યાનું ભાન;
નાની વયમાં અણુસમજ, મન થતું પછી મસ્તાન. ૫૫
જોઇ બેનિ સાહેલિને, પરણી સાસરે જાય;
ત્યારે પુછે માતને, કાં હું થી ન જવાય ! ૫૬
માત કહે રાંડીછ તું, ધણી તારો પ્રભુ ધામ;
ખા પી આ ઘરમાં રહે, પરસના રટજે રામ. ૫૭
અરૂચતા આ અગલને, ગણે ગોરિ મન કાળ;
બળતી રે' બળા સદા, આંખે આંસૂ ધાર. ૫૮

---

[1] શરીર [2] દીકરી [1] અગ્ની. [2] દીકરી. [3] જીમ.

એ નીતીના નિયમમાં, રહે આપણી રોજ;
તો પણ તેને શિર ધરે, અણુપટનો અતિ બોજ. ૫૯
સહુ સંસારી કામમાં, કરિ નવ શકે પ્રયોગ;
શુભ કામે કયમ સચરે, વધુ વિધવાનો વેશ. ૬૦

## આર્ય વૃત્તની નિરમાલ્યતા.

દોહરા.

મોટાં મોટાં સમ જુઓ, નહી શકે નુર,
બેબે છરિ ધરતાં ફરે, માયા તણા મજૂર.
મુખપર બેસે માંખને, ઉડાડવાનિ ન આય;
એશું અધિક કરી શકે, હાય હિંદુ ભુમિહાય.

મનહર છંદ.

શરનહીં શરીરમાં નુર નહીં મુખપર,
ધર્મ તણો ઢોંગ પણ આપે અનાચારી છે;
શૌર્યનું ન કાર્ય થાય ડર જોઇ નાશી જાય,
લડાયક જુસ્સા ગયા રહી જ્યાં લાચારી છે;
મુડી જેવા મનુષ્ય રહેછે [1]રોજ માંદવાડે,
પ્રજા દુખ ખાડે [2]ભીરૂ જેમ ભાગનારી છે;
બાગી જીંદગીને ટાળ્યું જીવતાનું તેજતન,
બાળ લગ્ન હિંદમાં આતારી બલીહારી છે. ૩
લાભ જોઇ વેપારી કરેછે રોજ રોજગાર,
જેને જગતમા લાજ પ્રાણ થકી પ્યારી છે;
નાદારી દેખાય માટે અરી સામે લડીમરે,
દેશની નાદારી દેખી કાયાને પ્રજાળી છે;
[3]સુતસુતા દુઃખી દેખી કાન લડે માતતાત,
ધરમે અધર્મ થઇ મતી એવી ટાળી છે.
હાય જોઇ હિંદુ તણા હેતુ હોશ ઉડી ગયા,
શુરવીરતાને સારે નાદારી વધારી છે. ૪
રડીનો જુલમ માત તાતનો જુલમ મહા,
જુઠી આબરૂની કાંધે ઘોસરીઓ ધારીછે;

---

૧ ભીકણુ ૨ દુસ્મન. ૩ દીકરા દીકરી.

હોય જો સુધારો તો કુધારો માને અંધમતી,
કુમતી અહીને જેણે સુમતી વીદારી છે;
ગુરૂએ અંધારા [1]ગાર માંહી હડસેલ્યા હવે,
નરકના કીડાને નરક સુખકારી છે;
શીખ આપે શાણા ત્યારે વીખ જેવી માને મન,
હીંદની હાલત સારી ક્યારે આવનારી છે ? ૫
નાનાં બાળકોને પરણાવવાનું મહા પુન્ય,
આવી ઉંધી મતી લુચ્ચા ગુરૂએ ઉતારી છે;
આપ તણા લાભ માટે પાપ પ્રજા છેડે બાંધ્યું,
સ્વર્ગની નીસરણી ગુરૂને ઘેર ધારી છે !!!
પતીત પ્રજા બને તો ગુરૂનું ગુમાન નમે,
ધુતી ખાય ઢોંગી બની આપે વેષધારી છે;
ચક્રે ચડાવી શીર છેદન કરેછે રોજ,
[2]ખોજ કરીજો ગુરૂની દુનીઆં ધુતારી છે. !!! ૬
ગુરૂ કહે તેજ જ્ઞાન ગુરૂ કહે તેજ ગાન,
દુષ્ટ ગુરૂ બંધન અનીશે દુઃખકારી છે;
ત્રાસે તો છે દોષ વળી નાસે તો વિશેષ દોષ,
વીમાસ[3] તો વધતી પ્રજા વટલનારી છે;
ગુરૂ દુષ્ટ વચન તે વેદ ભેદ જેવું માને,
ગુરૂ જ્ઞાની કે અજ્ઞાની મતીને ન ધારી છે;
ગુરૂ નાંખે નરકમાં ગુરૂ નાંખે સ્વરગમાં,
ગુરૂના ગુમાને ભાન સાનનો વિસારી છે. ૭

## અણુ બનાવનો અંકુર.

### દોહરા

મન મળતાં નથિ [4]મહિ વિષે, જે જે કોઈ જોડાય;
અણુબનાવનો એ થકી, અંકુર ઉદ્ભવ થાય. ૧
અંકુર વધતા આગળે, વડું વૃક્ષ થઇ જાય;
દંપતિ એ વૃક્ષે ચડી, અણસમજૂ અથડાય. ૨

---

૧ ખાડો. ૨ તપાસ. ૩ સાચું ખોટું માનવાનું કરે. ૪ પૃથ્વી.

રોળા વૃત્ત.

પ્રથમ ન પ્રીછે પ્રેમ, નેમશું ધરવે જામે,
કરો પછીજન કેમ, સુખ દંપતિ દિલ પામે;
મન જૂદા પડિ જાય, મળે નહિ મન લગ્નેથી,
વડાઇમાં વીંટાય દંપતી દ.ય ! જનેથી. ૩
નર આ છે નિર્માલ્ય, નાનકો નમતું શાને,
વડી એ થકી હુંજ, એમ [1]મહિલા મન માને;
ક્રષ્ટે નિતદિલ, સ્વામિની હોકરવાદી,
મોટપમાંથી ક્રેશ, નારિ સામરિખે આવી. ૪
વહુ વધુ ગુણવાન, બાપડીને વર બાળક!
એ વચનો સહુ તણાં, પ્રેમ દોરીને દાહક!!!
સમજૂ શાણી નાર, નાનકો નાથ દિસે આ,
દુઃખ તણો નહિ પાર, એમ નર નાર કહે જ્યાં. ૫
સાસરિયામાં નાર, સભ્યતા ચિત્તમાં ધારે,
પિયર થકી શિખસાર, સમજુ થાતા સહુ આવે;
રેવું સારી રીત, પ્રીત સાસરિયાં કેરી,
ખરિ ખેંચવી ખચીત, એ અસર ઉર ઘણેરી. ૬
તેથી તરુણી તજે, બધી ઉછાંછળિ ટેવો;
જવું સાસરે થવું, વધૂ ડાહ્યાં જશ લેવા.
આ હેતૂ વિણ અવર, હેતુ નહિ નારી મનમાં;
ગોરી ગંભીરાઇ, એથ ધારે નિજ તનમાં.
નાથ હોય નિજ પેર, નાનકો જાય નિશાળે;
સમજે નહિ કંઇ પેર, ઘેર ટટ્ટ જિત બાળે.
પજવે નિત્ય માબાપ, શરમશી નરને નિજ ઘર !
પત્નીને પરિતાપ, નાથ અણુ સમજૂએ ઉર!! ૭
આપપેડિ જે અસર, ખસે નહિ અંતરમાંથી;
એથિ નારિની નજર, નાથ ગમ નબળી થાતી. ૮
હું શાણી સમજેલ, એવું ચિત ચતુરાં ધારે;
ગોરી ઘેર મજેલ, "સમજુ વહુ" એવું ઉચારે.

---

[1] સ્રી.

એ અંતર અભિમાન, અંગનાને આખો ભવ;
ખમે નહીં કો વાર, એજ અંકૂરનો ઉદ્ભવ.
બાણી બને ભરથાર, પછી સમજૂને શાણો;
નેહ રહે નહિ નાર, પ્રથમ મતકે બધાણો. ૧૦
શાભા શિક્ષા એહે, નીજ જેવી નારીની,
વિચાર ના ઉર લહે, વધુ મમજણુ વિતાની.
થાય સ્વામિ સમજેલ, પછી સ્ત્રી મૂરખ લાગે;
આપે થઇ આવેડ, કેમ મત તરણી ત્યાગે!!! ૧૧
સાસૂ સમરા તણી, કરી સંપાદન પ્રીતી;
એજ મને ગણિ ધણી, એહેના સમજૂ રીતી.
નિજ મતનો રે' નાથ, એવું નારી ઉરધારે;
બાગા ભીડે બાથ, વા'લથી પછિ વધારે ૧૨

## નરમ ઠપકો.

### માલિની વૃત.

દિપક કરથકીને, કોઇ કૂવે પડે છે;
જન સહુ પછિ તેને, ખુબ ગાડો ગણે છે,
ચિત સુખ ગણિકૂએ, અંધકૂપે બિચારો,
તપિ ન યશ પામે ન્યાયનો નેક ધારો, ૧.
ત્યમહિણ મતિધારી, બાળવગ્ને વધારી,
શિશુ હહિ ઝટ નાખે, કારિ ધારી કટારી,
ચિતજરિ નહિ શંકા, રે'સતા શિશુ હાથે,
પરમદિન દયાળુની ધરી છાપ માથે. ૨.
હદ થઇ હિણ ભાગી, જાગી જોતાં જશું શૈ,
મુરખ સુઇ રહે તો, આખરે માર ખાશે,
ત્યમ થયુ દિલદીસે, ઉધ આવી અતિશે.
ઘર બળિ બધુ જાશે, તેયના સાર લેશે. ૩.
ભરત ભુમિ દિસે છે, ભવ્યતાએ ભરેલી,
તદપિ તણુખલાની, નીચ ધારે કરેલી.
બળહિણુ બનતાશા, બાળવગ્નેથી બાળો;
નિરમુળ સહુ થાશે, છેક લેના ઉઠાળો. ૪.

જિવન જગત માંહી, જીવ સાથે જડેના;
ગુણહિણ બની આજે, આર્ય ગૂમાવતાહા !!!
જિવન જતું રહ્યું છે, જર્જરી ભૂત દેહ,
સુખિજન કયમ થાશે, નીચનો ધારિ નેહ ?
મુરખ જન કહે છે, આપ શાણા બનો છો.
પથ શુભ પરવારી, વાટ આડી ગ્રહો છો,
કરમ શુભ નથીને, શુભની ધારિ આશા;
મૃગજળ નિરખીને, આખરે છે નિરાશા. ૬
તદપિ નયનની છે ભુલ એ ભાળતા ના,
ધસવું મૃગજળે એ, વાંહ વીચારતા હા !!!
કુપથ સુપથ માંહી મધ્ય રસ્તે પડેલો,
કરણ સુણ્યું નથી જે, છોડી રીતો ચડેલો. ૭
તામ થયું અમદેશી, લોક ભુલા પડ્યા છે,
સુપથ તજિ સ્વદેશી, નીચ રસ્તે ચડ્યા છે,
કદિ નહિ અટકે એ, પુર્ણ થાક્યા વિનાના;
બધિર[1] નજિક જેને, શંખ ફુંક્યા નકામા. ૮
નયન નિરખવાનાં, નાશ પામ્યા દિસે છે,
નિરખિ દિપ શિખાને[2], શું પતંગો પડે છે !
ચિત શુભ થયું ધારી, વેદનાને વિસરી,
તદપિ વધતિ દીસે, બાળલગ્ને બીચારી ! ૯
દુરબળ દિસતા શા, આર્ય દેદાર ભાગું.
ભરત રણ ભુમીના, વીર ક્યાં યાદ આણું ?
સરપ વહિ ગયાને હાથ દીસે લીસોટા !
નકર જન જવાથી, ખોખલા જોડું ખોટા. ૧૦
દમડિ તણિ દિસેના, દેહમાં શક્તિ સાચી,
ફૂટ દઇ ફુટિ જાતા, ફૂલડી હોય કાચી;
પર વરવું ન પ્યારે, કોઇ વિદેશ માંહી,
મરન તણિજ ભયા, શીખની કોદી નાહીં. ૧૧
દિસનિન દિલમાંહીં, શક્તિ, એ સુચવે છે;

---

૧ બહેરો. ૨ જ્વાળા.

જડ મતિ જન માંહી, ન્યાય આના વસે છે,
અવર જન કદાપિ, નિરખે ન્યાય આવે;
વદવું શું મુખ એને, છો પશુના સગાઓ, ૧૨
પશુ થકી પડતીમાં, દીસશો આંખ એને,
શિંગ પુંછ તણિ ખમી, ચીન વિચારશે એ;
સકળ જગત માંહીં, ભારતીની[1] સુકિર્તી.
ઉછળતિ ઉધીની,[2] છોળ જેવી સુમુર્તી ૧૩
જનક જગ વિષે છે, પુર્ણ પ્રખ્યાત પ્યારા.
સુરસ ગ્રહિ રહ્યાતા, ન્યાયના નેક ધારા;
તનુજ તુર વિનાના, એ પિતાના બન્યા છે,
જ્યમ દિપ પછવાડે, અંધતાં આવી દિસે!!! ૧૪
પ્રબળ ગતિ દિસે શું, કાળને કૂદવાની,
ચડતિ પડતી દીસે, રંકને રાજ્યઆની;
પડતિ પુરણ પેખું આર્યની આ સમામાં, ૧૫
ચિનહ ન ચડતીનાં છે નહીં ન્યાળવામાં; ૧૫
ચડતિ કયમ થવાની ચાર[3] કામો તજ્યાં છે,
કુમતિ વધતિ ધારી વેંમ જાળે ફસ્યા છે;
નિકળવું ગમતું ના કાઢનારા નઠારા,
વિષ[4] મહિં વસનારા જીવ છે બોલનારા! ૧૬

## ભરતભુમીને આશ્વાસન.

### દોહરા.

સમજણની સંસારમાં, જન્મ્યા પછી જરૂર;
વિદ્યા અમૃત ચાખવા, સહુને ઇચ્છા ઉર. ૧
સમજણ વિણ સંસારમાં, મનુષ્યન મહિમાં[5] માન;
જ્ઞાન વિના નાદાન નર, ત્યમ ગોન્નિ ગુણવાન. ૨
ખલક[6] વિષે ખોરાકનુ, ભૂખ સમયમાં ભાન;
વિણ ભૂખ જો ભક્ષણ કરે, થાય અજીર્ણ નિદાન. ૩

### વસંતતિલકા વૃત.

હે ભૂમિ ભારત તણી તજ શોચ ચિત્ત,

---

૧ ભરતભુમી. ૨ સમુદ્ર ૩ સારાં ૪ ઝેર, ૫ પૃથ્વી. ૬ દુનીઆં.

જાગે ન સુખ મન હીન અને અહીત;
ચિંતાગ્નિ તુજ ચિત શાંત રહે અતુરાં.
બાપૂ સુઝાન જરિ, છે વિધિ કાર્ય એવાં ૪
જ્યાં જ્ઞાનવાનનરનાર ૯તં વધારે,
સંપી સદૈવ વસતાં ધસતાં સુધારે;
ભાવિક ભારતિ તણા તનુજો હતા તે,
પામ્યા પ્રકાશ લય સ્વર્ગ વિરે જતાં તે; ૫
કિર્તી ન ચાહિ ચિત દેશનું હીત ચાહ્યું,
એવા સુવીર થકિ આંહિં નહી વમાયું;
કાળે ચપાટ હણિ છે પડતી થવાને,
તો શોચ કેમ ચિત માતુ ધરે અત્યારે. ૬
જ્યાં પ્યાર સાર નર નાર મહીં વસેલો,
દીઠેલ કોદિ નહિ ચિત્ત થકી ખમેલો;
તે પ્યાર જોડિ કર[1] દંપતને ઉરેથી,
કોદીન દૂર ખસનો વસનો પ્રિતેથી. ૭
છે પ્યાર રીત જન બે પડકે સુભાવે,
નાસેન કોદિ અતિ સાંત દિસે સ્વભાવે;
એવા સુશીલ પુર હીતકર[2]ને તજીને,
બેઠા કુસંપ કુમતી રૂઢિને સજીને. ૮
છો પ્યાર જાય પણ ના રૂઢિને તજાશે;
શાસ્ત્રોનિ સ્વાર્થિ નજરે જરિના જણાશે;
પૂરો ન પ્યાર પરખે પતિ પતિન ચિત્ત,
જાણે ન આપ તણું છે હીત કે અહીન. ૯
વાત્સલ્ય ભાવપિતુમાત તણો ધરે ત્યાં,
કો' કેમ પ્રેમ વમશે જઇ દંપતિમાં;
છે ના જરૂર ઉર પ્રેમ તણી પ્રસંશા,
માંડી દુકાન શિશુ[3] ! શું વકરા[4]ની આશા !!! ૧૦
જાણે ન પ્યાર પણ પ્રાણ તણી ધરે છે,
આહૂતિ અગ્નિ મહિં હાડ હવે જળે છે;

---

૧ હાથ. ૨ હિતેચ્છુઃ ૩ છોકરાં ૪ વેચાણ.

જાજ્વલ્યમાન સુખના સુખના ભરી;
ના પ્રેમ નેમ જરિ ભારત માંહિ દીસે. ૧૧
દેવી થની દહનજે પતિ પ્રેમ ધારી,
જાણી સદૈવ શુભ શું ગઇ તે બિચારી!
છે જ્ઞાન નાશ કયમ પ્રીતિ ઝરો વધે કો,
ક્યાંથી થવાય સતિ? નાશ થતાં પતિ કો.' ૧૨
સંસાર સૂખ બહુ સાર, નપ્યાર લાગે,
કાં કેમ બાળિ બળવાળિ સતીનજાગે?
જામેન જોર કરિ વૃક્ષ વડું વપૂમાં,
છે જ્યાં નવૃક્ષ કરિવાર ઉડી જવામાં? ૧૩
જ્યાં પાક પ્યાર પણ પ્રજ્વળિ જાય પ્રાણ,
રે'વાય કેમ શરિરેતજિ જાય પ્રાણ,
પ્રાણાંત થાય તુટિ જાય કદાપિ પ્રેમ.
કાઢે વિયોગી દિન, જીવન, મૃત્યુ જેમ!!! ૧૪
જોદાંન પ્રેમ અહનાં ઉરરે' ઉદાસી,
રે'કેમ જીવ મળતા? પ્રિતના પ્રકાશી,
છે ના વિકાસિ કળિ ત્યાં શું સુગંધ જામે!
તેનો ન યોગ્ય ઉપયોગ મળે કટાણે, ૧૫
ટાણા સિવાય ખરિના ખુબિઓ જણાતી,
પ્રીતી તમામ ઉપયોગ વિનાની થાતી,
રે' વાંસના ઉર વધુ સુત વંશ રે'વા,
દાદો બની દિસવિષે સુખ સર્વ લેવા. ૧૬
ત્યાં તું હિંડયો સુત જગે ન થયો પિતા જ્યાં!
થાતા યુવાન સમશાન સુતો જઇ ત્યાં!!!
તારાં કરેલ તુજને નડવાં નકી છે,
આથી અધીક ગુજરે મુજને વકી છે. ૧૭
માટે તું જાગિ નર જો તનમાં તપાસી,
આ દીસની શું વધુ આર્ય પ્રજા ઉદાસી,
ના [1]નુર મૂખ શુર વેણ જુદાં ઉચારે,
રૂઢી વિરૂદ્ધ વદતાં દિલ [2]દ્વેશ ધારે. ૧૮

---

૧ તેજ. ૨ અદેખાઇ.

એવા થયેલ મતિ હીણુ મિથ્યાભિમાની,
તારી તમામ સુધી વૃત્તિ દિલી ગુમાવી;
હે માત તેથિ તનુજો નબળા દિસેઆ,
સંસ્કાર થાય સુધરે ભક્તિ [1]ભારતીના. ૧૯
જાણે કદાપિ નુકશાન પછી [2]નિવારે,
તે દીન વીર ભડ ભારતને સુધારે;
આદીન વાણિ વદું તે સુણુ ભારતીને,
લ્યો સાહિ, ભાઇ તજિ કૂડિ રૂડી વૃતીને. ૨૦

## બાળકોને શામાટે કટારે મારવાં?

### રાગ દેશી.

**"નહિ વિસારિયેરે, આ રૂદિયામાંથી રામ." એ રાગ.**

નહિ વિદારિયે રે, કટારિયે નાનાં બાળ, નહિ વિદારિયે. ટેક.
આવે ઘરે મીજમાન[3] તેને, ખાનપાન દઇયે શુભ રીત;
બાળ પોતાનાંને બાળિયેરે, બાળ લગ્ન ઝાળે વિપ્રીત[4] નહિ. ૧
પાળક આળશી ટાળક થાવું, ન માબાપની એ રીત;
વાડ જ્યારે ચીભડાં ગળે, ત્યારે કોણુ કહે એ પ્રીત. નહિ. ૨
વસ્ત્ર વપૂ પર પહેરી શકે નહિ, નહિ ખાવાનું ભાન;
એવા સમયમાં વરાવિયે રે, ત્યારે બાળ પુરાં હેરાન. નહિ. ૩
પ્યાર શું તે તલભાર ન જાણે, શી આણે તકરાર;
ક્રુર માબાપ કરાર કરે ત્યારે, હજારવાર ધિક્કાર. નહિ ૪
પેટ પુરૂં કરે ઓથ અવરની, નહિ જંજાળની જાણ;
એવેસમે પાપી પારધીરે, જઇ પાથરે એને જાળ. નહિ ૫
માણી ન જાણે રૂઠ માબાપો, સારી રીતે સંસાર;
વારસો આપે વેવલારે, ખરી રીત જણાવી ખાર. નહિ. ૬
શોણીત[5] સોષાઇ જાય શરીરથી, તેજ જતાં તતકાળ;
અડવડીઆં એને આવતાંરે, વિશ વર્ષમાં આવે કાળ, નહિ. ૬
બાળપણામાં બાળને સંગત, બાળાની નહીં લેશ;
બાળા જેવા બાપલારે, બન્યા આજ નરો વિશેષ. નહિ. ૭

---

૧ સરસ્વતી. ૨ દુર કરે. ૩ મેમાન ૪ ઉલટું. ૫ લોહી.

જીવતે મુવા જેવા જગતને, બાળલગનથી બાગ;
વર્ણશંકરતા દેશનેરે, આખર ચોંટાડી ગાળ. નહિ. ૮
બાયલા બીકણ બાળકો થાતા, મુખપર બેસતી માંખ;
આર્ય ભૂમિની આ દશા તું, શ્રીહરી શાને સાંખ. નહિ. ૯
દેશ તણો ઉત્કર્ષ થવા કદી, હર્ષ ધરો જન કોઇ.
લસ્ણુ લાત લગાવજોરે, બાળલગ્નને રે શા ન રોઇ. નહિ.૧૦

## બાપનો ધર્મ શું ?

### રાગ દેશી.

ધ્યાને ધારિયેરે, માબાપ, ધરમ માબાપ, ધ્યાને ધારીયે ટેક.
પોષણ કરવું બાળનું એછે, ધર્મ સકળ સંસાર;
શોષણ કરવું લોહિનું રે, એવો કયાંઇ નથી કરાર. ધ્યાને ૧
[1]અર્ભક ઉછેરવામાં ઉમંગને, સંગથી શાંતી થાય;
ખસેડી દેતાં ખાડમાં રે, કરો માબાપ વિચાર કાંઇ. ધ્યાને ૨
કેલવણી પૂરા કોડથી દેવી, ખાનપાન [2]પરીધાન;
રીઠમાં જો રખડાવશો રે, તો બાળ પુરાં હેરાન. ધ્યાને ૩
જેને માટે ખુબ [3]જેહેમત વેઠી, અવનીમાં એક વાર;
[4]ભુજંગ પેઠે ભક્ષવારે, કેમ આપણે આપણાં બાળ. ધ્યાને ૪
લાડલડાવવા લક્ષધારે, કરો ઉપાય આણી ઉમંગ;
તાતે તેલે ન નાખવારે, એનું ઓગળી જાશે અંગ. ધ્યાને ૫
ખીલતા ફુલને ખીલવા દેવું, એછે બરોબર ન્યાય;
અણ પાક્યું તોડી પાડતાંરે, એતો આપે સુકાઇ જાય. ધ્યાને ૬
જતન રાખી જોગવર કરવાં, [5]નરવાં રાખવાં રોજ;
રોગમાં રીબી ન રાખીયેરે, એને બમણો નાખી બોજ. ધ્યાને ૭
નામ રાખે નિજ કૂળનું એો, કરવા આડો સુત;
કુળ બોળણજો નીકળ્યોરે, તો તમેજ પુત કપૂત. ધ્યાને ૮
નાજુક નાનકા દોડતાં દીસે, બાળકો બાજે વેશ;
કારમ્યાં એને કેદમારે, નવ નાખવાં પકડી કેશ. ધ્યાને ૯
શિક્ષણ શુદ્ધ વિવેક વિદ્યાનું, દઇ કરો હાપલદાર;
પણ હણો નહી હોશથીરે, બાળલગ્ન તણી તલવાર. ધ્યાને ૧૦

૧ છોકરાં. ૨ લુગડાં ૩ મુશ્કેલી. ૪ સર્પ ૫ નિરોગી.

સુખ સંસારમાં સામટું ચાખે, દુખ દેખે ન કોવાર;
લલ્લુ લાયક લેખમાંરિ, લખે બાળલગનને બાળ. ધ્યાને ૧૧

## પ્યાર પરદેશમાં કાં ગયો ?

મનહરછંદ.

વરવા કાઢીને વરઘોડા ઘેર ઘોડા જેવા,
ઉબક ઉંટ જેવા વર રાજા તણા વેશમાં;
પ્યાર તલભાર પરખાય ના પતીત રીત,
હીતનો ખચીત ખસે વમે ભુંડા વેશમાં;
નેમ નકી પ્રેમ બાંધ્યો જેમ તેમ નભે કેમ,
રહે આખો ભવ એમ દંપતી તો દ્વેશમાં;
પળનો પેખીને [1]પતીયાર પ્રજામાંથી પછી,
પ્યાર પરવારી [2]પરવર્યો પરદેશમાં. ૧

## મનમળવા શિવાય મહોબત શી ?

મનહરછંદ.

ઓળખાણુ વિના ન ઉમંગ ઉર માંહીં આવે,
બાને નહીં વસવું ભવો ભવ એ વેશમાં;
પ્રાણીને પકડી પારધી ધરેછે પીંજરામાં,
પ્યાર વિના, પીડાથી વસેછે એ પ્રદેશમાં;
ઉડવાને ઉરમાં ઉત્સાહ પણ અપંગ છે,
નહિતો વસન નહી વા'લાથી વિદેશમાં;
પ્યારનું [3]પીયુશ પીતાં પનીત પાવન થાય,
જોડું ન જોડાય કંથ કામની રે' ક્લેશમાં. ૨

## લગ્નનો કાયદો એવો કાં ?

મનહરછંદ.

બાળકને દઇને અનામ દામ હરી લેવાં,
કરી ખુશી તોય કુર ગણેછે એ કાયદો;
ફંદમાં ફસીને ફાંસી ફોગટની ખાય, ફુલી—
ફુલમાં ફુલાય ફાંસીખોર ગણી ફાયદો;

---

૧ આબરૂ વક્કર ૨. ગયો. ૩ અમૃત.

વેદના સહેછે વંશ વેદના વિચાર વિના;
વરાવીને વાવતા વિનાશ તણો વાયદો,
ફાયદો ફાંસીનો લ્હાવો લેવા તણી લાલચેછે;
હદે તેમ કરો કોઇ કાયદો ઇલાયદે. ૧

## કસાઇને હિંદુ માબાપોમાં શો ફેરફાર ?

### મનહર.

પાળી પોશી પ્રીત ધારી ધારી કરમાં કટારી,
નાંખતા વિદારી પ્રાણી જાણી જોઇ જોરમાં;
પાઈ પય પોતાતણું પાળતાં રાખીને પ્રેમ,
શાણાં બની લગ્ન કરે શીશ્ન તણાં શોરમાં;
હાથે હણતા ન હણવાનું હથીયાર રાખી,
અવરને હાથ આપી રેંસી નાંખે રોળમાં;
હાંસલ ન હોય પણ હર્ષે આણી હણી નાંખે,
શોછે ફેર ફાર હિંદુને હલાલ ખોરમાં ? ૧

## બાળ લગ્નથી થતી વિધવાઓ.

### દોહરા.

બાળાને પરણાવતાં, મનમાં માને લા'વ;
રાંડે રામા લા'વથી, ઉંધો થાય ઉઠાવ. ૧
લાવ ઘડિક લેવા જતાં, આખા ભવનું સાલ;
વિધવા થઇ ઘરમાં વસે, બુરા થાય હવાલ. ૨
સ્થિતિ વિધવાની દુખદ ગણિ, દાઝે ચિત માબાપ;
આખો ભવ ઉભું કરે, પેટ પાળિ હણિ પાપ. ૩
પણ પોતે પસ્તાયના, જોઇ વિધવાનો વેશ;
આપ કાર્યથી અવર દુખ, તોય ન દિલમાં દ્વેષ. ૪
કુચાલ બાળલગન તણો, જે વિધવા કરનાર;
તેને ન તજે કોઇ દિન, ગ્રહે ગુણિ ગણિ માર. ૫
બાળા રાંડે બાળ પણ, છતાં તેનિપર દ્વેષ:
ધરે, ધગર [1]ધરા પરે, નીદે ચાલ ન લેશ ! ૬
કારણ વિણ કારજ કદી, આ જગમાં નવ થાય;

---

[1] પૃથ્વી.

છતિ આંખે અંધા બને, પણ કારણ ન તજાય. ૭
બાળલગ્ન કારણ થકી, બનતી વિધવા બાળ;
વિધવા પર પડતો જુલમ, પણ નવ તજે કુચાલ. ૮
નાની વયનાં લગ્નથી, વિઘ્ન વીધવા રૂપ,
નિરખે પોતે નજરથી, તોપણ બેસે ચૂપ ૯
આપે મધુ અફિણ છતાં, અમૃત માનિ અજાણ;
પ્રાશન[1] જો પ્રીતે કરે, કેમ ન નિકળે પ્રાણ? ૧૦
આપતણી ઉંધી મતી, માને સરસ અજાણ;
કબુલ કરે નહિ ભૂલનિજ,[2] કરડી કાળા પાણ[3] ૧૧
કદિ ન વિચારે ચિત્તમાં, આછે મરી ભૂલ;
પણ કુતા રે' બેવકુફ, ફોગટ કરતા કુલ્ય.[4] ૧૨
વિશ વર્ષ સુધિ બાળને, વ્યાધી અધિક પ્રકાર;
આવે કાળ સમી સદા, બહુ બાળક મરનાર. ૧૩
માબાપોની ભૂલને, સમજણ નહિ શિશુ ચીત;
એ વયમાં વ્યાધી અસહ્ય, આવે ગણ્ય ખચીત. ૧૪
વરે બાળ બાળા બહુ, નાનિ વય નિરધાર;
એક મરેતો અવરનો, બગડે મહુ સસાર. ૧૫
બાળક નાની વય વિષે, પરણાવે ધરિ પ્રીત;
મરતાં બાળા ભવ બળે, હિતમાં થાય અહિત. ૧૬

હરિગીત છંદ.

નાની વયે બાળક મરે ભવ બાળકીનો બળિ જશે,
થયું જો પતીનું મૃત્યુતો, અપશુકનિ સહુ મુખ બોલશે;
બગડે બિચારીનો બધો ભવ હીંદુ રૂઢી જુલમથી,
પણ તે ન ગણતાં કોજરા અપશુકનિ માને ચિત્તથી. ૧૭
હોંશે અમે પરણાવિયો જ્ઞાતી વિષે ઉજળા થવા,
ખુબ ખરચ્યું વિત હિત જાણિ ચિત આ દુષ્ટ દિવસો દેખવા;
પરણાવિયો બાળક અમે લીધો રૂડો લા'વો ઘણો,
અવતાર બગડયો છે અમારો કાળ થાતાં તે તણો. ૧૮

---

૧ ખાવું. ૨ પોતાની ૩ પત્થર ૪ બડાઇ.

વહુ આવિ પગલાંની નકરી દામ હરિ એાા નહી,
વિવા કર્યા ત્યાં જરિક સુખ આ જગતમાં દીઠું નહીં,
ઉલટું અમારૂં બગડિયું આવી વહુજ અભાગણી,
એથી થયું અનિશે અનીષ્ટ અમારૂં એવું ચિત ગણી. ૧૯
મેણાં હમેશાં મારનાં સાસુ ન ચિત શંકા ધરે,
પજવે પુરી, વિધવા બીચારી, કાળ આગળ શું કરે?
ઘરમાં થયું જરિ જ્યાન[1] તો વહુ રાંડ થઈ નીંદાય છે,
લાખો તણું નુકશાન નિત વહુથી થયેલ મનાયછે. ૨૦

પણ ના વિચારે પાપિયો કુદરતનિ આગળ શું કરે,
પ્રભુ માર જ્યાં લાગે અસહ્ય ત્યાં કોણ કર આડા ધરે,
કુદરત નિયમથી ઉલટા ચાલ્યા તણું ફળ આ મળ્યુ,
એવું કદી ગણતા ન ચિતથી પાપ વૃક્ષ ખરૂં[2] ફળ્યું. ૨૧
જોજો જનાવરમાં જગે વિણ વય ન વામા સંગમાં,
પક્ષી પશુ પૂડતાં નથી પણ એથિ નરતા[3] ઢંગમાં,
આવ્યા તમે આર્યો અધમ સ્થિતિમાંહિ ઉલટા ચાલિને.
તો કયમ સજા કુદરત કરે ના હાથ શસ્ત્રો ધારિને. ૨૨

મૃત્યુ તણું ધરી શસ્ત્ર કુદરત ન્યાય આપનપર ખડી,
નિરખે તમાસો જગતમાં, વારે[3] ન જરિ આડી પડી;
પણ તે તણા ઉમદા નિયમથી જરિક આડા ચાલિને,
અહંકાર આણે ઉરમાંનો કરતિ શિક્ષા ઝાલિને. ૨૩
વય પકવ વિણ કરતાં લગન ભોલે ન મુખથી બાપડી,
છે રૂઢી અધા ભાવ નહિ પુછના બિચારી કયાં પડી,
સંભાળ તેના નિયમની અધર્મ આંખેથી જરી,
સુઝતી નથી આર્યો ઉરે મૂકે નિયમ પર તે છરી. ૨૪
નાની વયે નર નારિને ઉપયોગ યોગ્ય ગણાના,
પણ લાવ લાયની નજરથી નફ્ટ બન્યા નિરખાયના;
બાળક બિચારો બાર વર્ષની વયવિષે સંસારમાં,
પડતો દિસે હા! જુલમથી ઉનાકના અંગારમાં !!! ૨૫

---

૧ નુકશાન. ૨ ખરાબ. ૩ અટકાવે.

કો' ક્યાં સુધી કાનુન[1] ભંગ થતો જુએ નિજ આંખથી,
કુદરત ન કોપે કેમ તેપર, જે ચિતે ગણના નથી;
પછિ ક્ષય અને નબળાઇનું અતી તિવ્ર શસ્ત્રજ વાપરી,
રે'સે શિરને હાથ કુદરત કાન ઉલટાં ચિત ગણી. ૨૬

દોહરા.

ઉલટાં કામોથી સદા, કુદરત ક્રોધ ભરાય,
બાળક મરતાં તેથિ બહુ, પણ ચિત નવ સમજાય. ૨૭
કો આવીને આપણું, જરા કરે અપમાન,
ક્રોધ ચડેને ચિત ચહે, કરવા વડું નુકશાન. ૨૮
તો કુદરતનો કાયદો, તોડો આશ્રીતાન;
તો ક્યમ તમને નવકરે, કુદરત પછિ નુકસાન. ૨૯
અધમ તમારા કાર્યથે, અર્ભક[2] મૃત્યુ થાય;
પાપ તમારે શીર એ, હાથે કર્યુ ગણાય, ૩૦
દેશ વિષે વિધવા કરે, મડે દુખનો ભાર,
ફટ ફટ મહુ કરતા તમો, બળી જતાં સંસાર. ૩૧
પરણાવી છે પણ તમે, રંડાણી તમ હાથ;
ફટફટ તમ હાથે થતી, આપે બની અનાથ. ૩૨
અબળા ઉપર અહર્નિશ, અનુકંપા[3] ધર ઉર;
પણ એ બુદ્ધિ બળિ ગઇ, થયા હૃદયના ક્રૂર. ૩૩
સાસુ નણંદ મેણાં વદે, ખાવા નવ દે જાર;
આખો ભવ રડતી રહે, વિધવા જન્મ અમાર. ૩૪
સાસરિમાં હિણભાગિ કે' પછી પિયરમાં જાય,
માબાપો પણ માનથી, ચિતમાં જરિ નવ ચાંય. ૩૫
ભાઈ અને ભોજાઇઓ, ગણે ચિતથી પાપ;
લડે મેણાં મારે જગે, વિધવા દુઃખ અમાપ. ૩૬
નિચ પગલાંની આ નણંદ, કર્યો સાસરે નાશ;
શોહિ પિતા આ જોગણી, આવિ હવે અમપાસ. ૩૭
વચન માર એ તરફના, પિયર સાસરામય;
કહો વિધવાનો જન્મ સહુ, કેમ સુખમાં જાય. ૩૮

---

૧ કાયદો. ૨ છોકરાં. ૩ દયા.

આપ કૃત્યથી આ થયું, તે ન ગણે માબાપ;
ઉલટાં નીંદે કર્મને, ગણે પુર્વે કર્યું પાપ. ૩૯
અરે મુર્ખ ઉંધી મતી, ઉપજી ક્યાંથી આજ!
આપ હાથ અવળું કરી, મુખથી કહેતા નાજ!!! ૪૦
જુઠા બોલા જગતમાં, અવર ન તમથી અધીક;
કરો નીચ કામો છનાં, આપ ન ગણો અધીક. ૪૧
"હડમાં પગ કર મુંછપર" ઉંધી મતી અજાણ,
"તમે કર્યું ન કર્યું કહો," પ્રભુ કયમ કરે પ્રમાણ. ૪૨
આવી વિધવાની દશા, અધમ આર્યમાં થાય;
દેશ વિદેશે આ સમય, હિંદ ઓથ નીંદાય. ૪૩
"હિંદુ વિષે હા! બહુ જુલમ, વિધવા પર હમેશ;"
થાય, વિદેશી મુખ કહે, તેપર મારો દ્વેશ! ૪૪
નીચ તમારાં કામ પણ, નીચ ન મૂખ કથાય;
ખરૂં કહે તેપર સદા, અણુ સમજુ ખીજાય. ૪૫
અણુસમજુ કરતાં અધિક, અધમ હાલને આજ;
સ્નેહ શૌર્ય છેટાં કર્યા, નિચ ધારને કાજ. ૪૬
વિધવાને કટુ વચન કહી, નિત્ય જણાવે ખાર;
સાસરિયામાં સહુ જણાં, વિધવા સહે દુખમાર. ૪૭
આખર કંટાળી જતાં, બાળા બળિને ચીત;
શ્વસુર ગ્રહેથી પિયર જઇ, વિધવા વસે ખચીત. ૪૮
નાનિ વયે વિધવા થઇ, જુલમ સાસરામાંય;
ખાવા નવ દે રોટલો, આખર બહુ મુંઝાય. ૪૯
પિયર કદાપિ ગરીબ કે, વખતે કો નવ હોય;
નિરાધાર વિધવા સદા, ખુણે પડિને રોય. ૫૦
શુભ કામે સામેલ નવ, કરતાં જન કોવાર;
વેશ વીધવાનો ધર્યો, જોઇ કરે ધીકાર. ૫૧
શકન ના જોતાં કરી, માને મન દુખ રૂપ;
વિધવા શિર સંકટ પડે, આર્યો માંહિ અનુપ. ૫૨
બળિજળિ વિધવા બાપડી, જન્મ પુરો કરનાર;
શુભ ચાસે માબાપની, આબરૂ સાચવનાર. ૫૩

મરે આખર ગહિત, ઘણી, કરે નીચાં નિત કર્મ;
જેથી ડુબે દેશમાં, આર્ય સનાતન ધર્મ. ૫૪
બાળકની હત્યા અધિક, દેશ વિષે દેખાય;
પતિ દશ વરસે તે છતાં, આંખ નહિ ઉઘડાય. ૫૫
પડળ વળ્યાં આર્યો તણી, આંખે દિસે આજ;
ધારાથી ધગતાં હૃદય, સુખનો જરિ ન આવાજ. ૫૬
એ સહુ બાળલગન તણી, ખરી દિસે મોકાણુ;
આપ લખે મેલા પછી, કરમે માડે કાણુ. ૫૭
કંઇક વિધવાને ન દે, ખાવા પૂરું અનાજ;
પેટ બળે પાપો કરે, આખર થઇ નાગાજ. ૫૮
એ ફળ સહુ શિશુ લગ્નના, ગડે નાની નાર;
જિવને મુઇ જગમા ગણે, દુગમાર પલનાર. ૫૯
જિત ઉપર ધારે દયા, 'જીવ દયા પ્રતિ પાળ,"
ધરે નામ મોટું છતા, હણે હાથનિજ બાળ. ૬૦

## બાળલગ્નથી પ્રેમમાં પડતા વિભાગ.

### દોહરા.

સત્ય પ્રેમ સ્વરૂપનો, બાળલગ્નથી નાશ;
સંશન હૈયામાં જરી, કાયમ રહે કંકાસ. ૧

### હરિગીત છંદ.

શીખેલ સાસુ ધીઃકારવા અધિકાર ઉમદા આપનો;
માની મને, હરદમ રહે પગ ઘર વિષે સંતાપનો. ૪
સારૂં કરે વહુ કામ પણ સાસુથિ ધીઃકારાય છે,
સુખ રૂપ તેથિ ન "સાસરૂં શૂળી સમાન" ગણાય છે;
આવી બિચારી નાનિ દુહિતા તાતઘર રમતી હતી,
આનંદમાં ઉછરેલ જેને લેશ ગતિ બીજી ન હતી. ૫
એ કેમ શીખે અવર ઘરનું કામ આવી પહોંચતાં,
માહિત થતાં લાગે વખત ત્યમ સાસુ ચિત દુખિયાં થતાં !!!
મેણું હમેશાં મારતી વહુને હૃદય ક્રુરતા ધરી,
ના બાપ ઘર દીઠું કશું એવાં વચન શઠ ઉચરી. ૬
નથિ માલ વહુમાં કોડિનો મીઠું ન માપે જરિ ધર્યું,
આ મુજ ઘરે પોષાય પણ બીજે ન ચાલે આ કર્યું;
સાસુ તણી નાખુશિ ખોટીની કરે ફરિયાદ ક્યાં,
નાનો બિચારો નાથછે રડવું જઇને દુખકિયાં. ૭
વસ્તારિના ઘર કામથી નવરાશ ના દિનમાં મળે,
રાતે થતી નવરી પીયુ સુવા વખત એ શું કરે !!!
આગા બિચારી બળિ રહે ના કોઇ ઘરમાં આપનું,
આવી અજાણ્યા ઘર વિષે સુખ યાદ કરતી બાપનું. ૮
તેમાં નઠારી સાસુએ સમજાવતી નિજ સુતને,
વહુ તારિ છે બેટા નકામી તે ન અમને પરવડે !
નહિં ઢંગ વહુના કામમાં ઘરમાં બગાડ બધો કરે,
શિશુ નાથ તેથી માતનું સુણિ મારવાને મન ધરે. ૯
સહેતી બિચારી સકળ દુખ ક્યાં વાત પીનક જઇ કરે,
પતિ સાથ ના બોલાય દિનમાં નાથ નાનો શું કરે ?
આ બાપના પુર દાબમાં ફરિયાદ શાની સાંભળે,
હાલો કરે જો દિવસના તો લાજ ઢિણ ઘરમાં કરે !!! ૧૦

દોહરા.

માત તાતની રૂબરૂ, કરે દંપતી વાત;
નીતી છતાં વિરૂદ્ધ એ, ગણાય મહા ઉતપાત !!! ૧૧
નિર્લજ મારો દીકરો, વહુ તણે વશ આજ;

મરે આખર મહિત, ધણી, કરે નીચાં નિત કર્મ;
જેથી ડુબે દેશમાં, આર્ય સનાતન ધર્મ. ૫૪
બાળકની હત્યા અધિક, દેશ વિષે દેખાય;
યતિ દર વરસે તે છતાં, આંખ નહિ ઉઘડાય. ૫૫
પાળ વધ્યાં આર્યો તણી, આંખે દિસે આજ;
ધારાથી ધગતાં હૃદય, સુખનો જરિ ન આવાજ. ૫૬
એ સહુ બાળલગન તણી, ખરી દિસે મોંકાણ;
આપ લખે મેલા પછી, કરમે માંડે કાણ. ૫૭
કઇક વિધવાને ન દે, ખાવા પૂર્ણું અનાજ;
પેટ બળે પાપો કરે, આખર થઇ નારાજ. ૫૮
એ ફળ સહુ શિશુ લગ્નનાં, રાંડે નાની નાર;
જિવને મુઇ જગમાં ગણે, દુરાચાર વધનાર. ૫૯
જિવ ઉપર ધારે દયા, "જીવ દયા પ્રતિ પાળ,"
ધરે નામ મોટું છતાં, હણે હાયનિજ બાળ. ૬૦

## બાળલગ્નથી પ્રેમમાં પડતા વિભાગ.

દોહરા.

શીખેલ સાસુ ધીઃકારવા અધિકાર ઉમદા આપનો;
માની મને, હરદમ રહે પગ ઘર વિષે સંતાપનો. ૪
સારૂં કરે વહુ કામ પણ સાસુથિ ધીઃકારાય છે,
સુખ રૂપ તેથિ ન "સાસરૂં શૂળી સમાન" ગણાય છે;
આવી બિચારી નાનિ દુહિતા તાતઘર રમતી હતી,
આનંદમાં ઉછરેલ જેને લેશ ગતિ બીજી ન હતી. ૫
એ કેમ શીખે અવર ઘરનું કામ આવી પહોંચતાં,
માહિત થતાં લાગે વખત ત્યમ સાસુ ચિત દુખિયાં થતાં !!!
મેણાં હમેશાં મારતી વહુને હૃદય ક્રુરતા ધરી,
ના બાપ ઘર દીઠું કશું એવાં વચન શઠ ઉચરી. ૬
નથિ માલ વહુમાં કોડિનો મીઠું ન માયે જરિ ઘણું,
આ મુજ ઘરે પોષાય પણ બીજે ન ચાલે આ કર્યું;
સાસુ તણી નાખુશિ ખોટીની કરે ફરિયાદ ક્યાં,
નાનો બિચારો નાથછે રડવું જઇને દુખકિયાં. ૭
વસ્તારિના ઘર કામથી નવરાય ના દિનમાં મળે,
રાતે થતી નવરી પીયુ સુવા વખત એ શું કરે !!!
બાગા બિચારી બળિ રહે ના કોઇ ઘરમાં આપનું,
આવી અજાણ્યા ઘર વિષે સુખ યાદ કરતી બાપનું. ૮
તેમાં નઠારી સાસુઓ સમજાવતી નિજ સુતને,
વહુ તારિ છે બેટા નકામી તે ન અમને પરવડે !
નહિં ઢંગ વહુના કામમાં ઘરમાં બગાડ બધો કરે,
શિશુ નાથ તેથી માતનું સુણિ મારવાને મન ધરે. ૯
સહેતી બિચારી સકળ દુખ ક્યાં વાત પીનક જઇ કરે,
પતિ સાથ ના બોલાય દિનમાં નાથ નાનો શું કરે !
મા બાપના પુર દાબમાં ફરિયાદ શાની સાંભળે,
વાતો કરે જો દિવસના તો લાજ હિણુ ઘરમાં ઠરે !!! ૧૦

દોહરો.

માત તાતની રૂબરૂ, કરે દંપતી વાત;
નીતી છતાં વિરૂદ્ધ એ, ગણાય મહા ઉતપાત !!! ૧૧
નિર્લજ મારો દીકરો, વહુ તણે વશ આજ;

અમે છતાં એ બોલતાં, લેશ ન ધરતો લાજ. ૧૨
જુઓ હિંદના પ્રેમની, આજે દશા મલીન;
વાત કરે ઉતપાત ગણિ, કર્યો પ્રેમને દીન! ૧૩
દંપતિ શુભ વાતો કરે, તે કયમ નિર્લજ હોય,
અટકાવા આતુર બને, પ્રણય ભંગ ત્યાં હોય. ૧૪

નાની વયમાં અણુસમજ, માત તાતની બીક;
વહુ સાથે વાતો કરી, કરવી એ નહિ ઠીક. ૧૫
બાળક ખેલે બાળમાં, વહુ ઘરમાં બેઠેલ;
છોકરવાદી જોઇને, ચિત અગની સળગેલ. ૧૬

ગણે નમાલો નાથને, શ્વસુર સાસુ આધીન;
રહેતા ડાહી ગણાય છે, એ વિચારમાં લીન. ૧૭
પતિ પરવા ન કરે પછી, સાસુને ચિત ચા'ય;
સાસુ મત આધીન વહુ, તો સાસુ ખુશિ થાય. ૧૮

"વદે પછી લોકો કને, વહુ છે ડહાપણદાર;
નથી સમજતો છોકરો, પણુ છે સમજુ નાર." ૧૯
મોટી બનાવે સાસુ ત્યાં, વહુ વડાઇ ચીંટાય;
અણુસમજણુ જે આપની, તે પણુ શુભ મનાય. ૨૦

નાથ તરફ નેહજ ઘટે, મટે મનમાં માન;
શી મોટપ શિશુને હશે, વર મારો નાદાન. ૨૧
પિયર તણો ચિત પ્યાર છે, સહે સાસુનું દુઃખ;
તેડે કયારે તાત ઘર, જઇ પામું જ્યાં સૂખ. ૨૨
અરધો પ્રેમ શ્વસુર ગ્રહે, ઠરી ન બેસે ઠામ;
પીયરમાં પુરણુ પછી, કરે પ્રેમ વિશ્રામ. ૨૩

નાથ નારિને કો બખત, મળવાનો નહિ લાગ;
"મળતાં નિર્લજ થાય" એ પ્રેમ દોરિને દાઘ. ૨૪
વળિ સરખી સાહેલિયો, પિયર તેમ માબાપ;
મસ્કરિમાં વાંકું વદે, ખરૂં માનિયે આપ. ૨૫

સાસુ સસરો બેનનાં, કરે વધુ વઢવાડ;
નિર્લજ છે એ બેજણાં, કરે વધુ વઢવાડ; ૨૬

સાસુ તુજને મારશે, છે બહુ કજિયા ખોર;
તું તેને પોંચીશ કયમ, જો નહિ રાખીશ જોર ! ૨૭
વર છે ગાંડો બેનનો, નાનો જાય નિશાળ;
પોતડિ પે'રી નવ શકે, રખડુ ને નિરમાલ્ય." ૨૮
આવાં મશ્કરિનાં વચન, બાળા ગ્રહતી ઉર;
અક્કલ નહિ અંતરવિષે, ચિત ગણતી એ શૂળ. ૨૯
હલકી સાસરિયાં તણી, વાત પિયરમાં થાય;
તે સાચું માને સુતા, પછી સાસરે મુંઝાય. ૩૦
ખરાબ આંખે પ્રથમથી, જોવા શીખે બાળ,
પછિ સારૂં સહુએ હરી, પણ ચિતમાને કાળ. ૩૧
ખરો પ્રેમ પાછો ખસે, જ્યાં આ વાતો થાય;
કો' આ ભાંગ્યા પ્રેમને, કેમ દંપતી સાંધ. ૩૨
નાથ કદી નારીગ્રહે, નારી ન ગ્રહે નાથ;
અંતર જૂદાં પ્રથમથી, આપે બને અનાથ. ૩૩
બાળલગ્નથી પ્રેમનું, વળતું સત્યાનાશ;
ખરો પ્રેમ ખાડે પડયો, ફર્યો અપ્રેમી પાશ. ૩૪
એ પાશે દંપતિ તણાં, દિલડાં છે બાંધેલ;
છુટે કયમ ચાહન થઇ, થતાં મોડું મુશ્કેલ. ૩૫
અવી જ્યાં માબાપની, વાતો સુણતી કાન;
પછી વરતે [1]શ્વસુર ગ્રહે, નારી થઇ નાદાન ૩૬
ડાહ્યાં મુજ માબાપ છે, વદે ન જૂઠું જરાય;
પિયર થકી હલકું સદા, શ્વસુરગ્રહે સમજાય. ૩૭
માટે હે માતા પિતા, કરો વિચારી વાત;
જેથી તનય[2] તનયા[3] બને, ઉદ્ધત[4] નહિ, પણ શાંત. ૩૮
વડાઇમાં વીંટાય જો, સુણે તમારી વાત,
માત તાત શત્રુરૂપે, કર્યો જેણે ઉતપાત. ૩૯
એવા નિચની દુહિતા[5], ફાટી બોલે બોલ;
જ્યમ આવ્યો ત્યમ જીભથી, તનમાં કરે ન તોલ. ૪૦
સાસરીયાં સંકટ સમી, ગણે વહુ ઘરમાંય;
ધણિથી ધિઃકારાય છે, પછિ પોતે પસ્તાય. ૪૧

---

૧ સાસરૂં. ૨ દીકરો. ૩ દીકરી. ૪ ફાટલ. ૫ દીકરી.

જિંદિ જન્મારો દુખમાં, કાટે છે કરિ હાય;
રાંડી રાં છાંડી રહે હાંય તણી એ હાંય. ૪૨

## માબાપની વાતોથી થતી અસર.

### સવૈયા એકત્રીસા.

પિયર ઘરે મોટી થઇ દુહિતા પરણ્યા પછિ સાસરિયે જાય,
મનમાં મોટું માન પિયરનું સાસુ સસરાથિ ન સુહાય;
બાપ ઘરે શ્રીમંત પણાથી કરવું પડતું લેશ ન કામ.
શ્વસુર ઘરે સાધારણ હાલત તેથી કરવું પડે તમામ. ૧
માબાપો પાસે માગે ત્યાં મોઢે માગ્યાં આપે દામ;
શ્વસુરે ઘરે પૈસો પણ ન મળે ગણે સાસરું દુખનું ધામ;
નાથ હોય નાદાન સદા દિલ જેને હોય ન જ્ઞાન જગાય,
માગી ચિજ લાવીદે ક્યાંથી ? કંથ એથિ વિષ સમ વરતાય. ૨
માબાપોની વડી વાતથી સમજ નહિ જેના ચિતમાંય,
તે ચિતડું હિંચોળે ચડતું માને દુખ સાસરિયામાંય;
પિયર આવી આનંદ ઉરે લે સાસરિયામાં સદા કલેશ,
કરતી રે'તી પીણુ મકતની તાત વાતથી દિલમાં દ્વેશ. ૩
બને ન કોની સાથ સાસરે પતિ સાથે પુરણ નહિ પ્રીત,
પાડોશી પીટ્યાં પાજી છે એમ વિચારે હરનિશ ચીત;
આવી પિયરમાં શ્વસુરગ્રહ તણું રોજ કા'ડતી સત્યાનાશ,
ક્યાંથી મારે કર્મે આવ્યું આ સાસરું, કયમ થયું ન નાશ ? ૪
ઇચ્છા પૂરી પડે પિયરમાં માન તાત ઘર રહે મર દુઃખ,
સાસરીયું શૂળી સમ લાગે ગમે તેટલું દે કદિ સૂખ;
[1]દંપતિ વચ્ચે વચન આંટથી બંધ પડે સરવે વ્યહવાર,
એક બીજા સામું નવ ન્યાળે તનમાં વા'લી ઠરી તકરાર. ૫
શામા જતી નથી સાસરે સાસરિયામાં દુઃખનું સાલ,
સકળ દુઃખ માને અંતરમાં નિજ સ્વામીમાં જરા ન માલ;
[2]સંચરતી નથી સાસરિયામાં કોડ ઉપાય કરે જન કોઇ,
પુત્રી તેથી હાય દયાથી માત તાત સુખ સામું જોય. ૬

---

૧ સ્ત્રી પુરૂષ. ૨ ઘણાજ નજીવા કારણ માટે સાસરે નહિ જનારી સ્ત્રીઓ ઘણી છે, અને તેનું કારણ તેનાં માબાપજ છે.

ધણી તજાણી બહુ રંડાણી જાણી જોઇ સાસરે ન જાય,
જીંદગી કાંઉ બધી પીયરમાં તોપણ પોતે નવ પરનાય;
ધણી છતે રાંડેલી જેવી પિયર પડી રે' દીવસ રાત,
ત્યાં પણ ચલવે હુકમ આપનો રાજી થઇ જોતાં માબાપ. ૭
ભવ બગડે છે આપ સુતાનો જમઇ સાથે થાતું વેર,
તે નવ ગણતા મુર્ખ બાપ ચિત ઉલટું સહુ પર રાખે ઝેર;
ઘરડી થાતી તોય સાસરે જવા ન ચિતમાં કોદિન ચાહ્ય,
હાય જુલમ એ બળલગ્નનો બાપ આબરૂ ઓછી થાય. ૮

### દોહરા.

ધણિ તજિ સાસરૂં પિયરરે', ધણિ રાંડી ઘરમાંય;
ધણી તજાણી ઘણી થકી, આ ભુમિમાં અથડાય. ૯
રૂઢીનો જુલમ ઘણો, અકલ હીણ માબાપ;
એથી દુઃખ અર્ભક સહે, સૃષ્ટિમાં સંતાપ. ૧૦

## સમગ્ર નુકશાન.

### ઇંદ્રવિજય છંદ.

બાળ વયે વરતાં શિશુઓ થતું એથી અનિષ્ટ અધીક હું ધરૂં,
આયુષ ટુંકું થતાં દુઃખ રૂપ દિસે જગ જીવિત માનિ અકારૂં;
કાં ક્ષય કે નબળાઇ થકી મરતાં શિશુઓ ચિતમાં હું વિચારૂં,
તે ફળ આજ અનિષ્ટ થયું ગણું બાળ વયે વરતાં શિશુ ધારૂં. ૧
ભારતિમાં પડિ જાય પછાત સહે નિત લાત કુબુદ્ધિ વધારી,
શાંતિ સિધાવિ અશાંતિ રહી સ્થિર દેશ દશા પ્રતિદીન નઠારી;
હાય કુચાલ ભુગ ટરિ હાલ ડસે જયમ વ્યાલ ચડે વિષ ભારી,
મૃત્યુ વિના છુટકો ન બિજો શિશુની નિત હાલત થાતી નઠારી. ૨
પ્યાર પ્રજા પરથી વછુટયો ન રહ્યો તલમાર કુમારગ જાતાં,
સ્વર્ગ સજે ચિત શ્રેષ્ટ નહીં અધિકા દુઃખમાં અતિશે અથડાતાં;
પાળક પ્રાણ તણા ગણતા ચિત લેશ દયા ન શીશુ વધ[1] થાતાં,
મા'ન દયાળુ થવાનિ છતી પણ કામ કસાઇ તણાંજ કરાતાં. ૩
પ્રાણી તણી પ્રિત જો જગમાં જરિ બાળક કાજ પ્રુથાર બને છે,

---

૧ નાશ.

જળ વિષે સપડાય કદાચિત તો તતકાળ આગાડિ પડે છે;
બાળક સાથ ચઢે મરવું પણ એકલું ના જરિ દૂર કરે છે,
હાય મનુષ્ય છતાં ન દયા જરિ જાનવરોથિ અજાયુ ઠરે છે. ૪
પાંખ ન બાળકને ન બને પુરતી પ્રિતથી કણ મૂખ ધરે છે,
દો તરૂમાં ઉડું આપ તણું ઘર બાંધિ નિશ્ચિંત શિશુજ કરે છે;
બાજ ન મારિ શકે નિજ બાળક રક્ષક થૈ હરનીશ રહે છે,
હાય જનાવરથી હલકાં જન લાંચની લાંચથિ બાળ હણે છે. ૫
કાલું વદે મુખમિષ્ટ અહોનિશ બોલ સુધા થકી શ્રેષ્ટ ઝરે છે,
હેમ હિરાથિ વધુ કિમતી ઉચરે મુખ સાંભળિ ચિત્ત ઠરે છે;
અમૃતની ઉપતા હરીને મુખ ચંદનથી શિત શબ્દ કરે છે,
હાય અમુલ્ય શિશુ શિર મૂરખ હાથ કરી તલવાર હણે છે. ૬

## પ્રેમની ઉદાસી.

### રાગ દેશી ગરબી.

"કુવાને કાંઠે કેવડો ગોવાળીયા" એ રાગ.

આર્યોથી દીસે આ વાર રે, પ્રેમ પુરો ઉદાસી.
નેહ વિના નર નાર રે, દેખિ વિદેશવાશી. આર્યોથી. ટેક
શીશુની સાથ ખેલવણે ખીલાવે,
તનમાં જુવે ના તપાસીરે—પ્રેમ. ૧
હાય હ્રદયમાં હોંશ મળે ના;
કરમે પુરી છે કચાશી રે—પ્રેમ. ૨
નેહ નગરના બંધ બે દ્વાર છે,
આંગણુંસે રૂઠી રાશી રે—પ્રેમ. ૩
વ્યક્તી[1] કદાપી એક બને ના;
બંને ગણે છે બલાશી[2] રે—પ્રેમ. ૪
બીતર ભડકાને ઉપર ધુંવાડા;
ખામી કળાય કેમ ખાશી રે—પ્રેમ. ૫
મોઢું જોવું ન ગમે મનમાંહી;
સાજ કાજ રહે મ્હોં બિકાશી રે—પ્રેમ. ૬
બીજાનાં વચને જ્યાં વ્હાલ વસે ત્યાં,

---

૧ જીવ. ૨ વળગાડ.

પ્રીત કેમ રહેશે પ્રકાશી રે—પ્રેમ. ૭
બંધ કપાટ બતાવીને પુછતા;
આમા શું? ન જુવે તપાસી રે—પ્રેમ. ૮
સૃષ્ટિ જૂદી ક્રમ સંગાત સંભવે;
હડસેલા ખાય થાય હાસી રે—પ્રેમ. ૯
નાગર નેહ શઠ સાથે ન સંભવે,
અંતર અલગ રહે નાશી રે પ્રેમ. ૧૦
નાશ થયો સત્ય પ્રેમ નજરથી;
આપે અસત્ય ઉપાસીરે—પ્રેમ. ૧૧
અંતર અંતરમાંહી દેખાતુ;
મળ્યા વીના છે મજાહ શી રે—પ્રેમ. ૧૨
જાણે ન તેમ જરૂર દીસે ના,
ફસાવી દેવી શું ફાસી રે—પ્રેમ. ૧૩
સ્વતંત્રાને શૌર્ય નસાડે;
હેતુ બની કરે હાંસી રે—પ્રેમ. ૧૪
લલ્લુ અણઘણ રીતમાહીં શું રાચે;
પરદેશનો થયો પવાસીરે—પ્રેમ. ૧૫

આર્યોપદેશ સમાપ્ત.

# મુર્ખ રાજા ને પાજી પ્રધાન.

## ઉપજાતી વૃત.

જ્યાં ન્યાય અન્યાય સમાન દીસે, વિના ગુને ભૂપ ભરાય રીસે;
તથાપિ કે'વું મુખ હાજિ હાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧
હજૂરિયા જ્યાં જનમાં હજાર, કુડાં કરે કર્મ કશો ન પાર;
રોજી સદા રૈયત થાય રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨
અયોગ્ય છે આપ પ્રજા પિછાને, તથાપિ અધિકારિ તણેજ કાને;
કુડું વદે તો કરતા ઇજા ઇ, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૩
વિદ્યાનિ વાતો વધતી ન રૂચે, પ્રજા થવા પુર્ણ ન વાત પૂછે;
સુકાર્ય સાહી, કરવાનિ નાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૪
જ્યાં યોગ્યનો ન્યાય અયોગ્ય થાય, ભલા મરે દુષ્ટ થકી દબાય;
સારાનિ ના આબરૂ હોય સાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૫
સુણે ન કો દીન પ્રજા પુકાર, કરે અધીકારિ કજા હજાર;
દિવાનની વાતથિ રાજિ રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૬
સલામતિ જ્યાં સચવાય ના ત્યાં, ઉભા ન રે'વું પળ એક એમાં;
સે'વું બધું, ભૂપ કહેવું નાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૭
પ્રજાપતી રૈયતનું ન પૂછે, જનો સુખી કે દુખિયાં હશે એ;
પૂછે સુખે હોય હજૂરિ હાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૮
સારૂં નઠારૂં સહુ એક ભાવે, અજા મહીષી રૂપ એક માને;
ના દ્દરે ચિત્ લેશ કુકર્મી કાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૯
રાણી હશે એક તથાપ અન્ય, કરે નૃપો જીવિત ધારિ ધન્ય;
રાજી રહે એક પરે કુરાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૦
વ્યાપારિ વ્યાપાર વિષે રળે ના, જગાતની છુટ જરી મળે ના;
પેઢી ચલાવે પછિ ભાગિ સાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૨
સ્વતંત્રતા રૈયતની છિનાવી, રહે ખુશી રોજ વધુ રિબાવી;
પીડી પ્રજાને ગુણ ગાય ગાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૧
ભલા જનોથી અવળો ભ્રમાવે. અધીક આડા પથમાં ઉતારે;
સુમાર્ગ જાવા વૃતિ રે'ન સાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૩
હરામિને માન મળે હમેશ, નિવાજતા નીચ સદા નરેશ;

વિદ્વજ્જ વિત્ત દે નૃપની ન રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૪
જ્યાં પાઇનું કામ ન ત્યાં હજાર, ઉડાવિ દે ઉધિ મતિ અજાણ;
રેહે ન રાજી દિનને નિવાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૫
ભણ્યા ગણ્યાને ભુપ દૂર કાઢે, વિદ્યા હિનાનાં વચનો પ્રમાણે;
જડે જડોમાં પ્રિતિ હોય ઝાઝી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૬
કુકર્મ કર્મે નૃપને ઉતારી, માને હજૂરી મન કીધું ભારી;
દબાવિ નિત્યે નૃપ ચિત્ત રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૭
રંડો અને ભાંડ વિષે ભ્રમાવે, દારૂ તણા તોર મહી રમાડે;
રે'વા ન દે અક્કલ લેશ માજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૮
વિદ્યા શિખ્યો તે વિસરે નિશાળે, ગણે પ્રજા "ભૂપ ભણી પધારે;"
ભણ્યો અવિદ્યા કુમતીથિ રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૯
મેસે નહિ ભૂપ જરાય વીલો, મળે ન કોદી નૃપને રસીલો;
વિદ્વાન કયાંથી મતિ હોય સાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૦
અપાર નાણાં ખરચે કુકામે, જ્યાં નાયકા નૃત્ય માન પામે;
ગુણી જનોથી નિત્ય રે' મિજાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૧
લાખો તણી દોલત હાંડ લેતા, ભુંડા ભુપો આપ ઉડાવી દેતા;
પ્રજા સુખે પાઇ ન આપતાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૨
આગે નિચા એક દિયે હજાર, વિદ્વાનને ના મળતું લગાર;
અયોગ્યને આપિ અપાર રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૩
નાણાં નહી કેલવણી વિષે જે, દેતો ન ધારી દિલમાં ખુશી તે;
કુવૃત્તિ રાખે ધરિ દ્રવ્ય તાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૪
આપે અધીકારિ અયોગ્ય રીતે, પ્રજા સ્થિતિ ચાલી બગાડિ પ્રીતે;
તથાપિ સારા નૃપ ખૂબ હાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૫

## કામની શકતી.

### ભૂજંગીવૃત.

તું સામે કદી કોનિ ના હામ ચાલે, હમેશા વિના દેહ સૌને તું સાલે;
રહ્યા કોઇ ના તુજ પીડા નિવારી, અરે કામ આ શી દિસે શક્તિ તારી. ૧
વડા ધર્મી જેણે દ્રજા ધર્મ ધારી, વડી કીર્ત્તિ મેળી દિનોને ઉગારી;
નહી તે શકયા શક્તી તારી નિવારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૨
જરાયે કદી જર્જરી ભૂત દેહ, થશે, તોય તુંને ન દેકરાય છેહ;

કરે દષ્ટ આપી ચપૂને વિકારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૩
કદી દ્રવ્ય ધીના જમ્યાનું જ નામ, જમી એક ટાણું પિડે પીંડ આમ;
તથાપી ગ્રહે યોગ્ય તું ને વિચારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૪
ગણે જ્ઞાનિ સંસાર આ છેક ખોટો, ખરે જાણિને દુઃખનો સિંધુ મોટો;
શકે ના કદી તોહ તું ને નિવારી, અરે કામ આ શી દિસે શક્તિ તારી. ૫
થયા જોગિ ભોગી મટીને મહાન, તજી સર્વ માયા જઇ સેવ્યું રાન;
ચળ્યું ચિત્ત તારાં ચરિત્રો નિહાળી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૬
તું માટે નિંદ્યાં વેણ દુઃખદેણુ સાંખે, ભુલી ભાન કાલો થઈ કાલું ભાખે;
ન. કુકાજમાં લાજ લેશે વિચારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૭
સુણી વેણુ શાણા જને ના ખમાય, ખમો તેહ, રે' દેહ માંડી દમાય;
થતા તુચ્છ તરુણા થકી યોગ્ય ધારી, અરે કામ આ શી દિસે શક્તિ તારી. ૮
વડા હુકમે જ્યાં હજૂરી હજાર, ધસે પાસના લાગતી લેશ વાર;
તું માટે ખમે તે ખુશીથી ખુવારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૯
રણે શત્રુ સામે જઇ રંગ રાખે, નહી બાયલું વેણ મૂખેથી ભાખે;
રહે દીન થૈ હાથ સામા પસારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૦
વડો હોય વિદ્વાન બુધ્ધિ નિધાન, નકો ભારતીમાં દિસે એ સમાન;
ખપે મુર્ખમાં જ્ઞાન સર્વે વિસારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૧
મળી લક્ષ્મિ લાખો તથાપી ન રાજી, ગુમાવી ઘડીમાં તું સારે નિવાજી;
ધરી હોશ ધારી ખરીદી ખુવારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૨
તજે લાજના લેશ દિસે વિચાર, પ્રતીદીન તું માં ધરે પુર્ણ પ્યાર;
નહી રોજગારે ધરે ધ્યાન પ્યારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૩
જરા વેણુ સાંખે નહીં જે નઠારાં, કુડા કામનીના સહે તે ટુંકારા;
મને મગ્ન રે' જે વદે નીચ નારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૪
જરા રોગનું જે નહીં નામ જાણે, હમેશો રહે રોગની ગોજ ખાણે;
તથાપી ન તુંથી બિજી ચીજ પ્યારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૫
વસ્યા જે અરણ્યે ખશી વસ્તિમાંથી, વિચાર્યું ચિતે પીડશે કામ ક્યાંથી;
મળી ધારણા જે જગે ધૂળ ધ ણી, અરે કામ આ શી દિસે શક્તિ તારી. ૧૬
શ્રુતીને સ્મૃતીના સદા જાણનારા, ભલાં વેદનાં ભાષ્ય જે ભાખનારા;
ભરી પ્યારથી તું પરે ફાળ ભારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૭
શિર્વે વામે કૈલાસ કેરા નજીને, વસ્યા વાસ જે જંગલે સ્વસ્થ થૈને;

જગાડ્યા જહેં જંગલે ખાણુ મારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૮
શરીરે નહીં ઉઠવાનીજ આય, ન બીજે સ્થળે પંથી તો જાય;
તથાપી તું સામે ધસે યોગ્ય ધારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૯
રૂષીમૂનિ બેઠા લગાવી સમાધી, અકારી થતાં સૃષ્ટિની આ ઉપાધી;
સમાધી વિષે વ્યાધિ જે તેં વધારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૨૦
ધરી ક્રોધ શીવે કિધો છે અનંગ, તથાપી ન તેં તો તજ્યા ધૂર્ત્ત ઢંગ;
ધરી આપ મારે ચતુરાઇ સારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૨૧

## જગતમાં સારી કમાણી કોણે કરી ?

### ઉપજાતિ વૃત્ત.

ભલું કર્યું સર્વનું ભાવ ધારી, તમામ કુમતી તનથી વિદારી;
શાંતી ધરી, વ્હાલિ કરી સચાઇ, જુઓ જગે શુભ કરી કમાઇ. ૧
પરોપકારે પગ ધારિ પ્હેલો, ધસે ખમે ના વિતનો કરેલો;
સુવૃત્તિ જેના ચિતમાં સમાય, જુઓ જગે શુભ કરી કમાઇ. ૨
આઘો ખસે ત્રાનિ અનીતિથી તે, રહે સુખે સદ્ગુણ સંગ્રહીને;
દુર્ગુણ તજે દૂર ન ક્રૂર કંઈ, જુઓ જગે શુભ કરી કમાઇ. ૩
વિવેક વધતો તનમાંહિ ધારે, શાંતી તણા શબ્દ સદા ઉચારે;
કુવેણિથી ના મચવે લડાઇ, જુઓ જગે શુભ કરી કમાઇ. ૪
પિતા તણી કિર્ત્તિ વધુ વધારે, કુટુંબની હાલત જે સુધારે;
કાંપે કુધારો ચિતમાં સચાઇ, જુઓ જગે શુભ કરી કમાઇ. ૫
ભલું કરે, ના પગ પાપ માંહીં, કદી ન ચાલે કુડી ચાલ ક્યાંઇ;
પરાક્રમો રે' વૃત્તિમાં છવાઇ, જુઓ જગે શુભ કરી કમાઈ. ૬
સ્વતંત્રતાથી શુભ કાર્ય ધારે, બીજા તણે હાથ જરા વિચારે;
કુકર્મ કાઢી ચિતથી કઢાઇ, જુઓ જગે શુભ કરી કમાઇ. ૭
બોલે કદી કો જન બાંકું આવી, તથાપિ બોલે નહિ ક્રોધ લાવી;
ધરે ન કોદી તન તોછડાઇ, જુઓ જગે શુભ કરી કમાઇ. ૮
બીજા જિવોને નિરખી રિબાતા, વ્યાધી વધુથી વધતા પિડાતા;
દેખી પિડા પંડ રહે પિડાઇ, જુઓ જગે શુભ કરી કમાઇ. ૯
સુકાર્ય જે સ્વાર્થ વિના કરે છે, બીજાનાં દુ:ખ સદા હરે છે;
ભલાઇ છે પંડ વિષે ભરાઇ, જુઓ જગે શુભ કરી કમાઇ. ૧૦

સુકામમાં દામ અપાર આપે, પ્રજા તણાં સંકટ સર્વ કાપે;
પ્રજા પિતાથી નર રહે વિદાઇ, છઞ્યો જગે શુભ કરી કમાઇ. ૧૧
સુકામમાં દામ અપાર આપે, પ્રજા તણાં સંકટ સર્વ કાપે;
ન રંક સાથે વસનો રિસાઇ, છઞ્યો જગે શુભ કરી કમાઇ. ૧૨
વિદ્યા તણી વેલ વધારવાને, રથીતી પુરી દેશ સુધારવાને;
અધીક લક્ષ્મી ધરથી અપાઇ, છઞ્યો જગે શુભ કરી કમાઇ. ૧૩
કોડી ન ખર્ચે કદિયે કુકામે, રહે સદા દૂર, અસત્ય નામે;
સોટી રહ્યા સત્ય તણીજ સાહી, છઞ્યો જગે શુભ કરી કમાઇ. ૧૪
મહાન વિદ્વાન અપાર માન, સદૈવ પામે ધરના ગુમાન;
લલ્લુ વધુ લાયકિ છે લખાઇ, છઞ્યો જગે શુભ કરી કમાઇ. ૧૫

## લોટ ખાઇને ભસવું.

### ચોપાયા.

મગર સંગાથે કરવું રૂસણું, વળી દરિઆમાં વસવું;
એ બે સાથે બને નહીં જે, લોટ ખાઈને ભસવું. ૧
પોતે કોનું વ્હેણ ન સાંખે, જઇ અવરને હસવું;
એ બે સાથે બને શિ રીતે ? લોટ ખાઇને ભસવું. ૨
આપ વિષે અગણીત દુરગુણો, છતાં અવરને કસવું;
નિજ દુર્ગુણ કેમ રહે અંધારે ? લોટ ખાઇને ભસવું. ૩
જોર વિના દુશ્મનની સામે, ધાડમાં જઇ ધસવું;
પંડ સલામત કહો રહે ક્યમ ? લોટ ખાઇને ભસવું. ૪
અક્ષર એક ન જાણે જગમાં, વળિ પંડિતમાં વસવું;
સંભાજીત ક્યમ થવું સકળમાં? લોટ ખાઇને ભસવું. ૫
આપ ઉર અભિમાન અતીશય, માન મેળવવા મથવું;
અભિમાનીને માન મળે ક્યમ ? લોટ ખાઇને ભસવું. ૬
સાહસની ઇચ્છા ઉરમાંહીં, પણ ભયથી દુર ખસવું;
એવા નરથી કર્મ બને ક્યમ ? લોટ ખાઇને ભસવું. ૭
ચકમક સાથે લઇ લોઢાને, ઘર્ષણથી પછિ ઘસવું;
કહો શી રીતે અટકે અગ્નિ ? લોટ ખાઇને ભસવું. ૮
દુર્ગુણ અધિક ભર્યા દિલભીંતર, શુધ્ધિ ઘરમાં જઇ વસવું;
કહો અકારો કેમ ન લાગે ? લોટ ખાઇને ભસવું. ૯

પતીવ્રતા ધર્મ પાળવો, વેશ્યા સાથે વસવું;
કહો આબરૂ કેમ બચાવે ? લોટ ખાઇને ભસવું. ૧૦
ધંધો સર્પ પકડવાનો અહિ, ડખ થકી દુર ખસ;
લલ્લુ કેમ બને બે સાથે ? લોટ ખાઇને ભસવું. ૧૧

## જીદગીની સલામતી શી ?

**ચાબખા.**

વેતવા વેલો લેજે વિચારી, જીંદગી કાલે જશે જખમારી. ટેક.
જીવ્યો ત્યાં સુધી જંપી ન બેઠો, વીધવીધ વાત વિચારી;
હાઉ હાઉ કરતા હીંડયો ખલકમાં, આપે બનીને આચારી. વેવ. ૧
શાંતી ન રાખી કામ ન સાધ્યુ, તનમાં વાત તકરારી;
આડો ચડી તું તો આથડયો આપે, ખાંતેથી વેરી ખુવારી. વેવ. ૨
મોટપ લેવા મથ્યે તું મહીમાં, લાડે બોલ્યો લલકારી;
સ્વાર્થ સાધનમાં ચૂક ન આણી, પીડા વ્હોરી પડકારી. વેવ. ૩
વિષયા સુખનો વાસી ફીડો, આપે બન્યો અનાચારી;
પર ઉપકારે પાઇ ન ખરચી, ચરચી વાતો નઠારી. વેવ. ૪
ઝાંઝવા આડે જળ નવ જોયું, આથડયો થઇ અહંકારી;
લલ્લુ તને લાભ વાતની રૂચી, પડયો મરણુની પથારી. વેવલા. ૫

## સંસારની અનિત્યતા.

**ચાબખા.**

મુરખ તું ચિત્તમાં લે ચેતીરે, માયાની મોટી નદી વ્હેતી. ટેક.
ધન દોલત ને દારા દીકરા, મારાં એ જીભ સુખ કહેતી;
આખર એ તને કામ ન આવે, રણુની જ્યમ રેતી. મુરખ. ૧
ગરીબ તણાં ગળાં કરવા હમેશાં, છરી મેલી વહેતી;
દીલમાં પાપથી જરા ડર્યો નહીં, ફોગટની વ્હોરી ફજેતી. મુરખ. ૨
દોડી ધસ્યો તું દારાની આગળ, કુડાં વચન મર કહેતી;
મીઠી સાકર જેવી માની મનેથી, અંતે દુખી થયો એથી. મુરખ. ૩
હાથે દીવો લઇને હત ભાગી, કુવે પડયો તું કોઇથી;
કિકિઆરી પાડતાં કોણુ કાઢે તને, છૂટકો ડુબી મુવેથી મુરખ. ૪
માયાની જાળ પથરાઇ છે મોટી, તે તને જાળમાં લેતી,

ભરાયા પછી ભાર તારો નથી કાંઇ, છૂટકો થાય મુવેથી. મુરખ. ૫
'સ્વારથને માટે આવીને સરવે, બણતાં બાઇ સુખેથી;
લલ્લુ કહે લાત મારે પરથાપર, પણ નવ કાઢે કુવેથી. મુરખ ૬

### ચાબખા.

મુરખ શું મોહ્યો સંસારે, ખાસડાં તને ખલક મારે. ટેક.
સારૂં દેખીને ચિતમાં ચળિયો, લાભ ભાળ્યો તે ભારે;
પાછો ફરી પુંઠભાર પાછળગો, ખાસડાં ખાધાં ત્યારે. મુરખ. ૧
દીકરો કે થયો બાપલીયો ગાંડો, કબડબ વેણુ ઉચારે;
ધડો કરે નહિ તારા બોલ્યાનો, તોય ગરજ તને ભારે. મુરખ. ૨
સગાં સંબંધી કે' મરતો નથી, હવે માંચડો મેલશે ક્યારે;
ચૂપ બેઠાના તેં સોગન ખાધા, આડું આડું ઉચારે. મુરખ. ૩
બાયડી કહે મને બાવલુ કરી પીટયે, પાઇ પેદા ન કરી ક્યારે;
દળણાં દળી પેટ પીટયાનું બન્યું, દુખી ભુંડે ભરથારે. મુરખ. ૪
ખાતાં તે તારૂં ખોદવા માંડયાં, હાથ ત્રીકમ લઇ ભારે;
ખોદી ખોદીને ખુશી થતાં બહુ, ભુંડો ગણે તને ભારે. મુરખ. ૫
ડુંગળીને ખાસડાં તારા કપાળમાં, માથે છે તે કોણ ટાળે;
લલ્લુ લાલચમાં લોભાયો પછી તને, આવીને કોણ ઉગારે. મુરખ. ૬

## જીવને શિખામણ.

### ઉપજાતિ વૃત.

વેચારિ જો સાર નથી અભાગી, સૂપંથ જાને નર થા સુહાગી;
કારૂણ્યનો તોર તમામ ત્યાગી, તરૂં નથી જો ઉંઘમાંથિ જાગી. ૧
તારાં ન નારી ધનને સુધામ, છે આખરે જંગલમાં મુકામ;
મુકામ સાહી પડ ના પછાત, તૈયાર થા કાળનિ ધારિ લાત. ૨
હવેલિ હેમે જડિગો લિચોળો, પ્રાણી કરે પેખિ સુપંથ પ્હોળો;
જાર નર નોકર ન્યાળિ રહેશે, થપાટ જ્યારે મુખ કાળ દેશે. ૩
સુરક્ષણે રોજ રહે સિંચાઇ, કરાવિને વજ્ર હવેલિ માંહિ;
ન ત્રાસ કોનો મર સીંહ ત્રાડે, તથાપિ ખેંચી કર કાળ કાઢે. ૪
બેસે તું મ્યાને વદતા ખમા જે, સદૈવ સાથે પગનાજ પ્યાદે;
સબધિ નેત્રો તણું તુર સાચો, ફરે નહીં કાળ તણો તમાચો ૫

રહે, ખુશી છો અરિને વિદારી, સુનામના ચક્ર વૃત્તીને ધારી;
તથાપિ તાબે નર કાળને તું, નરેશ છો આધિન કાળને તું. ૬
મુસાફરી મંડળ માંહિ આવ્યો, ફાવ્યો ખરો તું સહુથી સવાયો;
સાધ્યો ન રસ્તો શુભ કાર્ય ધારી, ખુચે તુંને કાળ તણી કટારી. ૭
તું તારી દ્રષ્ટે જિવતા મુવાને, જુવે તથાપી ચિત્ત ના પિછાને;
લલ્લુ સદા ચેત તું વાંચિ છંદ, પડે ગળે આખર કાળ ફંદ. ૮

## આખર મોત.

### ગરબી.

"અલબેલિરે અંબે માત, જોંવાને જઇયે". એ રાહ.
જીવડા કાં કર જંજાળ, આખર છે મરવું,
દુસ્તર આ માયા જાળ, સુશીબત નીકળવું. ટેક.
જન્મ મરણ સુધીનું આ દુખ, જિવને અંગે લાગ્યુંરે;
વિના ભોગવ્યે ક્યમ છુટશે, કામ ન લાગે ભાગ્યું. આખર. ૧
હર્ષ શોક ઉરમાં અતી થાતો, જાતો પ્રભુ છતબારરે;
હું કરનારો એમ ગણીને, ધોડા કરતો અપાર. આખર. ૨
હું ને મારૂં તરૂં ગણીને, પામે દુખ અપારરે,
પણ એ સહુ જાવાનું અંતે, ચિતમાં એ ન વિચાર. આખર. ૩
નીતિ નિયમમાં લેશ ન ચાલે, આપે અનીતિવાનરે;
દુષ્ટ કર્મ દિલમાં ભરિ રાખ્યાં, નહિ અવસાનનું જ્ઞાન. આખર. ૪
કાયાની માયા ધારીને, સાચવતો શુભ રીતરે;
હંસ ઉડી ચાલ્યા પછિ તે પર, કોઇ ન ધારે પ્રીત. આખર. ૫
બાળ યુવા વૃદ્ધા વસ્થામાં, આશા અતી લંબાયરે;
સ્થિર નવ થાતાં મરણકાળમાં, દુખનો હેતૂ જણાય. આખર. ૬
ભેદ બુદ્ધિથી ભર્યો અહરનિશ, અભેદ આપે ગણતોરે;
દુનિઆમાં ડાહ્યો દેખાઇને, ભેદ ભવાબ્ધી પડતો. આખર. ૭
કાયા માયા જૂદી કથીને, બોધ બહુ વિધી દેતોરે;
પણ જ્યારે પીડિત થાતો ત્યાં, દુઃખ ઉદ્દગારો કહેતો. આખર. ૮
તન ધનમાં તેં ધરી ધારણા, અધિક થવાની આશેરે;
આખર ખોવા વારો આવ્યો, દુખી બનિયો તે ત્રાસે. આખર. ૯
છુટી નહિ મમતા મનમાંથી, આશા ઉર લંબાણીરે;

પરમાત્મનું કારણ એનાથી, ગોટી કાય મંડાણી. આખર. ૧૦
દયા દાનની વાતો થાતી, બ્હેરા કરતો કાનરે;
દિનતામાં તું દીપ બનાવી, મન થાતો મસ્તાન. આખર. ૧૧
વ્યવહારે વીંટાઇ રહેલો, પરમારથ પંથ ભુલ્યોરે;
વિશ્વ વિષે વેપાર કરીને, દીવાળામાં ડૂલ્યો. આખર ૧૨
નોકર થઇને આવ્યો અહીં તું, શેઠ બનીને બેઠોરે;
વડવા તારા વહ્યા ગયા પણ, તું નવ બેઠો હેઠો. આખર. ૧૩
હાથે કરી મમતા બાંધીને, વ્યાધી ગ્રહમાં જાતોરે;
અંતકાળમાં બુમો પાડી, અંતર અતી અકળાતો. આખર. ૧૪

## મનને ચેતવણી.

### ભરવી.

જાવું છે જરૂર મનવા કાંઈ તું કરી લે,
કાંઈ તું કરી લે હરિનું નામ સ્મરી લે. જાવું છે. ૧
આ ભવ સાગર માંહિ તું તણાણોરે,
જણાણો લેવાણો નીતી નાવે તરી લે. જાવું છે. ૨
મહા પુણ્યશાળી મનુષ્યા દેહ પામ્યોરે,
સત વસ્તૂ વ્હોરી તારે સંગ સંગ્રહી લે. જાવું છે. ૩
અજાણ્યો રોકાણો, રાતવાસો રહ્યો તું;
શાને તું ભુંડાઇના ભંડાર ભરી લે. જાવું છે. ૪
પીંજર તારૂં જ્યારે સમુળું વિંખાશેરે;
માત, તાત, દારા, દોલત, દીકરા અહીંરે. જાવું છે. ૫
ક્યાંથી તું આવ્યો, પ્યારા કાં તું જવાનોરે;
અરણ્યે ઉજારે તારો પંથ તું ગ્રહી લે. જાવું છે. ૬
ખોટીમાં ખવાયો લોભ લાલચે લેવાયો તું;
આખરે અભાગી જાગી ત્યાગ પરી લે. જાવું છે. ૭
રાગ દ્વેષ તુજને પીડે, રાત દી રૂદા માંહીં;
રૂડી રૂડી ધારી, સારી મતી ક્યાં શમાવિ તેં. જાવું છે. ૮
તું તો સહુથી ન્યારો તારો ભેદ અજાણ્યોરે;
કુડાથી તું ન્યારો રહિને, આપ સુખ સાહિ લે. જાવું છે. ૯.

. ક્ષણીક આનંદ માંહી ચાહીને મુરખે કીધું:
લ્હેણુ તારી લઘુતાને લાત લગાવિ કે. જાતું છે ૧૦

## મનનો શો ભરુસો

"નાથ તમે નિરંજનિયાનું છો નાણું", એ રાહ

કહો ભાઇ કયા મેં કહું એહિ મનકું;
એનો નવીન બનત ક્ષન ક્ષનકું. કહો ભાઇ. ટેક.
જાગ્રત તમ નવ દેખન આખે, સત્ય સમજી આ સ્વપનકું;
રાચી રહત સુખ ભીતર માની, ક્ષણ ક્ષણ એ તન ધનકું. કહો ભાઇ. ૧
આપ કંઠ તક ડૂબ ગયા હે, ડૂબ્યા દેખત હે ઓરનકું;
આપકી ખોજ આપ નહિ કરતા, દુખ પાવત નીજ તનકું. કહો ભાઇ. ૨
આપ કુદરત કુદરાનકું માનત, કુદરત કહત હે ઓરનકુ;
ચોર આપ નિત શાહ બનત, ચોર કહત હે શાહનકું. કહો ભાઇ. ૩
ઓર ઠગાગ મેં સબસે શુભ, એસી પ્રતીતી હે તનકું;
આપ ઉરનમેં દુષ્ટ કીયા હે, કહત હે દુષ્ટ ઓરનકુ. કહો ભાઇ. ૪
આપકી આછી દુમરકી દીસાઈ, નિત્ય દિખાવત જનકું;
દુખકે ગારમેં હાર દિયે પીછે, લાગત આપ ચલનકું. કહો ભાઇ. ૫
વિષયમેં દુખ હેસો સુખ દિખલાવત, સ્વારથ કાજ ભજનકું;
મસ્ત રહે ભોગી વિષયનકું, આપ ખેલત હે અવરકું. કહો ભાઇ. ૬
આપ બહિરા અવરકું સુનેના, આપ સુનત ઓરનકું;
આપ અજીક, હીરા સમ માનત, પથ્થર રત્ન સમાનકું. કહો ભાઇ. ૭
સ્વર્ગ દિખાઇ ચલાત નરકમેં, નમના મે ઐમા સતનકું;
લક્ષ્મુ લગાડી દિખાતહે આપુન, તોમી રખત હે બરમકું. કહો ભાઇ. ૮

## જીવને ઉપદેશ

### સવૈયા.

ચોટલિ તેં ભ્રમનાનિ ધની શીર, ચોટતિ અગ્નિ કુમી ચતુરાઇ;
આદરિ કામ ઉંધા, કુમતી સુમનોથી કરી નહિ તેં સરમાઇ;
ભાઇ બનાઇ ન ચાહ કદી ઉલટી ઉન્મતાઇ મેંનાઇ કરાઈ,
હોંમલ ખોટ ખજે ન તપાસિ કલાસિ અનીત તણા પથમાંહી. ૧
ખોઇ મતી સુમતી કરિ દૂર બનો કુર કાર્ય કર્યા અતિ કૂડાં,
રીઝિક દિ રમનો ન જમે ભમો સ્વત બોદ બર્યા બહુ બુડાં.

પરભવનું કારણ એનાથી, મોટી કાયુ મંડાણી. આખર. ૧૦
દયા દાનની વાતો થાતી, બ્હેરા કરતો કાનરે;
દિનતામાં તું દોષ બનાવી, મન થાતો મસ્તાન. આખર. ૧૧
વ્યવહારે વીંટાઇ રહેલો, પરમારથ પંથ ભૂલ્યોરે;
વિશ્વ વિષે વેપાર કરીને, દીવાળામાં ડૂલ્યો. આખર. ૧૨
નોકર થઇને આવ્યો અહીં તું, શેઠ બનીને બેઠોરે;
પડવા તારા વહા ગયા પણ, તું નવ બેઠો હેઠો. આખર. ૧૩
હાથે કરી મમતા બાંધીને, વ્યાધી ગ્રહમાં જાનોરે;
અંતકાળમાં બુમો પાડી, અંતર અતી અકળાતો. આખર. ૧૪

## મનને ચેતવણી.

### ભરથરી.

જાવું છે જરૂર મનવા કાંઈ તું કરી લે,
કાંઈ તું કરી લે હરિનું નામ સ્મરી લે. જાવું છે. ૧
આ ભવ સાગર માંહિ તું તણાણોરે,
જણાણો લેવાણો નીતી ના'વે તરી લે. જાવું છે. ૨
મહા પુણ્યશાળી મનુષ્યા દેહ પામ્યોરે,
સત વસ્તૂ વ્હોરી તારે સંગ સંગ્રહી લે. જાવું છે. ૩
અજાણ્યે રોકાણો, રાતવાસો રહ્યો તું;
શાને તું ભુંડાઇના ભંડાર ભરી લે. જાવું છે. ૪
પીંજર તારૂં જ્યારે સમુળું વિંખાશેરે;
માત, તાત, દારા, દોલત, દીકરા અહીંરે. જાવું છે. ૫
ક્યાંથી તું આવ્યો, પ્યારા કાં તું જવાનોરે;
અરણ્યે ઉજાડે તારો પંથ તું ગ્રહી લે. જાવું છે. ૬
ખોટીમાં ખવાયો લોભ લાલચે લેવાયો તું;
આખરે અભાગી જાગી ત્યાગ પરી તે. જાવું છે. ૭
રાગ દ્વેષ તુજને પીડે, રાત ટી રૂદા માંહીં;
કૂડી રૂડી ધારી, સારી મતી ક્યાં શમાવિ તેં. જાવું છે. ૮
તુંતો સહુથી ન્યારો તારો ભેદ અજાણ્યોરે;
કુડથી તું ન્યારો રહિને, આપ સુખ સાહિ લે. જાવું છે. ૯,

' દાણીક આનંદ ગાંહીં આસીને ખુસ્યે.' કાંતું:
લલ્લુ તારી લલુનાને લાત લગાવિ હૈ. જાવું છે ૧૦

## મનનો શો ભરૂસો

"નાથ તમે નિરંજનિયાનું છો નાણું". એ રાહ

કહો ભાઇ કયા મેં કહું એહિ મનકું;
એનો નવીન બનત ક્ષન ક્ષનકું. કહો ભાઇ. ટેક.
જાગત તબ નવ દેખન આંખે, સત્ય સમજી આ સ્વપનકું;
રાચી રહત સુખ ભીંતર માની, ક્ષણ ક્ષણ એ તન ધનકું. કહો ભાઇ ૧
આપ કંહે તક દુખ ગયા હે, દુખ્યા દેખત હે ઓરનકું;
આપકી ખોજ આપ નહિ કરતા, દુખ પવન નીજ તનકું. કહો ભાઇ. ૨
આપ કુદરત કુદરતનકું માનત, કુદરત કહત હે ઓરનકું;
ચોર આપ નિત્ય શાહ બનત, ચોર કહત હે શાહનકું. કહો ભાઇ. ૩
ઔર ઠગાગ મેં સબસે શુભ, એસી પ્રતીની હે તનકે;
આપ ઉરનમે દુષ્ટ કીયા હે, કહત હે દુષ્ટ ઓરનકુ. કહો ભાઇ. ૪
આપકી આછી દુસરકી ડીહાઇ, નિત્ય દિખાવત જનકું;
દુખકે ગારમેં હાર દિયે પીછે, લાગત આપ ચલનકું. કહો ભાઇ. ૫
વિષયમેં દુખ હેસો સુખ દિખલાવત, સ્વારથ કાજ મગનકું;
મસ્ત રહે ભોગી વિષયનકું, આપ ખેલત હે અંગકું. કહો ભાઇ. ૬
આપ બહિરા અવરકું સુનેના, આપ સુનવે ઓરનકું;
આપ અફીક, હીરા સમ માનત, પથ્થર રત્ન મમતકું. કહો ભાઇ. ૭
સ્વર્ગ દિખાઇ ચલાત નરકમેં, નમના મે એમા સનનકું;
લલ્લુ લગાડી દિખાતહે આપુન, તોભી રખત હે બરમકું. કહો ભાઇ. ૮

## જીવને ઉપદેશ

### સવૈયા.

પોટલિ તેં મમતાનિ ધરી શીર, ચોટનિ સુધિ ફુગી ચતુરાઇ;
આદરિ કામ ઉંધાં, કુમતી સુમતીથી કરા નહિ તે સરભાઇ;
ભાઇ બનાઇ ન મતલ કદી ઉલટી ક્રિમત ઇ મેંદ્ય કરાઇ,
હાંસલ ખોટ ખજે ન તપાસિ ઉલાસિ આનીત તણા પથમાંહીં. ૧
ખોઇ મતી સુમતી કરિ દૂર બનો ક્રૂર કાર્ય કર્યાં અને કૂડાં,
રીઝિક દિ રમતો ન જગે જમનો નિત ખેદ બર્યે બહુ બુડાં.

પરમાર્થનું કારણ એનાથી, મોટી કાયુ ગંધાણી. આખર. ૧૦
દયા દાનની વાતો થાતી, બ્હેરા કરતો કાનરે;
દિનતામાં તું દેવ બનાવી, મન થાતો મસ્તાન. આખર. ૧૧
વ્યવહારે વીંટાઇ રહેલો, પરમારથ પંથ ભૂલ્યોરે;
વિશ્વ વિષે વેપાર કરીને, દીવાળામાં ડૂલ્યો. આખર. ૧૨
નોકર થઇને આવ્યો અહીં તું, શેઠ બનીને બેઠોરે;
પડ્યા તારા વધા ગયા પણ, તું નવ બેઠો હેઠો. આખર. ૧૩
હાથે કરી મમતા બાંધીને, વ્યાધી ગ્રહમાં જાનેરે;
અંતકાળમાં બુમો પાડી, અંતર અતી અકળાતો. આખર. ૧૪

## મનને ચેતવણી.

### ભૈરવી.

જાવું છે જરૂર મનવા કાંઈ તું કરી લે,
કાંઈ તું કરી લે હરિનું નામ સ્મરી લે. જાવું છે. ૧
આ ભવ સાગર માંહિ તું તણાણોરે,
જણાણો લેવાણો નીતી નાવે તરી લે. જાવું છે. ૨
મહા પુણ્યશાળી મનુષ્યા દેહ પામ્યોરે,
સત વસ્તુ વ્હોરી તારે સંગ સંગ્રહી લે. જાવું છે. ૩
અજાણ્યો રોકાણો, રાતવાસો રહ્યો તું;
શાને તું ભુંડાઇના ભંડાર ભરી લે. જાવું છે. ૪
પીંજર તારૂં જ્યારે સઘળું વિંખાશેરે;
માત, તાત, દારા, દોલત, દીકરા અહીંરે. જાવું છે. ૫
ક્યાંથી તું આવ્યો, પ્યારા કાં તું જવાનોરે;
અરણ્યે ઉજાડે તારો પંથ તું ગ્રહી લે. જાવું છે. ૬
ખોટીમાં ખવાયો લોભ લાલચે લેવાયો તું;
આખરે અભાગી જાગી ત્યાગ પરી તે. જાવું છે. ૭
રાગ દ્વેષ તુજને પીડે, સત ટી રૂદા માંહીં;
કૂડી રૂડી ધારી, સારી મતી ક્યાં રામાવિ તેં. જાવું છે. ૮
તું તો સહુથી ન્યારો તારો ભેદ અજાણ્યોરે;
કુડાથી તું ન્યારો રહિને, આપ સુખ સાહિ લે. જાવું છે. ૯.

ક્ષણીક આનંદ માંહી ચાલીને ખુચ્ચે. કોનું:
લલ્લુ તારી લઘુતાને લાત લગાદિ દે. જાતું છે ૧૦

## મનનો શો ભરોસો

"નાથ તમે નિરંજનિયાનું છો નાણું", એ રાહ

કહો ભાઇ કથા મેં કહું એહિ મનકું;
એનો નવીન બનત ક્ષન ક્ષનકું. કહો ભાઇ. ટેક.
જાગત તબ નવ દેખન આંખે, મત્ય સમજી આ સ્વપનકું;
રાચી રહેન સુખ ભીતર માની, ક્ષણ ક્ષણ એ તન ધનકું. કહો ભાઇ ૧
આપ કંઇ તક કૂપ ગયા હે, ડૂબ્યા દેખત હે ઓરનકું;
આપકી ખોજ આપ નહિ કરતા, દુખ પવત નીજ તનકું. કહો ભાઇ. ૨
આપ કુદરતકુદરતનકું માનત, કુદરત કહત હે ઓરનકું;
ચોર આપ નિત શાહ બનત, ચોર કહત હે શાહનકું. કહો ભાઇ. ૩
ઔર દગાગ મેં સબસે શુભ, એસી પ્રતીતી હે તનકું;
આપ ઉરનમેં દુષ્ટ કીયા હે, કહત હે દુષ્ટ ઓરનકું. કહો ભાઇ. ૪
આપકી આછી દુમરકી દીલાઈ, નિત્ય દિખાવત જનકું;
દુખકે ગારમેં હાર દિયે પીછે, લાગત આપ ચલનકું કહો ભાઇ. ૫
વિષયમેં દુખ હેસો સુખ દિખલાવત, સ્વારથ કાજ મબનકું;
મૂરત રહે બોગી વિષયનકું, આપ એસત હે આરામકું. કહો ભાઇ. ૬
આપ બહિરા અવરકું સુનેના, આપ સુનાવે ઓરનકું;
આપ અરીક, હીરા સમ માનત, પથ્થર રત્ન સમાનકું. કહો ભાઇ. ૭
સ્વર્ગ દિખાઇ ચલાત નરકમેં, નમના મે એમા સનનકું;
લલ્લુ લબાડી દિખાતકે આપુન, તોભી રખત હે ભરમકું. કહો ભાઇ. ૮

## જીવને ઠપકો.

### સવૈયા.

ચોટલિ તેં મઝ્નાનિ ધરી શીર, ચોટલિ મધિ કુબી ચતુરાઇ;
આદરિ કામ ઉંધા, કુમતી સુમતીથી કરા નહિ ને સરમાઇ;
ભાઇ બચાઇ ન ગોહ કદી ઉપરી કિમત ઇ અંતઇ કરાઇ,
હાંમલ ખોટ ખજે ન તપાસિ ઉલાસિ અનીત તણા પથમહીં. ૯
ખોઇ મતી સુમતી કરિ દૂર બનો ક્રૂર કાર્ય કર્યા અતિ કુડા,
રોઝિક દિ રમતો ન જગે મનો ચિત ભેદ ભર્ય બહુ ભુંડા;

મોજત નિચનિ નિત કરી ફિનગો અતિરો અનિતી પથ ઉંડા,
લાજન કાજ અકાજ કર્યું સુખ સાજ ગણી નિતમાં નિત્ય ભુંડા. ૨
તોય તપાસ લગાર કરીન બગાડ બ । તુજ હાથથિ થાતો,
આપ સમાન બને મરવે બનતા નિરખી ચિતમાં હરખાતો;
ન્યાય નિતી ગદિ શ્રેષ્ટ સુજનનુ મળે તું અજનશુ અતિ અકળાતો,
ત્યાં તું વડાઇનિ વાત કરી, નકરી અનિતી કરિ તુ શરમાતો. ૩
તુચ્છ નિચા જન ન્યાળિ મગ 'નરમાસ્ય ધિકાર કરી ન ધરાતો,
હાલ હવાલ સુગ નિરખી ખમિ જાય અહંથી તું એ ઉર સ્હાતો;
તારિ પ્રભા પ્રગટી ચિતમાં દિનતાન છગી નિરખી દુગ ધાતો,
ચેત અચેતન ખેત નિષેધર બાળિમિઠાં ચિતમા હરખતો. ૪
તું સમ કઇક થયાજ થશે વળિ કોણ દિમાગ જગે શક્તાગે,
મેલિ મતા મમતા ધરતા પણ ઉડી ગયા તુર જેમ હજારો;
માદિબમાં સહુથી ચડતા ઙવા અગ્નિચિત્ત, ન દેખ ઉગારો,
તેનૃપતી શઠ ચાલિ ગયા ન રહ્યા નર ચેન પવે તુ જનારો. ૫
લાખ મળે દશલાખ મળે તું કરોડનિ કીંમતથી ન ધરાતો,
જેમ વધે વધતી તુજ આશ નિરાશ થઇ ન મળે શરમાતો;
મેળવવા મતિમદ રચ્યા બહુ ફંદ અનીતિ તણા તું ફુલાતો,
કોટિ પ્રકાર પ્રયત્ન કર્યા નમડી બિનિ આખર તું અકળાતો. ૬
તુંથિ ન શ્રેષ્ઠ બિજો નિરખ્યો અહિં આપ વિષે સહુ આવિ રહ્યું છે,
દાનવ દેવ દિમાગ નહીં ચિત માનવિમાન મળેથિ ચડ્યું છે;
લાલચથી લપટાઇ જતાં સહુ તું શુભ એમ મુખે ઉચર્યું છે,
જાગિ વિચાર અભાગિ તું ચિત્ત અહીત અખીલ જગેજ કર્યું છે. ૭

## વનનો ભમરો.

### રોળાવૃત્ત.

પુષ્પો ધરે પરાગ, ભ્રમર બેગી ત્યાં ભમતો,
વેલ કુંડમાં વરી, પુષ્પમાં નાચી રમતો;
કરે ઘડીક ના સ્થિર, ત્વરિત શી ગતી વપૂની,
ગુંજારવ ગંભીર, કરે, કંઇ લાગી તરુની. ૧
દેખે પુષ્પ અનુપ, તોય ઘડિ ઠરીને માગે,
ગુલાબને શુભ વાસ, ળિ ન વમે અનુરાગ;

જાઇ જુઇની ઘટા, કેતકી મોગરો ડોલર;
આપે અધિક સુવાસ, તોય પ્રિય ન હરે ધરિભર. ૨
અરે આમ ઉદાસ, મધુકર શાને મ્હાલે,
કરે પ્રીત બહુ પુષ્પ, તોય ન હરે કો ડાળે;
સુર્યાસ્તે અલિ અરે, આવિયો અંબુજ આગે,
વિકસેલું વીશાળ, તળાવ પ્રીતીભરમાં જો. ૩
જઇ બેઠો ત્યાં અલી, અનુપમ પરાગ પેખી,
ન્હેણા ચોંટી ને હામ, અત્તર મુકામ ઉવેખી;
મદિરા મોહ તણો શું ? મસ્ત આ પ્યારી પાયો,
હર્યો નહિં કો હામ, આમ અંબુજ શું ભરાયો. ૪
દિનાંત માંહિ કૃતાંત, કાળ સમ પદ્મ પ્રભાતે,
ક્ષણ ક્ષણ થાતા ક્ષીણ, પાંખડી વિકરી બિડાને;
મધુકર મધ્યે રહે, અહા આસક્ત અંબુજનો,
બધું બિડાઈ જાય, સમય મુંઝાઇ સુવાનો. ૫
અલિ ધર ઉર ઉલ્લાસ, ચાહ તજિને ઝટપટ કર,
નિકળ બહાર ગમખ્વાર, રીબાઇ અંદર કાંમર;
તું જોવા કઇ વાર, મુવા આશક દરમાગે,
તારો કશો હિસાબ, એક વધનો નોંધાયે. ૬
ગયો ગબાઇ અરે, મધુકર મોહ મદેથી,
ખીલે પદ્મ પ્રભાત, જિવે તો ફરે મજેથી;
પણ પડિયો જે પાશ, નેહનો શાને તૂટે,
વિસ્મરિ સહુ દુખ જાય, વળી પથ વિચરે ઉંડે. ૭
વિષય રૂપ વિશ્વમાં, કમળ નિરખીને સાંજે,
રહે મુરખ લપટાઇ, ભ્રમર જિમ મરે ન ત્યાગે;
ફરિ ફરિ જાય મુકામ, પ્રાણ કાંટામાં તોળે,
કયમ મધુકર રૂપ મનુષ્ય, આપ આનંદ ન ખોળે.

## ઉદ્યાનનો ચંપો.

### રોળાવૃત્ત.

ચંપા અરે ચતુર, ઉભો થઇ ચંપક વનમાં,
પુષ્પે વસે પરાગ, રાગ સુગંધે જનમાં;

આવે અનિલ લહેર, બેટતી સકળ કળીને,
એ તુજતે અથડાય, જાય દુર ક્યાંઇ ઉડીને. ૧
એ મિશ્રણથી મનુષ્ય, મગજ, બની જાને માતો,
આનંદીન ઉર્મિમાં, અંગવિણુ જાઇ અથડાનો;
એ અનીલ પેગામ, ખરે થંપા તુજ ચારૂ:
કીર્ત્તિ વિસ્તરે બધે, હું પણ ચિત ધન્ય પ્રમણું. ૨
તદપી તારી પાસ, આશ ધરી અલિ આવે ના,
ચોગમ તારી સુવાસ, પાસ પગ ગૂજરે ના;
નાસે તુથી દૂર, કદી ભોગી પૂરો પણ,
તુજ ગમનહિ ડોકાય, એજ વિસ્મય શકુને મન. ૩
કહો અલી શું કામ, ગણુગણે ધામ રહીને,
ઘડિક ફરી વહિ જાય, વળી આવે ત્યા ફરિને;
ચિત્ત ઘડિકના સ્થીર, પલકમાં પજે પતિત થઇ,
પ્રીત ચીત નવ ગણે, કહો લઘુના પ્રીતી શી. ૪
ખરે ગરજનો યાર, ભ્રમર ભોગી નહિ રોગી,
વ્યાધી વશમો થયો, ખરે, કો પ્રીય કરે નહિ,
અસ્ત થતાં અમ તેજ, સુકાતાં પાંખડિ કુંળા,
ઉડી જાય એ સમે, નહી ઉર નેહનિ ઉર્મી. ૫

## ગુમાની.

### સવૈયા.

અન્ય તણું નિરખી નજરે બુરૂં હોંશ ધરી હઇડે હુલસે છે,
લાભ ન લેશ તથાપિ કરે બહુ મે'નત તે પછિ દૂર ખમે છે;
ન્યાય નિતી રિત ભૂલિ જઈ અભિમાન તણા કિચમાં લપસે છે,
લલ્લુ સુમિત્ર સુણો જગમાં પરના અપકારિ અપાર વસે છે. ૧
મૂખ મિઠું વદતા હરનીશ પછી પુઠ પાછળ બુરૂં કરે છે,
નીચ ચમાર ગમાર*સમો જનિ ચિત્ત ગુમાન અપાર ધરે છે;
હુંયિ નથી જન કોઇ અધીક ગણી નિજ ઠીક કુપંથ પળે છે,
સજ્જન લલ્લુ મહુ જન એ નરથી ડરિને અળગા વિચરે છે. ૨
સ્વાર્થમાં સન-મુખ ક્રમો શઠ પુઠ દિધી પરમારથમાં,

રથમાં ચઢિયે અહંકાર તણા ઉલટો વિચર્યો અનિતી પથમાં;
પથમાં પડિયો બહુ પાપ તણા સુખ ચાખિ શક્યો ન યથારથમાં,
સકશે નર કેમ ઉભો રહિ આગળ મ્હાવર મંગ, ખપ્યો ખળમાં. ૩
આપ મતી વિચરે જગમાં ન કર્યાનું કરે કરવાનું વિસારી,
ધારિ કરે નિચની નિત નિત્ય કદી ન મતી સુનિતીથી સુધારી;
ધારિ નહી નિત દીન દયા જરિ ઓઇ મનુષ્ય તણી તક સારી,
ભલ્લુ સુમિત્ર સુણો જગમાં નિચ એ નરની કરની કયમ ભારી. ૪
પય સિંચ્યું પનગ તણે મુખ પ્રીતથિ ઝેર તણો શું સ્વભાવ વિસારે,
કદિ શ્વાન વસે જઇ સ્વરગે ભસવાનું ભુલે નહિ જાન સુનારે;
જરિ હીંગ કપૂરની સાથ ધરો નહિ વાસ ધરે ગુણ અન્ય ન ધારે,
ભલ્લુ સુમિત્ર કહે નર દુષ્ટ ન સજ્જન સંગથી સદગુણ ધારે. ૫

## એવાની સંધ્યામાળા શા કામની ?

"ચડિ આવ્યાં વાદળ કાળાં" એ રાહ.

શું થયું કરી સંધ્યા માળા, શું થયું કરી સંધ્યા માળા;
અંતરમાં અજ્ઞાન ભરેલું, અશુભ ઇચ્છાવાળા. શું થયું ?
ટીલાં ટપકાં કરતો ઉપર, અંતર અશુભ ઉછાળા;
બગ ધ્યાની બની બેસતો નિત્યે, ચતુરાઇના કરી ચાળા. શું થયું ?
અયોગ અંતર ઇચ્છતો સહુનું, આપનું શુભ ઇચ્છનારા;
અન્યનું શુભ જોઇ આપે બળતો, પ્રભુ તુજને નહિ પ્યારા. શું થયું ?
ઉપરથી શુભ સહુને બતાવ્યું, ભીતર ભરિયા અંગારા;
જવાળ નીકળતી જીવ્હા વાટે, ચતૂર ચેતિ જનારા. શું થયું ?
અભેદપણું ઉપરથી બતાવી, રહેવું સહુથી ન્યારા;
પર પીડાએ રાજી થતો ચિત, (મેં) દુરગુણ જાણ્યા તારા. શું થયું ?
કુટુંબી ઉપર ક્રૂર બન્યો નિત્ય, અનિષ્ટ ઇચ્છાવાળા;
ભાઇ ભાંડુ તુથી દૂર થયા, સુખ પામ્યાં સાળી સાળા. શું થયું ?
તારૂં શુભ તેમાં તુ રાજી, બીજાનું જોઇ બળનારા;
વિભૂતી ચોળી વહેલ બનીને, ઢોંગ મેં જાણ્યા તારા. શું થયું ?
બાહીર શુભ બતાવી સહુને, ક્રોડ કપટ કરનારા;
શ્રી હરી જરીયે સાંખી શકે ના, પટ દઈ પારખનારા. શું થયું ?

હિત માટે પારમના હકનું, ઉચ્છેદન કરનારા;
ઘુરાંતમ નામેથી વર્ત્યું શું, નરાધમ કૃત્ય તારાં શું થયું ?
વિદ્યાના વીરોધિ વિણુરથી, આરજે પથ પગનાગ;
દુલભ મનુષ્યા દેહ ગુમાવ્યો, ભુડું એ કર્યુ ભમરાળા. શું થયુ ?
નીચી મુડી અંતર નીચુ. નીચ સગે રચનાર;
લહલુ લાગી વાતો કરે પણ, તુથી કસાઇયો સારા. શું થયું ?

## ઇશ્વર સર્વ વ્યાપક છે એમ નહિ જાણનાર.

### ગરબી.

ઓ હિન્દુભાગી, જાગી જો મુરતીમા શું મન માન્યું ?
મતિ ક્યાં ત્યાગી, ઉખેળ્યુ આ કઇ પોથીનું પાનું ? ટેક.
તું દોડિ નિત્ય દરશન જાતો, અથડાતો પડતો કુટાનો;
વળ લોભ લાલચમા લુટાતો. ઓ હિન્દુભાગી. ૧
નિરર એને એ નિરખ્યું નજરે, નવું જાણ્યું ન તોય તું રે'ન ધરે;
તારી ભલી ભક્તિ નાખી ભજરે. ઓ હિન્દુભાગી. ૨
પથ્થરને ઘડિયો ઘડનારે, ધાતુ ત્યમ ટીપી કમારે;
તું ઘડતે કેમ તને તારે ? ઓ હિન્દુભાગી. ૩
વેવલો થઇને વ્હેલો વ્હેલો, દોડી જાનો મંદીરમાં ઘેલો;
જોતો અજ્ઞાને હડશેલ્યો ? ઓ હિન્દુભાગી. ૪
ક્યાં પ્રભુ પેઠો એમાં કહેને, તુ ગણે જગતમાં પ્રભુ કેને ?
એ ઉત્તર ઉધરશો દેને. ઓ હિન્દુભાગી. ૫
જડને કમોદારી ગાફ કરી. વસ્ત્રાભૂષણ મનપસંદ ધરી;
પ્રભૂ માન્યો તુજ બુદ્ધિ નિકની. ઓ હિન્દુભાગી. ૬
ના ખાય તથાપી તુ દેખાવા, ન સુણે તોયે તું જા ગાવા;
તુજ ઢંગ થયા ક્યાથી આવ્યા ? ઓ હિન્દુભાગી. ૭
નથી જરૂર તુ કર રોવા તેની, ચૈતન હિનને ગેના કેની ?
જડ થાય ન દેવ અને દેવી ? ઓ હિન્દુભાગી ૮
તાગોટા પાડે પાસ જઇ, ગ્રમ આરડતો જરગ જગત ગઇ,
જો, જડ તારી સ્તુતિ માને નહિ. ઓ હિન્દુભાગી. ૯
તુજને જે પેદા કરનારો, અંન વસ્ત્ર આબરૂ દેનારો;
ઓશીયાળો ના થાશે, તારો ! ઓ હિન્દુભાગી ૧૦

તુજ ચોકી કરે દિન રાત રહી, તેને જાળવવાને એશ જઇ;
આથી મોટી મૂરખાઇ કઈ? ઓ દિણભાગી ૧૧
તારી શેવાની ન જરૂર જરા, તારા મેવાના પ્રભુ ના ભુખરા;
તોયે ઉધા તું 'જાનો ધરવા ઓ દિણભાગી. ૧૨
એ પ્રભૂ દયાથિ જગત પાળે, તે રહે ન તુજ દયા આધારે;
કર શોચ જગત મૂરખ ધરે, ઓ દિણભગી ૧૩
જડ આપ તણી ન સંભાળ કરે, તે ાચિ અવરનું શું કામ સરે?
તેથી તું શુભ જગ હરે ફરે, ઓદિણ ભાગી. ૧૪
ધર અંતર ધ્યાન ધરણી ધરનું, શુભ જ્ઞાન વિવેકથિ વીચરનુ;
લલ્લુ-ધણીનો ભરૂં સો ધરનું, ઓ દિણ ભાગી ૧૫

## પદ.

ટીલાં મોટાં તાણ્યાં રે, કંઠે કુડી કંઠીનો ધરી,
જૂઠું જીભે બોલ્યો રે, ફોગટ લીધું નામ હરી. ટેક.
પ્રાતઃકાળે ઉઠી સ્નાન કર્યું નિત, લેનો પ્રભુનું જિભે નામ;
પૂજા કરી તેં પેટ માંહિ પ્રપંચે, આદર્યાં અવળાં તેં કામ.
નામ નારાયણનું રે, વગોવ્યું તેં વંડી કરી. ટીલાં. ૧
દરશન કરવાને દોટ તેં દીધી, હોંશે હવેલીમાં ભાઇ;
કરણી તારી તેં કૂડી ન કાઢી, ભવમાં થઇછે ભવાઇરે.
આખર ઉધું વળિયું રે, પાપ પુણ્યું રાખ્યું ભરી. ટીલાં. ૨
પડદામાં રહે તે પ્રભુ પર તેં, ધાર્યું ભારે ધ્યાન;
વ્યભિચારીને વ્હાલા ગણીને, દમડાનું દીધું દાન
નામ બોળ્યું નફટરે, ગપાટી તેં ગુરૂને કરી. ટીલાં. ૩
પાપી પ્રપંચને પેટમાં પચવ્યો, આણી ઉરમાંહી મેર;
ગરીબનાં તે ગળારે કાપ્યાં, કર્યો એ અકરાકેર;
મેર કીધો મોટોરે, પાપની તેં પેટી તો ભરી. ટીલાં. ૪
છેલ છીનાળવા ગુરૂને ધાર્યો, ચેલો થયો તું ચંડાળ;
ગૂરૂ બિચારો ગોદોને ગોને, તું થયો તેહનો દલાલ.
લાલ થયો લોડોરે, તોય તેની સેવા તો કરી. ટીલાં ૫
દરશન માટે કોરડા ખાવા, એવા છે મોક્ષ મકાન;

વિશ્વાસ ન ધર્યો વેદનો નવ ભેદ તેના તું ભણ્યો,
પૂરાણ માંહિ પચી રહ્યો નિત્ય પાપ રસને પરવર્યો;
દુર્ભાગિ તારૂં લક્ષ કૃક્ષ શિલા પરે દોડી રહ્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું; ૬
માની મને મૂરતી ખરી સૂરતી પ્રભુની જોઇ ના,
ખલકેશની ખલકે ખરી ખુબી હૃદય માંહિ પરોઇ ના;
આધાર ધરણીધર તણો તજિ ધ્યાન અવરતણું ધર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૭
પડે વિંટાયો વે'મમાં જાણે બિજાને તેં ધર્યો;
સતમાર્ગ તજાવ્યો તેહને અન્યાય અવનીમાં કર્યો,
નિત્યે પ્રપંચે પાટકીને પેટ પાપી તેં ભર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૮
વડવા હતા વિદ્વાન વેરી તેં અવિદ્યા આપથી,
બ્રહ્મત્વ તજ્યું બ્રાહ્મણ બની દુખિ આજ એના પાપથી;
વિખ્યાતિ વડવાનિ ગૂમાવિ અભાગિ ઉંધું આદર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૯
રૂષિરાજ માટિ ઠગ બાજની ઉપમા ધરી ઉમંગથી,
અણુસમજુને દઇ બોધ અવળો રહિ ધુતારા ઢંગથી;
હરિ રસ પિયૂશનું પાન પાપી શુદ્ધ મનથી ના કર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૧૦
લોભી ગુરૂ જે લાલચુ વ્યભિચારી વિશ્વ વિષે બન્યા,
તેં સ્વાર્થ માટે તેહના પગ પૂજવા ઉત્તમ ગણ્યા;
વિશ્વાસુને ઠગ બનિ ઠગ્યો દિલ તારૂં તેથી ના ડર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૧૧

## મરજાદી વિષે.

### હરીગીત છંદ.

નિરખી બીજાને નાસતો તું ત્રાસતો તન ત્રાસથી,
અડશે હું છોવખ જાઇશ એવી બીક ધરી ચોપાસથી;
સગપણ પ્રમાણે સ્નેહ ન ધર્યો માન મનમાં માનિયું,

જાણ્યા ન જો જગદીશ તો મરજાદિ થાવે શું થયું ? ૧
દેદાર કરવા દોડિયો ઘેલો બન્યો ગભરાઇને,
ધુમરાણુ પાડ્યાં બારણે ધસિયો તું મંદિર ધાઇને;
પરિશ્રમ કરી પાપીષ્ટનાં દર્શન કરે કે શું વળ્યું;
જાણ્યા ન જો જગદિશ તો મરજાદિ થાવે શું થયું ? ૨
બૈયા તણા તું કોરડા હોંશે ખમ્યો પ્રભુ બારણે,
તરિ જાઇશ પ્રભુના મારથી એ વાત ધારી ધારણે;
સહિ માર મુંગા મુખથી બોલ્યો ન, કે આ શું થયું;
જાણ્યા ન જો જગદીશતો મરજાદિ થાવે શું થયું ? ૩
અડકાય નહિ કોને કદી મહિમા મદી સહુ માનિયા,
ધિટકાર કરિને સર્વને મહત્તાઇમાં ધિટકારિયાં,
માગી લિધી મોટાઇ સહુથી શ્રેષ્ટ થાવા ધારિયું,
જાણ્યા ન જો જગદીશને મરજાદિ થાવે શું થયું ? ૪
ગોસ્વામિને માની પ્રભુ સમ પુજ્ય ભાવથિ પૂજતો,
બહુ જાતના મેવા મિઠાઇ આપી રાજી તું થતો;
આરોગિ લ્યો મહારાજ એવું હોંશ ધારી તેં કહ્યું,
જાણ્યા ન જો જગદીશ તો મરજાદિ થાવે શું થયું ? ૫
નીતી અનીતી કોદિ તેં પાપી ગુરૂની જોઇના,
જામી ગયેલી જડ મતિ જડ ચિત્તથી તેં ખોઇના;
તન મન અને ધન આપવા ઉદારતાથી આદર્યું,
જાણ્યા ન જો જગદીશ તો મરજાદિ થાવે શું થયું ?
ગુરૂને ગણી પ્રભુ તુલ્ય નારી, બાળ, ધન, અર્પણ કર્યાં,
"પાવન કરે ગુરૂ, પુણ્ય" તેમાં, એ વચન અંતર ધર્યાં;
તુજ નારિને કરી ભ્રષ્ટ તોય ન કષ્ટ તુજ દિલમાં થયું,
જાણ્યા ન જો જગદીશ તો મરજાદિ થાવે શું થયું? ૭
રડિ બાળ મરિ કદિ જાય તો ન અડાય મરજાદી થકી,
અડક્યાથિ છોવાઇ જાય ન ધરી, બાળની પીડા કદી;
પ્રભુજીથિ વ્હાલું કો નથી એ ધ્યાન અંતર ધારિયું !
જાણ્યા ન જો જગ દીશતો મરજાદિ થાવે શું થયું ? ૮
નિજ પેટ ભરિ રાજી રહ્યો નહીં પીડ કોની તેં ધરી,

મનમાં ગણ્યું હું તરિ ગયો મરજાદ મોટી આદરી;
સ્નેહી સગાંની પીડ જોઇ દિલ તારૂં દુખિયું ના થયું,
જાણ્યા ન જો જગદીશ તો મરજાદિ થાવે શું થયું? ૯
ખાધા પછી રહ્યું શેષ્ય તે કદિ કોઇને દેવાય ના,
અભડાય એજ અનાજ તેથિ બિજા મરે મુખ જાય ના;
તે કારણે ખાડા વિષે જમતાં વધ્યું તે દાટિયું,
જાણ્યા ન જો જગદીશ તો મરજાદિ થાવે શું થયું? ૧૦
કદિ અન્ય દેવનું નામ તારા મૂખથી દેવાય ના,
એવી પ્રતિજ્ઞા તેં કરી તે ન્યાયિથી સેવાય ના;
પરમાત્મ નારાયણ તણું નવ નામ મૂખે તેં ધર્યું,
જાણ્યા ન જો જગદીશતો મરજાદિ થાવે શું થયું? ૧૧
વલ્લભ ધણી ધણિયાણિયે બહુ હોંશ ધારી ધારિયો:
બહુ નારિ ભોગવિ તોય તે પ્રભુજિ ન જરી પાપી થયો;
આશ્ચર્ય એ અંતર અતી પ્રભુજી છતાં આવું કર્યું,
જાણ્યા ન જો જગદીશ તો મરજાદિ થાવે શું થયું? ૧૨
પર ઉપકારે પ્રીત ન ધરી દીનની ન ધરિ દયા,
તરવું હવે નથિ બાકિ એવું માનિ મરજાદી થયા;
સત્કાર, સદ્વર્તન, સુશિક્ષતા, સ્નેહ, સર્વ ગુમાવિયું,
જાણ્યા ન જો જગદીશ તો મરજાદિ થાવે શું થયું? ૧૩

## આશાની સીડી.

### રાગ સીતાજીના મહીનાનો.

ધરી સીડી એક મેદાન, સહીજન ચડે પડે,
ચાલવાની ન હૈયામાં હોંશ, અધીક ક્રમ ઉપર ચડે.
જો જો સામે પગથીયાની હાર, પંથી ખડો આગળે;
જોવા ભળિ છે સારી જહાન, ચડે પડે આકળે.
મારે કો ચરવીર કુદકાર, ટપ્પો ચડે તોરમાં;
આગળ ચડવા અંતર ઉત્સાહ, વીલોક છે વૃંદમાં.
જુવો જુવો જોનારાં જોનાર, પગથીયું હું ચડું;
આગલાની આગળ જાઉં, આનંદની લ્હેર લઉં.

વાધ્યો ઉરમાં અધીક ઉત્સાહ, ઠેકે, ચડે, ઉપરે;
ત્યમ વધનો આનંદ દેખાય, નીચા જન બળી મરે.
કઇક આગલા તુટી પડેલ, ઉપર ખાલી એ જગા;
ત્યાં પહોંચ્યાની હું કરૂં પહેલ, આસન મને યોગ્ય જ્યાં.
કરિ ચીતમાં સંકલ્પ વિકલ્પ, આગળ ડગલાં ભરે;
દૂર ટપ્પો બીજો દેખાય, નજર જતું સ્થાન એ.
ત્યાં તે ચૂકે ચપાટે ચોટ, થતો લોટપોટ એ,
પડે ભૂપર પાછો સચોટ, સંભાળે આ અગને.
નીચા ઉભાં કરે મુખ હાસ્ય, ઘડિક મો'ર ચિત બળ્યું;
તારા તનમાં ઉપજ્યો ત્રાસ, હાસ્યું ફરી વીકસ્યું.
વાગ્યું ગારો ગણાયો ગમાર, પૂછે તેને પાધરો;
હવે દેવો શું છે જવાબ, તારે ઉર ખરખરો.
ભુંડા આમ ન હીમત હાર, ચડણુ સીડી દોહલી;
થાક્યો કાં પછડાતાં વાર, નાદાન નામોશી શી !
આ છે સીડી અનત આકાશ, આશા ટપ્પા ઉપરે;
કઇક કાળથી ચડતા અજાણ, ઉમંગથી એ ફરે.
ભૂલે આપ તણું કરતવ્ય, ભવતવ્ય તપ્ત જે;
શાંતી મળવા સીડી ગમ જાય, દેખે ચડે ને પડે.
કઇક ચડિયા પ્રથમ શૂરવીર, સીકંદરશાહ શા;
પડ્યા પણિ નવ પામ્યા નીર, અમલ એનો આજ ક્યાં.
હે મન તજ તું ફોગટ આ ઉત્સાહ, ચાહ સદ જ્ઞાનનો;
શાંતી શીલા પર કરજે શયન, જ્યાં શોક ન મારનો.
જો છે ચડવાની ચિતમાં ચાહ, પડ્યાથી પતીત છે;
પછી શાંતી સ્થળે ન અવાય, એ જ્ઞાન અતીત છે.
હે પાંથ વિવેકે વિચાર, શું કામ આ સૃષ્ટિમાં;
આવા ગમન થવાને ઉદ્દાર, આશા એ ગુમાવ્ય કાં.
પડે સીડીથી ચડે પાછો આપ, હાંસી કરે હેઠળો;
તોય ચડે પડે પસ્તાય, નિસરણીથી ન નીકળે.
જ્યમ દંડ મર્કટ ગ્રહી હાથ, ચડે ફરી ઉતરે;
ગળે બાંધ્યો દોરી સાથ, તે ક્યાથી છુટો પડે.

હે મન મર્કટ આ છે સોપાન, સ્વરગકે કદિ નર્કની;
તોયે તારે તેનું શું છે કામ, પીડા કર તુજ કર્મની.
મેલ વાસના ગ્રહને વૈરાગ, યથાર્થ જે કર્મ છે;
કરતાં ન થશે ઉપહાસ્ય, આનંદમાં તું તરે.
શાને જાવું પડે છે મેગાન, નીસરણીના નેહથી;
તારા મનમાં કરી લે મેદાન, સદ ગ્નાનના શસ્ત્રથી.

## ક્યાં વાસો ન કરવો ?

### લાવણી.

જ્યાં વિદ્યા હીન વિશેષ દ્વેષ દિલમાંહીં,
સમજણ ન ધરે મનમાંહિ ગર્વ રહે સાહી;
વપુમાં નવ હોય વિવેક ટેક નવ ધારે,
એવા જનના ઘરમાહિ વસો નવ ક્યારે. ૧
લક્ષ્મી મદ માંહિ છકેલ બેલ જેવા રે',
નવ અધિક ગણે મન માંહિ કોઇને ક્યારે;
ડાંપણ નવ હોયે દીલ તોય દિલાસો,
એવા જનના ઘરમાંહિ વસો નવ વાસો. ૨
જ્યાં વ્યભિચાર પર વ્હાલ ધરી વપુ માંહીં,
વળગી રહે, ન ગણે પાપ કદી મન માંહીં;
કદિ દુષ્ટ કર્મથી દીલ વિષે નવ ત્રાસે,
નવ રહેવે સજ્જન લાભ એહને વાસે. ૪
સુત દારા સાથે રમે શ્વસુર થઇ સ્નેહે,
લઘુ ભ્રાત તણી નારિને ભોગવે નેહે;
લાગી લાયક કદિ લાત પ્રભુની જોડે,
સમજે નહિ તે મતિ મુઢ પાપ નવ છોડે. ૫
ઉચ્ચાર કદી મુખ થકી ન ઉચરે સારો,
ભુંડાં વાક્યોનો ભર્યો હોય ભંડારો;
મૃદુ વાણિ ન આણે મૂખ ભસે જે ભાવ્યું,
એવા દુષ્ટોને ઘેર સજન નવ જાવું. ૬
શંકાશિલ હોય સદાય સ્નેહ દેખાડે,
ઉપરથી આપી માન ધક્કેલે ખાડે;

નવ થાય નિવારણ કદી તેનિ શંકાનું,
સજ્જન એવે ઘર વસ્યે સૂખ કોં શાનું? ૭
મતિ ધરિ કદિયે મનમાંકી પરિક્ષા નરની,
કરિ ન શકે, ખબર ન પડે કદી નર ખરની;
નરેં વાનર જેવી સમજ ચિત્તમાં ધારે,
સજ્જન એવા ઘર માંહિ વસો નવ કયારે. ૮
નરનું નવ ચાલે જરી બાયલો બનિને,
બેસે ઘરમાં, સહુ ગણે ડાહી નારીને;
નારી વશ જ્યાં છે નાથ અનાથજ જેવો,
સજ્જન એ ઘરમાં કદી પાય નવ દેવો. ૯
નવિ લાવિ પિતા ઘર નાર પુત્રને મારે;
સ્ત્રી આધીન થઇને સદા વચન ઉચ્ચારે;
નકરો ન ધરે જરિ લાજ કાજ કુડું કરતાં,
સજ્જન એ ઘરમાં ડરો પાયનિજ ધરતાં. ૧૦
પીડાતો નિરખી પુત્ર દયા નવ ધારે,
શાંતી આપી સુત શોક કદી ન નિવારે,
અક્કડ બનિ ઉલટો રહે પુત્રથી અળગો,
સજ્જન એવા ઘરમાંહિ ન ગાળો પળકો. ૧૧
સંતાપ સબંધી તણો જોઇને પોતે,
પીડા નવ ધરે લગાર સ્વાર્થ નિજ ગોતે;
કુટુંબિ તણો બનિ કાળ વાંકુ ઉચ્ચારે,
સજ્જન એવા ઘર માંહિ વસો નવ કયારે. ૧૨
જોઇ ચડતિ સગાની કદી ચિત્ત નવ રાચે,
પડતીમાં રાજી રહી બુરૂં નિત્ય વાંચે;
જે લાજ ધરે ન લગાર પ્યાર પૈસાનો,
વસનારો એને ઘેર સુખીયો શાનો? ૧૩
જારી જૂગારિનિ પ્રીત ચિત્તમાં ધારે,
સત સંગ થકી દુર રહે જૂઠું ઉચ્ચારે;
રો થઇ જાલમ કરે દુષ્ટ બહુ કામો,
જ્જન એ ઘરમાં વસી સુખ શું પામો? ૧૪

સતકામ વિષે નવ દામ કદી ખરચે તે,
સતસંગનિ મુખથીં વાત ન કદિ ચરચે તે;
મચિ રેહે દુષ્ટતા ધરી કુવાં કામોમાં,
સજ્જન સુખ ક્યાંથી મળે એહ ધામોમાં. ૧૫
પથ્થર સમ પૈસા સદા ખર્ચતા હોંશે,
સતકર્મ અને દુષ્કર્મ કદી નવ જોશે;
નાયકા નાચમાં હોંશ નહિ ઉપકારે,
વશિ એ ઘરમાંહી વાસ કોણ સુખ ધારે. ૧૬
વિદ્વાનનિ ન કરે વાર સાર નવ લેતા,
મતિમાન મુંઝાઇ મરે દાદ નવ દેતા;
ઠગથી હરનીશ ઠગાઇ સૂખ મન માને,
સજ્જન એ ઘરમાં નહિ સંચરી આવે. ૧૭
હદ બા'ર રાખતાં લોભ ક્ષોભ નવ પામે,
દમ કાં'ડી આપે બા'ર દમડિને નામે;
ચંડાળ તણું ઉપનામ છ ચોકે ધારે,
એ ઘરમાં સમજુ જનો વસો નવ ક્યારે. ૧૮
હું પ્રસ્ત અને વિદ્વાન એવું મન માને,
જાહેર જગમાં નિત કરે નીજ નાદાની;
માની બીજાને મુર્ખ મનમાં ફુલે,
એ ઘરમાં સજ્જન કદી જશો નહિ ભૂલે. ૧૯
કવિ કોવીદનું સનમાન કદી નવ કરતો,
જારી જૂગારી સાથ સ્નેહથી ફરતો;
હિતેચ્છુ કોણ તે ખબર પડે નહિ જરિયે,
એ ઘરમાં સજ્જન જતાં દીલમાં ડરિયે. ૨૦

## વખત.

## શાર્દુળવી ક્રિડિત છંદ.

રાચે રોજ રમિશું બાજિ કુડિમાં, પાછા પડયાં પાછળ;
છોડેના તુજને કદાપિ જિવતો, તારી પ્રભાથી બળે.
જો તારો શુભ કાળતો સુખ થકી, સર્વે કહે હાજિ હા;
થાશે એ ઉલટાં કદાપિ ફરતાં, સ્થીતી ખરે પાજિ હા.

છે જે સ્વાર્થે જરાકતો નવ ખસે, તારી કનેથી દુરે;
વા'લો પ્રાણ સમાન આન નહિ કો, એવું મુખે ઉચરે.
આ કીકી નયનો તણી સ્થિર રહે, દેદારના દર્શને;
વાંચ્છે સુખ સદૈવ આપ મુખનું, તાતી બની ટમટમે. ૨

હૈયાનો મુજ હાર તુંયિ વધતું, છે કોણ સંસારમાં;
છો સૈતારણ હાર આપ તમથી, કુટુંબ આનંદમાં.
ઓલોઓ નિત્ય-ન્યાય હું નિરખુંના, અન્યાયતો આનને;
સૌ કીધું કુરબાન આપ ઉપરે, દ્રષ્ટાંત બીજે ઠરે. ૩

છે આ જીવન હાથમાં તમતણા, મારો ઉગારો તમે;
હું આધીન સદાય આ શરિર છે,. સંકલ્પું પાદાંબુજે.
કુહુકો વદનાર છે ભુવનમાં, આ દેહ છે ત્યાં સુધી;
કાપું આપ પ્રતાપથી જિભ જઇ, એ દુષ્ટના મૂખથી. ૪
વ્હાલું એમ વદે મુખે નિશદિને, કાલાં બની કાંગલા;
જોના સ્વાર્થ કદી જરીક સરિયો, તો જોઇ લ્યો રંગમાં.
બોલે બૂરૂં અહોનિશે ખિજ થકી, કૂડો કહે કારમ્યો;
તું જેવો નહિ કોઇ નીચ જગમાં, કે'નાર છે એજનો. ૫
શું સારો કદિના કર્યું શુભ જરી, કુટુંબિનું, ને રહ્યો;
ફાટયો, રોજ મદાંધ થઇ મહિ ફર્યો ને કાળ મૂખે પડયો;
તોયે ઇષ્ટ કદાપિ કોનું ન કર્યું, આવ્યો ગયો ફોગટે,
પાણો ના પડિયો પતીત કુળમાં, એવું વદે પાછળે. ૭
કીધું સારૂં હજાર વારનિસરી, જાતાં કર્યું શુભ એ,
સાત્વે યાદ લગાર ના ચિત વિષે, કીધું ન અગ્રે ધરે;
કીધું છે શુભ, ના અશુભ કરિશું, શભે બધું ક્યાં બને,
કો વેળા ન થયું શું દોષ! ચિતમાં, વિચાર શાને કરે ૭
લાગ્યો છે મધ લાળથી ગરજને એ હાજિ હાજી કરે,
મૂકાતાં મધ લાળ પાજિ પછિથી, વૈરી બની વીફરે;
સારૂં સર્વ સમાય હાય ! ન થયું, સારૂ બિજું એ વિષે,
એ ધોતા ઉપકાર આપિ બદલો, બૂરાઇનો પાછળે. ૮
સારૂં એજ સદૈવ આવિ વદતા, બૂરૂં વદે આજ એ,
જોઇ નાખુશ કોદિ આપ ન થતો, ધીમંત ધારોજ એ;

સ્વાર્થે આ સૃષ્ટિ બધી રમિ રહી, એ સાધવા આનને,
ભોગે એ પરવાઇથી અણુજાણો, ધોખો શું વિદ્વાનને ૯
મીઠું જે વદતા થતા વધુ સગા, એ સ્વાર્થ ખુશામતે;
પ્યારેનાં, દ્રઢતાયિ ધાર ચિતમાં, દુર્દૈવ છૂટાં પડે,
મીઠું મીઠું સદૈવ આવ્યું મુખમાં, ખારાશ કડુતા ભરી,
છાતીમાં નિકળે પછિથી ઘિરતે, ખાલી ક્રમે સંઘરી ૧૦
સ્થીતીને સહુ રોજ આવિ મળીતા, દોડયા રહે દ્વારમાં;
તે ધિઃકારિ સદૈવ દૂર ખસતા, સ્થીતી બની ભ્રષ્ટ ત્યાં,
છે સાજા તનના. અવેવ સઘળા, ખામી ન ખોળી શકે.
તોયે ભાવ જતો રહો નજરથી, હે કાળ શાબાશ છે! ૧૧
હોદ્દે હાથિ તણે સદૈવ ચડિને, હોકારિને બોલતા,
રે'તા જે ચકચૂર દૂર દુખથી, ચાપી અરી ચાલતા;
જેના હુકમથી હજાર અજિતો, શસ્ત્રો સજી સંગમાં,
ગાજ્યા જે ઘન જેમ રોજ ગગને, તારી પ્રભામાં ગળ્યા. ૧૨
ચોળી ચંદન અર્ગજા અત્તરમાં, આળોટિ ઉમંગમાં,
બેઠા શીતળતા ધરી સમિરમાં, વારાંગના સંગમાં;
નાચી નારિ નહારિ લાખ સમયે, દ્રવ્યે ગયું દોટ દૈ,
તે થુંકે પળવારમાં તુજ મુખે. જો સ્થીતિ નીચી થઇ. ૧૩

## પંડિત કોણ!

### ઉપજાતિ છંદ.

સુશીલતાથી નિજ ધર્મ પાળે, ક્ષમા ધરે ને નિતિ ધર્મ પાળે;
જે સ્વાર્થમાં ડુબી કદી ન જાતો, સૃષ્ટિ વિષે પંડિત તે ગણાતો. ૧

### ભુજંગી છંદ.

પ્રશંસા તણા પાત્રને જે પુજે છે, સદા નિંદ્યને નીચ જાણી તજે છે;
ધરે ચિત્ત શ્રદ્ધા ન નાસ્તીક થાય, પુરાં લક્ષણે દક્ષમાંહી મનાય. ૨

### હરિગીત છંદ.

અભિમાન ક્રોધ અપાર મદને હર્ષ નિજ આત્મા તણાં,
છે માન દેવા યોગ્ય. તે જે નબે ચિત્તે નથિ દીસતાં;

નિજ અર્થનો આધીન કે દિન થાય નહિ દ્રઢતા ધરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૩

જે નર તણું શુભ કે અશુભ કદિ કૃત્ય જાણ્યામાં નથી,
વિચાર નિજ અંતર તણો, જાણે ન અન્ય મરે મથી;
જેનું કરેલું કાર્ય જગમાં પ્રગટ થાય પુરૂં કર્યે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૪

ધીમાશથી ધસવા ન દે ન ઉતાવળે ઉંધુ વળે,
ભય પ્રીતીને દિનતાથિ જેનું કાર્ય કો દી નવ ચળે;
અડચણુ પડે અનહદ તથાપી કાર્ય પૂરૂં જે કરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૫

નિજ બુદ્ધિને જે યોગ્ય લાગે કામ એવું આદરે,
જે કામથી જગમાંહિ જે નર ધર્મ અર્થ પુરો કરે;
એ કામમાંથી મોક્ષનો શુભ માર્ગ શોધી સંચરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૬

નિજ યોગ્યતાને અનુસરી નિત કામ સર્વે આદરે,
શક્તી મુજબ મે'નત કરીને કાર્ય ઝટ પૂરૂં કરે;
અપમાન કોદી કો મનુષ્યનું ચહત થઇને નવ કરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીનમાં પ્રજ્ઞો ગણે. ૭

ગુઢાર્થ વાતો તુરત સમજે વાર લાગે ના જરી,
નિર્ણય કરે શુભ વાતનો નિજ અર્થ એમાંથી ગ્રહી;
પૂછ્યા વિના ન જવાબ દે બીજા તણું સારૂં કરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૮

મે'નત કરે ન મળી શકે એની ન ઇચ્છા જે ધરે,
જે નાશ પામેલા તણો ચિત શોક ખાલી ના કરે;
આપત્તીકાળે નવ ડરે દ્રઢતા હ્રદયમાં જે ધરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૯

જે કામ કરવાનું હશે તેનો પ્રથમ નિશ્ચય કરે,
પૂરૂં કરે પ્રીતી કરી કદિયે અધુરૂં ના ધરે;
ફોગટ વખત જે નવ ખુવે હાસત કોનું નવ કરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૧૦

સંત પુરૂષનું શુભ કાર્ય નિરખી નિત્ય રાજિ હૃદય રહે,
લોકોપયોગી કામ નિજ હીતસ્વિ જાણીને લહે;
નિજ સ્નેહિપર કોટી પ્રકારે દ્વેશ દ્રષ્ટિ નવ કરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે, ૧૧
ગંગા તણા ઉંડા જળે જ્યમ સ્થીર નીર સદા રહે;
ત્યમ માન વા અપમાનથી નવ ખેદ પામે ચિત ખરે;
મન જેનું સ્થિર નિર ગાઢ જ્યમ નહિ હર્ષ શોચ દિલે ધરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૧૨
સહુ પ્રાણીના તત્વો તણો વાકેફ નર હરદમ રહે,
સત કર્મના સંયોગને જાણી સદા ચિતમાં ચહે;
જે મનુષ્યના ઉપાય જાણીને સદા ચિતમાં ધરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૧૩
નિજમત સબળ કરવા ન અટકે બોધ દેતો કો પળે,
વાણી વિષે લાવણ્યતા રસતર્ક સરસ કરી શકે;
સમજે નવિન ગ્રંથેનિ મતલબ સમય સૂચકતા ધરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૧૪
જે સાંભળેલાં વાક્યનો સારાંશ ઝટ સમજી શકે,
શાસ્ત્રાનુસારે બોલવાનું રાખતો જે સહુ તકે;
મોટા તણી મર્યાદનો જરિ લોપ કોદી નવ કરે,
એ સુદ્રઢ નરને જગતમાં પંડીતમાં પ્રજ્ઞો ગણે. ૧૫

## મુર્ખનો સરદાર.

### દોહરા.

સ્વાર્થ ત્યાગીને સર્વદા, પરાર્થે જે ચિત ચાય;
જૂઠી દોસ્તી જગતમાં, રાખે મુર્ખ મનાય. ૧

### સવૈયા એકત્રીશા.

જે નર ભણ્યો નથી જરિ ભારતિ પણ ઉરમાં રાખે અંહકાર;
દરિદ્રી પણ દ્રવ્યની ઇચ્છા છે ફૂલાં કાંગો કરી હજાર;
નિજ ધન જરિ વીચાર વિનાનો ખરચી દે છે વારંવાર,
એને આ અવનીમાં જાણો સરવે મૂરખનો સરદાર. ૨

જે વસ્તુ મળવાની નથી તેને હરનિશ જે ચિતમાં ચાંય,
ઇચ્છીત વસ્તુ હોય તથાપી તુરત તેહને ત્યાગી જાય;
બળવાળા સાથે નિર્બળ થઇ વૈર બતાવે વારંવાર,
એને આ અવનીમાં જાણો સર્વે મૂરખનો સરદાર. ૩
ઘટિત નહિ જે સાથે દોસ્તી તેની માથે રાખે સ્નેહ,
તજી મીત્રને દ્વૈપ કરે છે માર મારીને દેતો છેહ;
દુષ્ટ કર્મ કરતાં જેના દિલમાંહિ આવે નહિં વિચાર,
એને આ અવનીમાં જાણો સર્વે મૂરખનો સરદાર. ૪
કામ નકામાને વિસ્તારે સંશય મનમાં ધરે સદાય,
ઉતાવળના કામ વિષે જે નરને વિલંબ વધતો થાય;
સંશય યુક્ત સદૈવ રહે ચિત એવો નર જે આ સંસાર
એને આ અવનીમાં જાણો સર્વે મૂરખનો સરદાર.
પોતે હોય ખરાબ તથાપી અન્ય તણો જે કાઢે દોષ,
તિરસ્કાર તેના પર લાવી દિન દિન વધુ જણાવે રોશ;
શક્તી વગરનો હોય તથાપી ક્રોધ અવર ઉપર કરનાર;
એને આ અવનીમાં જાણો સરવે મૂરખનો સરદાર. ૫
નિજ બળને જે જાણી ન શકે ધર્મ અર્થથી જે છે દૂર,
બની શકે નહિ એવાં કામો કરવાની ચિત હોંશ જરૂર;
વિણુ ઉદ્યમ એ કાર્ય કર્યાની આશા જે રાખે નિરધાર,
એને આ અવનીમાં જાણો, સરવે મૂરખનો સરદાર. ૬
શિષમાં હોય નહિ જરિ અક્કલ તોપણુ તેનો જે ગુરૂ થાય,
કૃપણુ તણી યાચના કરીને હલકો દુનિઆમાં દેખાય;
સેવા જેની યોગ્ય નથી તે નરનો થઇ રે' તાબેદાર,
એને આ અવનીમાં જાણો, સરવે મૂરખનો સરદાર. ૭

## દોહરા.

પીતૃદેવ કે દેવતા, કરે ન તૃપ્ત લગાર;
જેને સ્નેહિ સગું નહીં, એ મૂરખ સરદાર. ૮
વિણુ બોલાવે વિણુ પુછે, આવિ વદે બહુ વાર;
ભરૂંસો દુષ્ટ તણો કરે, એ મૂરખ સરદાર. ૯

# કવિનો શો દોષ?

ગજલ.

કવીને દોશ ધો શાને, કવી દરબાર જૂદો છે;
પ્રપંચે છે પડયાં પ્રાણી, કવી તન તાર જુદો છે. ૧
કદર જ્યાં કરની છે ના, નકારી વાત પ્યારી છે;
વફાદારી ગઇ વહી, કવી કુળ કાર જૂદો છે. ૨
ભલે સહુ મસ્ત થઇ મ્હાલે, નજર બીજે નિહાળે ના.
ચતુર સજનાર થઇ ચાલે, કવી સજનાર જૂદો છે, ૩
મગન મનમાં રહે સહુએ, લગન જ્યાં લાગિ છે તનની
કવીની લગ્નીના અગ્ની, તણો કોઇ બ્હાર જૂદો છે. ૪
પતી પત્ની પરે ધારે, પિતા નીજ પુત્રને ન્યાળે;
પચેલાં પ્યારમાં પ્રાણી, કવીનો પ્યાર જૂદો છે; ૫
મરેલાં મૃત્યુને મારે, ઉગારે છાંટિ અમૃતને;
નહી પય પાન ઉગારે, કવીનો માર જૂદો છે. ૬
જગત વીંટાળિયો વીંટે, રહે ના કોઈ સ્થાવર તો;
ભમાવી ના શકે ભૂમાં, કવી તન ભાર જૂદો છે. ૭
થશે સહુ નાશ અહીંઆંથી, થતાં ઉત્કૃત ઉડે ગારે;
અમર રે'શે અખિલ જગમાં, કવી કરનાર જૂદો છે. ૮
ભરેલા ભવ્ય ભંડારે, ભુખે મરતા દીઠા ભૂપો;
કવિના કારભારાંનો, ખરે ભંડાર જૂદો છે. ૯
ભલે પોકારતાં પ્રાણી, પ્રિયાને પામવા પ્યારે;
બધા પોકારથી પ્હેલો, કવી પોકાર જૂદો છે. ૧૦
ભલે બેસે હવેલીમાં, હિરા માણેક હેરીને;
કવી કાબિન ખજાનાનો, ખરે ઘડનાર જૂદો છે. ૧૧
ચણાવી શાંત હવેલી ચિત, પિડા પડવાની ઉરમાં રે';
કવી કીમતી હવેલીનો, ખરે ચણનાર જૂદો છે. ૧૨
ભણે ભાવે થવા પંડિત, અખંડિત ઉર ના રહેતું;
કવી નિર્મોહ નીશાળે, ખરે ભણનાર જૂદો છે. ૧૩

નિશાને તાકતાં લાખો, ઉડી જાતા અહીંઆંથી;
કરી તિરનો કમર કસિને, અમર ખમનાર જૂદો છે. ૧૪
કદાપી કારબારાંનો, ઉપાડે બાર હિસાબે શો !
કરીના બોજનો કો રોજનો ખમનાર જૂદો છે. ૧૫
જમીન જોરૂ અને જરની, નજર કરતા ઘરે બેસી;
ખરે લક્ષ્ કરી કલમે, નજર કરનાર જૂદો છે. ૧૬

## એવો કોઇ મિત્ર?

### ગઝલ.

અરે કો યાર એવો છે, જગત જલધીથીં ઉગારે;
અરે દિલદાર એવો કો, તરંગેથી મને તારે. ૧
ડુબ્યો દેખાવ જોતામાં, ઉરે મેં ઓટ ના જાણી;
ગયો શુખિ યાર જોવામાં, તણાયો તીરથી ત્યારે. ૨
દિધું શિર દોટ દઇને જ્યાં, નિવાર્યો દુખ તો કાપ્યું;
ન કાંપ્યું કાળજું કોદી, હણાયો હાથથી જ્યારે. ૪
ગુજાર્યો છે ગરીબીથી, દિખી દીનો રહી રંગે;
અરે ઉદ્‌ગાર આ મુખથી, કહ્યા ના કોઇને ક્યારે. ૪
હણી લપડાક મુખ રાતું, જગત જોવા ભલે રાખ્યું;
અરે અંતર ઉઘાડું છે, ન પેઠો યાર કદિ પ્યારે. ૫
કરૂં ગુજરાન ગરીબીથી, નથી મગરૂબી મન કોદી;
ફકીરી વેશમાં ફરતાં, ડરૂં ક્યાં દીલ હું મ્યારે. ૬
અભીલાષા ગઇ ઉંડી, નિરાશા નીરમાં ન્હાવું;
અરે આશા નિરાશાના, નિધીમાં ન્હાવું ના મારે. ૭
પથર કોટે પડ્યો જળમાં, નહી થઇ કાષ્ટ વત્ તારે;
ડુબાડે દુઃખ શું દીસે, અરે અજ્ઞાન તું ધારે. ૮
ઉપરથી વેશ સારો છે, બતાવે શાલમાં અગ્ની;
અરે ભીતર રહ્યું બાળે, પડદું પ્યાર ક્યાં ઉઘાડે. ૯
વહેતો પૂરમાં ચાલ્યો, નજર જોનારને શાની;
ખલાસી જો કિનારે તો, તપાસી રે'વના ત્યારે. ૧૦
અરે આ ઘાત હૃદયામાં, પુરો બીજો ન પ્રત્યાઘાત;
રૂવે જ્યારે હૃદય રેડું, તપાસે કોણ તે વારે. ૧૧

ફસે જઇ ફંદમાં હરણી, દુખી દીદાર દીસે છે;
પુરો છે પારધી રાજી, ધરાયો અંતરે ધારે. ૧૨
તને તજ્યાનિ તૈયારી, તથાપી યારી શું ધારી;
અરે એ ઝાંઝવાં જગનાં, ન સાચાં જાણજે ક્યારે. ૧૩
કદી શાણો રિબાણો તો, નહી ઘર ઘર જઇ રોવે;
હ્રદય રોતું તથાપી તે, અવર આંસુ ખરે ખાળે. ૧૪
અવર શાતીથી રાજી રહિ, દહન કર દેહ કરિ ટુકડા;
અને આહુતિ અગ્નિમાં, દઇ દે લજ્જુ ભર પ્યારે. ૧૫

## ઉત્તમ તક.

### ગઝલ

અહા! જોઉં રાહ તે તકની, ખરી લેહજત જહાં સુખની;
ગુજારૂં દીન મતલબથી, નથી જ્યાં કારિ ખટપટની. ૧
અરે દિન એક એવો છે, ગુજારાશે પુરી શાંતી;
ગરીબી કે ગુમાનીની, નહી પરવાહ પટપટની. ૨
નહીં ડર કો પકડનારો, હિસાબી કામ લેનારો;
નડે ના કો જરી આવી, નિહાળું રાહ તે તકની. ૩
ખસી જાશે ઉપાધી ઉર, પછી થાશે પિડા શાની;
નહીં જ્યાં નામ નીશાની, નિશાની દોર પર નટની. ૪
પડ્યું દુખ તે ભુલી જાશું, નિજાનંદે ખુશી રે'શું;
મઝા કોને નહી કે'શું, નજર જ્યાં છે ન નફટની. ૫
પ્રજા પ્યારે રહો વાના, કહો શી છે મને પરવાહ;
બન્યો આપે હું બે પરવાહ, કરૂં કીમત શું લહેજતની. ૬
હશે જે સ્વાર્થનાં સાથી, દુખી દેખાય ઉપરથી;
સદા આનંદ ચિતમાં રહે, સમજ વિણુ શોક કો' સાથી. ૭
સુવું આનંદ શય્યામાં, નથી પરવાહ પુષ્પોની;
કટારી કોહિ નવ ખુંચે, નમેરાને નફટ જનની. ૮
ઝુકાવ્યું જહાજ જલધીમાં, સુતો જઇને કિનારે શાંત;
ઉપાધી આંખ આગળના, મને દેખાય મતલબની. ૯
ડરૂં કાં શાહ ડરથી હું, બન્યો જો શહેનશાહ જાતે;
મને કંગાળ સહુ ભાસે, ખુબીમાં એ રૂડી તકની. ૧૦

હજારો પોક મૂકે તો, અગર રાજી દિલે રે'તો;
હું તો એ બે થકી ન્યારો, મજામાં રહિશ ભલા સુખની. ૧૧
ઉપાધી રહીત આવ્યો તો, ગુમાવ્યો માલ કૈં મેં શો!
ખજામાં ખોટ હાંસલના, બળું શું દાગ બકબકથી. ૧૨
જુએ જન પ્યાર કે ખારે, તથાપી શું વળે એનું;
બળે કે શાંત રે' ચિત્તે, મને શી પારિ એ જનની! ૧૩
ખલક ખાલી કરી ચાલ્યો, અધર ધરિને ઉચાળા હું;
ભલે લુંટાય કે રે' એ, કરૂં પંચાત શા ખપની. ૧૪
હિમત છુટી હજારોની, ખગતરા જોઇ ખજારોની;
અતી આનંદ લહ્યુ ઉર લપેટી કાળની કફની. ૧૫

## તૃષ્ણા.

"તેંતો ઘરમાં ઘર કીધું વાલમ વરણાગીયારે" એ રાગ.

હું તો તૃષ્ણામાંહી તણાયો, તારો શ્રી હરીરે,
મારાં ભવ દુખ બંધન કાપો, પ્રભુ કરૂણા કરીરે. ટેક.
મારૂં મારૂં કરિને મરતો, દુષ્કર્મોથી દિલ નવ ડરતો;
સત્ય પથે સંચરતો ના, ડરતો જરીરે. હું તો.
કુવૃતિને ચિતમાં કેળવતો, મદ મત્સર મનમાં બહુ ધરતો,
અવળાં કૃત્ય આદરતો, શમતા ના જરીરે. હું તો.
કર્મ તણી કોડી હું કરતો, અનિતિનાં કરો આદરતો;
તોપણ રહેનો તરતો, ચિત્ત સહુ સંધરીરે. હું તો
વિષયાસુખમાં રાચી રહેતો, અક્ષય માની મનમાં એતે;
ગયો પૂરમાં વહેતો, ચાલ્યું ના જરીરે. હું તો.
જ્ઞાન તણી નવ ગોડી વાતો, ઘડનો મનમાં કૂડી ઘાતો;
ચિતમાં ના શરમાતો, ડરતો ના જરીરે. હું તો
મિથ્યા જડ માયાની પેઠી, પીડા ના પડતી જરી હેઠી;
એ પણ વેડી શુદ્ધી, રામુળી વીસરીરે. હું તો.
મારા તારામાં ધુંચાયો, મમતા ધરી મનમાં મુંઝાંયો;
પાયો નહિ દેખાયો, અંત વળ્યો ફરીરે. હું તો.
મિથ્યામાં સરવે ગુમાવ્યું, સત્ય અંતરે યાદ ન આવ્યું;
એથી એહ્યું ફાવ્યું, નાંખ્યો મને હણીરે. હું તો.

આ શું અવિદ્યા રહી ઉલ્લાસી, ભિનતા ભવમાગરમાં આશી;
છૂટું ત્યાંથી ત્રાશી નાથી, કયાં હરીરે હું તો.
મિથ્યા મોટપમાં સુખ માની, ભૂલ્યો આપનિ નામ નિશાની;
હાથે કરી હેરાની, વહોરી ખરેખરીરે. હું તો.
આપ કૃપાવિણુ કશું ન થાશે, અંતર પટ પડદા ખોલાશે;
લલ્લુ દુર દેખાશે, ભવ્યતા શી બરીરે. હું તો.

## રસ્તાનો મુસાફર.

### પદ.

ભુંડા મારગના મુસાફર ફેરા કાં ફરેરે;
અહિ આવીને અથડાયો મુંઝાયો મરેરે. ભુંડા. ટેક.
ભવ જંગલની વાટ ભુલ્યોછો, અવળે ચીલે આપ ચડયો છો;
અર્ણવમાં આપડયો છો, તેમાં કયાં તરેરે. ભુંડા.
જગત ઝાંખરામાં ઘુંચાયો, કાંટા વાગ્યા બહુ અકળાયો;
લેવાયો ન વિસામો, કાંટા કોતરેરે. ભુંડા.
ભુલી ભ્રમિત થતો ભરમાતો, વળિ પાછો રસ્તે પડિ જાતો;
વળિ પાછો ભુલી ભટકાતો, ભાંભરેરે. ભુંડા.
આગળ પાછળ પોટકી બાંધી, વળી ઉપાડી અગાધ ઉપાધી;
શમતા તણી સમાધી, સાધીના મરેરે. ભુંડા.
ક્ષણમાં ખુશી નાખુશી ક્ષણમાં, વળી વિચરે ઉંડા કો રણમાં;
ચાળીશ શેરની મણમાં, ભુલ કયાં સાંભરેરે. ભુંડા.
શીત ઉષ્ણ આતપ તન વેઠી, પાપ પોટલી મુકી ન હેઠી;
વૃત્તિ ઠરી નવ બેઠી, અર્થી આચરેરે. ભુંડા.
ત્રણ તાપે અંતરથી તપેશે, તૃષ્ણામાં શિર સુધી ડુબેલો;
અવિદ્યામાં ઉછળેલો, ઉંધો આદરેરે. ભુંડા.
નહોતો એ નહોતું જગ મરવે, ઘાટ ઘડેને ઘુમે ગરવે;
આખર ખોશે સરવે, સત પથ કયાં ચડેરે. ભુંડા.
કાંટા વાગ્યા તેમ વધારે, ઉર અકળાતો દોડે બારે;
પામે દુખ સુખ ધારે, વળિ રસ્તે પડેરે. ભુંડા.
ઉંડો અંધારે, અથડાતો, પછડાતો વળી ઉભો થાતો;
ભુલ્યો ખાતો લાતો, પાછો ત્યાં ઠરેરે. ભુંડા.

મધ લાળે વીંટાયો આપે, ભાન રહ્યું નહિ તનતું તાપે;
આથડિ આપે આપે, બંધનમાં પડેરે. ભુંડા.
ચાલ્યા પગ રસ્તો ન જણાણો, ગુણુ હીણુ પછિ ચિતમાં ગભરાણો;
ઉડે વન ભરાણો, આનન ઉચરેરે. ભુંડા.
શાંતી શીલાપર શયન કરાવી મત્ત ભોજનો શાંત ચખાડી;
લાલુ રાહ બતાવી, છુટા થઇ કરેરે. ભુંડા.

## પ્રભુને શરણે પડેલો પાપી.

### પદ.

પાપી શરણુ પડયોછું તારે, પ્રભુ હું શું કરૂં રે,
માયા જાળ મહીં વીંટાયો, ભીંતર ભેદ્રાતાં ભરમાયો;
શાંતી તજી સવાયો, ચિંતમાં હું કરૂં રે. પાપી.
જહા દુખકર જગમા માયા છે, રંક રાય જ્યાં વીંટાયા છે;
અધિપતિ પણુ અથડાયાં, પાર હું ક્યાં પડું રે. પાપી.
ચક્ષુહિણો હું ચિતમાં ન્હાતો, દોડી દર્શન કરવા જાતો;
ભ્રમનામાં ભટકાતો, લાતો મ્હી મરૂં રે. પાપી.
મારાં ધન તનને સુત દારા, રહે ન્યારા પણુ માન્યાં મારાં;
એ પણુ દુખના ભારા, લઇને હું ફરૂં રે પાપી.
સ્વાર્થ લગણુ સહુ કૈંતાં મારો, સ્વાર્થ ટળે દીધો ફિટકારો;
અનુભવ મળિયો સારો, તોયે આથડું રે. પાપી.
અતિ જાતાં કળમાં હું ખુંચ્યો, આપ વગર કોઇ કરે ન ઉંચો;
લાં મારે મોયે ડુચો, ક્યાં ઉચરૂં રે. પાપી.
ભવસાગર દુખ નથિ કહેવાતું, કહેવાયા વિણુ નથિ રહેવાતું;
શરિરે નથી સહેવાતું, વાતો શું કરૂં રે. પાપી.
ઉપર શું આળેપ ચડાવે, પ્યાર પ્યાર સુખ તંતુ બજાવે;
ભીંતર ભરિયું જ્વાળે, તેમાં હું બળું રે. પાપી.
સહુ સહુના સ્વારથમાં ગળિયાં, કર્મ યોગથી સાથે મળિયાં;
પીડા રૂપ નીવડિયા, હું ક્યા નીગરૂં રે. પાપી.
ઇષ્ટ કરે ૮ર અનીષ્ટ ધારે, સામાં પ્રતિવાદી પોકારે;
અયોગ્ય છે અત્યારે, તે હું શું કરૂં રે. પાપી.

મન મોટપ માંજે વીંટાયું, ભૂંડી ભ્રમનામાં ભરમાયું;
આખર નહિ ઉતરાયું, ચોરાશી ફરૂં રે. પાપી.
વિશ્વ વાંચ્છના નથી તજાતી, ઉકલે નહીં અનાદી આંટી;
ઘેરાયો ઘાંટીમાં, કયાં જઇ ઉગરૂં રે. પાપી.
આખર છે નહિ લેવા દેવા, તું તેઓનાં સગપણ કેવાં;
લલ્લુ કરતે મેવા, માના કાં મરૂં રે. પાપી.

## ગુરૂ કેવા હોય?

### ગરબી.

એવા આતમરામ અનુરાગી, સંતો મને વ્હાલા લાગેરે;
જેની ભવ ભ્રમના ગઇ ભાગી. સંતો. (ટેક)
કામ ક્રોધ લોભ મોહ મત્સર તમામ જેણે;
દીધેલ ચિત્ત થકી ત્યાગી. સંતો. ૧
કુ વૃત્તિને જેણે કાઢી અંતરથી;
સુ વૃત્તિના છે સુહાગી. સંતો. ૨
ભીંતર બહાર જેવું સ્વચ્છ દેખાતું;
જેની વૃતીઓ દીસતી વેરાગી. સંતો. ૩
માયાની જાળ જેને જરિયે ના પીડે,
ભવ તણી ભ્રમના ભાગી. સંતો. ૪
શુભ ઇચ્છે આપ જેવું અવરનું;
આનંદઘન અનુરાગી. સંતો. ૫
અજ્ઞાન અંધકાર આખો ખસ્યો છે;
જ્ઞાન જ્યોતિ ચિતમાં પ્રકાશી. સંતો. ૬
અપમાન માન ચિત્તમાંથી ઉતાર્યું;
જેનિ વૃતિ પરબ્રહ્મ માંહિ લાગી. સંતો. ૮
ચંદન સમાન શીતળતા શરીરમાં;
સહુ જનને સુખકારી. સંતો. ૮
આપે તરે વળી તારે અવરને;
સુખ દુઃખમાં સમ ભાગી. સંતો. ૯
આધી વ્યાધીને ઉપાધિની વેદના;
લલ્લુ જે ચિત્તમાં ન લાગી. સંતો. ૧૦

## ઘોળ.

આ અસારની માંહ્ય, સંતો એવા સદગુર;
જેને લળી લળી લાગું હું પાય, ત્રીવિધ દુઃખ દુર કર્યું (ટેક.)
આ માયિક સંસારનેરે, જ્ઞાને જાણે અનિત્ય;
નિત્ય ભાવના નાશ થઇરે, આપે બની રહ્યા ત્રિગુણાતીત. સંતો. ૧
આવરણ અવિદ્યાનું ભેદિયુંરે, ઘટમાં કીધો પ્રકાશ;
આપ સ્વરૂપને અનુભવ્યુંરે, કીધી સકળ અવિદ્યા નાશ. સંતો. ૨
સ્વર્ગ નર્ક અપવર્ગનીરે, જેણે ઇચ્છા તજી તમામ;
વિનાશ કરી સહુ વાંસનારે, આપે બની રહ્યા આત્મરામ. સંતો. ૩
સમાનતા સહુ ઉપરેરે, સહુનું શુભ ચિત ચ્હાય;
ડુબેલા ભવ સાગરેરે, તેને બહાર કાઢે ગ્રહી બાંય. સંતો. ૪
શીતળતા ચંદન સમીરે, સહ્વાસમાં સુખ વેણ;
શમતામાં સાગર સમારે, સહુ જનને સદા સુખ દેણ. સંતો. ૫
મોહની બેડી તોડવારે, અનુપમ દે ઉપદેશ;
ભવ વારિધીના જીવનોરે, સુણિને નાશી જતો સહુ કલેશ. સંતો. ૬
કામ ક્રોધ મદ મોહને રે, બાળી કીધા ખાખ;
લલ્લુ લોભ શમી ગયોરે, એવી શાસ્ત્રો પૂરે જેની સાખ. સંતો. ૭

## ઘોળ.

ભવમાં ભટક્યો હું સદગુર શોધવા,
ભેટયા સદગુર આણ્યો દુઃખ પાર; વારિ જાઉં એવા સંતને. (ટેક)
કલેશ ત્રિવીધ કાપ્યા જેણે સ્મરણથી;
થયા કલેશ અકલેશ સમાન. વારિ જાઉં. ૧
મનોવૃત્તિ દુખદ વિષયે પચી;
તેમાંથી ખેંચી કાઢયો બહાર. વારિ જાઉં. ૨
કાયા કલેશનું મૂળ બતાવીને;
મારૂં અઘ તમ કીધું વિનાશ. વારિ જાઉં. ૩
ભીરૂતા મારી ભાગી ભીતર થકી;
પડયો સબળે સ્વતંત્ર પ્રકાશ. વારિ જાઉં. ૪
પંચભૂત સમો ભૂત હું મટયો;
આધી કીધી અવિદ્યા અસાર. વારિ જાઉં. ૫

મારૂં કહી મદમાં નિત્ય ડોલતો;
જ્ઞાન કવાથે કીધો હુશીઆર. વારિ જાઉં. ૬
પીડા નિત્ય પ્રજાળે પ્રલય સમી;
તે પર છાંટયું અમૃત શાંતી નીર. વારિ જાઉં. ૭
કલેશ મુક્ત કીધો મને મહેરથી;
દર્શને જ્ઞાનમાં દિવ્ય દેદાર. વારિ જાઉં. ૮
ભટકું ભવ તૃષ્ણા તૃપ્ત થવા બધે;
સંતોષે કરી તૃપ્તી અપાર; વારિ જાઉં. ૯
ન્હોતું જાણ્યું તે મુજને જણાવિયું;
દુઃખ રૂપ આ જગતનું સ્વરૂપ. વારિ જાઉં. ૧૦
ભૂલ્યો ભવમાં ત્યાં રાહ બતાવીછે,
પૂરી ધરી મુજ શઠ પર પ્રીત. વારિ જાઉં. ૧૧
મણી પાષાણને વાનર નર કરે;
લલ્લુ સ્વરૂપે જે ત્રિગુણાતીત. વારિ જાઉં. ૧૨

## દેશી રાગ.

સંતો નિરવિકારીરે, આતમ રામ અનુપ,
બ્રહ્મ ભજન અધિકારીરે. સંતો. ટેક.
શાંત સંતોષી શીળા સ્વભાવે, સહુ જન પર સમભાવ;
રાગને દ્વેષથી દૂર રહે નિત્ય, અંતર શુભ ઉછાવ. સંતો. ૧
પર ઉપકારી સહુપર સરખા, જોઈ હૈયું હરખાય;
પરદુખ દેખી દિસે દુખી થાતા, ટાળવા કરતા ઉપાય. સંતો. ૨
દ્વૈતપણું જેથી દૂર તજાયું, આપ રહ્યા અદ્વૈત;
સહુમાં હું સહુછે મુજમાંહિં, સમજણ એવી ચીત. સંતો. ૩
પથ્થર પારસને સમ જાણે, કાંચન લોહ કથીગ;
અહંતા મમતા અળગી કરી છે, ચિત્તમાં રહે નિત્ય સ્થીર. સંતો. ૪
સત્યા સત્ય તણા જે વિવેકી, કરી રહેતા નિજ દીલ;
સત્ય ગ્રહે અસત્ય તજે ઝટ, સાત્વિક વૃત્ત સુશીલ. સંતો. ૫
ઇક્ષુ વિષે રસ ગંધ સુપુષ્પે, તલના વિષે જયમ તેલ;
કાષ્ટમાં વન્હિ વ્યાપ્ત દિસે ત્યમ, જ્ઞાનથી તૃપ્ત થયેલ. સંતો. ૬
અડગ ન આશ અવરની રાખે, અવર ધરે જેની આશ;
લલ્લુ જેને જગ લેપ ન લાગે, વ્ય વસાય કિધો વિનાશ. સંતો. ૭

## ગુરૂનો સમાગમ.

ભજન.

હુંરે ગળિયોરે ગુરૂના રૂપમાંજી, ત્યાં શું કામ છે તારૂંરે;
હું તું હણિયારે એના દ્વારમાંજી, સૂખ કહે શેમાં ધારૂંરે.
હુંરે ગળિયોરે ગુરૂના રૂપમાંજી (ટેક)
આવરણ અળગાં કીધાં હવેજી, બંધનથી મુક્તી પામ્યારે;
અભય થયા એ દેદારમાંજી, જ્યાં ગુરૂ અખંડ બીરાજ્યારે. હુંરે. ૧
નારીના નેહ કટાક્ષમાંજી, ભ્રાંતી ભવ તત્વ ભાળીરે;
ગુરૂને કટાક્ષે ગમન કર્યુંજી, ત્રેદની વેદના ટાળીરે હુંરે. ૨
ક્યાં હું એ કોનાં માતા પીતાજી, ભ્રાત ભગની સુત દારારે;
સબંધે આવ્યાં ત્યાં સ્વારથ ભજ્યેજી, નાચે રહી ન્યારાં ન્યારાંરે. હુંરે. ૩
આધી વ્યાધીને ઉપાધિનીજી, લાધી સાચી સમાધીરે;
કાંઇ ન અડે એ સ્વરૂપનેજી, શમતા દોરી જ્યાં સાધીરે. હુંરે. ૪.
લુણ પુતળી ગઈ સાગર તિરેજી, ગુણુની ગણુના ગણાણીરે;
ઓગળી આપ અર્ણવ બનીજી, ગુરૂ રૂપ માંહી સમાણીરે. હુંરે. ૫
અપરો મારગ મતી છે ઉધીજી, માયા ક્રાંમ ભરાણીરે;
ડગલું દેવાય ન સન પથેજી, અલેણાની શી ઉઘરાણીરે ? હુંરે. ૬

## ગુરૂનો દરબાર.

આ છે સત ગુરૂજીનો દરબારે, કુડાંનિ તેમાં કારી નહિ;
પેરિ લે હરીના હિરાનો તું હારરે, જગત જખ મારી રહી. ટેક.
આપ અસંગ છતાં રંગ લાગ્યો, ભીંજ્યો ભાગે ભારરે. કુડાં.
તું નહિ હોતું જગત ઘટમાંહી, ન્હોતો સમુળો સંસારરે. કુડાં.
તું ધારે તારૂં ન તારૂં તે તારૂં, એથી અલગ તું અપારરે. કુડાં.
મોહ મમત્વ માયાથી ન મૂદે તું, પડશે દુખ પારાવારરે. કુડાં.
આ રચના છે પદાર્થ સ્વરૂપે, દુખ તારૂં તું જે ધારરે. કુડાં.
આવ્યો અચાનક જાવું ઝપાટે, ક્રુર આ કાળ કરાળરે. કુડાં.
ધાર્યું તારૂં છે ધર્યું રહેવાનું, અણધાર્યાનો આચારરે. કુડાં.
મમતા ધારી તું આપે મુંઝાયો, તોપણ તજવાની વારરે. કુડાં.
ધન ખરચ્યું ના તન દુઃખ વેઠયું ના, મદતનું તુંથી ના સુકાયરે. કુડાં.
લાત હણી લલ્લુ આપે તજાવે, તો તારૂં શાને ધારરે. કુડાં.

## અગમથી અજાણ્યું.

આ છે વાતો અગમથી અજાણ્યુંરે, તું કોઇને કહેતો નહિ;
માંહિં મચી શું રહ્યું ધમસાણરે. તું કોઇને. ટેક.
પંચ તત્વનું તારૂં પીંજર બનિયું, તેમાં માંડ્યા દશ દ્વારરે. તું કોઇને.
પંચ કર્મેંદ્રી તેમાં દીસે છે, જ્ઞાનેંદ્રિને પંચ પ્રાણરે. તું કોઇને.
ઠમઠમ વાગે ઠની પીંજરમાં, ચિત્ત ચોગાનની માંઝરે. તું કોઇને.
કાંધે કાવડ ઉપાડિ ઉપાધિની, વસમો લાગ્યો છે ભારરે. તું કોઇને.
પરતી પિડાએ પ્રજળી ઉકેકાં, તારે નથી તલ ભારરે. તું કોઇને.
મંછો મદારી રમાડે તને નિત્ય, સાંકળ ધરિ ગળે સારરે. તું કોઇને.
બુદ્ધિ બિચારી અબળ છે ઉપાયે, કુબુદ્ધિનો જ્યાં છે કારરે. તું કોઇને.
વૃત્તિઓ સરવે વીંટાઇ વળી છે, આઠે પ્હોરના ઉગારરે તું કોઇને.
ફરિ ફરિ ખમતો કટુ સુખ કહે પણ, માને સાકરથી સારરે. તું કોઇને.
ભુલ્યો તું ને તુંથી અવર દેખાયો, ફોગટ જગનો જંજાળરે તું કોઇને.
વળગી પડયો સહુને તું નિગળો, જો જ્ઞાનગુફામાં ગુંજારરે. તું કોઇને.
તજ તું તારૂં તુના તે તે ન તારૂં, લલ્લુ શીદ તાણે ભારરે તું કોઇને.

## હું તું છોડ.

### ગજલ.

હું તું માર શર કમાન કર ધરી ફરી ફરી;
નહિ વચનનો પ્રહાર કરતું ખેદ ચિત ધરી. હું તું ટેક.
વાંસના સ્વરૂપ લીંગ સ્થુળ ધરે ફરી;
સુવિચારને સત સંગથી કર વાંસના પરી. હું તું.
જે ઉર્ધ્વ તં તું આશ રૂપ કાં રહે ગ્રહી;
તોડયાનો કર ઉપાય જન્મ મરણના ફરી. હું તું.
જે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, સમા અરી;
રણક્ષેત્ર લડી કર તું ફોજ કાપિને કરી. હું, તું.
અખંડ એક હરિ જે ન્યાયકા વીસરી;
ગ્રહી ભૂત ભાવના શું બુદ્ધિ તારિ વીફરી. હું તું.
અહંકારમાં અખંડ મમત દેહમા ધરી;
પડિ જાય, કાચિ, મતતથી બનિ જાય જે ફરી: હું તુ.
આવ્યો તું કયાંથી કોણ આ વિચાર કર જરી;

સબંધ શો અનિત્યનો વીંખાય વીકરી. હું તું.
ફરિયાદીની ન યાદી સાદિ વાત સાંભરી;
ભુલી તું આપ રૂપ ગયો અન્યમાં ગળી હું તું.
મૂળ વાસના હઠાવ નીકળ બ્હાર બળ કરી;
હઠી જાય તો ફસાય વાત છે ખરેખરી. હું તું.
તજ પ્રાણ દેહાધ્યાસ તું નહિ તે કહું ફરી;
તું આપ અખંડ રૂપ ભુલ્યો મમતમાં પડી. હું તું.
અભેદ ઉદધી માંહિ સ્નાન કર તું પ્રીત ધરી;
લલ્લુ લપેટ થાઇશિ હું તું ન રૂપમાં ફરી. હું તું.

## સ્વરૂપ જ્ઞાન.

### ધોળ.

ભાસ્યું સત્ય અસત્ય આધું ખસ્યું,
સહુનો સત્યે થયો સમાવેશ;
આતમ અનુભવ થતાં. ટેક.
મદ મોહ માયા મમતા ટળી,
રહ્યું આપ સ્વરૂપ અવશેષ. આતમ.
આવરણ અવિદ્યાનું આઘું ખસ્યું;
મારાં ઉઘડ્યાં કળુષી કમાડ. આતમ.
નાશવંત દીઠો આ વૈભવ બધો;
ટળ્યું હુંને મારૂં એ સ્વરૂપ. આતમ.
હુંમાં સહુ ભાસ્યું આત્મ વિચારતાં;
આપે આપ રહ્યો ત્રિગુણાતીત. આતમ.
ભ્રમરૂપ જાણી ભ્રમ મટ્યો જગતનો;
ટળ્યો જનમ મરણનો જંજાળ. આતમ.
વાંસનામાં વીંટાઇ દુખ વ્હોરતાં;
વાંસના મુળ કીધું વીનાશ. આતમ.
અન્યનું આપનું ગણી દુખ ગ્રહે;
આ પોપું તજી દીધું તમામ. આતમ.
અવિદ્યા અંધકાર આઘો ખસ્યો;
લલ્લુ રજની મટી થયું પરભાત. આતમ.

## સંસારનું સ્વરૂપ.

### ધોળ.

જાણી જૂઠાને સાચો ગણી ચાહો કાં? જૂઠો આદ્યંત આપ વિચારરે;
સંસ્થિત તું તારા સ્વરૂપમાં. ૧
તુંથી અન્ય રખેરે જગે દેખતો, તારામાં સહુએ બનતા બનાવરે;
ન્યારો થઇ ન્યાળી જો જરા. ૨
એક તુંમાં તે કલ્પના અતી કરી, નિરખાવ્યાં નજરે ન્યારાં સ્વરૂપરે;
આંટી પાડી અગનાનની. ૩
પંચ ભૂતના તું ના પંચ પ્રાણ તું, નહી કર્મેંદ્રીગ્નાનેંદ્રી સ્વરૂપ;
એથી તું અળગો ભામતો. ૪
અંતઃકરણના તું ના ભેદ તેહનો, નહીં મન બુંદ્ધિ ચીત અહંકારે;
સ્વરૂપે તું તો સહુ વિષેં. ૫
સહુનો આધાર આદી મધ્ય, અંતમાં, એતો ખેલતો આંધર માંઝરે;
ન્યારો થઇ ન્યાળી જો જરા. ૬
હું તું એક સ્વરૂપે નહી અન્ય કો, હું તું જેના સ્વરૂપે સમાયરે;
તેતો તું આનંદઘન સદા. ૭
સ્ફુર્યું તુંમાં તે તુંથી નથી અન્ય આ, જૂદું ન પડે પણ તુંમાં લય થાયરે;
લલ્લુ રમ ગ્નાનાનંદમાં. ૮

## કર્મની બજાર.

### ભૈરવી.

કરમે બજાર માંડી, જીવ બન્યા બાદશાહ. ટેક.
સ્ફુરી જો બજાર કર્મ જાજે જે ખીછાવી;
ન્યારી ન્યારી વસ્તુ રાખી જયમ ન્યાળે બાદશાહ. કરમે.
ચાલે જોતો જોતો સરવે, સ્થિત રહે સ્ફુરણ ગર્વે;
વ્હોરતા કર્માનુસારે, સહુ ચીજ બાદશાહ. કરમે.
વાંસના વધારે ધારે, વિવેક વિસારે ત્યારે;
નઠારૂં તથાપી સૂખ રૂપ ગણે બાદશાહ. કરમે.
કુકરમે ધકેલ્યો ઘેલો, અવિદ્યામાં આથડેલો;
કુદ્રતિએ હડસેલ્યો, દિસે જુનો બાદશાહ. કરમે.

મમતે બંધાયો, સારો માલના શ્રહાયો જરી;
ખરી આંખે જોઈ કુત્રે પડ્યો પછી બાદશાહ. કરમે
શાણાની સુવાણી શાણી, જાણી ના રખાણી ચીત;
મમતે બંધાણી મતી, નિમે કેમ બાદશાહ. કરમે.
સ્ફુર્યું તે સ્વરૂપે તું થા, ભટકી ભવાબ્ધીમાં આ;
તજી સહુ બનિ જા લલ્લુ, શાહ મટી, બાદશાહ. કરમે.

## આપણા દેશમાં.

### ભજન દેશી.

ઉડોરે પંખીરે આપણા દેશમાં, જ્યાં સહુએ સમાણુંરે;
સંત ગુરૂ વચન વન્હી વિષે, જ્ઞાન ધમણે ધમાણુંરે. ઉડોરે.
એક અભેદમાં ડુલવું, નામ રૂપ વીલાયરે;
અખંડ આનંદ આપ રૂપમાં, વસવું વીણ વ્યવસાયરે. ઉડોરે
કોઈ પંખીરે નથી ઉગર્યાં, પારધી પાશમાં પડિયાંરે;
પકડી જંજાળ જાળે ધર્યાં, આવાગમનમાં ચડિયાંરે. ઉડોરે.
આ સહુ અનિત્યમાં નિત્યતા, મોહ દ્રષ્ટે દેખાતીરે;
આપ ખેલેરે તેમાં લય થઈ, સાચી શુધ બુધ જાતીરે. ઉડોરે.
જ્યાં હું તું સ્વરૂપના ભિન્નતા, સહૂએ સમભાસેરે;
સુવર્ણ બન્યું મટયા ઘાટને, વ્યાધીનેજ વિનાશેરે. ઉડોરે.
અનીશે ભમ્યાં આ અરણ્યમાં, ભ્રમના ચક્કરમાં ચડિયાંરે;
મોહ લાગ્યો મન માયા તણો, પાછાં ખાણે વીચરિયાંરે. ઉડોરે.
હું તું ભેદ પરો કરી, ચાલો શમવા સ્વરૂપેરે;
અખંડ આનંદ આપ ઉર વસે, લલ્લુ અવસર કાં ચુકેરે. ઉડોરે.

## પરદેશનાં પંખી.

### ભજનની દેશી.

અમેરે પંખી પરદેશનાંજી, પળશું પંથ પ્રભાતરે;
એકલાં અખિલ જગમાં ભમ્યાંજી, નહિ જ્યાં કોનો સંગાતરે;
અમેરે પંખીરે પરદેશનાંજી. ટેક ૧
વિશ્વ બગીચો ખડો બન્યોજી, જેમાં કાયા વૃક્ષ સારરે;
કોટરે આવીને વાસો કર્યોજી, માન્યો સઘળો વ્યવહારરે. અમેરે. ૨

કર્મ સંજોગે આવી ચડયાંજી, દુર છે અમારૂં રહેઠાણરે;
નગરીનું નામ દીશા ભુલ્યાંજી, જીવવું થઇ તાણા તાણરે. અમેરે. ૩
ફોગટ ફસાયાં જંજાળમાંજી, સાથી ફસનાંજ જોઇરે;
અમેરે તે દીન સુખ માનિયુંજી, આખરતો રહ્યાં રોઇરે. અમેરે. ૪
વધતાં વીંટાયાં જાળમાંજી, તોડે ત્યાં વધી જાયરે;
પારધી પાકો પીઠો ના તજેજી, તોડે ત્યમ સાંધ્યો જાયરે. અમેરે. ૫
વસ્યાં આવી ત્યાં વળગી પડયાંજી, ઉર્મિમતિ ચાલે અજાણરે;
જાવુંરે લાગેરે ત્યાંથી દોહ્યલુંજી, જીવને પડી જ્યારે જાણરે. અમેરે. ૬
તારૂં છે એવું ઠસાવ્યું મનેજી, તેને તારો આધારરે;
હાંલ્લું બાંધ્યું ગળે ગર્વનુંજી, તજતાં લાજ જનારરે. અમેરે. ૭
આભ મંડળમાંથી ઉતર્યાંજી, ચઢવું પાછું ન સ્હેલરે;
લલ્લુ લાલચ તારી છોડજેજી, જઇને બેશ રંગ મહેલરે. અમેરે. ૮

## માયાનો માંડવો.

### "વ્હાલા રહોને વેગળારે" એ રાહ.

ચતુર નર જોજો માયાનો આ માંડવોરે,
એમાં જીવવર વરવા જનાર રે. ચતુર. ટેક.
દૃઢ કર્મના વાંસ દટાવિયારે, નાંખ્યા ઉંડા છેડા નવ આવિયારે;
બાંધ્યા વૃત્તિઓના ત્યાં તારરે, ચતુર ૧
વાંસનાની બીછાવી ત્યાં જાજમોરે, માની સુખરૂપ આ લગ્નનો સમોરે;
ઢાળ્યા તકિયા તૃષ્ણાના તે માંહિરે, ચતુર ૨
ખાસી ખુરશી ખંધાઇની ઢાળીછેરે, નાચવા કુબુદ્ધિ નારી આવિછેરે;
તેનાપર છે જોનારાનું તાનરે, ચતુર ૩
દ્વારપાળ અવિવેક ત્યાં વસેરે, દુર્મુખ દુરગુણ પણ સાથે વસેરે;
સહુને માન દે ભરિ ભરિ બાથરે, ચતુર ૪
હાથે દીવી જૂઠા હજામે ધરીરે, રસ્તો દેખાડી દે સહુને રહિ પરીરે;
જોવા જાતાં જોનારા ધુંચાયરે, ચતુર ૫
વાગે પડઘમ દ્વારે પાપનીરે, કહું વાત શી તેના પ્રતાપનીરે;
દેખનારા બહેરા બની જાયરે, ચતુર ૬

વાગે નોબત નીચ કર્તવ્યનીરે, મતી ભૂલી જાતા ભવીતવ્યનીરે;
આવે કાને ના અન્ય અવાજરે, ચતુર ૭
ચાડીયા નર ચોપટ ત્યાં રમેરે, નીચ કર્તવ્ય પાસાને સોગડેરે;
દેખી દ્રષ્ટાનું દીલ લોભાયરે, ચતુર ૮
ત્યાં હાકેમ આપ હગમી છેરે, મની સુકૃતની જેણે વામી છેરે;
સહુને અત્તર છાટે ચોપાસરે, ચતુર ૯
આશાના ત્યાં ઉમેચ બંધાવિયારે, તૃષ્ણા શરબત પાવાને આવિયારે;
સહુને પાતા ભરી ભરી જામરે, ચતુર ૧૦
અજ્ઞાન ઓરડે જાન જઇ ઉતરીરે, ભરી સરભરા હુંપંદથી કરીરે;
થયો ક્લેશનો કલવો તૈયારરે, ચતુર ૧૧

## વરઘોડો.

ચતુર વર આવ્યો માયાને માંડવેરે,
એનો વરવા અવિદ્યા નારરે, ચતુર ટેક.
સાથે અણુવર મંછચંદછેરે, વરને છેતર્યાના બહુ ફંદછેરે;
ફોસલાવે દઇ મુખ કાનરે, ચતુર ૧
કર્મ અશ્વે વર અસવાર છે, પાછળ બુદ્ધિ બાપડી નાર છેરે;
એનું કહેવું સુણે કોણ કાનરે, ચતુર ૨
છાંટયાં તંબોળ ત્યાં ત્રણ તાપનાંરે, મંછાચંદના કર્મ પ્રતાપનાંરે;
વરરાજા એ રંગે રંગેલરે, ચતુર ૩
અણુવરને અંદર લઇ આદર કરીરે, બેસાડ્યા મધ્યસ્થાનમાં જઇ કરીરે;
બુદ્ધિનો રાખ્યો ખુણે અવાસરે. ચતુર ૪
વરરાજા અહંકાર આસનપરેરે, મૂછે તા દઇને પછી પગ ધરેરે;
લાવ્યા લાડીને કરીને તૈયારરે. ચતુર ૫
અવિદ્યાને શૃંગારી સારી કરીરે, પાટાપટકુળ રમ્ય હિરે જડીરે;
મોહમણીથે મઢેલ ચોપાસરે, ચતુર ૬
હોંશે હસ્ત મીલાપ પછી કર્યોરે, પુર્વે સંસ્કાર વર કનેથી હર્યોરે;
રાજી થઇ નિજ હૃદય અપારરે, ચતુર ૭
ચાર ખાણુની બાધેલ ચોરીયેરે, બાંધ્યાં ગાંટલાં તૃષ્ણાની દોરીયેરે;
જીવો વર ચોરી વચમાં જનારરે, ચતુર ૮

## ચોરીને કલવો.

ચોરી ચડવાને માયાને માંડવેરે, આવ્યો જીવ વર આણી ઉમંગરે;
ચતુર નર જોજે માયાનો માંડવોરે. ટેક.
ગુણહિણ ગોર આવી ત્યાં ગણગણેરે, મંત્ર મહાદુખના નિજમુખ ભણેરે;
ચોરીમાં કર્યો કુંડ તૈયારરે. ચતુર ૧
વરકન્યાને સંગે બેસારીયાંરે, બેવકુફીના આજોઠ ઢાળીયારે;
હરામી કરે હસ્ત મિલાપરે; ચતુર ૨
ફેરા ફરવા સંસારની કુક્ષનારે, એતો ગણીયા ગુણ અમુલ્યનારે;
વરકન્યાયે કરીયો કરારરે, ચતુર ૩
તેડી કન્યાને કરમાં વરે ખરીરે, આંટા ચાર ફર્યો પાણે પગ ધરીરે;
એ છે ખુવારીનો ખેતરપાળરે, ચતુર ૪
ચારે ખાણે ફેરા સંગમાં ફરીરે, તેડી ફેરવી કયમ જાયે વીસરીરે;
હાય સમ છે! પણ હૈયાનો હારરે, ચતુર ૫
રાંધ્યો કંસાર ખાવા કુકર્મનોરે, વર અર્થ શું જાણે એ મર્મનોરે?
આરોગાવે નવાલો લઇ હાથરે, ચતુર ૬
છેટી નાવું હવે મુજથી જરીરે, પ્રાણ જાય ન છોડું તને પરીરે;
હોમ્યા જાતલ વધવા જંજાળરે, ચતુર ૭

## બુદ્ધીની વીનતી.

### મહાડ.

મારા જીવના જીવન પ્રાણરે, જાગો મીઠી નીંદથી;
મારા આતમ પ્રાણાધારરે, જાગો૦ ટેક.
આશી નિદ્રા અંગમાંરે, તનમન થયું જ્યાં લીન;
આપ સ્વરૂપ છુપાઈ રહ્યું રે, જોઇને થાતી હું દીનરે. જાગો. ૧
આપ અભેદને ભેદશોરે, નહીં સુગંધનો ગંધ;
ઓછું અદકું ન ઉરમાંરે, તોય શું ધારો ધંધરે. જાગો. ૨
નિદ્રા પાપણી આપનીરે, દુખ દે મુજને અપાર;
જન્મ મરણ ચક્કરમાં હું જઇ પડુંરે, કોણ કરે મારી સારરે. જાગો. ૩
સ્વપ્ન વશ થયા સ્વામિજીરે, મોહ નિશાની માંય;
નહોતું તે દીસતું નવું રે; અદકુ આપ સ્ફુરાયરે. જાગો. ૪
દુખકર રાત્રી પીતતાંરે, પ્રજ્ઞા તણું પ્રભાત;
જ્ઞાન ધન લહ્યુ જાગજ્યો, મારા આતમ પ્રાણાધારરે. જાગો. ૫

## જગતમાં સુખમાં કોણ વસ્યો ?

### શિખરિણી વૃત.

થયો લક્ષ્મીવાળો સુજન ઘર જન્મ્યો સુખ વધુ,
મળ્યાં સર્વે આનંદ અમૃત સુત દારા જન મદ;
તથાપી ની[illegible] નગિર નવ ઓછી ચિન થઇ,
વસ્યો કો સુખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી. ૧

મળ્યું સર્વે મારૂં તદપિ સુખ વાચ્છા અધિકની,
રૂડું થાતું ભુંડું, સતત સહવાસે દુખિ બની;
ઉઠી ઉર્મી ઉરે અધિક ધિકતા તાપ ત્રયની,
વસ્યો કો સુખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી. ૨

મળે થોડું ત્યારે અધિક ઉર આશા નિત ધરી,
થતી ના પૂરી તો, પુરણ દુખિ થાતો બળિબળી;
કદીએ ના માન્યું સુખદ સહુ હુંને દુખ નથી,
વસ્યો કો સુખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી. ૩

નથી પોતાને તો અવર તણું દેખી ચિત બળ્યું,
અરે ના મુને કંઇ જગત મહિ સારૂં સુખ મળ્યું;
સ્વહસ્તે ના તોયે પુરણ દુખિ થાતો પિડ કરી,
વસ્યો કો સુખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી. ૪

ઘડીમાં સુખીને ઘડિક મહિ દુઃખી મન થતું,
નિરાશા આશાના જગત મહિં ઝુલે ઝુલવતું;
ચડયો નીશો તેનો ભ્રમિત ચિત દેખ્યું હરઘડી,
વસ્યો કો સુખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી. ૫

મળ્યા પુત્રો ત્યારે સુખદ સ્થિતિ આપે ચિત ગણી,
ઉછેર્યા લૈ પીડા જરિક દુખ થાતાં પિડ હણી;
છતાં ના જીવે તો પુરણ દુખિ રોતો ચિત ગણી,
વસ્યો કો સુખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી. ૬

રમાથી છે રાચ્ચે રમણ બનિ રે'તો રમતમાં,
કશું ના વિચાર્યું દુખદ દિન નાવ્યા સ્મરણમાં;
છતાં એ આવ્યા તો, સુખદ દિન યાદી દુખ અહી,
વસ્યો કો સુખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી. ૭

ત્રિલોકીના રાજ્યે અખુટ ધન ભંડાર મળતાં,
રમા રામા તોયે પ્રબળ દુખિ દીસે પ્રજળતા;
પુછે કો જૈને તો સકળ સ્થિતિ વર્ણી દુખ તણી,
વસ્યો કો સૂખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી ૯
રળે લાખો રોજે અધિક જન તાબે નિત રહે,
હજારો હાકેમો સ્વકર બળ દેખી થરથરે;
તથાપી ના માન્યું મનડું મસતાનુ દુખ ગણી,
વસ્યો કો સૂખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી. ૧૦
ફરે ગાડી ઘોડે સકળ જન જેના ચરણમાં,
રહેતા રોકાઇ અધિક સુખ થાવા સુજન જ્યાં;
અરે એવાએનો દુખદ સ્થિતિ વાણી માંહિ ઉચરી,
વસ્યો કો સૂખાબ્ધી જગત સુખ પૂરૂં અનુભવી. ૧૦

## જીવને શીખામણ.

### રાગ છાજીયાનો.

"આવી રૂડી આંબલીયાની છાંયરે, મરછો વાસ્યોરે પરોઢનો"

તું ચીતમા ગમારરે, શીખ આ તું ધારયાડ્રી ધ્યાનમો;
તજ ભુંડા ખોટી તકરારરે, કહું તે કથન ધરજે કાનમાં.
હાથ આવ્યો ચિંતામણી સારરે, પાણા સાટે ખોયો પાપિયા;
ગુણ તેના જાણ્યા નહિં ગમારરે, છાતીમાં દુરગુણો થાપિયા.
તનમાં વાંલું તોરને તોફાનરે, મદમાં મસ્તાન તું ફર્યો ઘણું,
અંધકાર અંતરે અજ્ઞાનરે, ભાન ભુલ્યો તેથિ તું શરિરનું.
આવ્યું જ્યારે જોબનતું જોરરે, ડોલતો હીંડે દશે દીશમાં,
ઉરમાં કોનો નહિં અંકોરરે, વયમાં આવ્યોરે વરસ વીશમાં.
આંખ છતાં બન્યો આપે અંધરે, કાંઇ ન સુજ્યું તને કામનું.
ધાર્યા મોટા ધરણીમાં ધંધરે, કામ કીધું તે ગુલામનું.
જોઇ તારૂં તનતણું સ્વરૂપરે, તોર અપાર તનમાં ધર્યો,
આપે બન્યો ભુમી તણો ભુપરે, પાપના ખાડામાં પાય તેં ધર્યો.
નારી જોઇ નેહ ભરી નેણરે, વિષય સુખો પામવાને પ્રીતથી,
ધામાનાં તું સાંભળીને વેણરે, રાજી થતો નિત્ય ચિત્તથી.

વિષય તણો લાગિયો વિકારરે, ભાગીયો બન્યો તું પાપનો જગે,
વિષય વિષય ભજ્યો વાર વારરે, પાપ બાંધ્યાં તેં પગે પગે. ૮

વ્યભિચારમાં ધર્યું બહુ વા'લરે, ફંદમાં ફસાવી કેક નારને,
હાથે ખુરા કર્યા તેંહવાલરે, તોય તેં તજ્યા ન તે વિકારને. ૯

નારી પાસે નમાવીને શીશરે, બીનો બોલ્યો બનીને રાંકડો,
તરછોડે તોય ન આણી રીસરે, ફરતો જગમાં તું ભલે ફાંકડો. ૧૦

સહ્યું સકળ અંગ અપમાનરે, કુડા વિષય તણે કારણે,
નરી-આગળ નીચું કર્યું માનરે, હુકમે બેઠો તું રોજ બારણે. ૧૧

બાંધતો તું ત્રણ ત્રણ તલવારરે, ખોટો થઇ તું ખલકમાં ફર્યો,
આધો તારો મેલાવ્યો એંકારરે, જ્યારે તેં સંગ નારીનો કર્યો. ૧૨

ગમે તેવાં કહ્યાં તને વે'ણરે, તોય તેં મીઠાં મને માનિયાં,
સાભળ્યાં તેં નીચાં ઢાળી નેણરે, જગે તારનાર તેને જાણિયાં. ૧૩

ભુલ્યો ભુંડા ભવમાં માબાપરે, નારીનો નેહ જૂઠો જોઇને,
એમાં સુખ માનીને અમાપરે, માબાપ રહે ભલે રોઇને. ૧૪

કથન તેનું ધર્યું નહીં કાનરે, ભાન ભુલ્યો ભામનીના સંગમાં,
અતી કર્યું એનું અપમાનરે, રાચ્યો તું રોજ વિષય રંગમાં. ૧૫

સગાની તેં લીધી ના સંભાળરે, કાળ જેવાં સહુ તેં અંતર ગણ્યાં,
ચડયું ઝેર કરડયો વિષ્ય વ્યાળરે, નારિ વિના અન્યને ન ઓળખ્યાં. ૧૬

લડે નારી માત તાત સાથરે, દાડી દાડી દેહને દમે,
માત તાત બનિયાં અનાથરે, વિષય સુખ સારૂ તને તે ગમે. ૧૭

બોલે લાજ ધરે ના લગારરે, કીડા ખરે સુણી કાનથી,
તોય તને વા'લી વધુ નારરે, આ'નો મહિમાં તું તેને માનથી. ૧૮

માત તાત તણી ના દરકારરે, છોને જગે કે ભવે મરે,
સાચી તારે સૃષ્ટિમાંહિ નારરે, ગમે તેવાં વે'ણ ભલે ઉચરે, ૧૯

વહ્યો ફોગટ જનેતાએ ભારરે, ઉદરમાં માસ નવ રાખીયો,
કીયા અગણીત ઉપકારરે, પાડ તું તેનો વીસરી ગયો. ૨૦

ઉઠી તારા જિવતરમાં વાટરે, જાણ્યા નહીં માત તાતને,
આપે ઉઠા ચાલ્યો તુ કુવાટરે, ઝહીને ગોરી તણા હાથને. ૨૧

પડયો હોત જો કદી પાષાણરે, ધોબી ખુશી થાત વસ્ત્ર ધોઇને,
મુવો હોત બાળપણે જાણરે, રહેત બે ચાર દીન રોઇને. ૨૨

પ્રસવ થયો તારો તેથી પાણુરે, ગરભે ગળ્યો હોત તો સારું હતું,
સુવાણી હશે ખરે અજાણુરે, ઝેર નકી તુજને દેવું હતુ. ૨૩
ભુલ્યો બ્રહ્મા ઘાટ ઘડનારરે, ઘડતાં પશુ તને પુરૂષ ઘડયો,
શીતળાને શું કહું વારવારરે, જમમા ભુંડા તને જિવાડિયો. ૨૪
ખરો બન્યો નિમકહરામરે, કામ કુડાં તેં જગે કર્યા ઘણાં,
આઠે જામ ભજ્યો કામ કામરે, પ્રભુ દેશે ફળ તને તે તણાં. ૨૫
મોહ્યો માયા જોઇ અહિમાંહરે, આંખે અંધારી તને આવતી,
કર્યાં નહિ સુકૃત તેં કાંઇરે ફોગટ માયા તને ફુલાવતી. ૨૬
તુચ્છ ગણ્યા તેં ભુંડા તમામરે, તારી માયા તણા તોરમાં,
હૈયે કુડી કુડી ધરી હામરે, દોડયો દાડી જર તણા જોરમા ૨૭
દ્રષ્ટે દેખી દીકરાને દામરે, કામ ન સુઝયું તને પરમાર્થનું,
મમરીમા રહ્યો આઠે જામરે, સાધ્યું તેં કામ બહુ સ્વાર્થનું. ૨૮
કીધાં કુડ કપટ અપારરે, માયા મેળવવાને કારણે,
ચાટકયો તું પ્રીતે વારવારરે, એંઠા જ્યાને તું અધે બારણે. ૨૯
કુડાં કર્યા કામ તેં કસાઇરે, દીલમા દયા નહિં આણી જરી,
સહુનાથી હું કરૂં સવાઇરે, એવી વાત અંતરમાં ઉતરી. ૩૦
ધાયો ધરામાંહી ધન માટરે, કામ કુડાં તેં જતોનાં કર્યાં,
દામ માટે વાળ્યો મહા દાટરે, ધન રળી રળી ધુળમાં ધર્યાં. ૩૧
ખાધું નહીં ખંત ધરી ખાન્ત્યે, વેરાગીનો વેશ વા'લથી ધર્યો,
કુડાં બહુ કર્યાં તેં કુકાજરે, પાપને પથે પ્રીતથી સંચર્યો, ૩૨
દયા નહીં દીલ ધરી લેશરે, ભાખો ગરીબને તે લુટતા,
ધર્યો દીલમાહી અતી દ્વેષરે, દમડી ધરમાથી એક છૂટતાં. ૩૩
ખાધું નહીં દીધું નહીં દાનરે, ખસકે ખુવાર તું ઘણો થયો,
ભુલ્યો ભાન ભવમાં બેભાનરે, નાણું મેલી તું નરકે ગયો. ૩૪
રાખી નહી સગાંની સંભાળરે, દુખિયાં દેખિને દુનિઆ વિષે,
લાગ્યાં સગા સકળ તને કાળરે, લોભ તારા દીલમાં વસ્યો દિસે. ૩૫
દયાને વળાવી તેં વિદેશરે, નકી નિરદય તુ નફટ થયો,
લાવ્યો નહિ દિનની દયા લેશરે, આવ્યો એમ હાથ મસતો ગયો. ૩૬
અતી ધર્યો અંતરે અહંકારરે, હુંથી વધતો બીજો છે નહીં,
ધનહીણાનો કરતો તું ધીકારરે, નજરે તેં કાઇ નીરખ્યું નહીં. ૩૭

જાતું જમ સાથે જરૂરરે, યાદ તે ન અંતરમાં આવતું,
ફેલી તેથી તેં કર્યો ફિતૂરરે, ફંદી કર્યું તેં તારૂં ફાવતું. ૩૮
જાશે જ્યારે જોબનનું જોરરે, જગમાં જરા તને જ્યારે વરે,
ત્યારે તારો ઉતરે અંકોરરે, કેવો કાલો થઇને તું કરગરે. ૩૯
મોતતણી પુત્રી ત્રણ ધારરે, વરશે તને ભુંડા અનુક્રમે,
બાળ યુવાને જરા પ્રમાણરે, છેલી આવીને દેહને દમે ૪૦
ગળી જાશે હાડકાને માંસરે, ખાલી ખોખું રહે ખલકમાં,
પેઠો તનમાહી માહા ત્રાસરે, જમડા ઉપાડે તને પલકમાં. ૪૧
કાળા તારા મટી જાશે કેશરે, ધોળા થઇ ટાલ તાળવે પડે,
ફરશે તારા વપુ તણો વેશરે, અવસર આખર આવિને અડે. ૪૨
કાળપતજે તાહરા કેશરે, અવસર પાકયાનો જ્યારે આવશે,
તનમા તારા કાળપનો વેશરે, કેશ ફરે તોય તે રહી જશે. ૪૩
તજનો નથી કપટને કૂડરે, ઘટમા શે ઘાટ કૂડા તું ઘડે,
આખર તારે થાવું છે ધૂળરે, તોય ન વિચાર ચિતમાં ચડે. ૪૪
મુવા છત્રપતી મહીમાંયરે, લાખો રખ્વાળ જેહને હતા,
સળગાવ્યા છે સ્મશાનની માંયરે, લાગ્યા નથી તેહના હજી પત્તા. ૪૫
પડી છે કરચલી તારી કાયરે, ઉઠવાની આય અંગમાં નથી,
તોય તને વિકારો વધુ થાયરે, ક્રોડ વાર કહું તને શું કથી. ૪૬
તજ્યો નહીં તન તણો મેલરે, ઉપર અધોળીને રાજી થયો.
ખુવાર થયો ખોટા કરી ખેલરે, અજ્ઞાન અંધારે ડુબી ગયો. ૪૭
લીધી લુલા લાકડી હાથરે, ડોલતો ફરે જરાના દુ:ખમાં,
આપે થયો અવસરે અનાથરે, જંજાળ વાત તારા મુખમાં. ૪૮
છેહ દીયે છોકરાં તમામરે, કોઇ ન ગણકારે તને ઘર વિષે,
ચીધું કરે નહીં કોઇ કામરે, એમ બુરા હાલ થયેલા દિસે. ૪૯
હૈયાની આંખ તો ફુટેલરે, આંધળો હતો તું હૈયા તણો,
હવે તારાં નેત્ર છે વિંચેલરે, તેથી તું દુખ પામતો ઘણો. ૫૦
દોરે ત્યારે ડગલાં ભરાયરે, ઘર છોડી બાર તું ન જઇ શકે
વારેવારે કરતો હાય હાયરે, ઘડી ઘડી દુખ સુખ તું બકે. ૫૧
માને નહીં કોઇ તારૂં કેણરે, બબડે બાડો ભલે બારમાં
વદે એવાં છોકરાઓ વેણરે, તોય તું પડેલ તેના પ્યારમાં. ૫૨

તરછોડી નાંખના તમામરે, કોણ ગણકારે તારૂં કહ્યું,
તોય તને હૈયા માંહિ હામરે, આ છે ઘરબાર બધું મારૂં. ૫૩
મરો મરો કહે નાનાં બાળરે, ગણતી વિનાનો ઘરમાં થયો,
વચન લાગે બાળકનાં કાળરે, કાળ નામ સુણીને કાયર થયો. ૫૪
કાળ સુણી કંપે તારી કાયરે, મરવું મીઠું ન કદી લાગશે,
સુણી ચીતમાંહી ઉડી લાયરે, આકુળ વ્યાકુલ ચિતતો થશે. ૫૫
ભખળિ ગયો ભોજનને માટરે, ખાવું ખાવું ખાંતથી કહે,
મેલ્યો ન તેં સુખથી ટપટપાટરે, લેખામાં ભલે કોઇ ના લહે. ૫૬
શીળી થાતી છત્ર તણી છાંયરે, તડકો ને ટાઢ નહીં લાગતી,
ખમા ખમા કહે ખલકમાંયરે, જેને જાચેથી ભૂખ ભાગતી. ૫૭
હુકમમાં હાજર હજારરે, ખોવે ત્યાં બહુ જનો દોડતા,
પ્રજા તણો હતો પુરો પ્યારરે, છેટે જેન ન જનો છોડતા. ૫૮
લાખો જેને મેહેલે રખવાળરે, પવન કદી તે સ્થળે ન પેસશે,
ઉઘાડી અસીએ જાણે કાળરે, રખવાળ રોજ આવી બેમસે. ૫૯
જીવજંતુ જાય ના જરાયરે, ખડી ચોકી રહે જેનિ ખલકમાં,
એનુને એ કાળ આવી ખાયરે, પ્રીતે ઉપાડિ જશે પલકમાં. ૬૦
નાણા તણા ભરેલા ભંડારરે, પ્રાણ જતાં મેકિ પડ્યા રહે,
સેવાશે ના તેમાંથી તલ ભારરે, જે માટે દાડી દેહને દહે. ૬૧
મોટી મોટી રણમાં મેળા જીતરે, શત્રુ સુરણ ભલે તેં કર્યા,
અવનીમાંહી ગણાયો અજીતરે, જશના ભંડાર જગે તેં ભર્યા. ૬૨
સોના રૂપા તણા તારે થાળરે, એંકારી રાજી તેથી તું થનો,
અંતે કાળ તારા ઉપર ફાળરે, રહીશ તું મોઢું વિકાસનો. ૬૩
કાળતણો કોળાયો તું જાણરે, એક થપડાક તને મારશે,
પળમાં તારો ખેંચી જશે પ્રાણરે, ઓચીંતો આવિને ઉપાડશે. ૬૪
ડરે કાળથી તું કુડા રોજરે, પાપતણા પુંજ તેં જગે ભર્યા,
રખડેયો જગે જેમ ભમે રોઝરે, સારા વિચાર ચિત ના કર્યા. ૬૫
કોદી ધારી કાળની ન બીકરે, ચાલ્યો નહીં શુભ સંગતે,
હવે તારૂં કેમ થશે ઠીકરે, ધાર્યો ધુતારાના ઢંગતે. ૬૬
ધુરીરનો તેં કર્યો સ્વીકારરે, તે તારે કામ નહીં આવશે,
પડી જશે પળમાં ન વારરે, પાપી પસ્તાવો તને થશે. ૬૭

જે શરીરે ભોગવતો ભોગરે, તેતો હવે ન તારા હાથમાં,
રગેરગે વ્યાપ્યો તને રોગરે, અળખામણો થયો સગા સાથમાં. ૬૮
નાકમાથી નીકળતી લીંટરે, લાળ નીકળે તારા મુખથી,
સગા તને કરે ભુંડુ છીંટરે, દુખીયો બન્યો તેના દુખથી. ૬૯
અડવડિયા આવે તને અંગરે, કાયા નથી તારા કામની,
જરાએ તજાવ્યા તારા ઢંગરે, રહી છે કાયા તારે નામની. ૭૦
અંતકાળ આવ્યો તારો પાસરે, તોય ચેત્યો નહિં તું અભાગિયા,
પડયો નહિ પ્રભૂ તણો ભાસરે, લોભને લાલચ તુને લાગિયાં. ૭૧
માયા તારી નહિં આવે કામરે, દાટી રેશે દશે દીશમા,
આખર તારો જંગલે મુકામરે, ભુંડું લખ્યું તારા ભવિષ્યમાં. ૭૨
તાળાં તારી પેટીએ દેવાયરે, કુંચી રહે ન તારા હાથમાં,
વાત કરવા નહિં રહેવાયરે, જાવું જરૂર જમ સાથમાં. ૭૩
ચેત ચેત અભાગી તુ ચેતરે, કાયા માયા નથી તુજ કામની,
હૈયામા ના આણ્યુ તે પગ હેતરે, સાથિ નથી તે તારા મુકામની. ૭૪
નારી માટે થયો તું નાદાનરે, તે નહિં તુજ સાથ કદી આવશે,
જ્યારે તું બનીશ બેભાનરે, ત્યારે જરૂર છેટી નાસશે. ૭૫
રાખ્યુ તેના ઉપર વધુ વા'લરે, ન ગણી તે તરત વિસરી જશે,
જોઇ તારા તનનાં હવાલરે, તારાથી તેજ છેટી ભાગશે. ૭૬
સંરવેતું છે ઉપર તણું હેતરે, સાચું માન્યું તારા મનથી,
વાવ્યા કણો ખાંરાતણે ખેતરે, પાકે ધરાણો તુ ન અંનથી. ૭૭
દીકરા તારા નાસશે દુરરે, ઉભા રહે ન તારી આગળે,
તારો જીવ જાતાં જરૂરરે, કાઢવા ઉતાવળ તો તે કરે. ૭૮
ઠાઠી લેશે વીડી હશે વા'રે, વસ્ત્ર સારાં અંગથી ઉતારશે,
આવ્યો એવા કરશે હવાલરે, કાલો ગણીને તુંને કાઢશે. ૮૦
વળાંવાને આવે તારી નારરે, રોતી ઓઢું ગામને ગોંદરે,
પાછો આવે રપે આવનારરે, નકી થયે ઘેર પાછી પરવરે. ૮૧
મોઢું વાળે દા'ડા તાર બારરે, ઢોગ કરી તને જોણે ધુતીયો,
આખર તારી નથી જાણુ નારરે, ફોગટ તું અંગમા ફુલી ગયો. ૮૨
જેને માટે વેઠી મહા પીડરે, તે તારે માટે દુખિ નવ થશે,
ભરાતા જનો તણી ભીડરે, વરસે'દા'ડે વીસરી જશે ૮૩
સાચું નથી તારૂં કોઇ જાણુરે, વળાવીને બધા નિજને પંથે,

સાથી સગા કાષ્ટ તો પ્રમાણરે, તેહ નારી સાથે ચિતામા બળે. ૮૪
ગરમી નહીં ગોદની જરાયરે, પખાને માટે તુ પોકારતો,
લાગી જ્યારે આગ તારે લ'યરે, તોયે મુખમાથી નથી બોલતો. ૮૫
જુદી કરી જગની જંજાળરે, ચેત્યો નહીં તું ચિતમા કદી,
વા'લા કર્યા નારી ધન બાળરે, જાણ્યા ન એહને જગે મદી. ૮૬
તેમા ભુલ્યો ભાઇ ભગવાનરે, આધળો બન્યો તુ એના પ્યારમા,
ભાગ્યુ તારા વાહાણનુ સુકાનરે, મેલ્યો રઝળતો તને રાનમા. ૮૭
પરમ મોક્ષ તણો જે દાતારરે, તેને તુ ભાઇ વીસરી ગયો,
જપ્યા નહીં કદી જગાધારરે, હાથે હેરાન જગે તુ થયો. ૮૮
જેણે આપિયો તને અવતારરે, ખાનપાન ખનકમા દિધા ઘણા,
કર્યું હીત તારૂં વારંવારરે, સુખ દિધામા નહિ રાખી મણા ૮૯
તેને ભુલ્યો ભનમા તુ ભાઇરે, નગણો થઇ ન ભજ્યા નાથને,
કહે જગે શી કરી કમાઇરે, લજવ્યા ફોગટ તારા હાથને. ૯૦
જનમ થતા પ્રથમથી સભાળરે, રાખી જેણે હદે તાહરી,
તાજુ દુધ કરીને તૈયારરે, પીડા તારા પડની હરી ૯૧
તેના જાણ્યા નહી જરી ગુણરે, આધળા તું અવનીમા આથડયો,
ગુણ માટે કર્યા અવગુણરે, જ્યારે સસાર જાળમા પડયો. ૯૨
નેતી નેતી કહી થાકે વેદરે, મેંહા મુનીજનો ગુણ ઉચરે,
તેનો કદી જાણ્યો નહી ભેદરે, મુવા પછી મોક્ષ જે તને કરે ૯૩
દીન રાત કરી છે સભાળરે, જાળવ્યો તને અનેક ઘાતથી,
તારી તેણે કરી છે જનજાળરે, હરી હીરો ખોયો છે તે હાથથી. ૯૪
પાપતણા ભર્યા તે ભડારરે, લેખુ તલ તનતણુ માગશે,
અંધ તારો કેમ થશે ઉદ્ધારરે, જેમેથી ઉધાર પાસુ વાધશે. ૯૫
નરકે તુ જાઇશ જરૂરરે, કામા તારા કુડા જગે ઘણા,
કુડો બની રોજ થયો કુરરે, દમતો દીનને ન ગણી મણા. ૯૬
કીધો નહીં લેશ ઉપકારરે, વિશ્વાસઘાત વધુ તે કર્યા,
જૂઠા તારો કેમ થશે ઉધારરે, આજ જુગા જનો પગ ધર્યા. ૯૭
હવે હરી હીરો લેને હાથરે, તારૂ આમા જગ છે નહીં,
શોધ સદા સગીનણો સાથરે, શીખ આ એ તુજ સારૂ છે કહી. ૯૮
ભલે ભર્યા દ્રવ્ય ભડારરે, તેની લાનચ રખે રાખતો,

તારૂં નથી તેમાં તલભારરે, ભુંડા મુખથી ન કદી ભાખતો. ૯૯
માન શીખ ભજ્ય મહીનાથરે, નીતી સાચી રાખીને સદા,
ધસ્લુ શોધ સદા સારો સાથરે, ટાળ તારા તનતણી આપદા. ૧૦૦

# ભજનાવળી.

## ભજન ૧

ચેતે તો બંદારે તુંને ચેતવુંજી,
મનમાં કરી લે વિચારરે,
અમથો તું અવનિમાં આવિયોજી,
ભરિયો પાપનો ભંડારરે. ચેતે તો. ૧
મારૂંરે મારૂંરે કરિને મુરખાજી,
ભટકયો ભવમા બેભાનરે,
કશુંરે સુકૃત તેં કીધું નહિંજી,
હાયે બનિયો હેવાનરે. ચેતો તો. ૨
જેણે તુંનેરે જનમ આપિયોજી,
ખાવા પીવાનું સારરે,
જઠરા અગનમાંહી જાળવ્યોજી,
કીધા અતિ ઉપકારરે. ચેતો તો. ૩
સુખ જેણે દીધું સંસારમાંજી,
ભુલ્યો તેને તું ભાઇરે,
ફોગટ ફેરો તારો આ થયોજી,
કરિયે કરી ના કમાઇરે. ચેતે તો. ૪
સંસારમાં સહુ તે તારાં ગણ્યાંજી,
નારી ધન ને બાળરે,
તેણેરે કરીને તું દુખ પામિયોજી,
ફોગટ કરીને જંજાળજી. ચેતો તો. ૫
નારીરે તારી નથી આ જગેજી,
ઉપર તણુ તે છે હેતરે,
દીકરા તારારે દુશમન થશેજી,
ફોગટ થઇશ ફજેતજી. ચેતે તો. ૬

આવ્યો તું મુઠી બાંધી આ જગેજી,
જાઇશ તું ઉઘાડિને બાહરે,
ધોળારે હાથ તેં કાળા કર્યાજી,
પડે રહ્યો પસતાઇજી. ચેતો તો. ૭
છેરૂંરે સગાંરે તારાં સહુ રહેજી,
જીવ જાતાંરે જરૂરરે,
નારી તારી છેટી ભાગશેજી,
દીકરા નાસશે દુરજી. ચેતો તો. ૮
તેરે વખત તારૂં કો નથીજી,
રહિશ તું કોને આધારરે,
નગુણા ભજનિરંજન નાથનેજી,
જે તારો હાથ સાંનાગ્જી. ચેતો તો. ૯
શરણે તેને તું ચીત રાખજેજી,
જે કરનાર છે ભવ પારરે,
તજિ દે આ ખોટી જંજાળનેજી,
લલ્લુ ધર નાથનો આધારજી. ચેતો તો. ૧૦

ભજન ૨

ખેતર તું ખેડ બંદા ખાંતથીજી,
ખળે તારે આવે ન ખોટરે,
સાચી દાનત દીલમાં રાખજેજી,
મન મજબુતીનો કોટરે. ખેતર તું. ૧
આરે અમુલ્ય સંસારમાંજી,
આવ્યો તારો કરમે અવતારે,
ખેતર ખરૂં રે તારૂં છે અહીંજી,
વાવે તેવું તું લણનારરે. ખેતર તું. ૨
અંતઃકરણ રૂપી ખેતરેજી,
ભગતી તણું હળ જોડરે,
બળે ત્રણ ત્રણ ગણ તું નાંખજેજી,
પોચે તારા મનના કોડરે. ખેતર તું. ૩
સત્ય રૂપી તું બેલ જોડજેજી,

વિવેક રાખ હાંકનારરે,
ખાતર તું નાખ સદજ્ઞાનતુંજી,
પાવ સત સંગત બીસારરે. ખેતર તું. ૪
પાણીરે પાજેરે સુખ દુખતુંજી,
લાગે પાકતાં ન વારરે,
તાપ દેજે તેને ઇંદ્રી દમનનોજી,
ખેતર થાશે તૈયારરે. ખેતર તું. ૫
પાકે ત્યારે તેને છે વિઘન ઘણાંજી,
રાખ તેને મત રખવાળીરે,
વિવેક વિચાર સાથી તેહનાજી,
ભગાડે નાહ તત્સભારજી. ખેતર તું. ૬
ટેકનું દાતરડું હાથે ધરીજી,
લણજે ખેતરને ખાતેરે,
ઉપજ મોક્ષની અઢળક આવશેજી,
ફળશે ફેરા ભલી ભાતેરે. ખેતર તું. ૭
ઓળખીશ એવો બંદા નામનેજી,
છે તારા મોક્ષનો દાતારરે,
ફેરા તારા તેથી ટળી જશેજી,
શરણે તને તું જાનારરે. ખેતર તું. ૮
દીલમાં દીવોરે જ્યારે પ્રગટશેજી,
ત્યારે તારે અજવાળાં થાશેરે,
ભેટો થાશેરે નિરંજન નાથનોજી,
ભુંડી તારી ભે મટી જાશેરે. ખેતર તું. ૯
આપેરે તું આપને જો ઓળખેજી,
દુજે તને નથી દમનારરે,
ભટકે શું લખ્ખ ભવમાં પડયોજી,
સફળ તારો કર અવતારરે. ખેતર તું. ૧૦

ભજન ૩

ભવમાં ભટકી તું ભુલ્યો પડયોજી,
દુખ તું પામ્યો અપારરે,
સાચોરે સતગુરૂ કોઇ ના મળ્યોરે,

જે તાગ તાપ ટાળનારરે — ભવ. ૧
ભુલ્યોરે ભુંડા તું આપે આપનેજી,
ભડકી તુંથી તું ભાગેરે;
અજ્ઞાન નિદ્રામાં ઉંઘી રહ્યોજી,
જગાડતાં નવ જાગેરે. — ભવ. ૨
બાળક પડછાયો પેખતાંજી,
ચીસ ચમકીને પાડેરે;
નાઠેરે પડછાયો છોડે નહિજી,
તેની બીક કોણ નસાડેરે. — ભવ. ૩
જો સતગુરૂ મળે વાટમાજી,
તો ભે આપે ભગાડેરે;
સુતેલ નિદ્રામાં તેને સતગુરૂજી,
જ્ઞાન ગોળીથી જગાડેરે. — ભવ. ૩
રસતો ચૂકીને રાનમાંજી,
આથડમાં તું અગનાનરે;
વિષય રૂપી કાંટા વાગશેજી,
બંદા બનીશ બેભાનરે. — ભવ. ૪
મોચીડો મળે જો તને મારગેજી,
જોડા જ્ઞાનના આપેરે;
કાંટા પછી પગમા ન પેસશેજી,
સતગુરૂ જ્ઞાનને આધારેરે. — ભવ. ૬
કાયારે નગરી તારી કારમીજી,
સળગી ઉઠી છે આગેરે;
મેન મેડીરે તારી બળી ગઈજી,
તેના તાપથી તું ભાગેરે. — ભવ. ૭
સતગુરૂ પાણી લઇને પોચીયાજી,
આગ એણે આવી બુઝાવીરે;
પીડા તેણે ટાળી તારા પંડનીજી,
નામ બારી બતાવીરે. — ભવ. ૮
આખના પડદા તારા ઉઘડયાજી,

નેણાં હતાં જે મીચેલરે;
જ્યારે તેં ભાળીરે ભુલ તાહરીજી,
મટયો અંતરનો મેલરે. ભર. ૯
રસ્તો સુઝયોરે તને પાંશરોજી,
હવે નહિ આડું કાંઇ આવેરે;
કહે છે લલ્લુ સત ગુરૂ વિનાજી,
કોણ તને જ્ઞાન બતાવેરે. ભર. ૧૦

ભજન ૪

હાલોરે આવ્યો તું આ શહેરમાંજી,
કશીએ કરી ના કમાણીરે;
ખાલીરે હાથે તું હર્યો ફર્યોજી,
તારી મતિ તો મુંઝાણીરે.
હાલોરે આવ્યો તું આ ચહેરમાજી. ૧
કઇક ગરીબનાં ગળ્યાં કર્યાંજી,
લાવ્યો નહિ દયા લેશજી,
પાપતણો પાર તેં રાખ્યો નહિજી,
લાગ્યો નહિં ઉપદેશરે. હાલોરે. ૨
વીશવાશીને તેં વેડીયાંજી,
દીલમાં દયા નહિ જાણીરે;
ઘાટ ઘડયા કુડા કામનાજી,
પર પિડ અંતર ન આણીરે. હાલોરે. ૩
અહોનીશ મારગ તું ઉધે ચડયોજી,
સતમારગ ભુલ્યો સારોરે;
સતસંગ વળાવો લીધો નહિંજી,
ક્યાંથી આવશે આરોરે. હાલોરે. ૪
વાંસના રાખી વિષય તણીજી;
ભુંડા ભોગને કાજરે;
હડકાયો થયો હૈયા થકીજી,
લાગી નહિ જરિ લાજરે. હાલોરે. ૫
ધુતારાના શેરમાં તું સાંચર્યોજી,

તને તેણે ધુતીને ખાધોરે;
તોય તું ન ચીતમાંહિ ચેતિયોજી,
માર તુજને ન લાગ્યોરે. હાલોરે. ૬
ધુતારા વસેછે ૭ શહેરમાંજી,
તેના પાસમાં ફસાયોરે,
નાસીને છુટયો નહિ તે થકીજી,
અંતે ખુબ ગભરાયોરે. હાલોરે. ૭
લલના લાલચ તુંને લાગતીજી,
ઘાલી ગળા માંહિ બાંધરે;
ફુંકીને ખાધુંરે તારૂં કાળજુંજી,
તોય તુજને ન જણાયરે. હાલોરે. ૮
શહેરના દરવાજા ખડી ગયાજી,
ત્યારે ભરઉંઘથી તું જાગ્યોરે;
હવે હું તેરે સંતો શું કરૂંજી,
એવું મુખ કેવાને લાગ્યોરે. હાલોરે. ૯
સતગુરૂ સાદ સુણી આવિયાજી,
તેણે તારાં બંધન તોડયાંરે;
હલુ કીધો છુટો બંધથીજી,
ત્યારે હાથ ગુરૂજીને જોડયારે. હાલોરે. ૧૦

## ભજન ૫

આવ્યોરે મુસાફર તું અહીંજી,
કહે તેં વોંગ્ત શી વોરીરે;
શો માલ તું ભરિને લાવિયોજી,
તે તું તપાશી લે તોળીરે.
આવ્યોરે મુસાફર તું અહીંજી. ટેક ૧
નવ માસ જનનીને ઉદરેજી,
ઉંધે માથે રહેવરે;
કષ્ટ સહન તેં બહુ કર્યુંજી,
બાકી દુખ નહિં એકરે. આવ્યો
પ્રસવ થયોરે તારો જે સમેજી,

વિનતી તેં કરી અપારરે;
નહિ ભુલું નિરંજન નાથનેજી,
ઉધે શીર કરતો ઉચ્ચારરે. આવ્યો. ૩
અવતાર તારો એળે જશેજી,
જો વેરીશ કમાલરે;
માટે સતસંગ રાખીને સાથમાંજી,
શહેરમાં કરજે તપાસરે. આવ્યો. ૪
ચૌટામાં જ્યારે તું સાંચર્યોજી,
બે બજારૂં જોડાજોડરે;
કઇરે બજારે તારે પેસવુંજી,
ખબે આવે ન ખોટરે. આવ્યો. ૫
એકરે બજાર છે અમલનીજી,
જ્યાં જૂઠાશા વેપારીરે,
લાલચ છે તેને વડી દીકરીજી,
તે તુજને વરનારીજી. આવ્યો. ૬
પરિવાર જો તેનો જાગશેજી,
તેથી અતિ દુખી થાઇશરે;
માટે તે બજારે બંદા ભુલશીજી,
રખે રઝળવા ન જાઇશરે. આવ્યો. ૭
સતની બજારે જ્યારે સાંચરેજી,
ત્યાં છે અમુલખ માલરે;
સાચાશા શેઠની તો દુકાનમાંજી,
ભક્તિ રૂપી કન્યા સારરે. આવ્યો. ૮
તેનેરે પ્રીતે તું પ્રાણી પરણજેજી,
તેથી સુખ અતિ થાશેરે;
વિવેક સતસંગ થશે દીકરાજી,
તેથી ભવપાર જવાશેરે. આવ્યો. ૯
વોરત તું વોરજે સદ્જ્ઞાનજી,
સતગુર રાખીને સાથરે;
લલ્લુ બેડો નવ બુડશેજી,
શીર ગુરૂજીએ મેલ્યો હાથરે. આવ્યો. ૧૦

## ભજન. ૬

મૃગલા તું આવી પડ્યો પાસમાંજી,
બંધન તારૂં ન તૂટેરે;
છોડવા જા ત્યાં વધુ વિંટળાયછેજી,
સંશય તારો ન છૂટેરે.
મૃગલા તું આવી પડ્યો પાસમાંજી. ૧

પારધી પંખેરે તારે ચડ્યાજી,
મોહની જાળ પસારીરે,
ખીલી મારી લોભને લાલચ તણીજી,
તને લેવાની તૈયારીરે. મૃગલા. ૨

ઘેર્યો ચારે કોરે તુજનેજી,
પાસમાં લેવાને માટેરે;
હાંકવાને ચારે કોરે સહુ મળ્યાંજી,
તારો ધડલાને ઘાટરે. મૃગલા. ૩

પાસમાં જો તેના પેસશેજી,
તો તને છુટવા ન દેશેરે;
સહુ ચારે કોરે મળિયા મારવાજી,
તારા પ્રાણ કયમ રેશેરે. મૃગલા. ૪

ભોળવીને તને તે ભમાવશેજી,
સ્વારથ પોતાના સારૂરે;
કરણી તુજ પાસે કરાવશેજી,
રેશે કુટુંબ ન્યારૂરે. મૃગલા. ૫

પેઠા પછી તારો આરો છે નહિજી,
માંહિ મરીશ મુંઝાઇરે,
ચેતવું રે હોય તો તું ચેતજેજી,
કરજે સારી કમાઇરે. મૃગલા. ૬

પાસથી જજોરે પ્રાણી,
ભૂલી જાઇશ માં ભરમાઇરે;
મારો મારો કહિ તને મારશેજી,
છુટાશે ન તેથી ભાઇરે. મૃગલા. ૭

તારાંરે કરમ તે તું ભોગવેજી,
બીજાં નેન સેરા દેવાગે,
સેખાંરે સેવાંરે તારાં લાગશેજી,
શીક્ષા આવે ન સે'વારે. મૃગલા. ૮
મોહ લગાડીને તને મારશેજી,
ઉગરવાનો ન આરોરે,
માટેરે તે જાળમાં ન પેસજેજી,
નહિતર નકી કચરાણોરે. મૃગલા. ૯
મોહ મદિરાનો નીશો ઉતરેજી,
તૂટી બંધન જાશેરે,
લલ્લુને સાચા સતગુરૂ મળ્યા.
એથી અળગો એ થાશેરે. મૃગલા. ૧૦

## ભજન ૭

આપેરે ભુલ્યો તું તો આપનેજી,
અંતર તારૂં કોણ ખોલેગે,
મુંગાને સ્વપ્નુ લાગ્યું રાતમાંજી,
જાગ્યાં પછી તે શું બોલેરે,
આપેરે ભુલ્યો તું તો આપનેજી. ૧
કોણ તું છે ક્યાંથી તું આવિયોજી,
તેનો કર તું વિચારરે,
ક્યારે જાવું તારે કારમુંજી,
છે સથવારો કો સારરે આપેરે. ૨
દોડે ચારે કોરે ગનમાંજી,
હાથે કાંઇ નહિ લાગેરે,
મૃગલો દોડે છે જેમ ઝાંઝવેજી,
તેની ભ્રમના કોણ ભાગેરે. આપેરે. ૩
શુક મુખ રટે રામ નામનુંજી,
રામ શું હશે ચીજરે,
તેનોરે તપાસ તે શાને કરેજી,
જેને જ્ઞાનનું ન બીજરે. આપેરે. ૪

શુક નળિકાએ પકડાય છેજી,
લટકે છે ઉંધે માથેરે,
મુખ બોલે પણ તે મેલે નહિજી,
નળિકા પકડી જે હાથેરે. આપેરે. ૫
અંધો તપાસે છે આરશીજી,
તેથી મુખ નવ ભાળેરે,
વળગેલ મેશ મુખ ઉપરેજી,
અંધો શી રીતે ટાળેરે. આપેરે. ૬
તાળાંરે તોડે જ્યારે કપાટનાંજી,
અંતર થાશે ઉજાશરે,
આપે ત્યારે આપ ઓળખેજી,
સતગુરૂ કરે પરકાશરે. આપેરે. ૭
જ્ઞાનને ધ્યાન તે સમે થશેજી,
જ્યારે અંતર ખોલેરે,
પડદા ફાટેરે જારે પડનાજી,
આતમ અંતર બોલેરે. આપેરે. ૮
પ્રગટે દીવોરે જ્યારે જ્ઞાનનોજી,
અંતર પટ તો ભેદાશેરે,
આતમ નિવેદી ગુરૂને ઓળખોજી,
તારે તારો ભે મટી જાશેરે. આપેરે. ૯
કુંચીરે બતાવે જ્યારે જ્ઞાનનીજી,
સતગુરૂ કરૂણા કરીનેરે,
આપે પરીબ્રહ્મને ઓળખેજી,
લલ્લુ તારે તરીનેરે. આપેરે. ૧૦

ભજન ૮

એડોરે અધવચ તારો બુડીયોજી,
તોય ચેત્યો ન અભાગીરે,
લારે લાગી તારા મેલગાંજી,
તોય તેં જોયું ન જાગીરે,
એડોરે અધવચ તારો બુડિયોજી. ૧

સંસાર સાગરમાં તું સાંચર્યોજી,
પાર પામવા કાજરે,
વહાણ તો ઝોકાવ્યું અધવચ તેં જઈજી,
બુડતાં મુઝાણો મન માંયરે. બેડોરે. ૨
ખુટલ મળ્યારે તને ખારવાજી,
તેણે વા'ણુ હાથ ન રાખ્યુંરે,
જવાને દીધું રે મોટા મોજમાંજી,
અંતે આવું ફળ ચાખ્યુંરે. બેડોરે. ૩
વો'રી નેકમાલ ભર્યો વા'ણુમાજી,
ઝાઝો ભાર્યો તેં ભારરે,
નીરમવિનાનું તારું કયમ નભેજી,
તે તું કરને વિચારરે. બેડોરે. ૪
ઉતરાયો પેલી બેપે છેલ તુંજી,
તેં માલ સારો ન લીધોરે,
વા'ણુ જ્યારે ભર તોફાને ચડ્યુંજી,
ત્યારે વિચાર તેં કીધોરે. બેડોરે. ૫
આ અરણવમાંથી ઉગરુંજી,
તો નવ ભરું હું કમાયરે,
એમ ઉચાર્યું તારા મુખથીજી,
ભુંડાં થયા જાણી હાલરે. બેડોરે. ૬
તોફાનેથી વા'ણુ તારું નહિ નભેજી,
ખારવે કીધો ખુવારરે,
સદ્‌વસ્તુ માલ તેં ન વોરિયોજી,
ભુંડા કરે કાં વિચારરે બેડોરે. ૭
ખરો ખરાબો વાણને નડયોજી,
લાગ્યો પાપનો પવનરે,
ખડક જમડાનાં તેને આથડયાંજી,
તેણે વાણ કીધું પતનરે. બેડોરે. ૮
સાગર હિલોળામાં તું ચડ્યોજી,
લાલચ તણી લાગી લેરરે,

પાકીયું ન લાધ્યું પ્રભુના નામનુંજી,
અંતર એવું અંધેરરે. બેડોરે. ૯
રાનરે અંધારીને તું સાગરેજી,
વાણુ બોળીને બેડોરે,
લખ્યુ પાસ સતગુરૂ જ્ઞાનનોજી,
તારે અંતર ન પેઠોરે. બેડોરે. ૧૦

## ભજન ૯

દાનત હરામી દોટ કાઢમાંજી,
તારે હાથ કાંઇ ન આવેરે,
અમથો આથડે તું ઉવાટમાંજી,
તેમાં તારૂં નહિ ફાવેરે,
દાનત હરામી દોટ કાઢમાંજી. ટેક. ૧
તુરંગ તેં તારા તેજી કર્યાજી,
રાખી લોભની લગામરે,
સામાન માંડ્યો તેં પાપનોજી,
તે પર થયો તું સવારરે. દાનત. ૨
સતરૂપી મૃગલા તેં મારીયાજી,
દીલમાં ગણ્યો નહિ દોષરે,
અસત અંતર તારે ઉતર્યુંજી
રહ્યો હૃદયમાં રોપરે. દાનત ૩
લોભમાં લેવાણો તું લાલચુજી,
ધાર્યું કર્યા મહા ધંધરે,
વિષયે વિંટાણો વહાલથીજી,
આંખો છતાં બન્યો અંધરે. દાનત. ૪
ઘાતકી ઘોડા તે ઘણા હાંકીયાજી,
દિમે ખોટ ખજા ગાંધરે;
મફત મેનત તરી સહુ ગઇજી,
કામ આવ્યું ન કાંપરે. દાનત ૫
ટીંબાને ટેકરા આવ્યા વાટમાંજી,
અધવચ અટક્યો છે ઘોડોરે;

લગામ તાણે તો લથડી પડેછે,
આવ્યો તારો પાપનો પોરોરે. દાનત. ૬
સમાન હેઠળથી સરી ગયોછે,
તુટી ઘોડાની લગામરે;
ઘરડો ઘોડો ગેળ થઇ ગયોછે,
પોંચાડયો ન તને ગામરે. દાનત. ૭
રાનમાં રઝળતોરે મલીયોછે,
જ્યાં તને બે ઘણો લાગેરે,
નગરી નજીક તારી તે સમેછે,
બળવા લાગી છે આગેરે. દાનત. ૮
દશ દરવાજા તારા રોકીયાછે,
નીકળ્યાનો ન ઉપાયરે;
જ્યાંથી નીકળીશ ત્યાંથી ઝાલશેછે,
છુટતા બુધિ ન છુટાયરે. દાનત. ૯
પાપી પરવાનો તે લીધો નથીછે,
જાવા તને કેમ દેશેરે;
લલ્લુ જમના દુત ઝાલશેછે,
દીલમાં દુખ તને દેશેરે. દાનત. ૧૦

ભજન. ૧૦

સગુંરે સંસારે તારૂં કો નથીછે,
અંતર કર તે વિચારરે;
મારૂંરે મારૂંરે કરીને મુરખાછે,
આધવચ લટકયો ગમારરે,
સગુંરે સંસારે તારૂં કો નથીછે. ટેક ૧
સ્વારથનો સરપ તુને ડસ્યોછે,
ચડયું સ્નેહનું ઝેરરે;
અંતરની આંખો તારી ફુટીચુંછે,
એથી ભાઇ અંધેરરે. સગુંરે. ૨
ફોલીને ખાશેરે તને ફાતડાછે,
તોય તું મન ના વિચારેરે;
આગ્યો અભાગી મોહમાં આથરેછે.

એમાં લાભ નથી તારેરે. સગુરે. ૪
માત પીતા તારાં છે સ્વારથનાંજી,
સ્વારથને માટે ઉછેર્યોરે;
લાલચે તનેરે લડાવીયેજી,
ફોગટ કર્યો તારો ફેરોરે. સગુરે. ૫
નારીને તું જાણુ કાળી નાગણીજી,
કરડતાં વીખ વધુ વ્યાપેરે,
ડોલતો ફરેરે તેના દુખમાંજી,
તને ઔખ કોણ અપેરે. સગુરે. ૫
દીકરા દોડી તારા દુર થશેજી,
તારા સામું ન જોશેરે;
સ્વારથ સર્યો કે છુટા પડેજી,
ખાલી તું તારૂં ખોશેરે. સગુરે. ૬
અજ્ઞાન અંધારમાં તું ઉભોજી,
સરવે સગાં મળ્યાં ચોરરે;
લુટી તને લીધો લાખ કોરથીજી,
તેમાં તારૂં શું જોરરે. સગુરે. ૭.
સર્વસ તારૂંરે લુટીયુંજી,
કાંઇ રાખ્યું નહિ પાસરે;
રઝળતો રાખ્યો તને રાનમાંજી,
નથી કરીને નિરાશરે. સગુરે. ૮
સાચાંરે સગાં છેટાં સહુ રહ્યાંજી,
મતળેલ મળ્યાં તને પાજીરે;
અંતરનાં સગાં તે નવ ઓળખ્યાંજી,
બુદ્ધિ જેથી તારી તાજીરે. સગુરે. ૯
સંસારે સતગુરૂ સાચો જો મળેજી,
તો તને સગાં ઓળખાવેરે,
વસ્તુ અધારે ન આથડેજી;
આપે આપ ઓળખાવેજી,
સગુરે સંસારે તારૂં કો નથીજી.

## મનહરમાળા.

### કુંજર પ્રતિઉક્તી.

કુંજરને આપના શરીર પર ક્યરો,
ઉડાવતો દીઠેલ કોઇવાર કવી કોઇએ:
શામાટે છાંટે છે છાર વારવાર શીરપર,
અરે કરીવર કહે કશું તારે જોઇયે?
સુણી વાણી શાણી હર્ષે આણી ચિત હાથી કહે,
સહુ અમે આગળનું સુખ જોઇ રોઇયે,
મેલ્યાં વન સઘન સજ્જન ઉપવનનાં, વ્યજ્જન,—
ત્યારે શીર નાંખી છેક કાગ ખોઇયે. ૧

### મિત્ર કયારે કહેવો?

મિત્રની પવિત્રતા તો, પારખીયે પ્યાર થકી;
નણી એના પર પ્રીત અંતરમાં આણિયે;
શુદ્ધ સ્નેહ ધારે, હિત કરે વારે વારે;
સારે ઉચ્ચારે સુધારે, ને વિચારે દુખ વારિયે:
પ્રાણ આપે પ્યારે, ધસે જંગમાં ધીંગાણે;
અરી મારે ને ઉગારે ત્યારે પ્યારો એ પ્રમાણિયે;
સ્નેહ શણગાર સારા શરીરે સજાવે પણ;
આપણુ બતાવે ત્યારે ખરો મિત્ર જાણિયે. ૨

### તજેલી સ્ત્રીની સવ્યતા.

ગજબ ગુજારો નહિ ગોરી આ ગરિબપર,
રીબાતી દેખીને રહીઆણા દયા લઇએ!
ગોરી ગુન્હેગાર ગુણીયલ વશી વપુમાંનો,
પરણેલી પાળીયે ન પ્યાગ પરહરીયે;
જ્યારે ભરથાર કરે નારી નિરાધાર, ત્યારે,
કહો દિલદાર અમે કામની શું કરિયે,
કાંતો શીર કાપીયે કે આપીયે અમારા પ્રાણ,
છાતી ચીરી મોજડીમાં સુખનણી ધરિયે. ૨

### શ્વાનના શબ સાથે કુકર્મી કારભારીવાળા રાજાની સરખામણી.

શ્વાન તણા શબ પાસે ગીધ ગરજને કાગ,

ઉડે આસપાસ ખાવા માંસ ખ્યાલ કરેછે;
તેમ રાય પાસ કારભારીની કુપાત્ર ટોળી,
મળી મહીપતી તણી મતી હર્યે હરે છે;
માંસ તોડે મોઢે કઇક ચામડી વકોડે, તોડે,
આંતરડાં તેમ ભૂપ કાળજાને કોરે છે;
લલ્લુ લંગુરથી શાહી શબને ઉખાડેને,
પછાડે તેમ રાજાજીને રાજી થઇ રોળે છે.

### બિભત્સ વાણી વાપરનાર માટે.

કાવ્યમાં કથાણી વાણી, શાણી વાણીથી ફટાણી;
કથાણી કુવાણી જાણી આણી તોછડાઇને.
વદતાં એ વાણી શાણી પૂરી શરમાણી;
કરમાણી કલેશ આણી જાણી ભાષાની ભવાઇને.
સુચિત્તે ચોડાણી નહીં પંડિતે પ્રમાણી નહીં.
પંચમાં પોષાણી નહીં વર્જતાં વડાઇને;
લલ્લુ એવા લેખકને લાયક છે સજા કશી,
આમીતો ઉઠાવી કાપી નાંખો એ કસાઇને.

### કયો રાજા એ બદનામનો.

રાજ્યમાં તપાસ નહિ, કાર્ય કરે કયાસ નહિ;
વધુ વિદ્યાભ્યાસ નહિ, પંથલે કુકામનો.
દરબારે દોર નહિ, અરિ સામે જોર નહિ;
ચિત્ત જરી ઠોર નહિ, નૃપતિએ નામનો.
પ્રજાહિત ચિત નહિ, કોષ જરી વિત નહિ;
પ્રિતીની પ્રતીત નહિ, અંશ અભિમાનનો.
પંડિતની પ્રીત નહિ, રાજ્ય તણી રીત નહિ;
લલ્લુ એવા રાયમાં ન, માલ એ બદામનો.

### લપોડ શંખરાજાના ગુણ.

રૈયત રીબાય મરી જાય મહા દુખ મહીં;
આતી અકળાય તોય તપાસતો થાયના,
જુઠા ચોરને ઝલાય સાચો ચોર સંતાડાય;
પ્રજા પીડમાં પીડાય નિર્મળ ન્યાં ન્યાયનો,

ન્યાય નહિ થાયના સુણાય પીડ પ્રજા તણી;
રાંકડી રે'સાય ખત્તા ખાય ઉમરાયના,
હાર જાય, માર ખાય, મજા થાય, ન કહાય;
લલ્લુ ગુણ ગાય છે લપોડ શંખ રાયના. ૭

### એતે ભૂપકે ભાવાયો ?

દેશી પરદેશ ધરે પ્રીતી પરદેશીપર,
રાખે નરવર તો એ નામનો નરેશ છે;
જમે જ્યાંથી જાગે તે ન ગમે રમે કોઇ સમે,
નમે અવરને નિજ નગરમાં કલેશ છે;
રાટછે રૈયત, " નાંખો નૃપતિ નિવાજી "
એમ પાજી વદે પામ ત્યારે રાજી જે વિશેષ છે,
ખોટી એવી ખબરથી રોટી ખાઇ રાજી રહે;
ભૂપતી નહિ એ જાણો બવાયાનો વેશ છે. ૮

### કયા રાજાની આબરૂ બે બદામની ?

સુસ્વાઇ કરીને રાજી થાય જે વિશેષ ચિત;
ખરીન ખબર રાજ કાજ તણા કામની,
પોપટ સમાન પેશી પ્રધાનના પીંજરામાં;
દરકાર નહિ દિલ દેશની કે દામની,
જુવતીને ઝાલીને જનાનખાને જોરે લાવે,
બનીને જુલમગાર ગુજારે છે જામની;
લલ્લુ કહે પ્યાર જેને નહિ પ્રજાપર જરી,
એવા અધીરાજ તણી આબરૂ બદામની. ૯

### રાજાઓ શુરવીર કયારે હતા ?

કવીને નિવાજી રાજી રાખતા વસ્ત્રાલંકારે;
મોજ આપી રોજ સ્નેહ ચક્ષુથી નિહાળતા,
સાંભળી કવીત્ત ચિત્ત હિત હૈયામાંહી ધરી;
દુખ જાણી જરી, ખરી ખોજ કરી ટાળતા,
ધરી સમશેર શેર સમાન કરીને છાતી,
થાતી જ્યાં લડાઇ ત્યાંએ ધાઇ ધાઇને જતા;
શર પૂર માંહી કવિ કરે ચકચૂર ઉર,
ત્યારે સમશેરે રાય શત્રુને સંહારતા. ૧૦

### કવિયો કયારે માન પામતા ?

ઉરમાં ઉદારતા અપાર અહોનીશ રહે;
ઉછળતી એથી અતી કીરતી થતી છતી,
દીનને દેવાને દાન દયા દિલમાહી રોજ;
સાંભળી કવિત્ત કવિરાજ તણા વ્યાપતી,
આપે મતીમાન તેને સારૂં સનમાન ખાન;
પાન દાન મળે જેથી ભૂખ ભલી ભાગતી,
એવા ભૂપતી ભણેવ હતા ભોજરાજ સમા;
રમાને ત્યારે કવિતા કવિ ઘેર લાવતી. ૧૧

### કુભારજ્યા સ્રી કઇ ?

વિચરે વિચાર વિના વિશ્વમાં વઠેલ વધૂ,
ઉન્મત્ત થઇ આથડતી કમી થાય કાર જ્યાં;
પતીની પ્રભાની જેના પંડમાં પ્રતીત નહિ,
ગુણહીણી ગોથા ખાતી ગુરૂ છે ગમાર જ્યાં;
સાગર સંસાર માંહીં સ્વામી રૂપ સેતૂ છોડી,
અજ્ઞાનના અર્ણવમા પડે નહિ પાર જ્યાં,
રત્ન વિના રખડે તે ભારજા ભણાય કેમ ?
લટ્ટુ કુમારગે રખડે તેથી કુભારજ્યા. ૧૨

### અવળું ધારનારા અવળું ધારેજ !

વિષનો સ્વભાવ સાકરમાં ધરે છોડશેન,
પ્રાશન કરે તો પ્રાણી મારશેજ મારશે,
દુષ્ટતણું ભલું કરવાને હિતે ધારશોનો,
આપે અધમ થઇને અવળું વિચારશે;
અસીને કદાપી પુષ્પ માહી પ્યાર ધરી રાખો,
તોય કઠીનતા નહિ તનથી નિવારશે,
વિવેક હિનાઓ વાચી ચિતમાં વિચાર્યા વિના,
આપે અવળું ધારે તે ધારશેજ ધારશે. ૧૩

### કાંણી આંખે બે ચંદ્ર દેખાય તેમાં હું શું કરૂં ?

ન્યાય સુણી અન્યાયીનું કાળજું કપાઇ જાય,
કુરતા ધારીને કહેશે ક્યારે મારીને મરૂં ?

વ્યાજખી હશે તે થશે વ્યાજખી આ વિશ્વમાંહિં,
ગેરવ્યાજબી અહીંને બ્યાજખીથી શાં ડરૂં !
કાષ્ટ તણો સ્વભાવ બળવાનો પડ્યો પ્રથમથી,
પેટમાં છે આગ તે હું બહાર કાઢી ક્યાં ધરૂં ?

સલ્લુની કવિતા સુણી કપટીઓ ક્રોધ ધરે,
ત્રાંસી આંખે ચંદ બે દેખાય તે હું શું કરૂં ! •૪

### પ્રેમની વિહ્વળતા.

નણંદની સાથે નારી નીર ભરવાને ગઇ,
શંગાર શરીરે ધારી સારી શોભા પટની,
સરિતાને તીર નીર ભરે જ્યા ગંભીર ગોરી,
નયનમાં નેહ દીસે ઘણી શોભા ઘટની;
અંગનાના આનનની શોભા અરવીંદ સમી,
ગમી ઘેરી શોભા ઘેરી લીધેલા ઘુંઘટની,
શામાને શ્રવણે પડ્યા ઉલતણા શબ્દ, સુણી,
ચતુરાઇ ચતુરાં ઘુંઘટ પન ઘટની. ૬૫

### આબરૂ વિના જીંદગી શું ?

સુંદર સરોવર શોભાયમાન માન્યું મન,
પાણી વિના કીમત ન કરે જરી કામની;
પાણી વિના હાથી ઘોડા તણી ચાહનાન કરે,
ધરે નહિ ધ્યાન સ્વાર કીંમત બદામની;
હિરા મોતી માણેક જવાહીર ઝલકદાર,
પાણી વિના ઝવેરીની કીંમત છે નામની;
સલ્લુ વિશ્વ માંહીં મુલ પાણીનું વિશેષમાન,
પાણી જો ગયું તો જીંદગાની છે શા કામની ? ૬૬

### એવા રાજા કરતાં ગરીબના ઓળખાણ શું ખરાબ ?

વસે કલ્પવૃક્ષ પાસ તોય સરે નહિ કાજ,
ધીક કલ્પવૃક્ષ ખોટી નામના તેં ધારી છે;
ચીત ચીતવ્યું ન બને હોય પાસ ચીંતામણી,
એ ચીજ ન ચીંતામણી, દેહ બાળનારી છે;
ધન્વંતરી પાસ વિશ્વાસ ધરી વાસો વસે,
થાયના આરોગ્ય કશા કામની તે યારી છે;

ભૂપ પાસે ભીખારીની ભૂખ ભાગી જાયન તો,
લ'લુ ભૂપ યારીથી ભીખારી યારી સારી છે. ૧૭

ગંગનો પ્રસંગ થયે અંગ સ્વચ્છ થાય નહિ,
શાને કહો ગંગ ક્યાંએ સ્વર્ગ આપનારી છે;
ગુરૂ ગુણવાન ગણ્યા જ્ઞાનની ન સાન મળી,
ગુરૂ જ્ઞાન વાત, નીચતા બતવનારી છે;
અમૃત આરોગતાં ન અમરજો અંગમને;
વસુધામાં સુધા કઇ વ્યક્તિ ગ્રહનારી છે !
ભૂખ દુઃખ હઠે નહિ ભવ્ય ભૂપથીતો પછી,
લ'લુ ભૂપ યારીથી ભીખારીયારી સારી છે. ૧૮

## સ્વભાવથી ઉલટું કેમ બને ?

મર્કટને માન દઇ રાખે મતિમાન પણ,
ટીખળીની ટેવ શુંએ મર્કટે તજાય છે !
પન્નંગને રાખે પયમાહિ દિનરાત પણ;
ઝેર શું લગાર મુખમાથી કમી થાય છે !
ચાડીયાને ચાહીને ચડાવી રાખો છત્તીપર,
ચુગલી તજીને કદી સદ્‌ગુણ એ ચહાય છે ?
હિજડાને રાખો શુરવીરની હગોલ માહીં,
કાયામાંથી કાયરતા લ'લુ શું કઢાય છે ! ૧૯

## ચાડીયાથી સારા માણસને શો લાભ ?

ચોર ધાડ પાડુની હયાતી હોય ત્યારે ભૂપ,
પોલીસ વધારીને ઘટાડવા ચહાય છે;
છેતરી જનારના સમાચાર શ્રવણે સુણી,
સારી સારી ચીજ ધારી બીક સધરાય છે;
સર્પ, વીંછી, હડકાયું શ્વાન, સિંહ, વાઘ, વરૂ,
પ્રાણ નાશક ગણીને દુરથી દોડાય છે;
ચાડીઆ ચમાર વસે વસુધામાં તેથી લલ્લુ,
સારા માણસોથી ચેતી ચેતીને ચલાય છે. ૨૦

## ચાડીયાની સોબતથી શું લાભ ?

સોબત સમાન ફળ આવી મળે અવનીમાં,

આદીથી ચાલતી એ રીતતો ગણાય છે;
બાવળને આંબવૃક્ષ તરે તળે બેસવામાં,
એક આપે કાંટા બીજે કેરી મેળવાય છે;
ચંદન સુવાસ આપે ચોપડતાં શીતળતા,
પાવકની પાસ જતાં પ્રજળી મરાય છે;
લલ્લુ કે' સુમિત્ર દુષ્ટ ચાડીઆની મોબતથી,
અવનીમાં માત્ર અપકિર્તી ગ્રહાય છે. ૨૧

### જેવું દેવું તેવું લેવું.

મીઠું વદે મૂખથી તો સાંભળે મીઠાશ સામી,
ક્રૂર વાણી વદતાં કુવેણ સંભળાય છે;
સાકર પ્રાશન કરે મુખમાં મીઠાશ રહે,
અફીણ આરોગતાં કડુતાઇ કળાય છે;
એરંડો વાવેતો કદી આંબા તણી આશા નથી,
જેવું બીજ હોય તેવું વૃક્ષ વધી જાય છે;
લલ્લુ કહે સુમિત્ર નાખું ચોખું આ સંસાર માંહિ,
આપે જેવું અન્યને તે આપથી લેવાય છે. ૨૨

### ક્રોધથી નુકશાન.

ક્રોધથી વિરોધ વધે મળે ધિક્કાર બધે,
ગાંડા બની ભાન સાન સહુ ભૂલી જાય છે;
આપ તપે આતસમાં મુખમાંથી જ્વાળા કાઢી,
વચન વરાળ વાટે અન્ય અકળાય છે;
આપ બળે અંતરમાં અન્ય બળે આપણાથી,
એમ બળાબળી બધે જગમાં જણાય છે;
લલ્લુ કહે સુમિત્ર એ ચરિત્ર નથી સજ્જનનું,
ક્રોધે કાળો કેર જુવો સંસારમાં થાય છે. ૨૩

### વેશ્યાનો યારી પદ્મનીને શું જાણે!

સ્વાદની શી યાદ હોય ચાખ્યા વિણ અંતરમાં,
સાથી બની રોજ જેને જાવું પડે સાંતીયે,
પીડ શું પ્રસતાની વિચારે દર વંઝા નારી,

જણવાનું જગે જેને આ શું નહિ પાનિયે,
શેરડીનો સ્વાદ બોખો જાણશે શું રસ પીધે,
વૈભવ શું વસુધામાં વિત્ત રળી દાટીયે,
લલ્લુ કહે સુમિત્ર શઠ જાણે શું પદ્મનીને,
વેશ્યા તણા વેણ જેને વસ્યા આવી છાતીયે. ૨૪

## સંગતે ગુણ પરખાય.

કાગડાને કંઠે મોતી હાર ધર્યો તોય પણ,
હંસ ન કથાય પરખાય પટ વાણીયે,
બાંધી સમશેર શૂર સમાન બતાવે છાતી,
કાયર કે શૂર રણે લડે તો પ્રમાણીયે;
સૂમ કે દાતાર પરખાય નહિ દાન દીધે,
પડે જો પ્રસંગ તો તો પારખી પીછાનીયે.
લલ્લુ કહે સુમિત્ર સંગ વગીને વસ્યા મહીં,
ગુણી કે અગુણી ઓળખીને ઉર આણીયે. ૨૫

## હેવાનને કવિની કીમત શો હોય ?

કોડીનો વેપાર જેણે કોડે કોડે કર્યો હોય,
રત્નની પરિક્ષા કેમ અંતરમાં આણશે,
નાયકા નિવાજી જેણે રાજી રાખ્યા પાજીઓને,
પારખ એ પંડીતની પાજી શું પિછાનશે?
આપે અપવિત્ર શું ચરિત્ર જાણે ચાતુરનં,
આતુરતા પૂર ઉર સત્ય શું પ્રમાણશે?
લલ્લુ કહે સુમિત્ર પડ્યા વેશ્યાનાં ગાન કાને,
એ હેવાન જગે કવી કીંમત શું જાણશે?

## સજ્જનની સોબત શઠ શું જાણે?

રખડ્યો જે રાન રાન હેવાનની સાથે, બન્યો,—
આપે બેભાન ભાન અંતર શું આણશે?
આપનું અનિષ્ટ ઉંધું આદરી અપાર કરે,
અન્ય તણું ઇષ્ટ શું અધમ ઉર આણશે?
બીવડી ગુંજાનો હાર કંઠ ધરી રાજી થાય,
મોતી દીય રત્નની પ્રભા તે શું પિછાનશે

થઇ તણી સોબતમાં ઉછર્યાં અવિચારી તે,
સોબત શું સજ્જનની ચિત્તમાં વખાણશે. ૨૭

ગમાર જશ શું લઇ શકે.

વાધરી બીખારી શું ખુમારી આણે આપ ચિત્ત,
કારભાર ભારનો શો ભાર એ વિચારશે?
બકરી ન બાંધી જેણે જંગલની ઝુંપડીમાં,
હાથી બાંધવાનો ખ્યાલ ચિત્તમાં શું ધારશે?
અસાર અમલ તણા ઘેનમાં જે ઉંધી રહે,
મનના તુરંગ વિના બીજું શું વખાણશે?
લલ્લુ કહે સમિત્ર નહિ જાણી જશ રીત જગે,
એ ગમાર જર સાટે જશ શુ સ્વીકારશે?

ખુશામતથી રાજી થતા શ્રીમંતો.

કોડી તણી કીમત ન હોય પણ કાંચન કઇ,
વારે વારે કાને ફુંક મારીને ફુલાવશે;
અવળો આચાર ઉર ધારે પણ સ્વાર્થ થકી,
ઉત્તમ આચાર કહી છાપરે ચડાવશે.
આખરૂ વીંખાય ઘર જાય સામા તણું તોય,
કશું નથી સહુ સારૂં કહીને લડાવશે;
લલ્લુ કહે સમિત્ર એવા વસુધામાં વિત્તવાન્,
ચોર જેવા ખુશામત ખોરને નિવાજશે. ૨૯

શ્રીમાનના ખુશામતીઆ હજામો!

હજામત કરી હેય જેણે ખુશામત તણી,
મરામત આપો ભર છભે કર્યા કરે છે;
થુંક રૂપી પાણી વાણી રૂપી જેનો સજાયો છે,
ગર્જા સવાડીમાં શબ્દ સત્તપાને ધરે છે.
જીભ રૂપી ટપવે ટપાટપ કરીને પછી,
શકતાનો સાબુ દઇ હજામત આદરે છે;
લલ્લુ કહે સમિત્ર પાડયા ઉગે નહિ પાછા વાળ,
એવ તો હજામ આજ શ્રીમાનને ધરે છે. ૩૦

## હજામ પ્રતિ ઉક્તી.

આવોને હજામ આમ દામ દામ દામ મળી,
કસબી હજામનું હું કામ આ બતાવું છું;
કોથળી ન રાખે પાસ શ્રીમંતની આસપાસ,
વસે ખાસ ક્યાસ તેનો તમોને કરવું છું.
હજામત ખુશામતની શીખો તે પાસ જઇ,
થાઓ વિતવાન એ ઉમેદ હું ધરાવું છું;
કહેછે હજામ 'આમ મશ્કરી કરો શું કવી" ?
"જઇને અમારે નીચી નાતમાં ભરાવું છે" ? ૩૧

## હજામનો ઉત્તર.

કોથળી ન રાખે કુળ રીત ગણી કાખમાંએ,
રાખે નહિ અસ્ત્ર કાંઇ મુંડણના કામનાં;
ખીસામાં રૂમાલ રાખે વારે વારે કાઢે બહાર,
શબ્દે હજામત કરે હજામ એ નામના.
ક્ષુરસ ન પાસ રાખે દુર્ગુણનો પાસ આપે,
ખુશામત ખોર માથાં મુંડતા શ્રીમાનનાં;
હજામ કહેછે લલ્લુ ઉંચ તુખમના અમે,
સંપમાં વશીયે કેમ નીચ એ હજામના. ૩૨

## માયાનો મેહેરાબ.

જુઓ આ જગત બાગ વસંતની વાડી બન્યો,
જન સુખકાજ ભરી રાખ્યો અબ સાબ છે;
નાયબ નવાબને સવાબનો હિસાબ કર્યો,
આપે અસવાબ ત્યાં સવાબનો ક્યાં બાબ છે.
આ વિચિત્ર ચિત્ર કે પવિત્ર મિત્ર માનુષ્યનાં,
એવો પૂછે પ્રશ્ન તને એટલો જવાબ છે;
આ નથી સવાબ બાબ છે ના અબસાબ જરી,
લલ્લુ ખાલી ખ્વાબ આ સહુ માયાનો મેહેરાબ છે. ૩૩

## પાજી કોણ?

પાજીની પીછાન કરી રાજી થતો ગાજી ગાજી,

હાજી રોળાપર જેની તાજી તાજી રજી છે;
નાજીમાં નારાજી, કાજી હાજીમાં, રાજી રહે,
દુષ્ટનો સમાજી સહુ વંતમાં મિજાજી છે.
નાયકા નિવાજી લાજી ભારતીના સેવકથી,
સાજી મતિ છોડી દોડી નાજી કહે રાજી છે;
હાજી છે હજુરી નાજી નારીને કરે મજૂરી,
લલ્લુ એ મીજાજી નર પારખતાં પાજી છે. ૬૪
નાયકાને નાટકમાં નાચરંગ બેઠકમાં,
નિર્દયતા નાદાનીમાં દાની થવા રાજી છે;
બુંડાઇના ભરવામાં નીચ કૃત્ય કરવામાં,
દુષ્ટતા વાપરવામાં ઉદારતા સાજી છે.
હાજીને નિવાજવામાં નાજી સંગ બાઝવામાં,
પાજી દીલ પોષવામાં રાજી દિલ કાજી છે,
રંક દીલ રેંસવામાં પાપ નાવે બેસવામાં,
લલ્લુ શુર ઉરમાં તો, એ નર પણ પાજી છે. ૬૫

## સહુ સ્વાર્થનાં!

સ્વારથનાં માત તાત, ભ્રાત, સુત, દારા, સહુ,
પશુ પક્ષી પાળે તે પણ સ્વાર્થ રાખે ચિત્તમાં,
વૃક્ષ મૂળ વારી ધારી ઉમંગે ઉછેરતા, મે,-
દીઠા ક્રષ્ટો ક્રષ્ટ જેની વૃત્તિ રેહી પીત્તમાં;
હું છું પરમારથમાં, સ્વારથમાં લગાર નહિ;
ઉચર્યા ઉમંગે વદે અન્ય તણા હીતમાં,
સ્વાર્થનો સંબંધ એમાં શાનો પ્રતિબંધ લલ્લુ.
ધારે કયમ ધંધ એ સબંધ આટે ચિત્તમાં ૬૬
માત, તાત, ભ્રાત, દારા, ભગની, ને સુત, સુતા,
સ્વાર્થ વિના મારો સુખ કોણુ કો' કહેનાર છે,
આપ જો અપંગ કે આપત્તિમાં આવી પડયો,
તે વખતે સહુ જનો દુખનાં દેનાર છે;
દૂર નાસે તુથી જેમ, કોઢીયાને કોન્ત મહે,

તેમ તુંને ચેપી જાણી, છેટાં નામનાર છે,
ઘણું અભિમાની મરમાની કાં મારૂં મારૂં,
તારી નાદાની સુખ માની એ જોનાર છે. ૩૭

### માલ વિના મોટે નામે શું થયું?

મોટા નામે મોટા થાય એ વિચાર ઉર ધારી,
હોય છે ભીખરી-પણ શાહ નામ ધરે છે,
હીરો ને ઝવેર મણી માણક મહાન નામ,
પાંશેરો અફીકનાં તે ક્યાં હિરાની હરે છે?
ઝવેરી કર જાશે ને અંકાશે થાશે કીંમત આં,
કીમતથી હાક મારી ઝવેરી ઉચારે છે,
શ્રીમાનને હાથ હીરો ખાખી તણે કંઠ હીરો,
એક છે અમુલ્ય ઘણું એક કાટ પારે છે. ૩૮

### શ્રીમંતને શીખામણ.

અરેરે શ્રીમાન મારી શીખ તું લગાર માન,
નાદાનને મન દઇ સાન ક્યાં ગુમાવે છે?
ઠરશે મેદાન દાન દેશે દુરગુણ તણું,
અભીમાન તણા અંધ કૂપમાં ડુબાવે છે;
મુખમાં મિષ્ટાન પાન, હાજી નિશાન કાન,
જ્યાં સનમાન દઇ દાંડી ગગડાવે છે,
ગાન તાન ગુણીકાનાં સુણુના તુજ સંગ રહી,
લસ્લુ અજબ રંગ તરત તને વગોવાવે છે. ૩૯

### નીચના કાશી જવાથી શું ફળ?

દુષ્ટતાનો રાશી, દુરમતિમાં નિવાસી, ખાસી,-
અવિદ્યા ઉલાસી, જે કાંમ સુણી ત્રાસીયે,
નીચી વાતનો વિલાગી છે ઉદાસી સદ્‌ગુણી થકી,
સ્વર્ગનો છે પ્યાસી તેની નીચતા તપાસીયે;
ક્રુર છે કળા શી વધ કરતો વિશ્વાસીનો,
આ શી નીચ સોબતનો, ત્રાશી તેથી નાશીયે,
ભટકે બલા શી શીખ્યો શ્વાનની કળા શી,

ખાસી શ્વાન રીત આશી લલ્લુ ક્રુર ચાલ્યો કાશીયે. ૪૦
ભામાં ભવાઇ કરી અનીતી સવાઇ કરી,
કોમળ કલેજામાં કટારી નાંખી હાંશીયે,
દીનને દઝાડી નીતીવાનને નસાડી, રાખ્યું;
પાપને પછાડી નીચ દેખી દૂર નાશીયે;
અડતાં અભડાઇયે દ્રષ્ટે દેખતાં દઝાઇયે,
કીધાં કામ એ કસાઇયે તેનો તોલ જો તપાશીયે,
ચોરી કરી એરણની દાન દેવા સોનું ચાલ્યો,
લલ્લુ એ અભાગી અભિમાને ચાલ્યો કાશીયે. ૪૧
પેટમાં છે પાપ રાખ્યું સંઘરી સદ્દગુણી બની,
આપી ભૂલ થાપ, આપ ઓળખી વિમાશીયે,
દાઝયો ત્રણ તાપે પામ્યો પાપે પરિતાપ,–
ત્યારે ઉદયો આપોઆપ તેનું પાપ શું પ્રકાશીયે,
ડાગ ધોવા દીલડાનો પાપ પુંજ પટક્યાનો,
પછું નવું કરવાનો ! છે વિચાર જોઇ વિમાશીયે,
ઘાંચીના બેલ જેવો ભટકે ભવ ચક્રમાં,
લલ્લુ તરી જાઉં ધારી બેલ ચાલ્યો કાશીયે. ૪૨
આશા અભિમાન માન મોહે ગુલતાન તાન,
સાનના ગુમાન ભર્યો દેતો ડગ હાંશીયે,
દેશ હીન ચિતમાંના, સત્પતા સંગિતમાંના,
અનુરાગે રંગીતના પાપ શું પ્રકાશીયે;
વેડો છે વેપારી કીધી પાપની પથારી ભારી,
ન્યારો કરવા મતિ હારી, (ત્યારે) ગંગા વારી પ્રાશીયે,
જગ આંખે ઝાંખી જાણી નાણાનો પ્રકાશ કરી,
છળવા પ્રભુને લલ્લુ પાપી ચાલ્યો કાશીયે. ૪૩
પાપનો પ્રકાશ થાય પીપળે ચડીને જ્યારે,
ત્યારે એની નીચતા ન્યાળીને દૂર નાશીયે,
સાગરના પૂર જેમ અનીતીનું પૂર ઉર,
વહેતું ભરપૂર તે જોઇ તનમાં તપાશીયે;
ઉપરથી સારૂં પણ ભીંતર ભગવાન જાણે,

પાપને નસાડે કદી પ્રભુ જો ઉપાશીયે,
એવી વૃત્તિ રહી ઉર છેતરવા સૃષ્ટિ પતી,
લલ્લુ એ શું વાજે લીલું કુર જઇ કાશીયે! ૪૪
ભસવાનો ભાવ મુંગાં રહેવાનો અભાવ,
કોઇને કરડયામાં લ્હાવ હાવ ભાવ જોઇ વિમાશીયે,
ટુકડે છે રાજી નવ નાખે તો નારાજી,
જેના સોબતી છે પાજી તિવ્ર દ્રષ્ટીએ તપાસીયે;
આંખમાં છે ઝેર નિજ ગ્નાતી સાથે વૈર ધારી,
યારી, અદેખાઇ તેનું પોત કયાં પ્રકાશીયે,
તોયે તન તોર રાખી, ઉરમાં અંકોર એવો,
સુવૃતિનો ચોર લલ્લુ શ્વાન ચાલ્યો કાશીયે. ૪૫
પાપનો ન પાર ઉર અનીતી અપાર,
સારા સારનો વિચાર નહિ નિરખતાં નાશીયે,
કામમાં કસાઇ રહે, ગરીબો રીબાઇ, દુખી,—
સરવે દિલમાંહી, એને ચાહીને તપાસીયે;
જાણે જગ પાપ ત્યારે ધોવા ચાલ્યો ધોતીયાને,
ધોયે નહિ છાપ જાય, પાપની પ્રકાશી, એ,
લાંચ દેવા ચાલ્યો પાપી ચતુરાઇ ચિત સ્થાપી,
પાપી એતો પાપી, ના ઉથાપી શકે કાશી, એ. ૧

દોહરા.

કરણી કૂડી કરી પછી, ચાલ્યો લેવા સ્વર્ગ;
કયમ સાંપડશે સૃષ્ટિમાં, નથી આત્મ ઉત્કર્ષ.
નાણાં લીધાં ગરિબનાં, રોતી રાંડીરાંડ;
તું તો ચાલ્યો કાશીયે, ખરો દીલનો દાંડ.
ગુણ નવ કર્યો ગરીબને, અવગુણ ભર્યું તુજ અંગ
તરી જઇશ કયમ જગતથી, ગદ્ધા! ન્હાયે ગંગ!
કાણી આંખ વિચારની, તોપણ ડા'પણ દીલ;
જઇ ગંગાએ થઇશ કયમ, બ્રાહ્મણ, મટિને ભીલ!
વૃત્તિમાં અજ્ઞાનતા, પાપ તણો પર સંગ;
ઢંગ ધુતારાના ધર્યા, તો કયમ તારે ગંગ!

અનિતી વથી ઉદર વિષે, અવગુણ ભરિયું અંગ;
રાસભ જ્યમ રાખે રમ્યો, તો કયમ તારે ગંગ?
વિશ્વાભાસ વૃતિ વિષે, નહીં વિભૂઆભાસ;
વિશ્વનાથ કયમ આપશે, સ્વર્ગ તને આવાસ?
રમત અનીતીની રમ્યો, પાછી તજી પ્રસંગ;
છુપાવવા ચાહ્યો છતાં, કયમ તારી દે ગંગ?
ઉનમત થઇને આથડ્યો, ધર્યા ન રૂડા ઢંગ;
ઉપરથી અશરાફ થ, તો કયમ તારે ગંગ?
નિચતાને પાયે નમ્યો, મળતાં સકળ પ્રસંગ;
બન્યો એક સમ ખેપ્કર, તો કયમ તારે ગંગ?
ગણાય નહિ ગુણિ જન થકી, આપે પાપિ અથંગ;
કયમ ઘસડી તુજને શકે,? સ્વર્ગે બાપડિ ગંગ!!!
નીતિભ્રષ્ટ નાગો થયો, મળતાં સકળ પ્રસંગ;
ડોળ ધર્યું દાનાઈનું, તો કયમ તારે ગંગ?
પાપ કર્યું પાછી બન્યો, લીપ્યું અત્તર અંગ;
ઢંગ વગર તુજ કામ સહુ, તો કયમ તારે ગંગ?
ઉપર સમજાવે અવર, અનિતી અંગોઅંગ;
ભગ નીતિ ભુંડાઇ ભરી, તો કયમ ત.રે ગંગ?
ભલાઇ ભય ગણીને તજી, ન કર્યો ભુંડાઇ ભંગ;
આખો ભવ અનિતિ કરી, તો કયમ તારે ગંગ?

## વાણીનો મહિમા.

### મનહર.

વાણીમાં વસુધા વ્યોમ વાણીમાં છે સુર્ય શશી,
વાણીમાં પવન પાણી વાણીમાં વિચાર છે;
વાણીમાં સમાણી ચાર ખાણી જીવ જંતુ તણી,
વાણીમાં સ્વિકાર'ને વાણીમાં અસ્વિકાર છે.
વાણીમાં પિયુશ ઝેર, વેર સંપ વાણીમાં છે,
વાણીમાં સમાણું બધું સાર કે અસાર છે;
માત તાત ભ્રાત સુતા સુત દારા આદી સહુ,

લલ્લુ વદે વિશ્વમાં આ વાણીનો વેપાર છે. ૪૭

વાણીનો વેપાર વડો તાણી તાણી સહુ કરે,
ખોટ હાંસલનો સરવાળો ખરો જાણીયે;
વદતાં શુભ વાણી જાણી ખરી સુખ ખાણી,
જશ લેના તાણી તાણી એવી વાણીને વખાણીયે.
ખરી સુખ ખાણી શાણી વાણી છે પીયુષ સમી,
સ્પર્શતાં વેચાણી વૃત્તિ, ઉચ્ચ એ પ્રમાણીયે;
વાણીમાં વિવેક એનો વ્યકતીની વૃત્તિ તણો,
સૃષ્ટિમાં ખરૂં છે સુખ લલ્લુ શાણી વાણીએ. ૪૮

ગમાર.

સારાસારનો વિચાર ચિત્તમાં લગાર નહીં,
આખો ભવ અંગમાં અનીતીનો આચાર છે;
સારૂં થાય કોઇનું ન રાજી થાય ચિત્ત માહીં,
ખોટું કરી ખુશી રહેવાને જે તૈયાર છે.
કર્યો ઉપકાર ભૂલી જાય પળવાર માંહિ,
અપકાર લાવીને આગળ ધરનાર છે;
અનીતી અપાર જેના ઉરમાંહિ વ્યાપી રહી,
લલ્લુ જગે એવો ગુણહીણો જે ગમાર છે. ૪૯
સારૂં કરે કોઇ તેનો પોતાને વિચાર છે નહિ,
અન્યનું ન્હારૂં આચરણ શોધનાર છે;
બીજાનું જોઇને સારૂં બળી જાય અંતરમાં,
ક્યારે ખુરૂં થાય એનો વપુમાં વિચાર છે.
જારીને જુગારી પ્યારી કરે છે અપાર પ્રીત,
આખો ભવ અનીતી ઉમંગે કરનાર છે;
ઇશ્વરની યાદી જેના અંતરથી આધી ખસી,
લલ્લુ જગતમાં એ ખંખેરો ગમાર છે. ૫૦
સત્તા જરી નહીં પણ સર્વ કરૂં એમ કહે,
ખાલી પછી ખાસડાં ખલકનાં ખાનાર છે;
મોટી વાતો કરી લાતો ખાય જગ માંહિ પછી,
દ્વાર દ્વાર બેઠી જે બડાઇ મારનાર છે.

વારસા દબાવી કઇક દીનને દઝાડી પછી,
કૂડ કપટથી ખોટા દામ રળનાર છે;
પાપ કરે પોતે પણ પુણ્યવાન માને મન,
લલ્લુ એવો અવનીમાં આદમી ગમાર છે. ૫૧
કુડાં કર્મ કરીને કસાઇને લજાવે પછી;
સાચો થવા માટે સંધ્યા માળા કરનાર છે;
પાપને પચાવ્યું પેટમાં તે જગે ઢાંકવાને,
ગુણુહીણો ગૌમુખીમાં હાથ ઘાલનાર છે.
જાણે મારૂં પાપ જગ માટે છાનું રાખે ઠગ,
મચ્છ મારે બગ તેમ પ્રભુ ભજનાર છે;
ઉપર અપાર પણ ભીંતરમાં પાપ ભાર,
લલ્લુ જગે જાણુ એ લબાડ ને ગમાર છે. ૫૨

## બાવા.

ઉદ્યમે ન ધાયા આળસુ બનીને બેશી રહ્યા,
એઠી ઉંઘી રહે મતિ માયામાં વિંટાવાને;
પંચ ધુણી તાપે પેટ ભરી રહ્યું મહા પાપે;
રામ રામ કહે મુખ બાવામાં ખપાવાને.
ધુણી તાપી ગુણી નહિં જ્ઞાન વાત ગોડે નહિ,
તપસી કહાવા બેઠા તનને તપાવાને;
અક્કલનો અંશ નહીં, વિદ્વતાનો વંશ નહિ,
રાસભ સમાન રાખે લોટનાર બાવાને ૫૩
આ જીવિકા માટે આથડાતા ઘેર ઘેર રોજ
મોજ એમાં માની જ્ઞાની ગુણીમાં ગણાવાને;
કઇક ચીપીયા ઉપાડી અંગપર મારે,
ધારે અંતરમાં પાપ, મુખ દયા ઉપજાવાને;
માગ્યું મળે ત્યારે કોણ રળવા મુરખ જાય;
એવો છે સિદ્ધાંત ધાર્યો જગ ધુતી ખાવાને,
આલમથી બીલકુલ બે માલુમ દિસે જુઓ,
રાસભ સમાન રાખે લોટનાર બાવાને. ૫૪

અલેક જગાવે નાનાં બાળક બીવાડે,
મોગ પાડા જેમ ત્રાડે રામ ભકતમાં ખપાવાને;
અહોરાત ગાંડી વાત કરીને ગુમાવે,
દીકરે દોડાવે ચેલા વસ્તીને ચેતાવવાને.
હાટોહાટ માગે વળી લડવાને લાગે,
ગાળો દેતા વિણ માગે દુષ્ટ દુનિયાં ડરાવાને;
શ્રાપ દે સંહાર હોઇ જાઓ જગ વારવાર,
રાસભ સમાન રાખે લોટનાર બાવા એ. ૫૫
પેટપર પાણા મુકી માગે ઘેર ઘેર ભીખ,
બઇરીઓને બાળકને ફેલી ફોસલાવાને;
બાવો આપે શ્રાપ તો થાય મહા પાપ જગે,
સિદ્ધાંત ફેલાવ્યો જેણે પ્રજામાં પુજાવાને.
દુકાનમાં દાન લેવા જતાં નહિં આપે કાપે,
અંગ છરી લઇ પ્રજા દયા ઉપજાવવાને;
મળમુત્ર છાંટે કરે બેવકુફી બારે વાટે,
રાસભ સમાન રાખે લોટનાર બાવાએ. ૫૬
છુમંતર આગીઓ વૈતાળ સાહ્ય એમ બોલે,
પ્રજા જનમાંથી પાપી પૈસા તો પડાવાને;
આર્યાવર્ત્ત માંહી એવા અનેક પ્રપંચ કરે,
બેવકુફ બઇરીઓને બાળકો બનાવાને,
રામ ધામમાંથી જાણી દોડી આવ્યો દોટ દઇ,
તીલક છાપાંને વંઠી વિભુતી લગાવાને;
બેલ જેવો દીસે જેને જોઇ બધાં બીશે એવા,
રાસભ સમાન રાખ ચોળનાર બાવાને. ૫૭
બાળક ભરાઇ જાય કદી જરી માંદુ થાય,
માબાપો તો લઇ જાય બાવાને બતાવાને;
ઝાડો પીંછી નાંખી બાવો બડબડતો મૂખે બોલે,
જાણે બેઠો જોગીરાજ પ્રભુ સમજાવાને.
અજ્ઞાન અંધારામાં અપાર લીલા બાવો કરે,
માને મૂરખાઓ માન બાવાને રીઝાવાને;
બાવે કર્યા બાવા તોય બાવા જેને જોવા જાય,
રાસભ સમાન રાખ ચોળનાર બાવાને ૫૮

માળા ફેરવે નથાપી ત્યાગી દિસે ચિત્ત ગંદી,
મોટા મોટા ભેરખાની મુર્ખને મનાવવાને;
ઠાકોર દુવારે જેવી ભીડ તેવી માળા ફેરે,
પ્રજાજનમાંથી કંઇક પ્રીતી ઉપજાવવાને;
નીચી જાતે આપ પણ સર્વ થકી દૂર રહે,
દિલનો છે કુર પણ કુરતા છુપાવવાને;
દયાને વળાવી છે વિદેશ દેશ શાન સાથે,
રાસભ સમાન રાખ ચોળનાર બાવાએ. ૫૯

લંગોટી લગાવે કઇક નાગા થઇને આવે,
પુરી પ્રજાને સતાવે છે મહાતમા મનાવવાને;
દાગને દરાવે નાનાં બાળક બીવાડે મુખે,
બોલે આડે આડે નીજ કામ કાઢી જાવાને;
પોતે છે પંડિત એવો ડોળ ઘાલી શ્લોક બોલે,
બાર ભૂલ વાળો તોય બહાદુરી બતાવવાને;
આપથી વડો ન અવનીમાં એવો ગર્વ ધારે,
રાસભ સમાન રાખ ચોળનાર બાવાએ. ૬૦

પોતે નિરૂદ્યમી કર્યો દેશનેતો પાયમાલ,
તોય છે મોટાઇ પ્રભુ ભક્તમાં મનાવવાને;
પેટ તણું કાજ કરે વેઠ અહોનિશ ઝૂડી,
કાયા કષ્ટ દેતા પ્રજા દયા ઉપજાવવાને;
તાપે ઉંધે માથે વાવે તુળશીકો હાથે, કોઇ,
નખતો વધારે નરસીંહમાં ખપાવવાને;
જટા મોટી ધારે વળી રાખથી સુધારે, એવા,
રાસભ સમાન રાખ ચોળનાર બાવાએ. ૬૧

માન ગાળે મતિ નહિં ગતિના ગોવીંદ માંહિ,
તોય જડરૂપ લાગ્યો શાણા સમજાવવાને;
કુરના કરેલ કરતાંય વડી ધારે ચિત,
તોય વીપરીત રીત જગને જણાવવાને;
લલચાવી નાનાં બાળકોને પરસાદી આપે,
કોઇન સુવર્ણના દાગીના દબાવવાને;

આળસુ આલમ તણા માહારાજાધિરાજ રાજ,
રાસભ સમાન રાખ ચોળનાર બાવ.એ. ૬૨

## શૂરવીર વિષે.

લડાઇના મેદાનમાં આતુરતુ સાથે ધસે,
ખમેના વીરધીર ધારી ધરી ધાય છે;
ધરે નહિ ધ્યાને બીક ઠીક મગ્નું વિચારે,
પડકારે પ્રથમતે પંથમાં પળાય છે;
આસોજાઇ ખરીજાય નહિ તેનો દારાબની,
ઉલટો ઉમંગ આણી અસી આગે જાય છે;
સુણી પડકારો પ્યારો લાગે છે ધીંગાણા તણો,
એવો શૂરવીર ધીર વધૂ વખણાય છે.
વાંજા સુણી હાંજા જેના ગગડે ના ગૂડામાંથી,
બાથી જેમ બારથમાં બાવથી બરાય છે;
હાથી જેવી હોંશ હૈયા માંડી ધરિ ભરિ ફાળ,
કાળ કરાળની ઝાળ જેડથી ઝીલાય છે;
દેહછે અનિત્ય તેને માને કયમ નિત્ય,
દેશ હિત ચીત ધારીને પ્રથમ પળાય છે;
માન જેને મરવામાં દેશ હિત કરવામાં,
જીતી પાછા ફરવામાં શૂર એ મનાય છે. ૬૪

## સ્રી સ્વરૂપ મનહર છંદ. ( કવિત )

રામા તે રૂપ.ળી ભાળી આખ અણીઆળી કાળી,
ન્યાળી જોતાં નજરથી ગર્વ ગળી જાય છે;
રૂપ છે અનૂપ ભાળી ભૂપ લલચાઇ જાય,
પડે મોંહ કૂપ ચુપ તુરત તે થાય છે;
આતુરતા ફીડો અંગ ભંગકરી અકળાવે,
વિહંગ સમાન વૃતી અતિ અકળાય છે;
ચાલ.ાની ચોપ અને ચટકો ચતૂરાં તણો,
ચમકી ચપળાગણી ચીતડું ચળાય છે. ૬૫
વર્ણવતાં રૂપ કવિ ભૂપ પાર પામે નહી,
ચૂપ થઇ ચેટ ચતૂરાઇમાં ચુકાય છે;

પગની શોભાનું કરે પારખું પંડિત બની,
પંકજ સમાન જેના પગ પરખાય છે;
સ્ફાટીક સમાન જેના નખનો આકાર સાર,
આર પાર અંગ તણું રૂધિર દેખાય છે;
જાણે સ્ફાટીકમાં જડયાં માણિક જતન કરી,
નરી આંખે એવા જેના નખ નિરખાય છે. ૬૬
પોચો પંક સમો પરખાય પદમણી તણો,
લાંક તણા વાંક તણી કલ્પનાથી થાય છે;
જાણે કામદેવ તણા દ્વારમાં જવાને માટે,
કુસુમનો દરવાજો દોરેલો દેખાય છે;
એડીનો આકાર અનંગને અવકાશ સમે,
રમવાને માટે પુષ્પનો દડો જણાય છે;
ઘુંટીનો આકાર જોઇ કરેકો વિચાર સાર,
અનંગને રથે ધરી સોનાની ધરાય છે. ૬૭
પીંડીનો પારખનાર પ્યાર ધારી પારખેતો,
ભાથા કામદેવ તણા અંદર ભરેલ છે;
જોઇ ખેઢ જાય મતિ માન રતી થકી મતી,
કીંમત રતીનાં બાણુ સ્થાનકે કરેલ છે;
ઢાંકણીનો ઘાટ રતિ તણાં બાણુ ઢાંકવાને,
દ્વારમાં સોનાનું જાણે ઢાંકણું ધરેલ છે;
લલચાવે લોભીતણું ચીત્ત અનુરાગ હરી,
માટે લલનાંને લટકાવી તો કરેલ છે. ૬૮
સુવર્ણ કદળી સમ દળદિસે સાથળનું,
કોમળતા જેમાં કામની તણી કળાય છે;
કટી કેશરીના સમીનમી ભાર સ્તન તણે,
ભામનીની રૂપ્યતાનો આકાર ભળાય છે;
સુવર્ણ અદ્રી સમાન સ્તન તણી શોભા સાર,
પ્યાર જેના આકારથી અંતરમાં થાય છે;
સ્તન વચ્ચે માર્ગ તેછે પર્વતની ખીણ જેવો,
ભૂલા પડી મુનીદ્રોનું મનજ્યાં ભમાય છે. ૬૯

કુસુમ સમાન જેની કોટ તણી કોમળતા,
પાર દર્શકના જેવા ગુણ પરખાય છે;
મેલ જેના અંતરમાં જરીન જણાય જતો,
પીતાં ગળામાંથી બધું નીર નીરખાય છે;
પરવાળા જેવા દિસ પાતળા પદ્મણી તણા,
હોઠ જોઇ હોંશે હોંશે હૈયું હરખાય છે;
દંત જાણે દાડમની રેખ મેખ મારી રહી,
હોય હીણ દૂધ જેવા દાંતો દેખાય છે. ૭૦
નાશીકા દિસે છે કીર ચાંચ જેવી જુવતીની,
જેમાં સુગંધીને સાર સરસ બે બાર છે;
લાલચુને લલચાવે લટકાં કરિને રૂડાં,
મૃગ નેણ જેવાં જેનાં નેત્રનો આકારછે:
બાયામાંથી કાઢી મારે બાણ પ્રાણ હરે તેવાં,
ધનુષ્ય સમાન જેનાં ભવાં માંહીં બાર છે,
પાપણ રૂપી પણુચ ચડી મારે તીર તાણી,
ઘણોક તે ઘાયલના ઘટ તણો માર છે. ૭૧
પ્રભાકર જેવી પ્રભા પામતું કપોળ જેનું,
ભાનું જેવો ચાંદલો લલાટમાં સોહાય છે;
ચોટલો ચળકે કાળીનાગ સમો શીરપર,
ફણીધની ફેણ જેમ આગળ ફેલાય છે;
પડયો પીઠપર છટાદાર શણગાર સાર,
પનંગ સમાન પુછ પાયમાં પેખાય છે;
ચોટલો સંકેલી અલબેલી વાળે અંબોડો તો,
ભૂબાર સહીત બેઠો ભૂજંગ ભભળાય છે. ૭૨
સેંથાની સપાટી શી સફાઇદાર શોભતી છે,
જાણે પનંગને શીર પંથ પાડયો કોઇયે;
કેશું હશે પ્યારના પ્રવાહની પ્રનાળિકા જ્યાં,
પીયૂશ પ્રવાહ વહે પીવા પ્રાણ પ્રોઇય;
ઓળી વાળે અંગના અંબોડો ત્યારે કર્ણતણા,
મૂળમાં પડેલ સેંથા સ્નેહથી બે જોઇયે;
એ બે સેથા આવી મળે શીરના શીખરપર,
બનતી ત્રીવેણી તેમાં ચાલો પાપ ધોઇયે. ૭૩

વિધિએ વધારી ચંદ્ર આંખથી સુધારી વળી,
મોતીથી મ્હારી યાંત સુધાએ સ્વીકારી છે;
રંભાથી રૂપાળી રતી આપે રતિ રૂપ દીસે,
મેનકા મરાળાથી મહાન રૂપવાળી છે.
ઉર્વશીથી ઉત્તમ છે સર્વોત્તમ સૃષ્ટિ માંહી,
ખોળતાં ન ખામી નામી રૂપમાં નિરાળી છે;
રમાથી રૂપાળી સદ્દવિદ્યા ગુણવાળી વળિ,
નમ્ર નિતીવાળી એવી અલૌકીક બાળી છે. ૯૪

## માયાની અનિત્યતા.

આ છે અજબ રંગ તેમાં બનતા સહુ એક રંગ,
રંગ ભગ થતાં આપે અતિ અકળાય છે;
દેખીને લોભાયા લેવા દોડી દોડી ધાયા તોય,
કશું ના કમાયા આખર એનો અકળાયા છે.
મોહથી મરાયા વ્હાલ વૃતિથી વિંટાયા,
કોઇ કષ્ટમાં કુટાયા પછી મનમાં મુઝાયા છે;
પાયા ના દેખાયા તોય લાલચે લોભાયા,
ખાલી હાથથી ક્ષોભાયા એવી મૃગ જળશી માયા છે. ૭૫
ક્ષણીકમાં દેખાયને છુપાઇ જાય ક્ષણ માંહીં,
અજબ રૂપમાંહી જેમ વાદળની છાયા છે;
દ્રષ્ટીમાં દેખાયા કદી કાનથી સુણાયા કદી,
શરીરે સ્પર્શાયા એવા અજબ વાયુ વાયા છે.
આપે ઓળખાયા બીજા મળવા ને ધાયા;
તેના સ્નેહમાં સમાયા તોય જરીના જણાયા છે,
વિકારમાં વીંટાયા કો અજ્ઞાનમાં અથડાયા,
તેમાં ધ્યાન વિના ધાયા એવી મૃગજળ શી માયા છે. ૭૬
કઇક કુટીયા કમાયા કઇક આણ્ણા સોયાયા,
ક્યાંઇ મોટા એ મરાયા ક્યાંઇ છોટા ચુંથાયા છે;
ગુણીયો ગુંથાયા ગુણહીણા ગભરાયા જ્યાં,
માહારથી મુંઝાયા માન્યું કાંઇ ના કમાયા છે.
વિદ્વાન વગોવાયા જ્યાં હોંશીલા હણાયા,

જ્યાં ખવીસો ખેવાયાને નિર્બળ નગ્રાયા છે;
હાના ડોળગયા કઇક ગુણીયો ગભરાયા,
વૃત્તિ જાળમાં વિંટાયા એવી મૃગજળશી માયા છે. ૭૬
કાજી કૂટાયા જ્યાં નવાજી નમાયા જેના,
જેણી ગુણ ગાયા સહસ્ત્ર જીભથી જપાયા છે;
પાર નહી પામ્યા રમી રમોને વિરામ્યા જહિ,
લીધા ના વિસામા અહોરાત અથડાયા છે
કાળજ્યાં કપાયા લાખો ખચક ખપાયા,
છાના માના થઇ છુપાયા જેના પાયાના પમાયા છે;
જમાના જમાયા જેના અંતના અગ્રાયા ખાલી,
તંતમાં તણાયા એવી મૃગજળ શી માયા છે. ૭૭
ફુલી ફોસલાયા કંઇક જરા લેવા ધાયા વૃત્તિ,
વેશીમાં વીંટાયા પછી મનમાં મુઝાયા છે;
કષ્ટમાં કપાયા ફોગટ ફંદમાં ફસાયા હાથે,
ફરીને હણાયા ને કલેજાં કપાયાં છે.
તોય ઉઠી ધાયા જરી ચિતના શરમાયા કઇક,
કાઢી નાંખી કાયા પણ કશું ના કમાયા છે;
નીચા થઇ નમાયા તોય હેતુથી હણાયા ખોટા,
ખ્યાલમાં ખપાયા, એવી મૃગજળશી માયા છે. ૭૮
ડુંગર દેખાયા ત્યાં પથરાના પડછાયા તોય,
તેમાં માયા લેવા બંને હાથ મળાયાં છે;
માત્ર દેખવામાં પણ નથી લેખવામાં એતો,
સ્વલ્પ-સ્વપ્ન રામા એમા કોણ કો'? કમાયા છે?
ઉઠી લેવા ધાયા પણ અરણ્યે અથડાયા ઝાડ,
પહાડે પછાડાયા ત્રણ તાપે તપાયા છે;
ગુણહિણ ગણાયા ફોગટ ફંદમાં ફસાયા વળી,
અંધારે અફળાયા એવી મૃગજળ શી માયા છે, ૭૯
મોટા થઇ મનાયા ગાડી ઘોડથી તણાયા ખમા,
ખમા ઉચરાયા મોટાં મદિરો ચણાવ્યાં છે;
તોરમાં તણાયા નાતીજનને નમાયા, મોટા,

માણસ કહેવામાં પણ દુખમાં દબાયા છે.
વહેમમાં વિંટાયા વિદ્યા વિના વગોવાયા,
છાની વાતથી છવાયા ને અંતર અકળાયા છે;
મમને મરાયા કુટી કુટીને કપાયા અડી,
પાટે આથડાયા એવી મૃગજળશી માયા છે. ૮૦
પુજારી થઇ પુજાયા કોઈ ગુરૂમાં ગણાયા કોઇ;
વંદીયા વંદાયા કયાંક શાણા શરમાયા છે,
મુરખ મનાયા જ્યાં લુચ્ચા લલચાયા, મતિમાને;
મુંઝાયા વિત્તવાન વગોવાયા છે,
દાના દબાયા ના પંડિતે પુજાયા જ્યાં,
પાછી પંડામા ગોલા ગુણી જ્યાં ગણાયા છે;
મહાતમા મરાયા મોટા બાવા ખોલરાયા જેના,
પત્તા ના પમાયા એવી મૃગજળ શી માયા છે. ૮૧
તપસી તવાયા જેમાં ધ્યાની ધ્રખાયા ચિત,
થી નહિ ચખાયા ભલે પ્રેમી પરખાયા છે;
દ્રષ્ટે દેખાયા પણ અંતર અકળાયા દીસે,
ખલકે ખવાયાને આડાઇએ અટવાયા છે.
જોગી જણાયા પણ ભરમે ભરમાવ્યા ચિત,
જતીના શરમાયા તદ્દરૂપ ત્યાં દેખાયા છે,
પ્રભુ ના પુજાયા પણ ધંધ માંહી ધાયા છેલે,
જાણ્યું છેતરાયા એવી મૃગજળ શી માયા છે. ૮૨
ગર્વમાં ગુંથાયા માન તારામાં મરાયા વળી,
કામે કાપાયા ક્રોધ કુહાડે કપાયા છે;
દમથી દમાયા કોઇ દંભે દોરવાયા કોઇ,
દયાથી દબાયા કોઇ ગંડુમાં ગણાયા છે,
ભલા જ્યાં ભુલાયા જ્યાં ઇંદ્ર અથડાયા વળિ.
વીધી વગોવાયા જેમાં શંભુ શરમાયા છે,
ચંદ્ર જ્યાં ચળાયા રવીરાજ જ્યાં રોળાયા,
વળિ વિશ્નુ વિંટાયા એવી મૃગજળ શી માયા છે. ૮૩
ભકતીમાં ભરાયા કઇક મહાંત થઇ મરાયા,

કોઇ લુચ્ચાથી લેવાયા કોઇ ભાવે ભટકાયા છે;
ક્રિયા કાંડમાં કુટાયા દયાદાનથી દબાયા,
કોઇ પાઠ્ઠ પેખાયા કોઇ કરમી કળાયા છે;
કોઇ ગુરૂમાં ગણાયા કઇક પ્રભુ થઇ પંકાયા,
કોઇયે કષ્ટ સહ્યું કાયા કો મોટાઇમાં મરાયા છે;
કોઇ હોંશથી હોંભાયા કોઇ લાજમાં લુંટાયા વળિ,
કેલીથી ફસાયા એવી મૃગજળ શીમાયા છે. ૮૪
અભિમાને અટવાયા હુંતું માની દોડી ધાયા,
કોઈ કસાઇથી કપાયા જઇ ઝાળે ઝીંપલાયા છે;
ભકતીમાં ભરમાયા પ્રીતી વિના પરોવાયા કોઇ,
ખાલીમાં ખોવાયા કોઇ દુષ્ટથી દબાયા છે;
કોઇ હાથે હણાયા કોઇ સૃષ્ટિમાં સમાયા
કોઇ લડાઇમાં લેવાયા કોઇ શાંતીમાં મમાયા છે;
હુંતુંમાં હણાયા કોઇ ગાંડામાં ગણાયા તોય,
ચિતના ચરમાયા એવી મૃગજળ શીમાયા છે. ૮૫

## એતેરાજાના રંગ !

કપટી કુટીલની કચેરી કરી મોજ માને,
અંતરમાં રોજ અનીતીનો ઉછરંગ છે;
હજુરી હરામખોર શાણાનું ન ચાલે જોર,
તનમાં બહુ તોર જેના વચનમાં વ્યંગ છે.
પંડિતથી પજે દૂર છેટે નીત રાખે શૂર;
કાળજ્યાનો ક્રુર જેના કામમમાં ન ઢંગ છે,
જાણે નહિ રાજરીત પ્રજાજનપર ન પ્રીત;
રાજાનો નરંગ એતો ધુતારાનો ઢંગ છે. ૮૬
દારૂના દાબમાં દમામદારબની બેસે,
મદીરાને માને એતો જાણે વારી ગંગ છે;
રાંકને રંઝાડેને દાનાને દબાવે એવો,
અહોનીશ જેના હજુરીનો ઉછરંગ છે;
સારાથી રહે દૂર નીચને રાખે હજુર, છેટે,
ગુણથી સદૈવ અગુણ ભર્યું અંગ છે;

છાક ભર્યું બોલે જેનાં વચન વૃથા, સત્ય નહિ,
રાજાનો નરંગ એનો ધુતારાનો ઢંગ છે. ૮૭
હાજી છે હજુર નાજી નાસી રહે દૂર, આપે,
કાળજ્યાનો ક્રૂરજેને પાજીનો પ્રસંગ છે;
અનિતિ અપાર નીતી કરી છે હદ બા'ર જેણે,
ખારો થાય પ્યાર જેનું અનીતી ભર્યું અંગ છે;
અઢાર ગાઉ અક્કલથી દૂર રહે અહોનીશ,
પાજીનો પ્રસંગ માને પ્રજાનો પ્રસંગ છે.
અવિદ્યા અપાર જેમાં રાચી રહે ગમાર નિત્ય;
રાજાનો નરંગ એનો ધુતારાનો ઢંગ છે. ૮૮

## હિંદના ભીખારી.

હિંદ હત ભાગીનાં નસીબનો એવાંકવડો;
અક્કલના હિણા સન્દારો જ્યાં ભિખારી છે
ફાવતું એ બોલે અણ ફાવતું હડસેલે;
એવી આપ મતલબની વડી રીત જેણે ધારી છે,
આપ હિત ચાહે પરહિતમાં શું ચિત દેવું;
અંતર કઠોર એવુ રોઝ રીત ધારી છે,
કોટ માંહીં લટકાવી ભૂખ ફરે વારંવાર;
હાય હિંદ માંહિ એવા વમેવા ભિખારી છે ૮૯
જમીન છે સારી ખેતી કરીને સુધારી પણ,
પાકે શું ! પણશું ક્યાં નિર્પાનું વાગી છે.
વિદ્યા વરસાદ નથી આગ છે અવિદ્યા તણી,
વેહેમ આદી લુટારાએ મતી લુંટી મારી છે;
દેશની દોલત નાશ પામી દુરદેશનાથી,
મહમદ તૈમુર નાદીરશાહની સવારી છે.
એવી પીડા લાગી મોટી આખો ભવહિંદને આ;
તેમાં આ તીડરૂપ બળાતા ભીખારી છે. ૯૦
રળવાની આય નહિં સારે ધંધે ધાય નહિ,
આળસુ બેસી રહેવાની વાત પ્યારી ધારી છે;
હોય સાજા તાજા પણ માજાના લગાર ધારે,

અનીતીમાં અથડાતા નિતીને વિસારી છે;
મદનું છે લેવું દેવું છે નાહિ બદામ દામ,
પ્રભુ મુખ નામ નહિ કુથલી વધારી છે;
ધારી છે અવિદ્યા પ્યારી કરી છે દારિદ્રતાને,
હાય હિંદમાંહિ એવા વસેલા ભિખારી છે. ૯૧
હાથ પગ હોય પણ માગી ખાવું મન ધાર્યું,
માગી ખાનારાની મોટી જ્ઞાતિએ વધારી છે;
નિરૂદ્યમી બની ખાદ્ય પાડે છે દેશમાંહિ,
ઉદ્યમી પર ઝુબ્યાની વાત જેને પ્યારી છે.
શરીરને સાચવીને સાવધાન બેસી રહે;
અન્ય તણી પીડા આળસુ બની વિમારી છે.
દેશ દુખ ઓછું નથી તેના પર ડામ આતો,
હાય હિંદમાંહિ એવાં વસેલા ભીખારી છે. ૯૨
હિંદના હિતેચ્છુએ હિતચહો હિંદુંતો,
પરાક્રમી બની ટાળો પ્રજા તણી પીડને;
કળા કૌશલ્યતાથી દેશનો ઉદય કરો,
વેહેમ આદી અધમાધમ ભાંગી નાંખો ભીડને;
પ્રભ બની પ્રતાદિત્ય ઉદય કરો પ્રાચીમાંહિં,
નસાડી દો દુખરૂપ નીબીડ તીમીરને;
સુધારો વધારો સંપ માંહોમાંહે ધારો,
ચાળી વગાડી ઉડાવો ત્રાસ દેતાં આ તીડને. ૯૩
માલ જો બજાર માંહીં વધતો વેવારી જુએ,
ખપાવાને મોકલે વખાણીને વિદેશમાં;
એક જાત તણો માલ વધી જવા થકી રોજ,
વેપારી ખપાવા પડે માંહોમાંહિ દેશમાં;
હોવના ઘરાક તોય મેહેનત મહાન કરે,
પ્યાર ધારી માલ માટે પળે પરદેશમાં;
હાલ હીંદ માંહીં તો ભીખારી માલ ખુબ ભર્યો,
માટે વાંણ ભરી ભલા મોકલો વિદેશમાં. ૯૪

## એતે રાજા કે રોઝ.

કેળવાયલા ને શાણી દૂર બને દુર, જ્યાં,
બેવકુફ બેઅદબને મોટાં મોટાં માન છે;
શાણા રહે છુપાતા બેવકુફ જ્યાં બશાતા,
મતિ માન જ્યાં મરાતા જેને નીતિનાં નિશાન છે;
પંડિતને પડછાયે ઉભો રહે ન પૃથ્વી પતી,
મુર્ખ સાથે વસી રોજ માનતા મહાન છે.
રૈયત રોળાતી જેની કદર નહિ થાતી, જરિ,
રોઝ જેવા રાજાજી જ્યાં દિવાના દિવાન છે. ૯૫
નીચપર પ્રીતી રહે ભણેલાની ભીતી, નિતી,
નિવારી અનીતી અતિ આપે અજ્ઞાન છે;
જાણે નહિ જરિ રાજકાજ હોય મુર્ખ જેવા,
એવા અધિકારીથી પ્રજા જ્યાં હેરાન છે;
લુંટે મારે પીડે પૈસા પડાવી લે ભીડે જેન,
આપે તો ચાટે એથી પ્રજા પીડાવાન છે;
દાના રહે દૂર જ્યાં છે દુર્ગુણી હજુર રોજ,
રોઝ જેવા રાજાજી જ્યાં દિવાના દિવાન છે. ૯૬
ભાઇ સાથે વર્તે કસાઇ જેમ આખો ભવ,
ભાયાતો ભલા, હરામી થકી તો હેરાન છે;
ઠુંઠી લોકો ખાય કોઇ સુણે નહિ હાય, કહો,
રાવે ક્યાં જાય હાય હજુરી હેવાન છે;
દારૂમાં ડુબાવે રંડીઆકથી રીઝાવે આડે,
રસ્તે અથડાવે જેનું ભૂપને ન ભાન છે;
હાજીમાં રહે રાજી નાંખે નીચને નિવાજી જ્યાં,
રોઝ જેવા રાજાજીને દિવાના દિવાન છે. ૯૭
પ્રજાનો પોકાર કોઇ વાર પ્યારથી ન સુણે,
બહાદૂર હજુરીઆએ બહેરા કર્યા કાન છે;
સુખ કે દુખ પ્રજાને છે એ તપાસે શાને કાજ,
મોજ રોજ કરવી એ ભૂપતિને ભાન છે;

વાઘરી વીંટાયા જ્યાં ભીલડા ભરાયા શાણા,
છુટા થઇ છુપાયાને વેચાયા વિદ્વાન છે;
ક્લેશમાં કુટાયાને છુટાયા મદગુણથી જ્યાં,
રોઝ જેવા રાજાજીને દિવાના દિવાન છે. ૯૮

## સંસાર સમુદ્રનું ન્હાવ.

સ્વદેશાભિમાન તણું ભાન નિજ અંતરમાં
બાળકના હૃદયમાં હોંશે ધારનારી છે;
વિદ્વતાની વાત બીજી વાતને દે લાત, વહેમી—
ઉતપાત વાત બ્હાલથી વિસારી છે.
શીશુના કોમળ અંતરમાં ન અનિતી રહે,
ચહી એવું ચિત હિતવાત કરનારી છે;
નમ્ર રહી આપે બાળકોને બુદ્ધિ આપે એવી,
સંસાર.સમુદ્ર માંહિ નાંવ રૂપ નારી છે. ૯૯
આનને આનંદ કોઇ પીડાનો પ્રસગ નહીં,
ઢીલગીરીને.દુખ ડાંપણે દબાવનારી છે;
સંસ્કારી સારી, શુદ્ધમતીને સ્વીકારી, નકી,
નીચતા નિવારી સારી વાતે શોભા ધારી છે,
ઉરમાં અભિરાત, મુખ નીચી નહિ વાત, હણે,
નીચતાને લાત ચીત કોમળતા ધારી છે.
ઉર ના અહંકારી, નીચી.વાતને નિવારી, એવી,
સંસાર સમુદ્રમાંહિ નાંવ રૂપ નારી છે. ૧૦૦
હિત ચિતમાંહિ પતિપર પ્રિત ધારી રહે,
વિપ્રીત રીતીને વ્હાલ આણીને વિદારી છે;
તોછડાઇ દૂર તનમાંથી કરી સ્નેહ ભરી,
ચક્ષુએ સદૈવ વાંલથી વિલોકનારી છે.
બોલે વાંક વિના કદી બોલ બે સબંધી જન,
તોય વિદ્વતાથી વિશ્વમાંહી વસનારી છે;
પતી પર પ્યારનો પ્રવાહ જેનો પ્રબળ છે,
સંસાર સમુદ્રમાહિ નાવ રૂપ નારી છે. ૧૦૧
માત તાત ભ્રાત કદી ધારી કુમતી અજ્ઞાત,
હણી લાત સાક્ષાત જે સુખ આપનારી છે;

શ્વશુરનું ધામ દીન છતાં સ્વર્ગ ધારે દીલ,
સંતોષનો કોષ જ્યાં સદૈવ સ્હાયકારી છે.
સ્વામીના વિચાર સાથે મળતી સદૈવ રહે,
દુઃખ માંહી સ્વામીને જે સુખ આપનારી છે;
ઉત્સાહ અપાર જેના અંગમાં ઉન્નતી તણો,
સંસાર સમુદ્ર માંહિ નાવ રૂપ નારી છે. ૧૦૨
ઉચ્ચતાનાં આચરણ આપ તો નિહાળી લીયે,
સંતતિએ પછી સૃષ્ટિમાંહી ચાલનારી છે;
વાજબી કે ગેરવાજબીનો પુરતો વિચાર,
અંતરે કરીને શુભ કાર્ય કરનારી છે;
પતી પ્રભાકર તણા સુખની પ્રભાને પામી,
પ્રામી દુખ અંબુજ સમાન ખીલનારી છે;
આનંદ ઉદધી લહેર અંતરમાં રમી રહી,
સંસાર સમુદ્રમાહિ નાવ રૂપ નારી છે. ૧૦૩
ગરીબાઇથી રીબાઇ રહે કદી ઘરમાંહી,
તોય મૂખે અશાંતી વૃતિ ન આણનારી છે;
સંતોષ સદૈવ જેના ચિતના ચોગાન માંહી,
વસી રહ્યો વ્હાલે તે કદી ન ટાળનારી છે;
લાત લોભને લગાવી કુવૃતિને કુરતાથી,
દીલ થકી દુર કરી સુખ ચાખનારી છે;
આપ રહે આનંદે સદૈવ નાથ સાથ વશી,
સંસાર સમુદ્રમાંહિ નાંવ રૂપ નારી છે. ૧૦૪
નીતી નિત્ય ધારી અનીતી ને છે નિવારી,
સારી વાતને સ્વીકારી જેની મતિ ન્યાયકારી છે;
સંતતી સુધારવાને સ્નેહ જે સદૈવ રાખી,
અર્ભકના અંગથી અજ્ઞાન કાઢનારી છે.
વિદ્યામાં વિલાસી દીસે જ્ઞાનની ઉલાસી,
પતિ પ્રીતી તણી પ્યાસી અન્ય વાતને વિસારી છે,
સ્વામી સુખ માટે જે સદૈવ ચિંતવન કરે,
સંસાર સમુદ્રમાં, એ નાંવ રૂપ નારી છે. ૧૦૫

પર ઉપકારે પ્રીતી, ને સ્વીકારે સ્વામી નીતી,
કોની રાખે નહિ ભીતી દુર્ગુણે ડરનારી છે,
સાબાશી વધારે સરવે જનને સુધારે,
કોદી ધધ નહિ ધારે જેણે શાંતતા સ્વીકારી છે.
આધી ઉતાવળથી દુર રહે દુર્ગુણ ખળથી,
બહાદુરીને બળથી જેણે નામના વધારી છે;
સારા મનુષ્ય સ્વીકારે જેની વૃતિને વખાણે એવી,
સંસાર સમુદ્ર માહિ નાંવ રૂપ નારી છે ૧૮૬
કુટુંબમાં કલેશ નહિ દુગ્ગુણ ને દ્વેશ નહિ,
ચિતમાં લવલેશ ના વીકાર ધારનારી છે;
સાસુ સસરાને માન આપે મતિમાન ધારી,
નણંદની સાથે નેહ આણી વસનારી છે.
દીયર ને દીકરામાં ફેર જરા જાણે નહિ,
આણે ના અભાવ હાવભાવ ધારનારી છે,
વેઠે દુખ હોય છતાં માને સુખ અંતરમાં,
સંસાર સમુદ્રમાં એ નાવ રૂપ નારી છે. ૧૦૭
ધર્મમાં છે ધ્યાન, પણ ઉપર કુરબાન, માન,
લુચ્ચા ગુરૂઓનું કો દી ન રાખનારી છે;
ધર્મને નામે જે જગાવે જગે ઢોંગ ધુતા,
એવા નીચ કુતા, થકી છેટે નાસનારી છે.
નીતીને ચાહે પણ નીચતાથી દુર નાસે,
દુર્ગુણી સખીથી છેટે સોગાઉ જનારી છે;
લક્ષ્મીમાંન રાજી, સત સંગની સમાજી, એવી,
સંસાર સમુદ્ર માહી નાંવ રૂપ નારી છે. ૧૦૮

## હિતશીક્ષા.

### હરીગીત છંદ.

નર ચાપ ધરનારા તણા બાણે કદી એકજ મરે;
અથવા જીવે, પણ બુદ્ધિવાળા પુરૂષો અવળું કરે,
જો બુદ્ધી આડા માર્ગમાં પ્રેરો કદાચિત વાપરે;

તો રાજ સદ મંડળ સકળનો નાશ પળમાંહીં કરે. ૧
એક વિચારો ચિત વિષે જે કામ કરવું કે નહીં;
ચારે કરી અરિ મિત્રને ઉદાસીને કરવા ખુશી,
પાંચે કરી ખટ શત્રુની ઓળખ ધરો અંતર વિષે,
પછિથી તજો દુર્ગુણ સકળનો ચગ સંસારે દિસે. ૨
સ્ત્રી દ્યુત જિવ હિંસા અને મધુપાન બોલિ કઠોરજે;
છોરો શુન્ટો શિક્ષા વડી ધારો ન ચિતથી ઠીક એ,
છે છાનિવાતો અન્યની તે કોદી ખુશી ના કરો;
આ સાત વાનાં સંભલીને શાંતિસુખ ચિતમાં ધરો. .
સારા પદાર્થો એકલાએ કો દિને ખાવા નહિ,
અર્થો તણું ચિંતન કદાચિત એકલે કરવું નહીં;
મુસાફરીના માર્ગમાં નવ એકલાએ ચાલવું;
સતા ઘણા જણ હોય ત્યારે એકલે નવ જાગવું. ૪
છે સત્ય ચોખું એકલું જેને ન પાશ અવર તણો,
તજવું ન તે માટે કદાપી લાભ હોય બિજે ઘણો;
સ્વર્ગે જવાની એ સિડિને ના'વ નિધિ તરવા તણું,
છોડાય નહિ એ સૃષ્ટમાંહીં સત્ય છે કીંમતી ઘણું. ૫
આછે પુરૂષ બે જગતમાં નીરખી ક્રિયા નર અવરની,
પોતે કરે છે તે પ્રમાણે જાણે ન મરજી સકળની;
ગા સ્ત્રીની સંપાદન કરેલી ચીજ નિજ ચિતમાં ચહે;
લોકો પુજે તેને પુજ્યાનું વગર વીચાર્યું કરે. ૬

આ બે મનુષ્યો જગતમાં છે, જાણનર કાંટા સમા,
નિજ શરિર સુકવી નાખનારા ના ધરે સમજણ જરા;
જે એક વિત જરિના મળે પણ અધિકની ઇચ્છા ધરે,
બીજાનિ શક્તી નહિ તથાપી ક્રોધ કાયામાં ધરે. ૭
દેવો તણી ઇચ્છા રૂડીં મહિમા મહા બુદ્ધિવંતનો,
વિદ્વાનની શુભ નમ્રતાને નાશ પામે કર્મનો;
એ ચાર વાનાં જગતમાં ફેલાયતો સુખ છે ઘણું,
જાણો પ્રસંશા પાત્ર એને જેથિ કાર્ય સફળ પણું. ૮
કરિ આગ્રહી હોત્ર ઉમંગથીને મૌનતા ધરવી ખરે,

ધરવી સુવિદ્યા સ્નેહથીને યત્ન કરવો નિજ ધરે;
એ ચાર વસ્તૂ અભયદાતા જો રૂડી રીતે કરે,
ભય પણ કરે એ ચાર, જો કદિ દુષ્ટતાથી આદરે. ૯
જે મનુષ્ય પોતાના છ શત્રુ જીતી ઈંદ્રી નિયમમાં,
રાખે સદાતો પાપ એને જરિ ન આવે વળગતાં;
કારણ છ શત્રુ જીતવાથી થાયના અનરથ કદી,
તો પાપ શી રીતે બને કેહે છે મહતજન મુખ થકી. ૧૦
બુદ્ધી રૂડી ઉંચ કુળજનમ મનને નિયમમાં રાખવું,
સતશાસ્ત્ર સાંભળવાં શ્રવણ વધતું પરાક્રમિ જે થવું;
વાચાળપણું શક્તી પ્રમાણે દાન દેવું દીનને,
ઉપકાર બદલો આપવો એ આઠ શુભ ગુણ મરદને. ૧૧
આ દેહરૂપી ઘર વિષે છે દ્વાર નવ ત્રણ થાંભલા,
જે માંહિ કૃત શુભ અશુભ રૂપી સાક્ષિ પાંચ વસી રહ્યા;
એમાં વસે પરમાત્મરૂપ આત્મા અમર શાસ્ત્રો ભણે,
જે ઓળખે છે એહને પંડીત તો સહુ જન ગણે. ૧૨
આ દશ જણા જગમાં જરાએ મનુષ્ય ધર્મ ન જાણતા,
ઉન્મત્ત, વિષયી, ક્રોધિ, મદ્યપ, લાલચુ, થાકી જતા;
ઉતાવળો, કામી, બચેવીટલ, લોભી, નર ખરે,
એની જગતમાં કોઈને પ્રીતી ન પંડિત જન કરે. ૧૩
જે કામનાને ક્રોધનો, નિત્ય ત્યાગ નિજ તનથી કરે,
સત પાત્ર ધારી દાન આપે વાત સહુ જાણે ખરે;
વીચારૂ શુભ અશુભનોને કાર્ય સાધન ઝટ કરે,
એને સકળ જન સ્નેહધારીને પ્રમાણિકમાં ગણે. ૧૪
નૃપતી પ્રજાના હૃદયમાં વિશ્વાસ આરોપણ કરે,
અપરાધ જાણીને બરોબર દંડ દેવા ચિત ધરે;
અનુગ્રહ અને શાસન વિષે જે બાનરૂપ ભાવે ધરે,
એવા અધિપતીની પ્રસંશા પ્રીતથી પ્રજા કરે. ૧૫
દુર્બળનું નવ અપમાન કરતો, બુદ્ધિ બળથી અરિહણે,
યુક્તીથી શત્રુ વશ કરે બળવાનથી વૈર ન કરે;
ચડતી વખતમાં સ્નેહિનું શુભ કાર્ય કરવા ચિત ચહે,
એવા પુરૂષને જગતજન તો ધૈર્ય વાળો નિત કહે. ૧૬

આપત્તિ સમયે સ્વસ્થ ચિત્ત ધારે, નહીં આગમ કરે,
ઉદ્યોગ સંકટ સમયમાં કરિ દુઃખ સહન દિલે કરે;
એણે સકળ અરિને જગતમાં જિતિ લીધા જાણવા,
એ મહાનજનના શુભ ગુણો સર્વેજનોએ ધારવા. ૧૭
પામે કદી અધિકાર પણ ન ધિક્કાર કોઇજનનો કરે,
કુળ ધર્મ છોડી કોઇદીને નવ માર્ગ કૂડે સંચરે;
મદમત્તને પણ મિષ્ટ વાક્ય વદે, કદિન કડવું કહે,
એ મનુષ્ય પ્યારો સર્વને લાગે, જગતમાં સહુ સ્થળે ૧૮
વડું રાજ્ય મળતાં નૃપતિએ કદિ વિનય ચિતથીન ત્યાગવો,
ત્યાગે વિનય તો રાજ દ્રવ્યનો નાશ નકી જાણવો;
રૂપવંત નરનું રૂપ બગડે જે વખત પહોંચે જરા,
ત્યમ વિનય ત્યાગ્યાથી હમેશાં નૃપ બને દુખિયા ખરા. ૧૯
ઠગ મનુષ્ય લાલચથી હમેશાં હરણ જન ચિત્તનાં કરે,
સોબાઇને એ જાળમાં વખનો વખત મનુષ્યો મરે;
જ્યમ ભક્ષથી વીંટાયલો કાંટો ન મચ્છ જાણી શકે,
ખાવા જતાં મરિ જાય મચ્છ ત્યમ ઠગ પુરૂષથી જન મરે. ૨૦
ડાહ્યા મનુષ્યો ચિત્ત વિષે વીચાર પ્રથમ થકી કરે,
હિતકારિ હોય પદાર્થ તે કરી સીદ્ધ પછિ મુખમાં ધરે;
ખાવાથિ હિત છે કે અહિત જઠરાગ્નીએ જિરવી શકે?
સામર્થ્ય એથિ મળે, વિચારી એટલું મુખમાં મુકે. ૨૧
વદિમધુર વાક્ય કરે ખુશી ચાકર, ન ધન કરમાં ધરે,
આપે કદાપી દ્રવ્ય પણ ચાકરથિ ચિત્ત જૂદું કરે;
નિર્બળ છતાં બળવાન જણવે ધારીને બપકો ઘણો,
ધારે અનાદર અત્તિ પ્રજા, પ્રતિદિવસ એવા નૃપતિનો. ૨૨
ત્યાગે સદાનિજ ધર્મ નૃપતિ અધર્મમાં વરતે સદા,
એ જોઇ સંકોચાય પૃથ્વી ધારી અંતરે આપદા;
જ્યમ અગ્નીમાં પડિ ચર્મ સંકોચાય ચારે દિશ થકી,
ત્યમ રાજ અનીતિવાન નૃપનું નાશ પામે છે નકી. ૨૩
ધર્મ કરીને માન લેવું એરડો અધિકાર છે,
એ ધર્મથી નિજરાજનું પાલ ન કર્યામાં સાર છે;

મુળ ધર્મનું લક્ષ્મી રૂડી, ઝટ પ્રાપ્ત રાજ્ય વિષે થશે,
એ ધર્મ લક્ષ્મી કોઈને નરરાજ છોડીને જીશે. २४
ભાપણ રૂડું ભાખેલ તે માંહિથી સારાસારનો,
કરવો સદા સુવિચાર સારગ્રહો સદા સુખકારતો;
એ રીતથી ચાલે જગતમાં ધીરપણું પ્રાપ્તજ થશે,
જયમ રત્ન ભેળાં બહુ કરી પ્રીતે પરીક્ષક પરખશે. २५
માપે કરીને કણ તણું રક્ષણ રૂડી રીતે થશે,
વાજી તણું રક્ષણ થશે શુભ રોજ ફેરવવા જશે.
દ્રષ્ટીથિ વારંવાર નિરખે ગાયનું રક્ષણ થશે,
શામાનું રક્ષણ થાય સારૂં, વસ્ત્ર વપુ જાદાં હશે. २६
આચરણ સારાં હોયના કુળવાન નર એકોદિને,
નવ હોય અવનીમાં હું એવી ધારૂંછું મતિ મુજ મને;
નિચકુળમાં જન્મ્યો કદાપી જો સદાચરણે પળે,
તો માનવો કુળવાન તેને માન સહુ સ્થળમાં મળે. २७
જે નવ કર્યાનું કાર્ય કરતો દીલમાં ડરતો રહે,
છોડી દિધાથી લોક હસશે એથિ દિલમાં બહુ ડરે;
આરંભ કરતાં જાણશે જન એજ ભય ચિતમાં ધરે,
એણે પ્રથમથિ વિચારીને સહુ કામ કરવાં તો ઘટે. २८
વિદ્યા રૂડી ધન ખુબ નર કુળમાંહિ શુભ નિરખી ઘણા,
ગર્વીષ્ટ થઇ એંડયા ફરે મદ ધારિ અભિમાની વડા;
પણ જો કદી સત પુરૂષને એ પ્રાપ્ત થાય પળે પળે,
ચિતમાંહિ તેથી ચતુર નર નવ ગર્વ ધારંને ફરે. २९
સત પુરૂષ કોનર કાજ આપે માન નિચ જનને અતી,
જે નર કરે નિચ કાર્ય જેની દીસતી નીચી મતી;
છે દુષ્ટ કાર્ય વિષે પ્રસિદ્ધ પણ સત પુરૂષના માનથી,
નિજ નિચપણું જાણ્યા છતાં વર્ત્તે સદૈવ ગુમાનથી. ३०
છે સત પુરૂષને આત્મવેત્તાની ગતી સાધુ વડે,
ત્યમ અસત નરની પણ રૂડી ગતિ સાધુજનથી સંભવે;
સહુની ગતી શુભ સાધુજનથી હરનિશે થાતી દીસે,
પણ સાધુજનની શુભ ગતિ નવ અસત કોદી કરી શકે. ३१

જેણે વસન શુભ વપુ ઉપર ધારણ કર્યાં જીતી સભા,
ગાનું દુઝાણું હોય તો ખાવાની જીતી વાસના;
સ્વારી કરીને ચાલનારે માર્ગ જીત્યો જાણવો,
સહુ જીતી લીધું તે નરે જે શીળ ગુણવાળો હવો. ૩૨
શુભ શીળ ગુણ શરીરમાં નરને પ્રધાન રૂપે વસે,
એણે જગતને જિતિયું એમાં ન સંશય જરિ દિસે;
શિળ વિણ સગાં ઝાઝાં વધુ ધન ને અધિક આયુષ્ય હશે
પણ કો નથી ફળદાઇ એ વિણ વ્યર્થ સરવે વહિ જશે. ૩૩
છે શરીરરૂપી રથ રૂડો તેનો નિયંતા મન રૂપે,
છે વાજિરૂપ સહુ ઇંદ્રિયો ચલવે નિયંતા શુભ પથે;
શુભ સારથીથી રથ હમેશ રૂડા પ્રદેશ વિષે જશે,
ત્યમ ઇંદ્રી નિગ્રહ મનથકી અતિ સુખ આત્માને થશે.૩૪
એ રીતથી જે નર જરી નિગ્રહ કરે નહિ ઇંદ્રિનો,
તે નાશ જલદી પામશે સંશય નહીં એ વાતનો;
ઉન્મત્ત ઘર્યાં હય રથ વિષે હાંકે સમજ વિણ સારથી,
તો છે નહી સુખિ બેસનારો જાણજ્યો નિજ મન થકી.૩૫
તરવા જગત મન બુદ્ધીને ઇંદ્રીય તણો નિગ્રહ કરી,
નિજ જ્ઞાનથી આત્માનિ ઓળખ આપથી કરવી ખરી;
જો હોય નિગ્રહ ઇંદ્રિનો તો આત્મ નિજ બધુ થશે,
પણ ઇંદ્રી જીત્યા વિણ જગે આત્મા અરીસમ ભાસશે.૩૬
જે નર જિતે મન સાથ રહેતા પાંચ શત્રૂને પ્રિતે,
તે મનુષ્ય જગમાં શત્રુને નિત સે'લથી જીતી શકે;
પણ જે ન જીતે પાંચ અરિ સાથે વસેલા પિંડમાં,
તેને જીતે શત્રૂ પલકમાં દિન ગણી બ્રહ્માંડમાં. ૩૭
જે રાય મોટા જગતમાં ઇંદ્રી નિયમમાં નવ કરે,
વૈભવ અપાર લહે જગે જ્યાં ત્યાં મદોન્મત્ત થઇ ફરે;
પણ આખરે આયુષ્ય જતાં નિજ કર્મના યોગે કરી,
છે બંધને બાંધેલ નવ છુટે કદાપી તે થકી. ૩૮
પોતે કરેના પાપ પણ પાપી જનોના સંગથી,
પામે પુરી શીક્ષા સદાજન સંગના નિત્ય રંગથી;

જેમ કાષ્ટ સૂકા સંગ દવમાં ધસ લીલું બળી જશે,
માટે પ્રીતી પાપી તણી સતપુરૂષને છોડી ધરે. ૩૯
જે મનુષ્ય પંચ વિશય શબ્દ સ્પર્શે આદીને સદા,
બહુ મોહ પામી ઇંદ્રીયોથી ભોગવે, ન તજે કદા;
એવો મનુષ્ય આ જગતમાં ડૂબેલ આપત્તિમાં દિસે,
દુઃખરૂપ સહુ દેખાય સુખ નવ થાય તેને કો મિષે. ૪૦
શુભ સરલતા સંતોષ મીઠું વાક્ય મુખથી બોલવું.
ઇંદ્રી તણો નિગ્રહ કરી વિનયી પવિત્ર સદા થવું;
'સમતા રૂપી જે આઠ ગુણો જેથિ શોભા જન તણી,
તે દુરગુણી પામે જગતમાં કો દીને રહેતી નથી. ૪૧
નિશ્ચિંતતાને સદન શિલતા આત્મજ્ઞાન રૂપીત્રય.
શુભધર્મ શિળતા વાત છાની રાખવી ચિંતમાંસદા;
દાતારપણું દિલમાં રહે ગુણવંત જે દ્રષ્ટે દિસે,
નીચા જનો પાસે કદીએ ગૂણ નવ વાસો વસે ૪૨
વહિ વાક્ય નિત્ય કઠોર મુખથી અવરની નીદા કરી,
જે હોય દિલના દુષ્ટ તે ખુશિ થાય સુધ જનને છળી;
પણ પાપિને નીંદક હશે તે પાપ ભોગવશે સદા,
દિલના ક્ષમાધર નર હશે તેને નથી જરિ આપદા ૪૩
નર દુષ્ટનું બળ અધિક, નાશ અવર તણો કરવા વિષે,
રાજા તણું બળ એટલું કે દંડ કરતાં નવ બિશે;
સ્રી જાતિનું ખરૂં શૌર્ય સ્વામી ભક્તિમાં દેખાય છે,
ત્યમ સતપુરૂષનું બળ અધિક, ક્ષમા વિષે પરખાય છે. ૪૪
વાણીરૂપી કટુ બાણ જે નરના ઉરે લાગેલ છે,
તે પુરૂષને નવ શાંતિ કોદિન જ્વાળ ચિત સળગેલછે;
પંડિત પુરૂષ તે કાજ કદિ નિજ અરિ ઉપર ક્રોધે કરી,
ફેંકે નહીં કટુ વાક્યશર કદાપણ હમેશાં દિલ ધરી; ૪૫
કપટે કરીને વર્તતો નિત્ય થાય દુખિ કપટે કરી,
તે દુખમાંથી દુષ્ટને કદિ વેદ છોડવતા નથ';
ઉછરેલ પક્ષી પાંખ આવે ત્યાગ નિજ ગૃહનો કરે,
ત્યમ કપટિ દ્વિજ આખર કપટથી વેદ ધર્મપરો કરે. ૪૬
જનમાં પ્રતિષ્ઠા કાજ અગ્ની હોત્ર રાખે આંગણે,

સુખ મૌનવ્રત ધારણ કરે ને માનને માટે ભણે.
યશ માટ યજ્ઞ કરે સદા ગણિચાર અભય કરે મને,
પણ જો યથાર્થ ન થાય તો અહીં છે મહાભય સર્વને. ૪૭
લક્ષ્મી તણી ઉત્પતિ શુભ આચરણથી અતિ થાય છે,
ને દક્ષતાથી અહરનેશ વધતી વિશેષ જણાય છે;
લક્ષ્મી રહે નિશ્ચળ સદા જો નિયમમાં ઇંદ્રી રહે,
પણ દક્ષનાથી મુળ કરીને લક્ષ્મી રહેવાને ચહે. ૪૮
નથિ જે સભામાં વૃદ્ધ નર તેને સભા નવ જાણવી,
જેને ન શિક્ષા વૃદ્ધની તેને ન વૃધવય માનવી;
જેમાં ન અંશ જરાય સતનો ધર્મ તે નવ ધારવો,
જેમાં કપટ ભરપૂર તેને સત્ય ચિતમાં ના ગણો. ૪૯
સત શાસ્ત્રનો અભ્યાસને, આભસ કુલિનતા તણો,
બળ, શૌર્ય, શિળતા, ધનવૃદ્ધિ, મુખ મધુર બોલ, દિસે ઘણો
છે નમ્રતા, ઉપાસના, ને સત્યતા ચિતમાં વશી,
દશ ગુણ એ છે સ્વર્ગ મળવાના નહિ અડચણ કશી.૫૦
જે નર તણી છે શ્રેષ્ટ બુદ્ધિ તે રૂડાં કામો કરે;
કરી કામ સારાં સૃષ્ટિમાં કિર્તી પવિત્રજ સંગ્રહે;
સત કિર્તીથી મળશે સુસ્થાનક સુખ અતીશય જ્યાં મળે,
માટે પવિત્ર મતી વિષે નિત્યે બધા સુખ સંભવે. ૫૨
જગમાં થવા સુખને પછીથી સદૈવ સુખી રહેવા વળી,
જ્ઞાની જને ગુણુ આટલા હરનિશ ચિત ધરવા નકી,
ધીરજ, ધરમને, સત્ય, શમ, દેહાભિમાની ગ્રંથીને;
છોડી દઇ, ગણવાં સહુ પ્રિય શાંતિ ચિતમાં ધારીને,૫૨
કે કોઇ વાક્ય કઠોર તો ચિતમાં કદાચિત નવ ધરે.
કો ક્રોધ આપ ઉપર કરે પણ ક્રોધ સામો નવ કરે;
તેથી કરે જે ક્રોધ તેને રોજ પસ્તાવું પડે,
તે પુણ્ય પસ્તાવા તણું સેં'નારને નિત્ય સાંપડે; ૫૩
અપમાન અન્ય તણું ન કરવું ક્રોધ તનથી ત્યાગવો,
જરિ દોસ્તનો નહિ દ્રોહ કરવો શત્રુરૂપ કદી હવો,
સેવા ન કરવી નીચની સગત ન દુષ્ટ તણી કદી,

કરવો દુખી નવ કોઇને ક્રોધે કટુ વચનો વદી. ૫૪
થાયે પિડા પ્રણી અવરને પ્રાણને ત્દરયા વિગે,
એવી કટુવાણી કદાચિત વપરો ના કો મિષે;
વાણીરૂપી કટુ બણ નરને બાળવા માટે ખરે,
ધર્મેશ ગ્નાનીજન કૂહાડી જેમ કટૂ વાક્યો તજે. ૫૫

હરગીતછંદ.

શત્રૂ કદાચિત હોય પણ કટુ વાક્ય તેને નવ કહે;
કંઇ શત્રૂ સામા કે' સદા પણ શાંતિ રાખિ સહન કરે,
કરિ શાંત ચિતથિ વિચાર શ નો ચિત્તે ગુણ ધારિને,
શાંતી મને કયાંથી મળત? વિણ વાક્ય એમ વિચારિને. ૫૬
કદિ સંત સેવાજન કરે તો ગુણ મળે સહુ સંતના,
તપસી તણી સેવા થકી ગુણ શુભ ગ્રહે ગુણવંતના,
દુર્ગુણી ચોરનિ સેવનાથી નીચ ગુણને પામશે;
જ્યમ પટ ધર્યું જે પાસમાં તે પાસ પટને જામશે. ૫૭
પૂછ્યું તથાપિ યથાર્થતાથી કોદિ જ્યાદે નવ વદે,
બોલ્યા વિના બીજાનિ સાથે વાત કોદી નવ કરે;
મારે અવર પણ નવ હણે બદલો ન લે નીચો બની,
એ પુરૂષને માન આપે દેવતાઓ નિત પ્રતી. ૫૮
બહુ બોલવા કરતાં વધારે શ્રેષ્ટ મોન સદા થવું,
છે શ્રેષ્ટ તેથી સત્ય જગતમાં તેથિ વધુ પ્રિય બોલવું;
સહુથી વધારે શ્રેષ્ટ એ છે ધર્મને ચિત્ત ધારવો;
છે ધર્મને સત વચન વ્હાલાં તેથિ ધર્મ સુધારવો. ૫૯
જે મનુષ્ય નવ જીતે બીજાને જય તણી ઇચ્છા જરી,
ધારે નહી નિજ ચિત્તમાં વૃતિ વૈરની રાખે પરી;
શત્રૂ તણો સંહાર થાવા જરિ વિચાર ન ચિત ધરે,
નહિ હર્ષ શોક લગાર ચિત, નિંદા પ્રસંશા કો કરે. ૬૦
પોતે ચહે સારૂં સહુનું રાજિ રહ્રું જોઇને,
ઉચરે સદા સતવાદિ સમસત પિટ કરે નહિ કોઇને;
વદિ વાક્ય મિષ્ટ મૂખે થકી રાજી અવર નર જે કરે,

એ પુરૂષને આ જગતમાં ઉત્તમ ત ણી ઉપમા ખરે. ૬૧
જે મનુષ્ય થાય અનર્થ પણુ નર શાંત શબ્દ વડે કરે,
બોલે વચન જે મુખથી એ મુજબ વર્ત્તન આદરે;
સહુ છીદ્ર જાણે છે અપરના પણ પ્રકાશિત ના કરે,
સહુ દક્ષ જન એ પુરૂષને જ્ઞાની મુખેથી ઉચરે. ૬૨
સારી શીખામણુ જે કહે તેને અરી સમચિન ગણે,
ધારે નહીં વિશ્વાસ તેના વાકયપર મુખ જે કહે;
જે મિત્ર સાથે સ્વાર્થબુદ્ધીથી કરે વર્ત્તન મહા,
એને અધમ નર જાણવો વડે અતીશય આપદા. ૬૩
સચેલ દ્રવ્ય અમત્યથી અતિશય ભર્યું ભંડારમા,
માને પરાક્રમિ આપને વધુ શ્રેષ્ટ માને કારમા,
એવો પુરૂષ ઉચ્ચ કુળ વિષે પણુ નીચ નિત્ય મનાય છે,
કુળવાનની કિર્ત્તી સદા એ નરથી છેટી જાય છે. ૬૪
જ્યાં છે ન દુરાચાર માત પિતા તણી સેવા કરે,
મેળન કરે સતધર્મનું અળગો અધર્મ સદા ધરે;
નિજ કુળની સતકિર્ત્તી મળવા આશ રાખે અતરે,
જ્યા છે વીનાશ અસત્યનો તે કુળ ઉંચું સહુ કહે. ૬૫
જ્યાં યજ્ઞ યાગાથી નથી શાસ્ત્રોક્ત લગ્ન થતા નથી,
રાજી રહે નિત ચિત્તમા નકી વેદની નીંદા કરી;
કરતા ઉલંઘન ધર્મનું નિત્ય ચિત્ત શુભ રસ્તે નહીં,
તે કુળ ઉચુ હોય તદપી નીચતા પામે સહી. ૬૬
આપે કર્યું અનિ એકઠું ધન સ્વાર્થ બુદ્ધી રાખિને,
એ દ્રવ્યને વિધાનડે નિચ વૃત્તિ ટાળી નાખિને;
રૂપે કરી વૃતિ કોદિ નીરી જ્યા સુધી ચિત નવ ટળી,
ત્યા સુધી ઉચા કુળને નર જગતમાં પામે નહી. ૬૭
લક્ષ્મી તણું આવાગમન પ્રતીદીન મનુષ્યને થાય છે,
જેનાથિ કુળમા નિત્ય શુભ આચાર ધર્મ પળાય છે;
પૂછે ન કો દ્રવ્ય ક્ષીણુ કદી તેથી ન કુળ નીચું થશે,
ઉતરે સદાચારેથિ જન તો નીચ કુળ ઝટ થઇ જશે. ૬૮
રથ હોય નાનો તદપિ ભારે ભાર આપ સહન કરે,

અન્ય વાહન રથ સમો નવ ભાર વહન કરી શકે;
જે કુલિન જન કહેવાય તે સદિ દુખ અન્તરને સુખ કરે,
એવું મહત મન અવનિમાં અકુલિન કદાચિત નવ કરે. ૬૯

કંઈ વાંક પડતાં ચિત ડરે નવ ચિત્ર તેને મનવો,
શંકા ધરે ચિત બોલતાં સ્નેહી ન એને જાણવો;
વિશ્વાસ તાત સમો ધરે તે મિત્ર સાચો માનવો,
દેખાડવાનો સ્નેહ ધારે મિત્ર તે ન વિચારવો. ૭૦

મિત્રે કિધો ઉપકાર પૂરે સાંય ઝીણી સંકટે,
તે મિત્રનું કામ ન કરે તો નામ તેને શું ધરે;
એવા કૃતઘ્ની મિત્રનું નવ માંસ ગીધ મુખે ધરે,
જાણે ચિને અપવીત્ર પક્ષી, પણ સુવે તે પરહરે. ૭૧

છે નાશ ઓછો ઈદ્રીનો તદપી વિકારે જે વળે,
અંતજે પંથે અથડાય તેથી બુદ્ધી નાશ પળે પળે;
જ્યમ ઘટ ભર્યો પાણી થકી ઉણો ન લેશ જણાય છે,
પણ છીદ્ર નીચે પાડતાં પાણી બધું ઝરિ જાય છે. ૭૨

જામ્યાં મુળો રૂડાં જમિનમાં પત્ર શાખા છે ઘણાં,
ઉગેલ વૃક્ષ અરણ્યમાં નહિ ચિન્હ નાશ થવા તણાં;
પણ જો કદી કોપે પવન મસ્તાન બનિ પળવારમાં,
નાંખે ઉખેડી મુળ સહિત નીશાન નહિ કેઇ કાળમાં. ૭૩

રોગે પિડાયો જે મનુષ્ય તે પુત્ર પૌત્રાદી થકી,
કે વિષયથી કોવાર લગિરે સુખ મેળવતો નથી;
ત્યમ જે દુખે પીડેલ રોગી બે સમાન ગણ્યા સદા,
એને ન સુખ ધન કે સબંધીનું ન ટાળે આપદા. ૭૪

જે કામ શુભ વાણીથે સુધરે બળ ઉપર તે ના ધરે,
છે ધર્મ સુક્ષ્મ પણ ઉતાવળ ધારિને જે આદરે;
થઈ ક્રુર બળાત્કારે કદી સંચય ન લક્ષ્મીનો કરે,
સંચે સુધર્મે તે વખત ઝાઝો ટકે સુખ બહુ મળે ૭૫

જે મનુષ્ય નિજ સ્વામી તણી ઈચ્છા મકળને અનુસરી,
આળસ તણો કરિ ત્યાગ સ્વામી કાર્ય કરવો હરવડી;
વરતે પ્રમાદિક અહરનિશ સ્વામીનિ શકતી જાણીને,

એવા રૂડ સેવકનિ સાથે વર્તવું પ્રીતિ આણિને. ७६
જે વાક્ય કીધેલું કરે નહિ કાર્ય જોઇ મર્મ વદે,
ફૂલાઇને ફૂકડ બને અકડ સમજથી રહે મદે;
ધણિની જરા ઇચ્છાનુસારે કામ જરિ કરતો નથી,
કરવો ઘટે ચાકર તણો તતકાળ ત્યાગ, ન અધઘડી. ७७
અભિમાન ન ધરે અંતરે સત્તા ધરાવે શરિરમાં,
તનથી ત્વરાઓ પ્રિય વચન વદનો દિસે સહુ સમયમાં;
કાપે નિરોગી સ્વાદ વશ નર જે સદા રાખી શકે,
એ આઠ ગુણથી યુક્ત ચાકર રાખવો ઘરમા ઘટે. ७८
વળવું કદી નવ પાંશરા આપે અજાણ્યા ઘર વિષે,
જાવું પડે જો કામસર તો જાય કહવું કો મિષે;
રત્રે કદી છાના ફરવા રહેવું ધો નહિ ધારશે,
રાજાની રાખેલી ગણીકા ઇચ્છવી ના કો પળે. ७૯
હોંશે કદી નવ આપવો ટેકો નઠરા કામમાં,
આગે વિચાર કદી ઘણાં નાંખે શરમ કે દામમાં;
મન આપવા રૂચી નહિ તો બાનું કાઢી બ.રણે,
જાવું ઘટે છે, પણ ન દેવો મત કુડો કો કારણે. ૮૦
બુદ્ધી સરસ કુળ ઉંચ નિગ્રહ ઇંદ્રિનો કરવો ખરે,
સત શાસ્ત્ર સાંભળવાં, પરાક્રમ પ્રીત ધારીને કરે;
થોડું વદે દિન દાનદે બદલો દિયે ઉપકારનો,
શોભા સરસ દે સૃષ્ટીમાં નરને સદા આઠે ગુણો. ૮૧
એ આઠ ગુણ નર દેહમાંથી અરર ગુણ આશ્રય થકી,
આવી વસ્યા દીસે, રહે સ્થિર અન્ય આશ્રયથી નથી;
પણ જે મનુષ્ય પાસે વસે છે વિનય આ અવની વિષે,
સહુ ગુણથી ભરપૂર સાચો શૂર જગમાં એ દિસે. ૮૨
બળરૂપ સારૂં રાગને વળિ સ્પષ્ટ વદવું મુખ થકી,
સુગંધતાને શુદ્ધતા, કોમળપણું દીસે નકી;
લક્ષ્મી દિસે આવી ઘણી ઉત્તમ સ્ત્રિઓ સુકુમારતા,
એ દશગુણો શીળ સ્નાન જનમાં આવિને વસતા ખરા. ૮૩
આરોગ્ય રૈ અંગમાં આયુષ્ય અતી પ્રતિદિન વધે,

બળ સરસ સુખ અતિ શરિરને નિત્ય સંતતી સારી દિસે;
અકરાંતિયા સમ આર નહિ નીંદા ન અવર તણી કરે,
નિયમીત જમનારાનિ પાસે એ છ ગુણ સંચરે. ૮૪
જે હોય મુરખો કૃપણ નર કે અવરની નીંદા કરે;
વગડા વિષે વસનાર ધૂર્તપણા થકી ફરતો ફરે;
છે હાડ વૈરી, કૃતઘ્ની, માગે માન મૂખે આપને,
કટુ વાક્ય બોલે તેન પાસે ચિન્જ ન માગો કો સમે. ૮૫
નિત્યે નઠારૂં કર્મ કરતો આળસુ દિસતો અતિ;
જૂઠું વદે નિત્ય જગતમાં ચંચળ દિસે જેની મતી;
કરનાર દ્રઢ ભકતી તણો ચંચળ વૃતી, ત્યાગે પ્રીતી;
એ છે જણા નિચ જાણવા તેને ભજો નહિ જન કદી. ૮૬
જે મનુષ્ય પોતાના કરી લે અવરને પળવારમાં,
બુદ્ધી ચિને એવી વસે સ્વપરાક્રમી સંસારમાં;
ઐશ્વર્યતા ઉદ્યોગ બળ નિશ્ચય છ વાનાં જે કરે,
આજીવિકાનો ભય જગતમાં એ પુરૂષ શાને ધરે. ૮૭
બુદ્ધી રૂપી બળે હણેલો દરદિ નર જગમાં હશે,
તેવા મનુષ્યનું પારખું વૈદો કદાપી કરી શકે;
પણ તે મટવાની ઔષધી ખોળી જગતમાં નવ જડે,
નવ મંત્ર હોમ યાગાદિ કર્મોથી ન સકતી સાંપડે. ૮૮
સ્ત્રી સાચવ્યાનું કામ ઘરમાં વૃદ્ધ પિતાને સોંપવું,
સર્વે રસોઇનું કામ કરવા માનુને નિત્ય આપવું;
સનમિત્રને સંભાળ લેવા સર્વ પશુની સૂચવો,
ખેતી અને સંસારનો વ્યવહાર આપે આદરો. ૮૯
ઉત્તમ કુળે નર ઉપજેલા ગુણ ક્ષમા ઉર ધારિને,
જ્યમ કાષ્ટમાં અગ્ની વસે છે ગુપ્ત, જો તું વિચારિને;
એવા સુપુરૂષોના વિચારો ઉપજે અંતર વિષે,
તે બારના કે ઘર તણા નર જાણતા નથી કો મિષે. ૯૦
જે ભૂપ શુભ કર્તવ્યને નિજ ધર્મ જાણીને કરે,
બોલી બતાવે ના સુખેથી ને પરાક્રમ આદરે;
રાખે નજર નિજ રાજ્યમાં ના નજર બહાર જરી કરે,
એ નૃપતિનું દ્રઢ રાજ નિત્યે અચળ બહુ વરષો રહે. ૯૧

જે નૃપતિ સ્થાન તણા જ્હી ક્ષયનો વિચાર કરે ઉરે,
આધીન આનંદિત સ્વભાવથિ નિત્ય આત્માને કરે;
આપે સદા વર્ત્ત છ ગુણથી અહરનિશ નિજ કામમાં,
રાખે સદા પૃથ્વીતણી સભાળ સરવે કામમાં. ૫૨
ફોગટ નથી જે પુરૂષો ચિત હર્ષ શોક કદી કરે,
બીજાં સુરાજ્યોની બધી ખામી ખચિત ચિતમાં ધરે;
પૃથ્વી ઉપર જ્યમ સમૃધીતણા ભંડાર ભવ્ય ભળાય છે,
ત્યમ રાયમાં સહુ જ્ઞાન વસતું સર્વને દેખાય છે. ૫૩
નિજ નામથી સંતોષ કાં સંતોષ ચામર છત્રથી,
રાખે સદા, રાજાપણાનો ગર્વ નવ ધારે રતી;
વૈભવ ન આપે ભોગવે આનંદ આપે દાસને,
એવા મહીપતિ શોભતા દીસે સદા ઉચાસને. ૫૪.
જે અણગમ્યું હૃદયે, કદાપી ગૂણ તેનામા ઘણા,
પડીતને ધીમાન તદપી છે ન લેખામાં જરા,
છે દુષ્ટ તદપી ચિત ગમ્યું ને સૃષ્ટિમાં સારૂં ગણે,
અણગમતું છે અપ્રિય સુશિલ, ગમતું કદી ગુણહિણ હશે. ૫૫
જમવું વિવિધ સુખથી સદા જ્ઞાતિજનોના સંગમાં,
વાકયો વદો હરદમ મધુર ઉત્સાહને આનંદમાં;
પ્રીતી વધે નિત્યે પરસ્પર એહ કાર્યો આદરો,
પણ કોઇ નિજ જ્ઞાતીજનોમાં ક્લેશ જગમાં ના કરો. ૫૬
અનુભવ વગર પંડિતનો પણ વ્યર્થ જ્ઞાન ઉપદેશ છે;
વસ્તૂ તણા વ્યાપારમાં રહે છે અજાણ હમેશ એ,
અથવા કદી જાણે અવરથી તોય તેમાં શું થયું;
અનુભવ વિના વસ્તુ તણા ઉપયોગમાં ના ચિત ચહ્યું. ૫૭
જેના ક્રિયાથી પાપ છે તે પ્રાજ્ઞ નર કરતો નથી.
તેથી વધે છે, વિશ્વમાં એ વાતમાં સશય નથી;
પૂર્વે કરેલાં પાપનો ન વિચાર, જરિ બીજાં કરે;
તે દુષ્ટ બુદ્ધિ મનુષ્ય આખર ઘોર નરકે સંચરે. ૫૮
પીત્રો મદીરા સ્વપ્નમાં લવરી કર્યાની ટેવ જો,
વીચાર સ્થાન વિો પ્રવેશ, અસર જનોને હોય તે;

આંખો અને મુખ જોઇને વરતે વિચારો ઉદરના,
વિશ્રામ શઠ મત્રિ તણો નિત્ય અનુચરે ભય છે ઘણો. ૯૯
નિધિમાં પડેલી ચીજ કોટિ પ્રયત્ન કરતાં નવ જડે,
શુભ શિખ ન માને શઠ મનુષ્ય છો શાસ્ત્ર વાતો સાંભળે;
હોમ્યા વિના પાવક મહીં આહુતિ ધરવી તે સદા,
મિથ્યા જગતમાં જાણજ્યો ઉપયોગ લાગે ના કદા. ૧૦૦
કુળવાન કે કુળ વગરનો કો હોય તે મનમાં ધરે,
મર્યાદ ન તજે મહાનજનની ધર્મ પ્યારો જે કરે;
પ્રિય વાક્ય બોલે ધિરજ ચિત હમેશ જે નર સાચવે,
સો કુલિનમાં પણ એ પુરૂષ વધતો ગણાશે સહુ સ્થળે. ૧૦૧
જાણે કરેલું કામ સરવે ધર્મ શુધ ચિતમાં વસે,
છે સત્યવાદી ન નીચ મન, દે ભક્તી, ચિતમાં ભાવજે;
દ્રઢતાથી ઇંદ્રી વશ કરે, એકજ સ્થિતીમાં નિત રહી,
એવા સુમિત્ર તણો કદાપી ત્યાગ જરિ કરજો નહિ. ૧૦૨
ઉત્પન કરેલ અધર્મથી ધન નાશ જગમાં થાય છે,
એથી સજન એવી રીતે રળતાં ચિતે શરમાય છે;
બુદ્ધિથિ દ્રઢ નિશ્ચય કરીને અર્થનું સાધન કરે,
એ પુરૂષ આ અવની વિષે સાચો સદાચારી ઠરે. ૧૦૩
જે જન વચન મન કર્મથી કર્યું કામ વીચારે સદા,
એ મનુષ્યની અવની વિષે ટળિ જાય સઘળી આપદા;
મન વચન કર્મ કરે હમેશાં નાશ ચિત્ત વિકારનો.
કલ્યાણકારી માર્ગએ સૃષ્ટિ વિષે છે સજ્જનો, ૧૦૪
મૃત્યુ પછી પરલોક સુખ ધનિજન; અધર્મી, લહે નહીં,
ધન કાજ વેઠું દુઃખ દીલ તે યાદ આવે ચિત મહીં;
જંગલ મહીં કોતર મહિં સહિ માર ખુશે મેળવ્યું,
સહિ ટાઢ તડકો નિત્ય ભટકયો છોડવું ના ચિત ગમ્યું. ૧૦૫
ધરી શસ્ત્ર કર નરધિર પુરૂષપર નજર કરિ કદિ મારવા;
ભય છે ન આત્મામાં સહૂલય, પ્રલય તે ચિત વા ના.
મોટાઇ નિશ્ચલ ઇદ્રિનો ઉદ્યોગિ દક્ષ ધિરજ ચિતે. ૧૦૬
છે સ્મરણ વધુ, વર્તે વખત, મોટાઇ પામે આ જગે.
જેમાં અતીશય લાભ પણ આપે અધર્મથી ભર્યું;

બહુ દુઃખથી પામ્યો પરાજય, અર્થ મિત્ર, ગન ઉતર્યું;
માને મને સુખ મહિ વિષે, કરિ ત્યાગ તેવા કાર્યનો,
આહી જેમ રાક્ષ કાંચળી તજિ, તેમ રાક્ષ તે થતો. ૧૦૭
ઇર્ષ્યા કરે જે અવરની તે મૃત્યુ સ્થાન ગણાય છે,
બહુ બોલવું હદ છોડીને, લક્ષ્મી વિનાશ થતો દિસે;
શેવા ન કરતો ગુરૂ તણી કરતો ઉતાવળ પઠનમાં,
વિદ્વાનનું અભિમાન ધારે, શત્રૂ ત્રણ વિદ્યા તણી. ૧૦૮
સુખ ઇચ્છનારે ત્યાગ વિદ્યાનો સદા કરવો પડે,
વિદ્વાનને વિદ્યાર્થી હાલતમાં ન સુખો સાંપડે;
અગ્ની ન કાષ્ટથી તૃપ્ત થાનો નિધિ ન તૃપ્ત નદિ થકી,
મૃત્યૂ ન પ્રાણિથી તૃપ્ત થાતું, દુષ્ટ સ્ત્રી પુરૂષો થકી. ૧૦૯
સુખ દુઃખ આપ અનિત્ય છે બોકના ધરમને આત્મા,
છે નિત્ય, ત્યાગ અનિત્યનો, ચિત નિત ધરે પરમાત્મા;
સંતુષ્ટ રે' માની ચિદાત્મા એજ લાભ વડો દિસે,
"જ્ઞાની સકળ સુખમય જુવે અજ્ઞાનિ અવગુણ પેખશે. ૧૧૦

## ઉપજાતી છંદ.

દરે પડ્યો ઉદર સર્પ ખાય, ઉદ્યોગ વિના નૃપતી જણાય;
પ્રવાસ વીના દ્વિજ રાજ જે છે, એને મહી ઉદરમાં ધરે છે. ૧
શત્રૂ અને સ્નેહિ સલાહકાર, આજીવિકા જે નર આપનાર;
પરાઇ વૃત્તિ થકી જીવનાર, જશે બધાં જ્યાં નૃપતી જનાર. ૨
જો પાંચે જ્ઞાનેંદ્રિ વિરોથી એક, રોગે કરી નિર્મળ થાય છેક;
તો બુદ્ધિ પામે ક્ષય જાણ ભાઇ, પખાલ ફાટે જળ રે' ન કાંઇ. ૩
આલસ્ય નિદ્રા ભય ને મકોપ, દિર્ઘસૂત્ર ધંધા મહિં નર્મ યોગ;
એ દેષ સાઉ ઇચ્છનાર વિત્તે, તજેથિ સુખી નિયે રે'જ પોતે. ૪
યોજેલ કર્મો સિદ્ધ થાય માટે, વિચાર પે'લો કરવો સુવાટે;
નિશ્ચાર્થ ધારી શરૂઆત સારી, ડાહ્યા જનો નિત્ય કરે વિચારી. ૫
સુસાધનો જોઇ કરે વિચાર, થશે પુરૂ કે બગડે લગાર;
ઉદ્યોગ સારો નર ધૈર્યવાન, તપાસી પ્રારંભ કરે સુકામ. ૬
જે રાયના સ્થાનનું શૌર્ય જાણે, આર્થાદિના વિત્ત તણી પ્રમાણે;
સૈનાનું ના શૌર્ય ચિતે વિચારે, એ રાય ના રાજ્ય કરે લગારે. ૭
પ્રસન્ન રાજા કદિ થાય તો શું, કદાપિ ક્રોધે ઉભરાય તો શું;

પ્રજા ન એવો નૃપ જોઇ હીમે, ન શઠ સ્વામી જ્યમ નરિ ઇચ્છે. ૮
મૃગો ધરે પારધિનોજ ત્રાસ, એ રીત નૃપથી જન રે' ઉદાસ;
કદાપિ પૃથ્વી પતિ હોય રાય, છતાં પ્રજા નાશ જરૂર થાય. ૯
અનીતિથી જો કદિ રાય ચાલે, પિડે પ્રજાને કદિ તે કુચાલે;
પ્રજા વહુ રજ્ય વીંખાઇ જાય, વાયુ થકી વાદળ નાશ થાય. ૧૦
જેણે નથી ઇંદ્રિ જીતી કદાપી, તેને શુભાશુભનું ભાન કયાંથી;
અશુભને શુભ સમાન જાણે, એ સુખને દુઃખ સમું પ્રમાણે ૧૧
ખાધેલનો સ્વાદ અલભ્ય પ્રાપ્તી, છે વર્ત્તમાને સ્થિર રે' કશાથી;
ન શકિત તેની અતિ ભેદ બુદ્ધી, ન અંત સારો નકિ નાશ એથી. ૧૨
જેની કનેથી નિત વિત્ત પામે, બોલે મધુરૂં વળિ સાંધ્ય આપે;
વિચાર દે ગોઠવિ તેજ પ્યારો, લાગે, સદા અન્ય ગણે અ રો. ૧૩
બીજા પરે જે અપરાધ મૂકે, દેખી દુખી અન્ય વસેન સુખે;
એ વર્ત્તને જે નર વર્ત્તનાર, સદા ગણો વેર વધારનાર. ૧૪
જેને દિઠાથી સુખ છે ન લેશ, સહ્વાસથી છે ભયને કલેશ;
તેવા જનો પાસથિ લેવું દેવું, હમેશ જાણો ભયથી ભરેલું. ૧૫
સંબધિથી સંપ સદા તજાવે, જે અર્થ સાથી દુર થાય ભાવે;
પાપી વૃતીને શઠતાઇ કામે, તે સાથ વસતા સુખ કોણ પામે? ૧૬
આ લોકમાં ઉત્તમ ચાલવામાં, પામે વધુ જ્ઞાતિથિ માન, વ્હાલા;
જ્ઞાતિ દુરાચારિ તણી પ્રતિષ્ટા, હમેશ તોડે, અપમાન નિષ્ઠા. ૧૭
ધીમાન બુદ્ધીથી કરી પરિક્ષા, સ્થીતી અને ઉત્પતિની નીરિક્ષા;
કીર્તી સુણીને જનની અપાર, મૈત્રી કરી સૂખ લહે અપાર. ૧૮
વિદ્વાન સેવા કરનાર ધર્મી, સુમિત્ર સુભેચ્છક મિષ્ટ વાદી;
સબંધિ સાથે વળિ સત્યભાષી, ધીમાન ના દૂર કરો કનેથી. ૧૯
નઠારા યશે નમ્રતા નાશ પામે, પરાક્રમે નાશ અનર્થ પામે;
ક્રોધે થકી શાંતિ સદા તજાય, કુટેવ શુભા ચરણે વિદાય. ૨૦
કરેલ ઉપકાર ન જાણનારો, કુબુદ્ધિ ને દુષ્ટ સ્વભાવવાળો;
તજી જવો મિત્ર થવું વિમૂખ, ઢાંકેલ કૂવો ખડથી અનૂપ. ૨૧
દુર્બુદ્ધિવાળો વળિ મુર્ખ જાતે, ક્રોધી અધર્મી જન હોય આપે,
ધીમાન તેથી નવ સ્નેહ રાખે, આપે રહે દૂર, ન સ્નેહી ભાખે. ૨૨
મૃત્યુથિ મોટું થવું ઇંદ્રિ જીત, કરી પ્રવાસે કદિ રોકયું ચીત્ત;

તે અર્થ માટે અવળું બનેનો, માને મને દેવ અનિષ્ટ એનો. ૨૩
પ્રાણી પિડા ના કરતા લગાર, સ્વભાવ સિધો ધરતા ક્ષમાય;
પામે સદા મીત્ર મહાન માન, આયુષ્ય વૃદ્ધી વધના વિમાન. ૨૪
આપત્તિને જે અટકાવિ જાણે, છતાં કદી આવી, ન દુઃખ આણે;
અનૂભવી કામ થયેલ તેનો, એ અર્થમાં ના હઠતો, ઠરેલો. ૨૫
સૌ કામના ત્યાગિ સુસંત સેવા, કરે અભીમાન ન માન લેવા;
શકતી પ્રમાણે કરિ કામ રાજી, થાશે યશસ્વી નર પુર્ણ પામી. ૨૬
ક્રોધે કરી લક્ષ્મિ હણાય જેમ, આશા ધિરે લોભથિ કિર્તિ તેમ;
· પાળ્યા વિનાનાં પશુઓ મરે છે, સહુ નાશ ક્રોધી દ્વિજતો કરે છે. ૨૭

ભુજંગી છંદ-

રસે જે ભળ્યું વિષ તે એક મારે, વધૂ શસ્ત્ર શસ્ર તણું ના વિડારે;
ફુટે જો કદી રાજ્ય કેરો પ્રધાન, પ્રજા સાત રાજા તણો જાય પ્રાણ, ૧
વિના સ્વાદનું અંન ખાતા ગરીબો, કરે ભૂખ બારે મહીં સ્વાદ ઉભો;
ધનીને ન ભાવે રૂડાં ખાનપાન, નથી લાગતી ભૂખ એને નિદાન, ૨
મરે દીન આજીવિકાને ભયેથી, દબાતી રહે મધ્ય પંકિત સુખેથી;
લઘુમાનથી શ્રેષ્ટ નિત્યે ડરે છે, બધા સૃષ્ટિમાં એમ બીતા વસે છે. ૩
મદીરા થકી જે મદોન્મત્ત થાય, વધૂ એથિ ઐશ્વર્યતાથી જણાય;
છકી જાય પાપી નહી વાર લાગે, થશે પાંશરૂં સર્વે દારિદ્ર આવે. ૪
નહીં નીમમાં ઇંદ્રિને રાખી જાણે, અની દુખ પામે જીવીને જગે તે
બિજાને મહા દુષ્ટ એથી પડે છે, ગ્રહોથીજ નક્ષત્ર પીડા ખમે છે. ૫
નથી પંચ વીકાર જેણે જિતેલા, પડે તેહને પોટલા દુઃખ કેરા;
વધીને દુખો દેહને તો દહે છે, શશી જેમ ત્યાં શુકલપક્ષે વધે છે. ૬
જિતી જે નહિં આપનું મન જાણે, ચિતે ઇંદ્રિયો જીતવાનું વિચારે;
થશે ઇંદ્રયોના ગુણે તે સદોષ, રહે કામને ક્રોધ લોભાદ દોષ. ૭
કરો ધર્મને અર્થનો ત્યાગ આપે, વસે ઇંદ્રિયોને રહી વર્ततेા જે,
નકી તેહની રીદ્ધિનો નાશ થાશે. ફુટી કોડિ રે'શે નહીં એક પાસે. ૮
અરેઓ અધર્મી કટુ બોલનારો, સદા બુદ્ધિહીણો બહૂ ક્રોધવાળો,
કુકર્મી બની નીચ કામો કરે છે, અનર્થો સદા એ પરે ઉતરે છે. ૯
ધરૈધીર શાંતી દયા દીલ માંહી, પવિત્રાઇ ધારે વદે શુભ વાણી;
તજે મિત્રનો દ્રોહ ઇંદ્રી જિતે જે, રમાને વસ્યાનાં દિસે ચિન્હ તે તે. ૧૦

શિષ્યને ન આપે જરી, આપ ખાતો, કૃતઘ્ની બની લાજ છોડી રિબાતો;
સદા પાપમાં ચિત્તના બધુ હીન, થશે આખરે દુઃખનાળો ખચીત. ૧૧
સદોષી છતાં આપ સાચો બને છે સદા અંગના દાસને છેહ દે છે;
કરેલો ભલો ગૂણ જેથી ભુલાતો, મહા વ્યાધિથી રોજ એતો રિબાતો. ૧૨

## ઉપેંદ્રવજ્રા છંદ.

શરીરમાં સોંસરૂં બાણુ જાય, કદાપિ ખેંચી કરથી કઢાય;
પ્રવેશ વાણીરૂપિ બાણુનો જે, ન કાઢતાં નીકળવા તણો તે. ૧
ધુવાન નારી પચવેલું અન્ન, શુરો જિતેલો રણુ રાખિ રંગ;
તપસ્વી જે તતગૃહી બનેલો, વખાણુ પાત્રે જન ચાર એનો. ૨
કઠોર બોલે બહુ દ્વેષ રાખે, કરે બધે વૈર ન નમ્ર ભાખે;
ધરે અતિશે શઠતાઈ નિત્યે, રહે દુઃખી કાળ અનંત વીતે. ૩
બુદ્ધિવડે સહુ ભય નાશ થાય, તપેથિ સારા ગુરૂને પમાય;
ગૂરૂનિ સેવા થકિ જ્ઞાન પ્રાપ્ત, અને સદા ,યોગથિ થાય શાંની. ૪
પરોપકારે પુનદાન થાય, વિજ્ઞાનથી વેદ મહા સુણાય,:
થયા દિસે મુકત બને જણા આ, ન રાગચિત્તે નહિ દ્વેષ જ્યાં જ્યાં. ૫
ભણેલ યોધ્ધો શુભ કાર્યકારી, કરે સદા જે તપ યોગ ધારી;
પૂરૂં કરેથી ફળ તેતું પામે, અપુર્ણતાથી નવ લાભ જામે. ૬
પર્યંક પોઢે નહિ નીંદ આવે, સુનારિમાં ના ચિત તે લગાવે;
સ્તુતી કરે ખૂશિ નહીં લગારે, સંસાર ત્યાગે, સુખ જે બિચારે. ૭
સ્વજ્ઞાતિનો ભેદ ચિત્તે વિચારે, ન જે કુળાચાર પ્રીતેથિ પાળે;
સુકિર્તિને સુખ અને શુશાંતી, મળે ન ભેદી ચિતને કદાપી ૮

## વસંતતિલકા વૃત્ત.

જે દેશ ચાલ વળિ કાળ તપાસનારો,
જાતી સ્વધર્મ ઉંચ નીચજ જાણુનારો;
જ્યાં જાય ત્યાં ઉપરિ સજ્જનનો બને છે,
તેને સુપાત્ર જગનાં જન તો વદે છે. ૧
જે દંભ, માહ, મદ, દ્વેશ, અને કુકામ,
ચાડી, લડાઇ, જન દુષ્ટનું લે ન નામ;
ઐા વૈરિ કૌ દિ ન કરે નહિ મદ્યપાન,
તેને સુબુદ્ધિજનમાં ગણુરો પ્રધાન. ૨

જે જ્ઞાન, ગોલ, ફુગદેવ તણી સુપૂજા,
ચાલે સુનીતિ થકી દુર્ગુણ દૂર ખીજા;
પાપો સદા દુર કરી શુભ જ્ઞતિ ગાખે,
સૌ દેવ એ મનુષ્યને બહુ માન આપે. ૩
વીવા સમાન જન સાથ કરી ખુશી રે,'
મૈત્રી સમાન જનથી વ્યહવાર રાખે;
ત્યાગી વિવાદ ગુણિને ઘણું માન આપે,
એ જંન આ જગતમાં અતિ માન પામે. ૪
આશ્રીતને દઇ પછી નિત આપ ખાય,
જે કામ ખુબ કરિને ઉંઘવા ચહાય;
શત્રુનિ માગણિ પૂરી કરતો સુહર્ષે,
એ પુર્ષને ન કદિ પાપ જરાય સ્પર્શે. ૫
જે ની કીયા શુભ અશુભ ન કોઇ જાણે,
જાહેર આપ ન કરે કદિ કોઇ ટાણે;
વીચાર ગુપ્ત ચિત કામ વિષે લગાડે,
તેનું ન કામ બગડે કદિ કોઇ કાળે. ૬
સારું થવા અવરનું સુપ્રયાસ ધારે,
જે મિષ્ટ વાક્ય શુભ ચીત થકી ઉચારે;
આપે સુમાન જનને બડ જ્ઞાતિ માંહીં,
એ છે મણી સમ સદા ત્રયલોક માંહીં. ૭
જેનાથિ કામ કદિ કોનું થયું નઠારું,
નિ.ચે લજાય ચિતમાં ગણિને નકારૂં;
એ થાય છે જનિમાં માંહિ પ્રતાપવાન,
એનું સુતેજ પરખાય રવી સમાન. ૮

ઇંદ્રવજ્રા છંદ.

બાણે કરીને વપુને વિંધેલું, કાપેલ કુહાડિથિ વંન વેલું;
સાજું થશે એ કટુ વાક્ય મારે, વીંધેલ હાની નદવા સમારે. ૧

ઝુલણા છંદ.

ચોર ચોરી મદોન્મત્ત કનેથી કરે, રોગિ પાસેથિ દ્રવ્ય વૈદ લે છે,
વિપષિ પુરૂષોથિ છ્વેછ વારાંગના, ગોર રજમાન કરથી ગ્રહે છે;

શત્રુ જીની જિવે ગાય નિષ્કંટકે, રાય પ્રીતિથિ પંડિત પાળે,
એ છ જણ જીવતા વૃતિ ગૃહિ અવરની, એ મહીં છે ન શક કોઇ કાળે. ૧
ગુરૂની પાસે ભણેલો હશે શિષ્યને, પુત્ર પરણ્યા પછી નીજ માતા,
રતિ પછી સ્ત્રી પતી, અર્થ સરવા પછી અર્થી જન ચિત્તમાંહી ન આ'તા;
જળ તણો પાર કરતાંજ નાવીકને, રોગિ સાજો થતાં વૈદ જનને,
એ છયે જણ ભુલી જાય કાર્યો થતાં, આપનું શુભ કરન ર જનને. ૨
નારિ સંગ જૂગટું મદ્ય શીકારને, દુષ્ટ ભાષણ ભલું જાણિ ભણવું,
મદનને કરવું શાસન અને એહને, મૂખથી કટુ જરા વચન વદવું;
દ્રવ્ય અન્યાયથી ધરવું નિજ ગૃહ વિષે, સાત એ દોષ છે ધરજવાના,
રાજ્યગ્રહ ઉંધું મુગમાંથિ એથી વળી, સજ્જનને દોષ ઝટ દુર કરવા. ૩

છપ્પા.

જેને પોતા તણો, ચિતમાં હરશિ ધાર્યો,
દિન જાણીને પ્રેમ, અધિક જે જન પર આપ્યો,
જે નિજ સેવા કરે, રહે સુખ દુખમાં સાથે,
હું છું આપનો દાસ, આપ ગાજે મુજ માથે,
એવાં વચનો વદનારને, નવ સંકટમાં ત્યાગવો,
નિજ પ્રાણ જતાં પણ એ પુરૂષને, શરણે નિત્ય રાખવો. １
બુદ્ધીહીનની સાથ, વાત કો દી નવ કરવી,
સંકટમાં નાઠેલ, પ્રીત તેની પરહરવી,
સ્થિર રહિન નર હોય, તેનિ સાથે નવ વસવું,
કામ મોડું કરનાર, એથિ અળગા નિત ખસવું,
એ વિચાર કરિને વિશ્વમાં, કામ કોડ ધારી કરે,
તો પંડિત તેને સકળ જન, હૈયે હોંશ ધરી ગણે. ૨
ધાર્યું કારજ થાય, શરિર સુખી રોજ રહે છે,
સ્ત્રી સાથે બહુ સ્નેહ, મિષ્ટ સુખ વેણ વદે છે,
પતી પત્ની ખુશ રહે, પુત્ર વશ રે' પોતાને,
અર્થ પ્રાપ્ત અતિ થાય, મેળવી જે વિદ્યાને,
વળિ માન મહીપતિનું મળે, કીર્તી જગમાં ઉછળે,
તો સુખમાં શી ન્યુનતા, સ્વર્ગે એ શાથી મળે ! ３
શરીર હોય આરોગ્ય, નહીં દમડીનું દેવું,
દેશાટન ન‌ા જવું, રોજ સુખિ ઘરમાં રે'વું,

શરસ મનુષ્યનો સંગ, ઉપજ છે ખરચ પ્રમાણે,
રહેવું આપ આવાસ, ભય ન કોનો ચિત આણે,
વળિ સ્વતંત્રતા સચવાય છે, સુખકારક એ સહુ સદા,
એ સર્વે એક સ્થળે મળે, તો જનને શી આપદા. ૪
મિત્ર સમાગમ થાય, વધૂ વિતનું નિત રળવું;
પુત્ર સપુત્રજ હોય, સ્ત્રીનું સુખ પુરણ મળવું.
સમય સૂચક બોલવું, કુટુંબે વધે વડઈ,
ઇચ્છીત વસ્તુ મળે, મહત જનરે' ગુણગાઇ;
એ આઠે સુખ છે જેહને, એને હર્ષ દિસે અતિ,
ખરો સુખી એ ખલકમાં, દુખ નહિ જેને દિલ રતી. ૫
વધુ નવ ફરે વિદેશ, દુરાચારથિ દિલ ડરતો,
પરસ્ત્રીનો કોવાર, સ્પર્શ જે નર નથિ કરતો;
સંગ કુરંગ ન કરે, ઉરે અભિમાન ન ધારે,
ચોરી ચહે ન ચીત, ક્રૂર વચનો ન ઉચારે,
વળી મદ્યપાન કોઈ ન કરે, દુર્ગુણથી ડરતો રહે,
એવા રંગીલા મનુષ્યને, સુખિયો જન જગનો કહે. ૬
ક્રોધ કદી નવ કરે, શાંતિ ચિત્તમાંહિ રાખે;
ધર્મ અર્થ કામનું. તત્વ જાણે, નવ ચાખે,
મિત્ર સાથ અર્થની, બુદ્ધિ કેદી નવ ધારે.
તિરસ્કાર કો કરે તો ન કટુ વચન ઉચારે,
વળિ માન કોઇ આપે કદી; કો જન અપમાનજ કરે;
તોપણ નવ ક્રોધ કરે કદી, તેને સુખિયો જન ભણે. ૭
સકળ ઉપર સમદ્રષ્ટિ, નહીં કો ઓછું વધારે;
સર્વ તણી ચિતમાંહ્ય, દયા વધની નિજ ધારે.
દે નહિ દિનને દુઃખ, સૂખ કરવા ચિત ધારે,
વદે ન ષધુ કોવાર, કામ સમ શબ્દ ઉચારે;
વળી સારો કે નરતો કહે, જનો, ન અંતર જે ધરે,
એવો નર જે જે સ્થળ જશે, ત્યાં સારો યશ મેળવે. ૮
અદેખાઇજે જન, કદી કોની નથી કરતો,
ગરિબ ઉપર હમેશ, દયા દિલમાંહે' ધરતો;

ગજા ઉપર બળ કદી, નહી આપે બતલાવે,
બગાડ કોનો કરી, ચિત્ત ફોગટ ન ફૂલાવે,
વળી કહેવું જાણિ કદિ કામને, પહતું ન મૂકે પણ કરે,
એ મનુષ્ય માન પામે અતિ જે જે સ્થળમાં સંચરે. ૯
એક નારિથી અધિક, નારિ જે પરણે છે નર,
એક માનિતી થાય, બીજી અણમાની રે' ઘર,
જુગારમાં જન જેહ, હારિ પુરતું દુખ પામે,
માર ચાસણથી અંગ, દુઃખ અદકું જ્યમ જામે,
એથી વધતું દુખ વિશ્વમાં, અન્યાયે જે ઉચરે,
એને તનમાં થાતું સદા, એવું મહાન જનો કહે. ૧૦
બાંધી મૂક્યો હોય, પુરૂષને મહાન નગરમાં,
તેને જે દુખ થાય જાય વર્ણ્યું ન કથનમાં,
મુસાફરીમાં હોય, રાનમાં રખડે ભૂખે,
વધુ વિશ્વમાં દુખ, શત્રુ કેડો નવ મૂકે,
એથી પણ વધતું દુખ દિસે, જે બોલે જૂઠું જગે,
જૂઠી સાક્ષી પુરનારને એથી દુઃખ વધુ દિસે. ૧૧
મદિરાનો પીનાર, કલેશ ઝાઝો કરનારો,
વૈર ઘણા જણ સાથ, નારિ નર છોડવનારો,
જ્ઞાતિ માંહિ તકરાર, દ્વેષ નૃપતીની સાથે,
નર નારીમાં દ્વેષ, કરાવે વસિ સંગાતે,
વળિ ચાડી ખાતી સર્વની, નીંદા કરવી પ્રીતથી,
દાક્ષા જનને તજવાં ઘટે, વિચાર કરિને ચીતથી. ૧૨
હાથ તણો જોનાર, વણિક જે ઓછું તોળે,
જુગારિ જે જગમાંય, ધૂર્તને જૂઠું બોલે,
વિવેક હીણો વૈદ, શત્રુ જે પોતા કેરા,
હોય મિત્ર પણ દિસે, દુરાચારે દૂબેલા,
એ સર્વને કો દિને, સાક્ષીમાં નવ રાખવા,
કદિ હોય સ્નેહ તે સાથ પણ, ચિત્ત વિચારી ત્યાગવા. ૧૩
ઘર બાળે વિખ દિયે, અવર નરથી ઉપજેલો,
ગર્ભપાતની દવા, તણો વિક્રય કરનારો,

શસ્ત્ર તણો સજ્જન.ર, આદિ બીજાની ખાતો,
મિત્ર દ્રોહ જે કરે, પરસ્ત્રીમાં લપટાતો,
બાળકને હણનાર, ગુરૂ સેજે પગ મૂકે,
દ્વિજ થઇ મદિરા પિયે, દુખી, દુખિ કરે ન ચૂકે,
વિશ્વાસીની ઘાત, કરે નાસ્તિક નર જે છે,
વેદ ઉપર વિશ્વાસ, નહિં નિંદાજ કરે છે.
આવે જો અધિકાર, બળાત્કારે ધન લઈ લે,
દુષ્ટ આચરણ ધરે, શરણ આવે તો હણિ દે,
ક્રૂર કાળજ્યા તણો, એટલા જન આ જગમાં,
બ્રહ્મહત્યારા ગણો, ફરે પાપી સમજનમાં,
તાપણિથી તન રૂપ, જરૂર જોતાંજ જણાશે,
વૃત વડે વિશ્વમાં, ધર્મવાળો જન થાશે,
વ્યહવારેથી નિત્ય, શ્રેષ્ટતા ચિત્ત સમજાતી,
સંકટ સમયે સદા, ખરી ધીરજ પરખાતી,
વળિ ભય વેળા શુરવીરનું, શર પ્રકાશિત થાય છે,
સમ આપત્તિમાં અવનિમાં, મિત્ર સ્વરૂપ સમજાય છે. ૧૪
જરા રૂપને હણે, હણે આશા ધીરજને,
મૃત્યુ પ્રાણિને હણે, હણે છે દ્રેશ ધરમને,
ક્રોધ લક્ષ્મિને હણે, દુષ્ટ સેવા શિળતાને,
કામ હરે લાજને, જગતમાં હરકોઇ બાને,
પણ અભિમાને આ અવનીમાં, નાશ સકળનો થાય છે,
ગુણ એક એક અવગુણ થકી, હરેક રિતે હણાય છે. ૧૫
બુદ્ધિ અધિક ચિત વસે, કુલિનતા શમતા છાજે,
ઇંદ્રી નિગ્રહી થય, શાસ્ત્ર સાંભળિને રાચે,
થોડું બોલે મૂખ, પરાક્રમ ઉપર પ્રીતી,
ગજા સમું દે દાન, ગૂણ જાણે શુભ પ્રીતી,
એ આઠ ગુણો જે પુરૂષમાં પ્રતિ દિન દીસે શોભતા,
એવા જનના સતસંગથી, આપ વિષે ગુણ રે' વડા. ૧૬
ચિત જેનું નવ સ્થીર, કપટ ઝાઝું અંતરમાં,
ઇંદ્રી વશ જે વીર, સ્વાર્થ વિણ કંઇ ન નજરમાં,

પારો હોયે બીજ, સ્વાર્થ વિણ જરી ન નિરખે,
તળાવ જળવિણ જેમ, હંસ નવ જોતાં હરખે,
વળિ અણચિંતવ્યો કાજ કરે, પ્રસન્ન કારણવિણ થશે,
જ્યમ આકાશે વાદળ ચડે, નીચ લક્ષણો એ હશે. ૧૭

વૃધતા હણે સ્વરૂપ, ધિરજને આશ હણે છે,
મૃત્યુ પ્રાણને હણે, ધર્મથી દ્વેશ ઘટે છે,
લાજ નાશ કામથી, સદાચાર નિચ સેવે,
હણાય લક્ષ્મિ હમેશ, ક્રોધને કારણ દેવે,
એ સહૂ વસ્તુ એકેકથી, હણાય છે હરનિશ જુવો,
પણ અભિમાનીનું અવનીમાં, તમામ નાશ થયું ગણો. ૧૮
વિશ્વાસે ઘર માંહી, વસી ઘરનાર બગાડે,
ગુરૂ શય્યા પર આપ, પાય સૂવાનું ધારે,
ઉંચ વરણ છે આપ, નીચ નારીને સ્પર્શે,
વિપ્ર ક્ષત્રિ ને વૈશ્ય છતાં, મદિરા લે હર્ષે,
વળિ વડિલોથી રહિ વેગળો, કામ કરાવે વડિલને,
જે અવર તણી આજીવિકા, છેદી માને સુખ મને. ૧૯
વિપ્ર પાસ ચાકરી, કસને ચિત્ત ન વિચારે,
શરણે આવે સદા, હણ્યાનું તેને ધારે,
એ કામો કરનાર, વડા પાપી જગ જાણો,
દ્વિજ હત્યારા સમા, પાપિ એ અંતર આણો,
વળિ એ પાપીના સંગમાં, વસવાથી પાપી બને,
પ્રાશ્ચિત તેને કરવું પડે, એવું વેદ શ્રુતી ભણે. ૨૦
પાળે ગુરૂનું વાક્ય, ન્યાય વીચારી વરતે,
છાંડેલું નવ ખાય, ઘાત ન કરે કો જનને,
અનર્થ આપ ન કરે, કર્યો ઉપગાર પીછાને,
સત્ય અને પ્રિય વાક્ય, અહરનિશ મુખ ઉચારે,
વળિ દેવ વિપ્ર અતિથી તણી, સેવા સ્નેહ ધરી કરે,
એ ભડનર આ અવની વિષે, સ્વર્ગ સમોવડ થઈ ફરે. ૨૧
લાજવાન જે રાય, નારિ જે છે વ્યભિચારી,
ચાકર નૃપતિ તણો, આપનો પુત્ર વિચારી,

જાત આપણો હોય, વીધવા શ્રી શુન નાનો,
સૈનાજિવિકા ઉપર, જે પુરૂષ છે જિવનારો,
વળી નૃપે લિધો અધિકાર હરી, એવા દશ સાથે જરી,
વિતનો વ્યવહાર ન રાખરો, સંગત કર ઝટપટ પરી. ૨૨
અકરમી હોયે અપાર, ખુબ જગમાં ખાનારો,
દૂષિ તણી જિવ છાપ, કર્મ કૂડાં કરનારો,
ઘાતક દિલનો ઘણો, દયા નહિ જરિ અંતરમાં,
દેશ કાળની ગતી જરી જાણે નહિ મનમાં,
વળિ વેશ નઠારો ધારિને, જે નર દ્રકડ થઇ ફરે,
એવા નરને સમજૂ કદી, લાવે નહિં ઘર અગરો. ૨૩
આવે સજ્જન ઘેર, પ્રથમ આસન શુભ દેવું,
જળ લાવી શુભ પેર, ધોઇ પગને જળ પીવું,
સ્થિતિ આપની હોય, તે મુજબ માન દઇને,
સમાચાર હર કોઇ, પૂછવા પાસે જઇને,
પછિ ધિર પુરૂષે મિજબાનને, ગજા સમું ભોજન દઇ;
સદા તૃપ્ત કરવો ઘટે, અતિથિ આવ્યો ઘરમહીં. ૨૪
અતિથી આવે ઘેર, જો ન જળ આપે તેનો,
પુજે ન મધુ પર્કથી, ના વદે મીઠાં વેણો,
ધરી કૃપણતા કાય, આડું જોતો આપેથી,
કરે નહીં સતકાર, અતીથી ને જાતેથી,
તો જગમાં તેનું જીવવું, નિષ્ફળ નક્કી મનાય છે,
સત પુરૂષો તણે મુખે સદા, વાણી એવી સુણાય છે. ૨૫
વેદ શસ્ત્ર સજનાર, બ્રહ્મચર્ય ન જે પાળે,
ચોર ક્રુર મદ્યપી, બાળ હત્યા ચિત ધારે,
સૈન્યા જિવિકા થકી, જીવતો નર જગમાંહીં,
વેદ વીક્રયી થાય, ચિત્ત શંકા નહિ કાંઇ,
એ નરમાંથી નર કોઇને, પાણી પણ દેવું ન ઘટે,
પણ ભોજન દેવું ભાવથી, આવે જો કદિ અવસરે. ૨૬
રીસ હદયમા નહી, લોહ કાચન મમ જાણે,
શોક જરી ન શરીર, સંધી વિયહ મન નાણે,

નીંદા સ્તુતી ઉભય, થકી વીરક્ત રહેજે,
વ્હાલું નર કો વધૂ, નહીં કો દવખું દીસે,
એ સરવે ચિતથી ત્યાગીને, રહે રૂડેરા રંગમાં,
એવા ભિક્ષુકને સર્વદા, આપો જનો ઉમંગમાં. ૨૭
ખરી પડેલાં પત્ર, કંદમુળ ફળ નિત ખાઇ,
રહે રંગમાં સદા, રૂડી રીતે ન નવાઇ,
આપ આતમા સદા, નિયમમાં જે નર રાખે,
યજ્ઞ યાગમાં કુશળ, રહે કદિ વનને વાસે,
એવા નરને આ અવનિમાં, પુરો તપસ્વિ પ્રમાણવો;
સહુ અતિથી માંહી શ્રેષ્ટ નર, હરનિશ તેને જાણવો. ૨૮

## લલ્લુ સહસ્રી.

### દોહરા.

ઠગ જનના વિશ્વાસથી, ડાહ્યા ઠોકર ખાય;
પ્રથમ મેળવે મન પછી, ઘર લુંટી લઇ જાય. ૧
ઉપરથી સારૂં કહે, અંતર દ્વેષ અપાર;
એવા ઠગ ઠાકોરને, કર જગમાહિં જુહાર. ૨
શુભ નવ નિપજે દુષ્ટથી, કરશો કોટી ઉપાય;
વિષ ભક્ષણ કરિ કો દિવસ, અમર મનુષ્ય નવ થાય. ૩
નિજ ગુણ તજે ન જગતમાં, ભલે ગમે તે થાય;
હસ્તી સંગે બાંધતાં, ખર લોરણ ન ભુલાય. ૪
મહત જનો દુખ ભોગવે, પણ નવ આણે ઉગ;
સોબત વિણ સિંહ વન રહે, તોય તજે નહિ શૂર. ૫
પરોપકારી કામમાં, પાઇ ન ખરચે હાથ;
રાંડોમાં લાખો દિયે, દુષ્ટ દોસ્તની સાથ. ૬
નીચ પુરૂષ ગુણને કદી, નાણે યાદ લગાર;
કપૂત ભૂલે તાત ગુણ, ઉલટો નિત લડનાર. ૭
નિજ શુભ કરનારા તણું, શુભ કરવું શુભ ધર્મ;
ઉલટો કૃતઘ્ન થઇ લડે, દુષ્ટ ન ધારે શર્મ. ૮
સ્વામી કે નિજ શેઠને, પડયા દુખે દિદેન;

નાસે નહિ ગાયું જતાં, ઉંચ કુળમાં ઉપજેલ. ૯
દરમાં તું દુઃખ જોઇ દિલ, ભ્રાત મને થા શાંત;
દિવસ પછી પડિ રાત તે, રાત ન રે', નિઃભ્રાંત. ૧૦
દુખ શાને તું દીલ ધર, સહુનો આહીં છે અંત;
સુર્ય ચંદ્ર પણ સ્થિર ન નિત, તો શો ધરવો તંત. ૧૧
મોઢે શુભ વદનાર પર, નવ ધરવો વિશ્વાસ;
નહિ ઘરમાં વાતો વડી, તો શું ધરવી આશ. ૧૨
નામ પ્રમાણે ગુણ જગે, ભાગ્યે કદિ દેખાય;
માણક ચતુર હિરો છતાં, પાઇ ન મૂલ પમાય. ૧૩
જુઓ શેઠ આ શહેરના, સઘળે મૂર્ખ મનાય;
ગોળ બદલ દે ગાંઠિયા, ડાંપણ જોઇ હરખાય ૧૪
સાંજે સો મળતાં છતાં, કરે સવારે સાઠ;
શેઠ છતાં જાણે ન ગણિ, છોને બે શું ? આઠ. ૧૫
લક્ષ્મી થકી વડાઇ ના, વિદ્યા થકી વડાઇ;
ખીલી પેહેરે લુગડાં, શો દે જવાબ ભાઇ ? ૧૬
જુઓ જગતમાં મૂરખા, દે ન સત્યને દાન;
છેતરિ લેતા સુરખ નર, અસત્યધારિ તમામ. ૧૭
નાનાથી ન બની શકે, મહત જેવું શુભ કામ;
પતંગથી ન બની શકે, રવી પ્રકાશ તમામ. ૧૮
આપે છે પ્રભુ સકળને, જોઇયે તેવી જોડ;
એક આંધળો આંખથી, બીજાને પગ ખોડ. ૧૯
શુર, દાની, પુરૂષો ગયા, હવે નીચ આભાસ;
રહ્યા બાકિના કોલસા, આગે બળ્યા અનાસ. ૨૦
દયા આણિને દીન પર, દે ભોજન ધરિ ભાવ;
અન્ન પ્રાસ્યું તે નહિ ધરે, તુજ પર અતિ અભાવ ૨૧
તનુજ પાળિ મોટો કરે, ધરી હેતે મા બાપ;
વૃદ્ધ વયે રડે વેગળો, પુત્ર ન ગણુ એ પાપ. ૨૨
હોય ન ઘરમાં પાઇને, જર ખરચી જશ ચા'ય;
જશ બદલે જૂતી જડે, દેવામાં ડૂલાય. ૨૩
મહત તણી ઇર્ષા કરે, દેખત લાભ ન થાય;

શ્વાન ભસે શશિના સમાં, શશિ શું નીચ કથાય ? ૨૪
નીચ જને કદિ પ્રજ્ઞને, ગણ્યો ન લેખા માંય;
ગધ્ધો તજે કપુર તો, કપુર ન હલકો થાય. ૨૫
નીચ નીચતા નહિ તજે, વસે ઉચને સંગ;
કપુર સંગ હીંગ રહી, લે નહિ સંગ પ્રસંગ. ૨૬
શુભ જન બોલે નહિ તદા, માન લહે ભરપૂર;
ચડે ચાંદલો સ્ત્રી શિરે, પગમાં રહે નુપૂર. ૨૭
ધાકડ કદિ ઘોડી મરે, તોય કુલીન ન થાય;
આક તણું આકોલિયું, કેરી કેમ કથાય. ૨૮
નીચ જાતિ નિજ જાતને, ભૂલે નહિ ભવ માંય;
અમૃત આપો શ્વાનને, ભસ્યા વિના ન સુહાય. ૨૯
મોટા જનના સંગમાં, પદ પણ મોટું પમાય
પવન પ્રસગે ધૂળ પણ, ઉડિ આકાશે જાય. ૩૦
નીચ ચડે ઉચે તદ, હોય નીચ તે નીચ;
ઉદધિ જળ ઉંચું ચડી, વહે ઉદધિની વીચ. ૩૧
ફળ કદિયે જાતું નથી, કરેલ સુકૃત કામ;
જો નહં આપે મનુષ્ય પણ, ભુલિ ન જાશે રામ. ૩૨
જીવ જતાં કાયા થકી, પડિ રહે જગ વ્યવહાર;
નીજ ગાન રહે બંધ ઝટ, તુટે યંત્રનો તાર. ૩૩
હંસ ઉડી જાવા પછી, સર શોભા ન લગાર;
વેપારી ઉઠ્યા પછી, માન ન લહે બજાર. ૩૪

સુખ કડુ ભાખે તે ગણો, હિતકારી મન માંય;
કડુ ઔષધ પાયા વિના, જ્યમ વ્યાધી નવ જાય. ૩૫
સુખ તે દુખ રૂપ થાય છે, અંત સમયની માંય;
પામે સુખ સંસારમાં, મરતાં ચિત રહિ જાય. ૩૬
સુખ કરને દુખ કર ગણો, આખર વખત પ્રમાણુ;
હશે ભોગ સુખ રૂપ તે, મરણે દુખનું ધામ. ૩૭

હિરા હામ ન હાર તું ? કર્યું મુરખે મૂલ;
જાશ ઝવેરી હાથ તો, કો દિન મુલ અમૂલ. ૩૮
તારા ગુણ તારે મુખે, કદીન કરતો ગાન;

ગુણ અવગુણ રૂપ થઇ જશે, પામિશ અતિ અપમાન ૩૯
હાથી હય હબાડિને, ત્યાં સુધી ન તુજ મૂલ;
જઇશ ભૂપના ભુવનમાં, પામિશ હિરા ઝૂલ. ૪૦
હિરા શાને શોચ તું, પડી મુરખને સંગ;
કો કાળે કીંમત થશે, મળતાં મહત પ્રસંગ. ૪૧
શોચ ન ચિતમાં ચતુર નર, વન્તુળ મૂરખ જોઇ;
ખોદિ માટિથી અલગ કરી, હિરો પરખે કોઇ. ૪૨
શ્રીમંત દે નહિ આશરો, તેથિ ન પ્રજ્ઞ પિડાય;
કિર્તિ ન હોય નશીબમાં, આશ્રય કેમ અપાય? ૪૩
માન ન પામ્યો ચતુર નર, મળિયાં મુરખ અસંખ્ય;
કરે શું? અંધો આરશી, બધિર સુણે નહિ શંખ. ૪૪
શરણુ તેહનું લીજિયે, અરિથી બળિયો હોય;
વાઘ સાથ લડનારનું, શરણુ છછુંદર ન્હોય. ૪૫
દુરજનને આશ્રય દિયે, પછી થાય પ્રતિકૂળ;
જળ સિંચતાં બાવળ મૂળે, ફળ આપે છે શૂળ. ૪૬
ફૂલ્ય કરે ફાટયો ફરે, આખર થાય અમૂલ;
ફળ નવ આપે આખરો, ધરિને મોટાં ફૂલ. ૪૭
સુપાત્રપણું કુપાત્રને, અંગે ગ્રહે કુરૂપ;
જળધીમાં વરષાનું જળ, પડતાં જળધિ રૂપ. ૪૮
કૃતઘ્ની પુરો કુલિશથી, જોતાં જગે જણાય;
કુલીશથી જિવ જાય પણ, કૃતઘ્નિથી પીડાય. ૪૯
માન શોધવા જહાનમાં, ખાન મળ્યાં અપમાન;
મળે ન વિણુ આઘાત જગ, ખાન, માન, અપમાન.૫૦
સદ્દગુણ ઢાંકયા નવ રહે, જગમાં લાંબીવાર;
આસે છાયો સુરજને, આખર ઉઘડનાર. ૫૧
લઘુથી કરી શકાયના, મોટા સાથે હોડ;
વૃક્ષ સમાન ન થઇ શકે, કોદી છાજાં છોડ. ૫૨
નીચો આપે વચન તે, કદી ન ખરૂં મનાય;
જેમ શ્વાનના કોલનો, નહિ વિશ્વાસ કરાય. ૫૩
દુષ્ટ પુરૂષના મિલનથી, નિશ્ચય થાશે નાશ;

જયમ સડી વચમાં જતાં, સોપારીનો વિનાશ. ૫૪
ઝવેરી લઈ હીરા, તું ક્યમ, આવ્યો મૂરખ ગામ?
જ્યાં છે કામ અફીકનું. વસતા ફકીર તમામ. ૫૫
ચંપા તું શિદ શોચકર, મધુકર નવ દે માન;
ગુણ જાણે ગુણવંતના, ગુણહિણને નહિ જ્ઞાન. ૫૬
અલિ અંબુજ આગળ જઇ, શું પામ્યો કહે સૂખ?
પીડાયો બેભાન થઇ, વળી મૃત્યું સંનમૂખ. ૫૭
પંડિત કાં પરવશ થઇ, ગમારને દે જ્ઞાન?
પારસમણિ લઈ કાં ફરે, મૂરખ તણે મુકામ. ૫૮
પ્રેમ પયોધીમાં પડ્યો, એથિ ન ઉપર તરાય;
ઉપર રહિ હલકા જનો, પ્રેમિકથાવા ચ્હાય. ૫૯
પ્રેમ નેમ જેણે ગ્રહ્યો, તેથિ ન અવર ગ્રહાય;
અવર ગ્રહણ ઇચ્છા કરે, પ્રેમ નેમ છુટિ જાય. ૬૦
પૂરો પ્રેમિ ન પટપટે, અપુર્ણ કરિ બકવાદ;
જણવે ખોટો જગતને, અપુર્ણ ઘટ જ્યમ નાદ. ૬૧
પ્રેમ અંશ અવતંશ તે, પ્રેમિ ન જાણે આપ;
છુટો ન તેથી કયમ કળે, મુજને પ્રેમી છાપ ૬૨
પૂરો પ્રેમી અંશ તે, અવર ન ન્યાળી જોય;
દ્રગ અંજન તલિન ર્‌હે, દેખે નહિં દ્રગ કોય. ૬૩
પ્રેમ પ્રેમ પામર જનો, મુખ કરતા બકવાદ:
જ્યમ પોપટ મુખ રામકે', પણ નવ જાણે સ્વાદ. ૬૪
પ્રેમિ કહે નિજને મુરખ, નારી સંગ વસેલ;
તે ત્રિભુવન છે ભારરૂપ, જ્યમ આંકેલો બેલ. ૬૫
પતિત અવસ્થા પ્રેમની, કરિ મુર્ખ જગમાંય;
બાળા ધરી બગલ વિષે, જગના જૂતા ખાય. ૬૬
માત તાત સ્નેહી સગાં, ભ્રાત ભર્ગીન ભવ ખોય;
ભૂલે સહુના ગુણ પછી, પ્રેમી થઇ પછડાય. ૬૭
મુરખ જન ભુલિ જાય છે, શાથી પ્રેમ થયેલ;
વાંદર જ્યમ નિધિ કુદે, વૃક્ષ ડાળ કરિ ગેલ. ૬૮
મળ્યા મુરખ બે મિત્રને, કરિ સ્ત્રી પ્રેમની વાત;
લઇ ચાલ્યો રાનોડ પછિ, જ્યમ ગદ્દો "પ્રિય લાત." ૬૯

અવર સાથ કરિ સ્નેહને, પરખાવે નિજ પ્રેમ;
પણ વાંછા ભગની સુતા, સ્ત્રીની કરતા એમ. ૭૦
ભોળા ભોપા ભુમિમાં, એ પ્રેમિયા ઠગાય;
લલ્લુ લાયક સજ્જનો, લાત હણી દુર થાય. ૭૧
બહુ દુખથી પણ સંતને, કોદિ ન ક્રોધ ભરાય;
જ્યમ ચંદનના કાષ્ટને, ઘસતાં પાવક થાય. ૭૨
ક્ષમાવંત ક્ષીતી સદા, તજતિ ક્ષમા કોવાર;
ભાર વધૂ નિજપર જુવે, કાટિ કરે સંહાર. ૭૩
ખરૂં ખોટું પરખાય ના, કરિ નહિ જો અજમાશ;
કાચ ન કાપે કાચને, હીરો કાપે કાચ. ૭૪
ઈશ્વરને અંતર સદા, સમાન ભાવ જણાય;
કર્મ કરે જિવ તે મુજબ, ફળ શુભા શુભ થાય. ૭૫
દુષ્ટ કરે દુષ્કર્મને દુર રહે સજન સરોપ;
મતિ અનુસાર કરે સકળ, દીવાને શો દોષ ? ૭૬
સમાન શક્તી બે તણી, સુખ દુખ રૂપ થઇ જાય;
દુષ્ટ કરે સજ્જન દુખી, શુભ કરિ દિન સુખ થાય. ૭૭
સબંધ કાં તજશે તને, કાં તું તજિ જાનાર;
અનિત્યમાં આશક્તિતો, ગમાર નર કરનાર. ૭૮
સાચાને જગમાં જરી, આંચ નથી કોવાર;
કાંચનને કહે ફટ પણ, કસોટિથિ ન છુપનાર. ૭૯
કહેવું સહેલું અવરને, કરવું આપ મુશ્કેલ,
"ચડજા બેટા શુળિપર," પંડે ચડવું ન સ્હેલ. ૮૦
બીજા તણું બગાડવા, જગજન છે તૈયાર;
તુજ સુત થાયે ગોરજી, સાબેતો મુજ સાર. ૮૧
જુઓ કર્મ ગતિ જગતમાં, જ્યાં વિચરે ત્યાં દુઃખ;
ગદ્ધાને શિર ડીફણાં, કરી૦ નાય ઘર સૂખ. ૮૨
બેશ ધરી વિશ્વાસનું, કર ના ફોગટ શોર;
જ્હાંશ મેળવવા લાભ ત્યાં, કર્મ જશે તુજ મોર. ૮૩
અહો દુઃખ દેનાર છે, તે માન્યું નવ જાય;
આકાશેથી આવિને, અહિંઆં કેમ નડાય. ૮૪
જે ગ્રહ નડે જગત વિષે, તો સહુને સમભાવ;

* કાશી

એક પળે જન્મેલને, સુખ દુખને સમ લ્હાવ. ૮૫
માની શકતું મન નથી, જે ગ્રહ જગે નડેલ;
રાવણ કયમ દુખિયો બન્યો? બધા ગ્રહો બાંધેલ ? ૮૬
ગપ્પાં મારે ગોર તે, ભોળાં માને સાચ;
પછિ ગ્રહ પૂજે મૂરખા, છુટવા ગ્રહની આંચ. ૮૭
ગોર નડે કે ગ્રહ નડે, તે ન જરા સમજાય;
ગોર હાથ ગ્રહ હોય છે, શાંતી કરે સદાય. ૮૮
એવા વ્હેમે વિશ્વમાં, ભોળાનર ભરમાય;
દ્રવ્ય હાનિ ને દુખ ખમે, પછિ પંડે પીડાય. ૮૯
પ્રભુ પેદા સૃષ્ટિ કરે, અવર કરે શું શોર;
ગ્રહ પ્રભુના છે હાથમાં, શાંતી શું કરે ગોર ! ૯૦
ગોર શાંતિ ગ્રહની કરે, તો મહા ગજબ ગણાય;
મરે ન ગોર મહીતળે, કીડી જ્યમ ઉભરાય. ૯૧
સજ્જનના કહે ત્યાં કદી, ગુણિજનથી ન જવાય;
નાવિક નાવ ન લે કદી, ઉદધિ ખરાબા માંય. ૯૨
ગુણહિણુ રૂપ ન કામનું, શુભ કરૂપ ગુણવંત;
બગ ઠગ મુની સમ એક પગ, મરાળ સમ ન સુહંત.૯૩
આકારે ઉત્તમ કદી, અમૃત સમ દેખાય;
ઉપલ સરકરા સમ દિસે, પણ મુખથી ન ચવાય. ૯૪
સ્વરૂપ પરથી ન જાણવું, વિણુ મૂલું જગમાંય;
કાજળને કસ્તુરિ, સમ, પણ વાસે પરખાય. ૯૫
ચાલે કદિ ચુપ સ્થીતિમાં, બગ ઠગ અને મરાળ;
પણ પરખાશે પાણિ પય, છુટાં કરતી વાર. ૯૬
કદિ સજ્જન ઓળખ વગર, રહે પડ્યો સો વર્ષ;
હીરો રહે કદિ ખાણમાં, સુજન ગ્રહે ગણિ હર્ષ. ૯૭
શંઢ મતી જેને ઉરે, કથન થકી શું થાય ?
જ્યમ પાવૈયાથી કદી, રણુ લડવા ન જવાય. ૯૮

જો વધતું હદથી થશે, તો અવગુણ રૂપ થાય;
મીઠું થોડું હોય તો, વધને ખારું વદાય. ૯૯
મૂરખને મતિ દે અતી, તોય ન આવે જ્ઞાન;
ભાષણ કરો સલાહનું, પણ લડિ મરશે શ્વાન. ૧૦૦
પ્રભુ પ્રસન્ન શી રીતથી, તે નવ જાણ્યું જાય;
પાપી સુખ ભોગે ભુમાં, દુખિયા સંત જણાય. ૧૦૧
માયાનું બળ પ્રબળ છે, જોતાં જગે જણાય;
દુખ રૂપ કહિ કહિ સુખ થકી, વધતા ફસતા જાય ૧૦૨
જુઠો કદિ સાચું કહે, તે નહિ માન્યું જાય;
દુષ્ટ જનો જનહિત કરે, તે કયમ સત્ય કથાય. ૧૦૩
મહત જનોને નીચથી, કરવો નહિ વિખવાદ;
જીતાથી જશ ના જગે, હારે ઉર વિષાદ. ૧૦૪
સજ્જન કે દુરજન થકી, કદી પડો ના કામ;
સહુ મારું ઉપર થકી, તંતે સહુ દુખ ધામ. ૧૦૫
શુભ અશુભ દુરજન તણું, કરતાં દુખ દેખાય;
શુભ કરેથી લાભ નહિ, અશુભે અરિ સમ થાય ૧૦૬
સજ્જનનું ઉદર વડું, ગુણ અવગુણ સમાય;
અવગુણ ઉચ્ચારે ન મુખ, ગુણ ગણિ ગણિને ગાય.૧૦૭
સજ્જનને દુરજન વિષે, ફરક વડો દેખાય;
સજ્જન સુખી જ્યાં વીચરે, દુરજન દુખિયો થાય.૧૦૮
સારાસાર વિચાર નહિ, ત્યાં તારો નથિ તોલ;
સહુ સમાન ભાવે ખપે, ગોળ અને જ્યાં ખોળ. ૧૦૯
ઉપરનો જે રંગ તે, ધોયો નિત્ય ધોવાય;
ચિત્ત ચડેલો રંગ તે, શાથી ઓછો થાય? ૧૧૦
તનબળથી મનબળ અધિક, જુવો જગે દેખાય;
કરિ સમ કો પ્રાણી ન પણ, પારધિથી પકડાય. ૧૧૧
સત્ય સ્વલ્પ પણ સુખદ ગણ, અસત્ય દુખ દેખાય;
દશરા દિન સોનું લિયે, કનક સમું ન સુહાય. ૧૧૨
જોરૂ જમિનને જર જગે, વાહી અવર જન જાય;
તે માટે ન લડી મરે, તે જળસાપ ગણાય. ૧૧૩

અરિની પીડા ઉદર ગણુ, મુખપર કદી નવ આણુ;
લાગ મળ્યા સુધિ ચુપ થઇ, પછિ કર્ણીસમ લે પ્રાણુ.૧૧૪
જેના અરિ નિજ નામથી, નવ કાંપ્યા જગ માંય;
તે નર શાને અવતર્યા, ખોજો જનની કાય ૧૧૫
રણુથી નાઠે શું વળે, કાળથિ નહિ છુટાય;
મરણુ લખ્યું જો મહિવિષે, કાં મરના ? રણુમાંય. ૧૧૭
ગર્વ કરે નહિ ગુણિજનો, નાશ ગર્વથી થાય;
ભીંડો ભાદરવા તણો, આસોમાં અળપાય. ૧૧૭
દુખ રૂપ થઇ નડતો રહે, દુનિઆમાં નિશદીન;
કાં મરવું કાં મારવું, પણ નવ થવું આધીન. ૧૧૮
કાર્યં તરત કરવું ઘટે, તેમાં વીલંબ ન થાય;
વણુસે વીત્યે કામ તે, પછિ ચિતમાં પસ્તાય. ૧૧૯
ચંચળ તદપી સહાય વિણ, કરી શકે નહિ કામ;
પવન વિના પાવક કંદી, બાળી ન શકે ગામ. ૧૨૦
અભ્ર છાય, ખળ પ્રિતિ, સ્ત્રી, યુવા, ધન, રાંધ્યું અનાજ;
સ્વલ્પ સમય ઉપયોગનાં, પછિ ન આવે કાજ. ૧૨૧
લાયક ના લાયક તણું, નાયકને નહિ ભાન;
ના લાયક નાયક વસે, ત્યાં નવ વસો અજાણ. ૧૨૨
નાયક નાલાયક વદે, શાયક સમ મુખ વેણ;
પાજી પાયક હોય તો, નાયકને દુખ દેણ. ૧૨
ક્રોધી, કપટી, ક્રૂરને, અપ્રિય ઉલુક સમાન;
નિર્મે એવો નૃપતિ તો, પ્રજા ન આપે માન. ૧૨૪
સમાનતાથી શોભતો, અહારનો વ્યહવાર;
નીચ કૂળે કેમ ચાલશે, ઉંચ જન તણો કરાર ૧૨૫
મહાન છતાં ગુણિની સદા, સજ્જન ધરતા આશ;
જળધીમાં જળ બહુ છતાં, સરિત સલિલની પ્યાસ ૧૨૬
સજ્જન જન સામું જુવે, ત્યાં ગુણ દોશ જણાય;
ઝવેરી કર હીરો ચડે, કે ઝટ પારખ થાય. ૧૨૭
અરિ પેઠો જરિ ઉદરમાં, તો ઝટ નાશ થનાર;
છીદ્ર પડે નૌકા તળે, ઉદધીમાં ડુબનાર. ૧૨૮

શત્રુ નમિ ચાલ્યા પછી, ચીંતા ધરવી ચીત;
નમી સુધી બનતાં સદા, કમાન કરે અહીન. ૧૨૯
દુશ્મનનું દિલ માપવા, કર વિચાર ચિતમાંય
જળ માપ્યા વિણુ ઉતરતાં, ઉલટું ડુબી મરાય. ૧૩૦
જો તાગમાં છીદ્ર તો, દુશ્મન ફાવી જાય;
જ્યમ મુક્તા નિજ છીદ્રથી, બંધન મહે સદાય. ૧૩૧
સ્વધર્મ પર ન રતી જરા, સત્ય ન વ્હાલું ચિત્ત.
તે સાથે મૈત્રી કરે, થાશે આપ અદીન. ૧૩૨
સુજન સુયશ, ઢાંકિ ન શકે, ભલે દુષ્ટ ચોપાસ;
વાદળ ક્યમ રૂંધે સતત, રવિનો ઉગ્ર પ્રકાશ. ૧૩૩
ક્ષણિક ભલે દુરજન કરે, સજ્જન સમો પ્રતાપ;
રહેશે નહિ લાંબો વખત, રવિ સમ તેજ પ્રતાપ. ૧૩૪
સજ્જનને હલકો ગણી, દુરજન વદે અનિષ્ટ;
ગર્ધવ બકવે ક્યમ જશે, સાકરનો ગુણુ મિષ્ટ. ૧૩૫
તન સુધારવું સેલ છે, મન સુધારણુ નથિ સેલ;
આપ અમીર બની શકે, મન અમીર મુશ્કેલ. ૧૩૬
ઉસરમાં બી વાવતાં, ફળ ન મળે બી નાશ;
નિચ ગુણુ કરતાં લાભ નહિ, ઉલટો થાય વિનાશ. ૧૩૭
ગુન્હો કરી કો ધરવિષે, નહિ રહિ શકે જરૂર;
કૂદૃત ઉભો રાખશે, હરિ હાકેમ હજૂર. ૧૩૮
ફુલા માં નર ફાંકડા, ઉંચી કરિને આંખ;
આ કાયા તો એક દિન, થશે બળીને ખાખ. ૧૩૯
જે ધાર્યું અભીમાન ઉર, તે દુખ રૂપ દેખાય;
તન મન બેને દુખિ કરે, જ્યમ ઘણુ લાકડ ખાય.૧૪૦
જે વસ્તુનો નાશ છે, તેની કાં ધર આશ;
કાયા કાજ કુકર્મ કર, તે કાયાનો નાશ. ૧૪૧
છોટા પણુ મહદાશ્રયે, ડરે ન કરતાં કામ;
તપ્ત સ્તંભ ભુજ ભીડવા, પ્રરહાદે ધરિ હામ. ૧૪૨
સ્થિરતા હિન મનમાં કદી, રહી ન શકે શુભવાત;
જ્યમ જળ જરિ રહિ નહિ શકે, જો કાણું છે પાત્ર.૧૪૩
સજ્જન દુરજન ઉભય તે, દુખ રૂપ જગ દેખાય;

દુરેજન મળતાં દુઃખ તે, સજ્જન પળનાં થાય. ૧૪૪
અન્યોન્યાશ્રય છુટતાં, ઉભય વ્યક્તિ દુખ થાય,
પય જખ વિણુ ગંદું બને, જખ પય વિણુ મરિ જાય. ૧૪૫
ઉંચ ગૂણુ ન જાય કદિ, દુઃખ ગમે તે થાય.
કાપે પીસે ઉકળે, ઇક્ષુ સાકર થાય. ૧૪૬
વિધિનું ધાર્યું ના ફરે, કરો ગમે તે યત્ન;
હણ્યો હિરણ્યકશ્યપહરી, કોટી કર્યા પ્રયત્ન. ૧૪૭
ઉદાર ઉરન વિચારતા, અવર સુખ, દુઃખ આપ;
ભસ્માસુર કંકણુ દઇ, શીવે વ્હોર્યું પાપ. ૧૪૮
નીંદક કદી તજશે નહી, નિજનો નીચ સ્વભાવ;
ઉંદરને ઉગારતાં, ફુદી કરડે પાય. ૧૪૯
સ્વાર્થ તણે વશ જગત આ, જોતાં જરૂર જણાય;
વિના સ્વાર્થ માબાપ પણ, પય ન અવરને પાય. ૧૫૦
દુર્જનને સુખકર થતાં ઉભય પાંતિ નુકશાન;
કાંતો પીડા જગત જન, કાં તુજ નેજ નિદાન. ૧૫૧
દુરેજનના દુરજન તણી, જુવો વિચારી મન;
ઉલટો હણુશે હોંશથી, જેણે કર્યું જતન, ૧૫૨
એક સ્થળે ઉત્પન્ન થતાં, એક ગુણુ નવ થાય;
રાવણુ, વિભિષણુનો જનમ, એક માતુ ઉરમાંય. ૧૫૩
સજ્જન સંગ ન સુધરે, દુરજન વસતાં છેક;
તજે ન કટુતા લીંમડો, આંબા સંગ અનેક. ૧૫૪
હજાર દુર્જન સંગમાં, સજ્જન તજે ન ચાલ;
લાખ અનાડી સંગ પણ, પ્રભુ નવ તજ્યા પ્રહલાદ. ૧૫૫
તજ લાલચ તન ધન તણી, અચળ ન અવની માંય;
તુજ સાથે આવે ન તો, તારૂં કેમ ગણાય ? ૧૫૬
સમય સણી બળવાનને, થઇ રહેવું સમ કાળ;
નેતર વાજે તો વળે, વળિ સીધું થાનાર. ૧૫૭
માહાજન મહત ગુણે બને, નહિ તોફાને થાય;
બહારવટે નિકળેલ નર, જનમાં ચોર મનાય. ૧૫૮
બળતા અંતઃકરણને, દુઃખ નથી તલભાર;

કાળ પરે પાણી રહે, થાય ન કીચ લગાર. ૧૫૯
સમાન બદલો સકળને, મળતો જગે જણાય;
આંબો ઉછેરે સકળ, બાવળ છેદન થાય. ૧૩૦
ઉત્તમ જગમાં સદ્દનના, ઉંચપદ જેથી પમાય;
પુષ્પ ચુટે નખ દઇ બધા, પણ પ્રભુ શિર સોહાય. ૬૧
મહત નામથી પણ જુવો, મહત જગો મળનાર;
ચંદ્ર નામ ધરિ ચાંદલો, ચતુરા શિર ચોડાય. ૧૬૨
જેવું જેના ચિત વિષે, તે પરખાય તમામ;
રામ નામ પોપટ વદે, કાગ કહે નહિ રામ. ૧૬૩
સ્થિરતા વિન મનમાં કદી, રહી શકે નહિ વાત;
જ્યમ જળ જરિ ન રહી શકે, જો છે કાણું પાત્ર.૧૬૪
સજ્જનનું કોમળ હ્રદય, નવ નિત સમું મનાય;
આપ તાપ નવનિત દ્રવે, સજ્જન દ્રવે પરતાપ. ૧૬૫
માળા કર લઇ મન વિના, રટયા કરે મુખ રામ;
એ કર્મે ક્યમ સાપડે, સ્વર્ગ સુખનું ધામ. ૧૬૬
તારી પિડ કાં તું ધરે, મુરખ જગે જણાય;
શક્તી રહિત માતુ ઉદર, પોષણ પ્રભુથી થાય. ૧૬૭
વિણુ વિવેક કારજ કરે, બગડે પશ્ચાતાપ;
કર્યું વિવેક વણસતાં, ચિત્ત ન વધુ સંતાપ. ૧૬૮
સુખ ખોટું સંસારનું, સત્સું માની ધાય;
મરૂ જળ દેખી મૃગ મરેં ત્યમ જિવ દુખિયો થાય.૧૬૯
સજ્જન મન સુપડા સમું, ગ્રહે શુભ અશુભ દૂર;
શિલિમુખ ગ્રહે સુગંધ વધુ, ભળિ ફુલમાં ભરપૂર. ૧૭૦
પ્રભુથી ડરી પાપી હવે, કરજે સુકૃત કામ;
ખલક કાળ ખોરાક છે, તું સમ ખાય તમામ. ૧૭૧
જે સંગે વસવું સદા, ચોરિ કરે દુખ થાય;
નાવ નિર નિધિથી ગ્રહે, ત્યારે ડુબી જાય. ૧૭૨
પર, નિંદા,-દારા,-રમા, વ્હાલી ન કર લગાર;
નહિંતર ભાટ કટાર જ્યમ, આપ જીવ ગ્રહનાર. ૧૭૩
હઠ કરિ અવર બુરૂં કરે, તો આપણું પણ થાય;

અવર કાચિ હણવા જતાં, આપણિ કાચી થાય. ૧૭૪
મોટા નામે શું થયું, કામ વડું ન કરાય;
હિરો નામ અકલહિણો, તો કાંકરો કથાય. ૧૭૫
દુષ્ટ સ્વભાવ પડેલ તે, સુધરે નહિ કોવાર;
જ્યમ કાજળની શામતા, સાબૂ નથિ ધોનાર. ૧૭૬
સુખરૂપ ગણુ દુખ સજનનું, દુરજન સુખ દુખ થાય;
ગુરૂ શિષ્ય હણી વિદ્યા દીયે, ગલ ધરી મચ્છ હણાય.૧૭૭
ભાગ્ય વિના ફળ નહિ મળે, જીવ ગમે ત્યાં જાય;
હજામ લંકામાં ગયો, ખરચ ન પૂરો થાય. ૧૭૮
યાચક આવે યાચવા, તુજ શિખ દેવા કાજ;
અમે ન દીધું તેનું ફળ, આટે કંઇક નિવાજ. ૧૭૯
વિવેક વિણુ શોભે ન કદિ, કરે મહત્ શુભ કામ;
વસન વીણુ નવ શોભતાં, શ્રી ભૂષણો તમામ. ૧૮૦
શરિર મોટું મોટા નહિ, જગમાં જરા જણાય;
કરિવર વપુ વિશે વડુ, પંચાનનથિ હણાય. ૧૮૧
કુપાત્રને લક્ષ્મી મળી, તેથિ ન જન સુખ થાય;
ચોમાસે છલકે નદી, બહુ જિવ તાણી જાય. ૧૮૨
વિશ્વંભર પ્રભુ જગતમાં, સહુ શુભ જોને ચિત્ત;
સુખ દિધા પ્હેલાં કર્યું, પ્રભુ પય જન ધરિ હિત્ત. ૧૮૩
સાહસ કરતાં સૃષ્ટિમાં, થાશે પશ્ચાતાપ;
સાપ છછુંદરને ગળે, તજે મહા સંતાપ. ૧૮૪
જિવન જિવિકા ભય તજી, રહે રાત્રિ નિશદીન;
જીવન કર્માધીન ત્યમ, જિવિકા જિવનાધીન. ૧૮૫
કરવાનું જે હોય તે, કરવો પ્રથમ વિચાર;
બંદુક ઘોડો દાબતાં, ગોળી નહિ ટકનાર. ૧૮૬
આગળથી શુભ અશુભનો, અંતર ધાર વિચાર;
કમાનથી શર છુટતાં, પછિ લાગે નહિ કાર. ૧૮૭
ભલો કહે સુખ પર સદા, કટુ વચનો દુખદાઇ;
દુખ મનવે ન મરણ સુધી, ભુમિમાં એ ન ભલાઇ.૧૮૮
તરૂવરને ફુલ આવતાં, નિશ્ચે ફળ થાનાર;

તે ન્યાયે કુલીશ તો, તુજ ફળ ખરિ જાનાર. ૧૮૯
ધર્મ ગુરૂ ઠગ રૂપ છે, ચિતમાં જાણ જરૂર;
નાણું લેતા છેતરી, રાખે ધરમથી દૂર. ૧૯૦
ભલો ભલાઇ ભુમિ વિષે, સહાય છે કરનાર;
તોડે છેદે મારશે, આંબો ફળ દેનાર. ૧૯૧
એવો ગુણ શા કામનો, જે માટે જિવ જાય;
મણિ લેવાને ફણિશને, પ્રથમ મારવા ચ્હાય. ૧૯૨
સ્વાર્થ સાધતાં જગતમાં, કો ગણુતા નથિ પાપ;
કસ્તૂરી માટે હણે, મૃગ, નહિ પશ્ચાતાપ. ૧૯૩
સૂખ હોય જે જગતને, તેજ દુષ્ટ દુખરૂપ;
પુર્ણ નિશાકર જગત સુખ, ચોર કષ્ટનો કૂપ. ૧૯૪
નાનો વાત વડી કરે, તે કદિયે ન મનાય;
શિયાળ મુખ બકવા કરે, મૃગપતિને ન હણાય. ૧૯૫
દુષ્ટ હૃદય સતસંગથી, પોચું ના પરખાય;
પ્રસુન[1] વિષે પાષાણુ રે', પણુ ન કઠિનતા જાય. ૧૯૬
મોટા સીધા ચાલતા, હલકું વાંકું હોય;
કરિવર ચાલે પાશરો, શ્વાન વાંકુ થઇ જોય. ૧૯૭
કરે તેવું પામે લખ્યું, શાસ્ત્રે, સત ન મનાય;
રામ સંગ રાવણ લડયો. તો કેમ સ્વર્ગે જાય ? ૧૯૮
પ્રભુથી દુનિઆની કૃતી, રે' ન અજાણી આપ;
ચિત ઉઠયું જાણે મન તુરત, જેમ, પુન્યકે પાપ. ૧૯૯
ગુણ હિણુ ગુણ પારખ કરી, મુર્ખ આગળ શું જ્ઞાન;
અંધા પામે આરશી, બધિર પાસ શુભ જ્ઞાન. ૨૦૦
આપ વિષે અક્કલ નહી, વણસે કરતા કામ;
અધી પીસે પીસણું, આગે ખાતા શ્વાન. ૨૦૧
જશ દાયક પરહિત કરમ, શરમ ધરે નવ થાય;
ગજ ઉપર ચડિ ચાલતાં, છાણાં નવ વીણાય. ૨૦૨
કામ કરે નહિ કોઇનું, માન મહાન ચહાય;
કુપુત્ર પુત્ર છતાં ગને, મેંત્રિ થાય જાય. ૨૦૩
વડાઇનો નહિ પાર જ્યાં, દાહો આપે થાય;

---

૧ ફુલ.

બુદ્ધિ ન બે બદામની, ક્યાંથી લેવા જાય. ૨૦૪
કરવાનું ન કરે જરી, અકર્મ કરતો જાય;
પરહરી પુષ્પ સુવાસને, હીગ હોંશથી ચહાય. ૨૦૫
શુભ કરતાં નવ વાર કર, વારે વણસે કામ;
એક રાતની વાતમાં, રામે તજ્યું તમામ. ૨૦૬
અતિશય કરતો અડપલાં, તે સાથે ન ચલાય;
વિપ્રે બોળી અડપલે, હોડી દરિયા માંય. ૨૦૭
નામ ઉપર ભૂલીશ નહિ, નામે નથિ નિશાન;
ભોળો નામ વણીક્તું, તોળે ઓછું નિદાન. ૨૦૮
મૂરખના મનમાં કદી, રહે ન છાની વાત;
વડાઇ વધવા ભરિ મરે, જ્યમ હજામની જાત. ૨૦૯
શક્તી નહીં શરીરમાં, ધરે અવરની આશ;
અક્કરમી આપે છતાં, ભાવે ભોગ વિલાસ. ૨૧૦
ભવમાં નવ ભાળેલ તે, દેખી ચિત દુખ થાય;
રાજ્યભુવનમાં વાઘરી, વસતાં વ્યાકુળ થાય. ૨૧૧
અણ બોલાવ્યું બોલતાં, વક્કર જગમાં જાય;
શ્વાન ભસે શેરી વિષે, હાથે હડહડ થાય. ૨૧૨
વગર વિચારે વણજથી, દીવાળું દેખાય;
સંગ્રહથી વધતું વરે, તો ધન ખુટી જાય. ૨૧૩
સમજણ હોય ન શરિરમાં, ભક્તિવંત દેખાય;
કામ ઉંધાં ઓથે કરે, તોયે ભગત ભણાય. ૨૧૪

જોતાં આ જગનાં જનો, ઉપર જે દેખાય;
ભીંતર કો નવ ભાળતું, કુકર્મ કેમ કળાય. ૨૧૫
શુભ દેખાડે અવરને, મુખ કરીં બહુ બકવાદ;
અંતરમાં વૃતિ અશુભને, નિશદિન કરતો યાદ. ૨૧૬
હોય ન હાજર ત્યાં સુધી, ઉરમાં અતિશય ભાવ;
વરસે વધુ વરસાદ તો, અંતર ધરે અભાવ. ૨૧૭
હદ કરતાં વધતું થતાં, આંખે અશુભ જણાય;
બહુ માંદો રહે પુત્રનો, માતા મરવા ચહાય. ૨૧૮
શુભ બોલે ઉપર થકી, તેનો નહિ ઇતબાર;

પોપટ પટ પટ મુખ કરે, અલવે નહિ વ્યહવાર. ૨૧૯
પુઠ પછાડી દુષ્ટ જન, વાંકું નિત વદનાર;
એવા જનને ઓળખી, દૂર થનો, હુશિયાર ૨૨૦
જે કાળે જે ખપ નહીં, તે કયમ આણે યાદ;
માતૃ ખપ ન યુવા વયે, તો શાનો વિખવાદ. ૨૨૧
જ્યાં સુધી જે નવ મળ્યું, ત્યાં સુધી રે' ભાવ;
સાસને વહુ મળિ પછી, અંતર થાય અભાવ. ૨૨૨
જે પાસે જે ચીજના, તેની ગણુના ન્હોય;
ધનિક વાપરે ધન વધૂ, દિન ધન કાજે રોય. ૨૨૩
શુભ કામે ખરચાય ના, તે ધન દુખ દેનાર;
નાટક નારી નાચમાં, જરૂર થનાર ખુવાર. ૨૨૪
ચાકર તું છે સકળનો, કાંધણિ મનમાં ધાર;
મેલી જાનું મહિ વિષે, મરતાં, કાં અહંકાર ? ૨૨૫
તન તારૂં દેખાય ના, અવર શું તારૂં થાય;
તન સાથે સહુનો સદા, યોગ વિયોગ જણાય. ૨૨૬
ઘણો લાભ વિદ્યા મળે, ઘણું મળે કદિ માન;
મદોન્મત્ત જે થાય નહિ, તે નર ડાહ્યો જાણ. ૨૨૭
સારાં મિષ્ટ પદાર્થને, અંચળ ઉત્તમ જાત;
ધરે, સંતતિને ન દે, એથી કોણ કજાત ? ૨૨૮
એક પાપ કરનાર નર, ખૂબ હોય ખાનાર;
ખાનારાંને કાંઇ નહિ, પાપી ગુન્હેગાર. ૨૨૯
ક્ષમાવંતમાં છે રહ્યો, એકજ દોષ છુપાઇ;
અશક્ત અવર પુરૂષ કહે, બીજો દોષ ન કાંઇ. ૨૩૦
મહત પુરૂષની જે ક્ષમા, દોષ ન, બળ લેખાય;
નિર્બળ નર ધારે ક્ષમા, ભૂષણ રૂપ ભણાય. ૨૩૧
ક્ષમાથિ શું મળતું નથી, લોક ક્ષમા વશ થાય;
ક્ષમા ખડક હાથે ધર્યું, દુર્જન ડર ન જરાય ૨૩૨
તૃણવિણ અવનિ પડયો અનળ, આપે કરિ ઓલાય;
ક્ષમા હીણનર દોષથી, આપે પાપી થાય. ૨૩૩
બે પુરૂષો આ જગતમાં, પામે માન અપાર;

વાક્ય પ્રીય વદનારનગ, સતનર સેવણ દ્વાર. ૨૩૪
અવળા કામે બે મનુષ્ય, શોભે નહી લગાર;
સંસારી કામો તજે, ભિક્ષુક રે' સંસાર. ૨૩૫
આ બે પુરૂષો સ્વર્ગમાં, હોય સદા વસનાર;
દયાવંત રાજા અને, દીન છતાં દાતાર. ૨૩૬
અન્યાયે આવેલ દ્રવ્ય, બે વણુસ્યાનાં દ્વાર;
સત પાત્રે મળશે નહીં, કુપાત્ર નર ગ્રહનાર.' ૨૩૭
ધની છતાં દાતારના, દીન છતાં તપ હીન;
પથ્થર ધરિ કંઠે ઉભય, નાંખો જળે મલીન. ૨૩૮
ઉત્તમ મધ્યમ અધમ નર, દુનિઆમાં દેખાય;
એ સ્વભાવને અનુસરી, એને કામ અપાય. ૨૩૯
સ્ત્રી સુત દાસ આ સૃષ્ટિમાં, નિર્ધન સદા મનાય;
જેને તાબે હોય ત્યાં, વિતનાં માલિક થાય. ૨૪૦
હરણ કરવું ધન અવરનું, ભોગવવી પરનાર;
ખરા સ્નેહિને ત્યાગવો, એમાં દોષ અપાર. ૨૪
આત્માને નર્કે જવા, છે ખુલ્લાં ત્રણ દ્વાર;
કામ ક્રોધને લોભ એ, કરો ત્યાગ નરનાર. ૨૪૨
મળે રાજ વરદાનકે, પુત્ર જન્મ ઘર થાય;
અરિ કરવો દુખ મુક્તએ, ચારે લાભ ગણાય. ૨૪૩
માત, તાત, અગ્ની અને, આત્મા ગુરૂ એ પાંચ;
અગ્ની ગણાય સર્વદા, વિણુ સેવે દે આંચ. ૨૪૪
દાન, દ્વેષ નહિ, સત્યતા, ક્ષમા ધીર ઉદ્યોગ;
એ ૭ ગુણોને ત્યાગતાં, થાય મૃત્યુનો જોગ. ૨૪૫
ગાય નોકરિ ખેતિ સ્ત્રી, વિદ્યા અને કુમિત્ર;
ઘડીક ભુલ થાવા થકી, બગડી જાય ખચીત. ૨૪૬
દયાવંત અસહન ચીજ, વીણુ સંતોષિ ક્રોધ;
વેંભીપરસ્તિપર જીવે, છએ દુખી કર શોધ. ૨૪૭
નિજ સુખથી હરખાય ના, પર દુખથી દુભાય;
બક્ષિસ દઇ પસ્તાયના, એ સતપુરૂષ મનાય. ૨૪૮
અસત ઉપાયથિ કપટનાં, કાર્ય સિદ્ધ કદિ થાય;

અંત અસત છે તેહનો, માટે તજજે સદાય. ૨૪૯

પ્રાજ્ઞ પુરૂષ પ્રયત્નથી કરે કામ શરૂઆત;
નિષ્ફળ જાય તથાપિ ચિત, ધરે ન ખેદ લગાર. ૨૫૦

વનફળ કાચું તોડિજે, મનુષ્ય ખંતથી ખાય;
સ્વાદ જરા તે નવ લહે, વ્યર્થ બીજ વહી જાય. ૨૫૧

જે જન ફળ પાકું જમે, તેને મજે મિઠાશ;
ખરૂં પકવ ફળ હોયતો, થાય ન બિજનો નાશ. ૨૫૨

જ્યમ ભમરો ભમિ પુષ્પમાં, લે સાર્થવ સુવાસ;
અર્થ સિદ્ધ એ રિત કરો, કરો ન કોનો નાશ. ૨૫૩

માળી લે ફુલ, બાગથી, વૃક્ષ ન છેદન થાય;
પ્રજા સુખી કરી દ્રવ્ય લે, જે છે લાયક રાય. ૨૫૪

પ્રથમ કામ આરંભતાં, કરવો ચિત્ત વિચાર;
ફળ પ્રાપ્તી છે કે નહીં, એ ચુકવું ન કોવાર. ૨૫૫

કો કામો ઝટ થાય છે, કોમાં બહુ શ્રમ થાય;
માટે પ્રથમ વિચારિને, કામો આરભાય. ૨૫૬

અલ્પ પ્રયાસે કામકો, સિદ્ધ થાય ઝટ વાર;
પ્રાજ્ઞે એ આરભવાં, વિઘ્ન ન નડે લગાર. ૨૫૭

પ્રજા સકળને રાય જે, સદા જુવે સમભાવ;
પ્રજા કદી ત ઉપરે, ન ધરે જરી અભાવ. ૨૫૮

મનસા વાચા કર્મણા, થકી પ્રજા હીત થાય;
તે નૃપતીપર સહુ પ્રજા, રાજી રે' દિનરાત. ૨૫૯

અવર રાજ્ય જિતવા કરે, નૃપતી જેમ પ્રયાસ;
એ રીતે કરવો ઘટે, પુરવા પુરજન આશ. ૨૬૦

જ્યમ માટીમાંથી ગ્રહે, સુવર્ણ શોધન કાર;
ત્યમ બાળના બોલમાં, થી, પણ ગ્રહવો સાર. ૨૬૧

ગાયો જોતી ગંધથી, વીપ્ર વેદથી જાણ;
નૃપતી સેવક નયનથી, આંખે અવર પ્રમાણ. ૨૬૨

બળાત્કારથી ગાય જે, દોવા દે ન જરાય;
દુખ પામે બમણું, સુખે, દેતો દુખ નવ થાય. ૨૬૩

વિણુ તપવે વાંકા વળે, તે ત્યજ ન તપાવાય;
કાષ્ટ લાકડી વાળવા, અગ્નિમાં ન નખાય. ૨૬૪

ધૈર્યવાન બળવાનને, સમજી નમે સદાય;
પણ એ નરથી ઇંદ્રને, કો દિન નિચો કરાય. ૨૬૫

પશુને બળ પાવસ તણું, નૃપને બળ પરધાન;
પાતનું બળ પત્ની ધરે, બ્રાહ્મણ વેદ નિદાન. ૨૬૬
ધર્મ રક્ષવો સત્યથી, વિદ્યા કરિ અભ્યાસ;
રૂપ રક્ષણ છે સ્વચ્છતા, કુળ રક્ષણ શુભ ચાલ. ૨૬૭
આર પરાક્રમ રૂપ દ્રવ્ય, વૈભવને સુખ જોઇ;
ખુશિ ન થાય તો ખલકમાં, ઉપાધિથી રે' રોઇ. ૨૬૮
જેણે જીત્યું પ્રથમ મન, તેને સરવે સે'લ;
ઇંદ્રિય અરી સ્વાધીન થતાં, નવ જરીયે મુસ્કેલ. ૨૬૯
વિકારવાન પદાર્થમાં, જે મન દોડ્યું જાય;
શિક્ષા તેને જે કરે, તે શ્રીમાન મનાય. ૨૭૦
અર્થ સાધવા મબળ પણુ, નવ ઇંદ્રી વશ હોય;
એ નરની ઐશ્વર્યતા, જગે નાશ જન જોય. ૨૭૧
આત્માથી આત્મા જિતે, તો બધુ સમ થાય;
પણુ ઇંદ્રી વશ નર થતાં, અરી સમ એક કળાય ૨૭૨
ધર્મ અર્થ જાણી જગે, જે ઇચ્છે શુભ કામ;
સર્વ સાધને યુક્ત નર, સુખ પામે સહુ ઠામ. ૨૭૩
વાણિ રાખવી નિયમમાં, એ અતિશય મુસ્કેલ;
અચળ અર્થ રચના રહે, એ વદવું નહિ સે'લ. ૨૭૪
શુભ શબ્દનિ રચના થકી, ભાષણ ભલું વખણાય;
કઠોર શબ્દો મૂકતાં, અનર્થ અતિ દેખાય. ૨૭૫
મનુષ્ય તણી પડતી થવા, દેવ ઇછે દિલ માંય;
પ્રથમ બુદ્ધિ કમતી કરે, તો નિચ કર્મ કરાય. ૨૭૬
નાશ થવા આગળ સદા, ભ્રષ્ટ બુદ્ધિ થઇ જાય;
કરે ન્હારૂં નિત્ય પણ, સારૂં ચિત્ત મનાય. ૨૭૭
દ્રવ્ય કાજ ખોટું કહે, તે થયેલ થાનાર;
પેઢીને નરકે ધરે, આપે થાય ખુવાર ૨૭૮
જમિન માટ વદતો કુડું, તેનું મરવે નાશ;
થાય આખરે અગ્નિમાં, રહે ન રોકડ પાસ. ૨૭૯
લાકડિ લઇ ગોવાળ સમ, રક્ષણુ કરે ન દેવ;
પણુ આપે સારી મતી, ઉગરે અવસ્યમેવ. ૨૮૦

જેવી શુભ કામો વિષે, જેનો ધરે અતિ પ્રીત;
તેના સિદ્ધ મનોર્થ સહુ, ખલકે થાય ખચીત. ૨૮૧
આઠ ગૂણ જે મનુષ્યમાં, તેને સ્વર્ગાવાસ;
એમાંના ગુણ ચાર તે, રાખે સદ્ગુન પાસ. ૨૮૨
યજ્ઞ, દાન અધ્યયન, તપ, એ સતપુરૂષો પાસ;
આવીને વસતા દિસે, કીધા વિના પ્રયાસ. ૨૮૩
ઇંદ્રિયનિગ્રહ સત્યતા, શમતા નમ્રાચાર;
સત પુરૂષો ગુણ ચાર એ, શોધે વારંવાર. ૨૮૪
ભણવું, યજ્ઞ, તપ, દાન, સત, ક્ષમા, દયા, નિર્લોભ;
એ આઠે ગુણ ધર્મના, સજ્જન ધરો ન ક્ષોભ. ૨૮૫
એમાં ચાર પ્રથમ ગુણો, દંભ અર્થ સેવાય;
બીજા ચાર મહત જને, મુસ્કેલિથી રખાય. ૨૮૬
પાપી પાપી કિર્તિનાં, ફળ પાપી ગ્રહનાર;
સુપાત્રની સતકિર્તિનું, ફળ ઉત્તમ મળનાર. ૨૮૭
શુભવ્રતધારીએ કદી, કરવું નહિ જરી પાપ;
બુદ્ધી ભ્રષ્ટ પાપે બને, પાપો કરે અમાપ. ૨૮૮
નાશ બુદ્ધિ જે નર તણી, પાપ તેથિ નિત થાય;
પવીત્ર બુદ્ધિ હોયતો, પવીત્ર કામ કરાય. ૨૮૯
જ્ઞાનવાન આચરણ શુભ, સાદો સરલ સ્વભાવ;
વ્હાલો લાગે વિશ્વને, નહિ દુખનો દેખાવ. ૨૯૦
ગ્રહે જ્ઞાન વિદ્વાનથી, પંડિત એજ પ્રમાણ;
ધર્મ અર્થ સુખ સાર જે, સેવે બુદ્ધી નિધાન. ૨૯૧
કામ એવું દિવસે કરો, રાત વિષે સુખ થાય;
આઠ માસના કામથી, સુખ ચોમાસામાંય. ૨૯૨
યુવાન વયના કામથી, સુખી વૃદ્ધ વય હોય;
જીવિતના શુભ કામથી, મુવે સુકૃત ફળ હોય. ૨૯૩
અન્યાયે ધન મેળવી, તેથી ઢાંક્યું પાપ;
ધમ્મછા ઉરમાં તદપિતે, પ્રગટે આપો આપ. ૨૯૪
ચિત જિતેલસશિષ્યને, શિખવે ગૂરૂ સુજાણ;
દુષ્ટોને દે દંડ નૃપ, પાપીને યમરાય. ૨૯૫

શૃંગી, નદી, કુળ, મહતજન, સ્ત્રી, સહ પાંચ મનાય;
એનાં દુષ્ટાચરણનો, પત્તો નહી પમાય ૨૯૬
સુવર્ણ ફૂલ સૃષ્ટિ વિષે, વિણુતા ત્રણે જણાય;
શૂરવીર વિદ્વાન નર, ને શેવક કહેવાય. ૨૯૭
બુદ્ધી કાર્યે જે જે કરે, શ્રેષ્ટ મનાય સદાય;
મધ્યમ વપુબળથી, બને, કપટે નીચ કથાય. ૨૯૮
કાંટા જેવાં દુરવચન, વદીજન દુખ કરનાર;
વદનારો નર વિશ્વમાં, દારિદ્રજ વહનાર. ૨૯૯
સંગત નર જેવી કરે, ચહે જેવું નિજ ચીત;
થવા, તે મુજબ થાયછે, ખલકે મનુષ્ય ખચીત. ૩૦૦
જે કરવાની વૃતિ રે', જનને મુક્ત મનાય;
નીવૃત્તિ પામેલ નર, દુખિયો નવ દેખાય. ૩૦૧
જે શુભ નિજ ઇચ્છે સદા, ચિત્ત ચહે સત સંગ;
મધ્યમ કો સમયે કરી, તજે નિચ પર સંગ. ૩૦૨
દેવ દ્રવ્ય ને વિપ્ર ધન, લોભે લુંટી જાય;
અનાદર કરે શુભનો, નિચ ફળ તેથી મનાય. ૩૦૩
ગાય દ્રવ્ય ખેતી સરસ, સંપતિ હોય મહાન;
કુલિનપણું પામે નહિ, નરસ વૃતિથી જાણ. ૩૦૪
દૂષી ઘાતક વીપ્રનો, દિન પાવન ન કરાય;
એનો સુત સજ્જન કુળે, ઉત્પન કદી ન થાય. ૩૦૫
સજ્જન આસન સરસદે, જગા સરસ જળપાન;
પ્રિય વાણી, આચાર ચિજ, શુભ ઘર હોય નિદાન. ૩૦૬
એ ચારે સતકારથી, અતિથી સંતોષાય;
એવા સતકર્મી તણું, વાધે માન સદાય. ૩૦૭
વિણ સંબંધ મૈત્રી કરે, ધરે ભાવ હિત ચીત;
એને નવ અતડો ગણો, બંધુ ગણો ખચીત. ૩૦૮
ચિત્ત ચંચળ વૃધમાન નહિ, ચંચળ બુદ્ધિ સદાય;
તેના સાથે મિત્રતા, ટકે નહિ પળવાર. ૩૦૯
દ્રવ્ય ન પાસે હોય પણ, નવ લજ્જાળું ચિત્ત;
શકતી પ્રમાણે મિત્રની, મદદે જવું ખચીત ૩૧૦

વિદ્યા, નિગ્રહ ઇંદ્રિનો, વળી લોભનો નાશ;
શાંતીનો એવે સ્થળે, હરદમ દિસનો વાસ. ૩૧૧
જ્ઞાન રૂપ બળનો સદા, નાશ કરે પરિતાપ;
વ્યાધી થાય વપૂ વિષે, પરિતાપને પ્રતાપ. ૩૧૨
ઇચ્છિત વસ્તૂ નવ મળે, ધરે શોક નિજ ચિત;
અરી એના રાજી થશે, તજવો શોક ખચીત. ૩૧૩
વારવાર ઉત્પત્તી મરણ, લઘુતા અને વડાઇ;
માગે મગવે, શોક પણ, કરે કરાવે ભાઇ. ૩૧૪
હાની લાભ ઉત્પતિ મરણ, જન્મ સૂણ દુખ કાય;
સહુનો સ્પર્શ અનુક્રમે, ધીર ન શોચે કાંય. ૩૧૫
પય ગાયે તપ વિપ્રમાં, ચપળતાઇ સ્ત્રીમાંય;
નિર્ભયતા જ્ઞાની વિષે, વસતી નિત્ય દેખાય. ૩૧૬
વૃક્ષ વૃંદમા જે થયું, વૃક્ષ વધૂ બળવાન;
આશ્રય અન્યોઅન્યથી, સહે પવન મસ્તાન. ૩૧૭
ગુણે યુક્ત નર એકલો, કરે શત્રુ ઝટ નાશ;
જ્યમ વાયૂથી અરણ્યમાં, વૃક્ષો થાય વિનાશ, ૩૧૮
એક બીજાના આશ્રયે, જ્ઞાતી વધારો થાય;
જ્યમ જળના આશ્રય થકી,જલજ જલહિ વધિ જાય.૩૧૯
વિપ્ર ગાય, નિજ જ્ઞાતિજન, સ્ત્રી, બાળક, યજમાન;
શરણે આવ્યાં એહને, હણતાં નહીં નિદાન. ૩૨૦
જે જન જગમાં આપણી, સાથે વરતે જેમ
કપટે કે રૂડે દિલે, વરતો સાથે તેમ. ૩૨૧
જન આયુ સો વર્ષનું, વેદ વિષે કહેવાય,
પણ કામેથી એ વરસ, પ્રીતે પુરાં ન થાય. ૩૨૨
હિતેચ્છુ પ્રિય વદનાર નર, શીખ સારી દેનરા;
કટુ ભાષણથી સકળને, વિરલા સાંભળનાર. ૩૨૩
નિજ નૃપને પ્રિય કે અપ્રિય, લાગે પણ સતધર્મ;
હિત વાક્યો હોશે વદે, એનૃપહેતુ ધર્મ. ૩૨૪
કગનર તજ શુભ કુળ થવા, કુળ તજ રક્ષણ ગામ;
દેશ રક્ષણે ગામ તજ, જ્ઞાન રક્ષણે તમામ; ૩૨૫

ધન સંચય લઘુતા કરે, ધનથી રક્ષણ નાર;
ધન નારીથી આપતુ, આતમા ક્ષણ થાય. ૩૨૬
જનમાં દુસ્મનવટ ઉભી, જગમાં કરે જુગાર;
તેથી મોટા જન ડરી, તજતા ઘુત સદાય. ૩૨૭
સાધન વળગી અર્થ રે', અર્થે સાધન તેમ;
સાધે એથી સિદ્ધિજે, થાય એકથી કેમ ? ૩૨૮
રૂણ નવ દેવું સુતને, ઘો આજીવિકા દાન;
સુતા મોકલી સાસરે, વન ભજવા ભગવાન. ૩૨૯
નિજ માટે પ્રાણી અવર, કરી કામ ખુશ થાય;
ઇશ્વર પ્રીત્યર્થે કરો, એથી અર્થ સધાય. ૩૩૦
વનવિણ વાઘ વસે નહી, વાઘ વિના નવ વન;
વન રક્ષશે વાઘને, વાઘ રક્ષશે વન. ૩૩૧
પાપી ચિતના પુરૂષને, અવર દોષ દેખાય;
ઉત્તમ ગુણો અવરના, જોવા ચિત નવ ચ્હાય. ૩૩૨
અર્થ સિદ્ધિ ઇચ્છનાર નર, કરે ધર્મની સેવ,
સિદ્ધિ ન જૂદી અર્થથી, અમૃતથી નહિ દેવ. ૩૩૩
આતમા પાપ રહીતને, મંગળ માર્ગે જાય;
વિકાર સકળ પ્રકૃતિના, એ નર થકી જણાય. ૩૩૪
ધર્મ અર્થને કામની, સેવા શુભ રીત થાય;
તો અહીંથી પરલોકમાં, જન સુખિયો દેખાય. ૩૩૫
ક્રોધ હર્ષના વેગને, ખેચે, આપત્તિ કાળ;
મોહ ન પામે મન વિષે, એ નર લક્ષ્મી સ્થાન. ૩૩૬
પંચ પ્રકારે પુરૂષનું, બળ જગમહિ જણાય;
તેમા પણ બાહુનું બળ, કનિષ્ટ નિત કે'વાય ૩૩૭
શુભ સંગત બળ છે સરસ, બીજુ બળ ધન ધાર;
સગા અને શુભ બુદ્ધિનું, ઉત્તમ સલાહ ઉર. ૩૩૮
પીડા મોટાને કરે, તેનો કરવો નાશ;
વૈર કરીને ન કરો, વેરીનો વિશ્વાસ ૩૩૯
સર્પ, અગ્ની, સિંહ, જાતિ, શિશુ, તેજસ્વી જે આથાગ,
અવજ્ઞા ન એની કરો, પ્રત્યક્ષ એમાં આગ ૩૪૦
છાો અગ્ની દાઇમ્હ, અવર કાઇ નવ ઝર્દે;

ત્યાં સુધી છાનો વસે. ઘસતાં રે' ન અર્શે. ૩૪૧
જો દવ ઘર્ષણથી પ્રગટ, કો પણ વનમાં થાય;
તો દવ સામર્થ્ય સકળ, વન પળમાં બળિ જાય. ૩૪૨
પ્રજા તણો અપરાધ કરિ, છેટે છું, ન ધર ચીત;
ગૂઢ હસ્ત પ્રજા તણા, આખર હણે ખચીત. ૩૪૩
વિણુ વિશ્વાસીનો નહીં, કરો જગે વિશ્વાસ;
વિશ્વાસીનો પણ નહીં, નહીં તો ભયમાં નાશ. ૩૪૪
મહાભાગિ શુચિ નારિથી, સદૈવ ઘર શોભાય;
ગ્રહ લક્ષ્મી ગણિને ચિતે, સંતોષવી સદાય. ૩૪૫
ધર્મ અર્થના કામનો, કરવો ગુપ્ત વિચાર;
પર્વતપર કે માળપર, સ્થિર થઇને વધુવાર. ૩૪૬
કર વિચાર વગડા વિષે, અવિદ્વાન વિદ્વાન;
વિચાર વિણુ નવ રાખવો, પ્રીતે થકી પ્રધાન. ૩૪૭
ઉત્પાદક જે અર્થનો, રાખે ગુપ્ત વિચાર;
કામ સિદ્ધ તેનું બને, સંશય નહી લગાર. ૩૫૦
મોહ બુદ્ધિ ધરિ મનુષ્યથી, જે અપકૃત કરાય;
ઉલટાપણથી આપનો, નાશ જગે ઝટ થાય, ૩૫૧
વિચારવાળા કામનો, કર્યો આગાઉ વિચાર;
કરે, સુખ, નહિતો પછી, પાછળ દુઃખ અપાર. ૩૫૨
જાણે દ્વિજવર દ્વીજને, સ્ત્રી જાણે નિજ નાથ;
પ્રધાન ગુણ જાણે નૃપતિ, એ જાણે ગુણ આપ. ૩૫૩
દેવ, વિપ્ર, નૃપતી, શિશુ, વિશ્વ વિષે વૃદ્ધ સાથ,
ક્રોધ કદાચિત નવ કરો, હણી રાખવો હાથ. ૩૫
ક્લેશ અર્થ વિણ શઠ કરી, પામે પિંડ નિદાન;
અનર્થ ઉત્પત્તિ કિર્તિલય, ન કરે બુદ્ધિ નિધાન. ૩૫૫
કોપ અને અનુગ્રહ વિના, પ્રજા ન ઇચ્છે રાય;
શંઢ સ્વામિની વાંછના, નારીથી નવ થાય. ૩૫૬
આ લોકે પરલોકમાં, બુદ્ધિ સુખ દાતાર;
દરિદ્રતા દેતી નથી, સુખ દુખના ન વિચાર. ૩૫૭
વિદ્યાવય દ્રવ્ય કુળ વડું, સ્વભાવ શુભ વૃદ્ધતાય;

માન ખંડ કોનું ન કરે, મૂરખ કરે સદાય. ૩૫૮
ચિજ દે પ્રિય વદિ અહરનિશ, નમ્ર ધરે મર્યાદ;
એ નર અરી જીતી લિયે, નક્કી રાખો યાદ. ૩૫૯
મદોન્મત્ત પુરૂષ નારિને, મુર્ખ હાથ દ્રવ્ય હોય;
કુશળ ગણો નહિ દ્રવ્ય એ, ગયું ગણો સહુ કોય. ૩૬૦
ખી કપટી શિશુ હાથમાં, જ્યાં છે રાજ લગામ;
ન્હાવ નાશ પથ્થર તણું, જળમાં તેમ તમામ. ૩૬૧
પ્રજ્ઞ પુરૂષ નિજ શીતના કરે કામ હરનીશ;
કરે પ્રયોજન વિણ જરી, પંડિત નહીં ખચીત. ૩૬૨
કપટી, ચારણ દુષ્ટ સ્ત્રી, જેનાં કરે વખાણ;
એ નરનું અવની વિષે, કદિ ન થાય કલ્યાણ. ૩૬૩
જે વધતાં નાશજ વધે, તે નવ વૃદ્ધિ ગણાય;
ક્ષય થાતાં વૃદ્ધી થતી, તે ક્ષય કદિ ન મનાય. ૩૬૪
ક્ષયથી જે વધતી વૃધી, તે નહિ નાશ કથાય;
વૃદ્ધિ લઘુ નાશ વડો દિસે, તે ક્ષય ખચીત ગણાય. ૩૬૫
લઘુ અપકાર કરે કદી, મોહથી નાવે ધ્યાન;
અપકારીની અવનિમા, સોબત છોડ નિદાન. ૩૬૬
એ જનનું સુણિ નામને, રહે વિદ્વજન દૂર;
નિજ સુખ દીન દરીદ્ર નર, રોગ દુખે ભરપૂર. ૩૬૭
એ નરપર અનુગ્રહ કરે, રિધસિધ વારંવાર;
વળિ પામે સુખ આતમનું, જ્ઞાતી હિત કરનાર. ૩૬૮
કુળ વૃદ્ધિ છે એ કામમાં, સત પંથ સંચરનાર;
જાતિ લાભ ચિત શુભ ચહે, પામે લક્ષ્મી અપાર. ૩૬૯
જીવન પુરૂ દુષ્કર્મથી, કરી પછી પસ્તાય;
નાશવંત જીવન ગણી, પ્રથમ વિચાર કરાય. ૩૭૦
ધીર પુરૂષના વાક્યપર, અવસર કરે વિચાર;
સીદ્ધ કામ સંતત બને, યશ મેળવે અપાર. ૩૭૧
દેહ ધર્મે ત્યાગેલથી, વાંચ્છા નવ રોકાય;
દેહ ધર્મે રાખી વસે, ત્યાં શું કરે ઉપાય. ૩૭૨
બળતપ છે તપસી તણું, બ્રહ્મજ્ઞાનિ બળ બ્રહ્મ;
દુર્જનબળ હીંસકપણું, ક્ષમા જોર ગુણવંત ૩૭૩

ફળી, મુળી, જળી, કુનદરા, દુધ, અપિ આજ્ઞા ગુરૂવેણ;
ઓસડ એ મેવન કર્યે, બંગવ્રત નહિ, ક્ષેમ ૩૭૪
આપ અપ્રિય પ્રિય અવરના, એ ચિત નિત ધરનાર;
નિષ્કામી ધર્મી સુનર, "ઉલટા ગણે" ગમાર. ૩૭૫
ક્ષમા ધરીને ક્રોધ જિત, જિત દુષ્ટ શુભ આમ;
જીત કૃપણતા દાન કરી, જિત સાચે જુઠ જાળ. ૩૭૬
સ્ત્રી, ઠગ, આળસુ, જંગલી, નાસ્તીક, ક્રોધી, ચોર;
અભિમાની ભરૂંસે હણે, તજ ભરૂંસો કમજોર. ૩૭૭
વિનયી, વૃદ્ધની આદરનીશ, સેવા નર કરનાર;
આયુષ્ય, કિર્તી, અધિક બળ, પામે આ સંસાર. ૩૭૮
કલેશ અધર્મે શત્રુ નૃપ નમે અર્થે સિધ થાય;
તે ન કરે ડાહ્યો નૃપતિ, અર્થે સિદ્ધ ઉપાય. ૩૭૯
ગૃહાગમન શિશુ ઉત્પતી વિના, વિદ્યાહિણુ નર હોય;
ક્ષુધિત પ્રજા નૃપ વિણુ તખત, શોચ કરે સહુ કોય. ૩૮૦
પંથે પુરૂષ અશક્તને, સ્ત્રી નિજ પતી વિયોગ;
નગજળ પામ અશક્ત ત્યમ, વાણી બાણુ મનયોગ. ૩૮૧
નવ કરવો અભ્યાસ તે, મળ બ્રાહ્મણનો જાણુ;
કવી ખરાબો પૃથ્વી મળ, જુઠ મળ પુરૂષ પ્રમાણુ. ૩૮૨
સતી મળ નાટક નિરખવું, જાવું પરઘર રોજ;
એ મળ છે સહુ અનુક્રમે, ખરી કરો જો ખોજ. ૩૮૩
ઉંઘે ન જીતે સ્વપ્નથી, સ્ત્રી નવ જીતે કામ;
કાષ્ટે અગ્ની જીતનો, મદિરા જીત્યો પાન. ૩૮૪
દાનવડે મિત્રો જિત્યા, યુદ્ધે અરી સમાજ;
અન્ન વસ્ત્ર જિતિ અંગના, ધન્ય જિવન છે આજ. ૩૮૫
હે જન લાખ કરોડ કે, ખરચો અગણીતદામ
અમર તોય નહિ અવનિમાં, આશા છોડો આમ. ૩૮૬
મહિ તળમાં માયા પ્રબળ, કદી વસે એક ઠાર;
સુહુ પાસે તજપી નચિંત, નહિ સંતુષ્ટ થનાર. ૩૮
શુભ નૃપના અંતર વિષે છે સહુપર સમ ભાવ;
સ્વસુત શત્રુ સમ સહુ તે ગણે, અંતર તજી અભાવ. ૩૮૮

અજ્ઞાનીને જ્ઞાનને, 'દાને લાભ ન લેશ;
મૂત કરિ ઉત્તમ દવા, કામ કરે નહિ એશ. ૩૮૯
કામ શુભ, સાધન સરલ, શાસ્ત્ર શ્રવણ ઉદ્યોગ,
સજ્જન દર્શન, નમ્રતા, એ ૭ પ્રતિષ્ઠા જોગ. ૩૯૦
સુપથ લક્ષ્મીને લાભ અહી, શુભ આપનું ચા'નાર;
એ સજ્જન આ અવનીમાં, સુખી સદા વસનાર. ૩૯૧
અધિક સુખ જરથી અહી, બીજું જરિ ન ગણાય;
સ્વજ્યેચ્છક પુરૂષે ક્ષમા, ધરવી ચિત્ત સદાય. ૩૯૨
શક્તી હીન સહુપર ક્ષમા, ધરે, શક્તિ ચિતમાંય;
અર્થ અનર્થ સમાન ચિત, ક્ષમાવાન પરખાય. ૩૯૩
ધર્મ અર્થ જ્યાં નાશ નહિ, તે કરવું નિત કામ;
છાંડિ નિયમ નહિ દુઃખ દહે, તજ વ્રત નર અજ્ઞાન ૩૯૪
મદોન્મત્ત નાસ્તિક, દુખી, આળસુ, વિણ ઉમાહ;
તે પાસે લક્ષ્મિ ન રહે, જ્યમ જળ તણો પ્રવાહ. ૩૯૫
બહુ ગુણિ, દાતા, ને શુરો, વ્રત વધુ ધરનાર;
નિજબુદ્ધિ અભિમાનિને, રમા ભયે તજનાર. ૩૯૬
ગુણી જનના ગુણનીધરે, ના, લક્ષ્મી પરવાહ;
દુરગુણીના અવગુણ તણો, તેમ ન ચિતમાં ચાહ. ૩૯૭
મદોન્મત્ત ગોસમ રમા, કદી વસે કોહાર;
ચમડીથી દમડી અધિક, ત્યાં શાંતી ધરનાર. ૩૯૮
ગર્વ, મોહ, આળસ, ગમત, ઠગાઇને, અભિમાન;
લોભ, ચપળતાની ગમત, તજ ભણનાર તમામ. ૩૯૯
મહિ તળમાં માયા પ્રબળ, કદી વસે એક ઠાર;
સહુ પાસે, તદપીન ચિત, નહિ સંતુષ્ટ થનાર. ૪૦૦
હે જન લાખ કરોડ કે, ખરચો અગણિત દામ;
અમર તોય નહિ અવનિમાં, આશા છોડો આમ. ૪૦૧
અનિતિને આ જગતમાં. ડર છે વારંવાર;
નિતને ડર નહિ કોઇ દિન, સૂખ લહે સંસાર. ૪૦૨
આશા રાખી અવરની, તે શું આવે કામ;
પ્રભુ વિણ કો ન પુરી કરે, જિવની આશ તમામ. ૪૦૩

સંગતનું ફળ જગતમાં, જડ પણ આપે જાણ;
કાંટા બાવળ સંગથી, કેરી આમે ધાર. ૪૦૪
જન્મી જગમાં પાપિ બની,' જવું નર્ક નિરધાર;
તે કરતાં જગમાં નહિ, જન્મ્યમાં બહુ સાર. ૪૦૫
મહત મુરખ આગળ જવું, એ ભય રૂપ સદાય;
શાણાની પાછળ જવું, એ પણ જગ સુખકાર. ૪૦૬
સજ્જન સંગથી દુર્જનો, પામે છે નિત્ય માન;
પયમાં પાણિ પડેલ તે, વેચાતું પય ભાવ. ૪૦૭
પ્રભુ ક્યાં છે બોલે મુરખ તેનો શો આધાર;
ભક્ત જનો ભગવાનને, સાથે લઇ ફરનાર. ૪૦૮
આજ કામ કર કાલ પર, ધર ન મુરખ કો વર;
જીવિતનો ક્યાં જગતમા, ઘડિનો છે નિરધાર. ૪૦૯
ધગ્મા ખોરી જારના, વળી અતર ન ઉદર;
તે કયમ કરી શકશે કહે, સજ્જનનો સતકાર. ૪૧૦
ખાધા વિણ પ્રાણી તણો, દિવસ ન એકે જાય;
ત્યમ હરિજન કરતા દિસે, પરોપકાર સદાય. ૪૧૧
અલ્પ પાપ પણ જિવને, નરકે લઈ જનાર;
છિદ્ર પડયું જો વ્હાણને, જળમાં ડુબી જનાર. ૪૧૨
એક સર્પના દશથી, મૃત્યુ જનતુ થાય;
એક પાપ ત્યમ પુરૂષને, નરકે લઇને જાય. ૪૧૩
સિંહ સુત નાની ઉમરે, પારધિથિ પકડાય;
ત્યમ નાનાથી પાપ પણ, ઓછું કરી શકાય. ૪૧૪
પાપા ચરણે જગતમા, કોન સુખી દેખાય;
ઝેર પીધા પછિ મુરખ નર, અમર રહેવા ચ્હાય. ૪૧૫
ફૂલી થાળી તણો, રણકો વધૂ ન થાય;
ત્યમ પાપી અતર તણો, ભેદ ન શુદ્ધ મનાય. ૪૧૬
પ્રેમ વગરનાં વચનથી વ્હાલ ન વધે લગાર;
ગોળીવિણ બંદુક ફૂટે, તો કયમ થાય શિકાર. ૪૧૭
ગુણ વગરનું જગતમા, કોથી નહિં થવાય;
બાગ વડો સુદર છતા, કાંટા રહે સદાય. ૪૧૮

સજ્જન કો સમયમાં, પાપ કદી થઇ જાય;
પણ તેનું અંતર સદા, નિર્મળ ઝટ નિરખાય. ૪૧૯
ગાડિ લાડિ વાડિ કરી, નરકે જવું ન સાર;
ભિખ માગી ભવમાં જવું, સ્વર્ગે એ શુભ દ્વાર. ૪૨૦
આપ તણું જેવું ચહો, તેવું અવર ચિતમાંય;
તેજ ભગતજન જાણવો, બાકી ઢગો ગણાય. ૪૨૧
ધન અધિકાર આરોગ્યતા, જન્મ મરણ જંજાળ;
ફાર ફરિ મળશે જગતમાં, વખત નહીં મળનાર. ૪૨૨
પ્રભુ બદલો પ્રાણી તણી, સેવાનો દેનાર;
તમો કરો તેથી પ્રભુ, વધતું નિત્ય કરનાર. ૪૨૩
ઉકળેલી સાકર ઉપર, કદી ન માંખ જનાર;
ત્યમ ક્રોધી જનની નજિક, કો ન જાય ધરિ પ્યાર. ૪૨૪
બીજાનું શુભ તાકતાં, આપણું પણ શુભ થાય;
અન્ય ભુંડી ધીકારતાં, આપણી પણ ધિકરાય. ૪૨૫
નિજ મનથી મોટા ગણે, તેથી લાભ ન લેશ;
પર મોટપથી ક્યમ બને, કરિવર સમ લવલેશ. ૪૨૬
સજ્જન નિજ ઉન્નતી સમે, નીચો નમતો જાય;
જ્યમ ફળથી ઝુકી લતા, નીચી નમે સદાય. ૪૨૭
મરણ રૂપ કરના તણી, છે સહુને અહીં છુટ;
કો દિનને દમડા દિયે, કો કરતા દિન લુંટ. ૪૨૮
નિજ સત્તા સમ આપવું, મેમાનોને માન;
મોટા ગણિ મિજબાનને, થવું નહીં હેરાન. ૪૨૯
જે ઉદરે ભરિ સત્યતા, ત્યાં છે પ્રભુનો વાસ;
મહત જનો વસતા જઇ, જ્યાં અનંત પ્રિયદાસ ૪૩૦
ગરજ ગરીબ જનો તણી, મોટા ન ગણે મન;
નિજ ગરજે ગુંચાઇને, પરને લાગે ધન. ૪૩૧
શેઠ વડો સૃષ્ટિપતી, સહુને શિરે જણાય;
દુનિઆ તણી દુકાનમાં, પ્રાણી સર્વ પળાય. ૪૩૨
ઇશ્વર વધતું આપતો, જનને જેગે જરૂર;
પરમારથને પંથ ચડી, રહે પાપથી દૂર. ૪૩૩

સ્વાર્થ વિષે લાગ્યાં સકળ, પ્રાણી આ સંસાર;
પ્રભુના જન વિણ સ્વારથે, કરતા પર ઉપકાર. ૪૩૪
નીચા જન જરી કામ કરી, વધુ વિસામો ખાય;
મોટા પુરૂષો જગ શુભ થવા, હમેશ ધપે ધાય. ૪૩૫
જો અવગુણ ગણી આપના, કરે ન જન ઇનસાફ;
તો આખર દેવો પડે, જમરાજને જવાબ. ૪૩૬
જેની કૃપા ભાવાથી આ જગે, પામ્યા છો ધન ધાન;
સેવા તેની નવ કરો, તો નક્કી નાદાન. ૪૩૭
બળ શોભા રક્ષણ ગરીબ, ધન શોભા દિન દાન;
પરોપકારે પંડની, શોભા ગણુ નાદાન. ૪૩૮
અત્તરની પેટી સમા, ગુરૂ મુખ નિકળે વેણ,
ઉત્તમ આપ સુવાસમાં, સહુ જનને સુખ દેણ. ૪૩૯
પ્રભુજનપર ગુણ દેખતા, અને આપના દોષ,
દુષ્ટ સદા દેખ્યા કરે, આપગુણ પરદોષ. ૪૪૦
જેને કો નહિ આશરો, પ્રભુ વિણ નહિ પીછાન;
ધાવું મદદે એહની, એ સુખ રૂપ મહાન. ૪૪૧
પ્રભુ નામે પરમાર્થમાં, જે વાપરિયું વિત્ત;
અન્ય હિતથી પણ સદા, થશે તમારૂં હીત. ૪૪૨
માગ્યાથી પણ અધિક નિત, આપે શ્રી ભગવાન;
તમે દિસો પ્રભુનો ઘરે, જગત તણા મેમાન. ૪૪૩
સજ્જનને દુરજન નહિ, દેખાશે કોવાર;
ત્યમ દુરજનને જગતમાં, સજ્જન નહિ મળનાર. ૪૪૪
મલીનપણું છુપ્યા ધરે, અંતર હોય મલીન;
મલીનતા મુખ દાખવે, અંતર થયું તલ્લીન. ૪૪૫
અંતરમાં અગ્ની ભર્યો, ધુંવો બહાર દેખાય;
પાપી અંતરનો ધુંવો, વચને પટ વરતાય. ૪૪૬
ભર્યું હોય વિષ અંતરે, ઉપર સુધા આચાર;
પણ પરખાશે પ્રભુથી, ધગ ધગતા અંગાર. ૪૪૭
અંતર શુદ્ધ થયા વિના, પ્રભુપદ કદિ ન પમાય;
પ્રભુ, પાપી ઝટ પરખશે, છેતરાય ન જરાય. ૪૪૮

કુવે પડેલો કાંડતો, પગ રાખો નિજ સ્થીર;
નહિતો એક ઉગારતાં, તમે સમાશો નીર. ૪૪૯
માન ભુખ જેને વધી, તે નહિ તૃપ્ત કરાય;
જળમાં વડવાનળ વધે, કયમ ઓલવી શકાય. ૪૫૦
માન જુવે તેને જગે, મળે ન માન લગાર;
નિરાભિમાનીને બધે, માન દિયે સંસાર. ૪૫૧
ખુશીથી અહિ આધિન થવું, પ્રભુ કરે તે કામ;
દુખે વખતે દેતા નથી, પ્રભુને એક બદામ. ૪૫૨
ઉપરથી અશરાફ જોઇ, જરા ન કર વિશ્વાસ;
વિષ ગોળી સાકર સમી, પ્રાશન કરતાં નાશ. ૪૫૩
કરે કામ ગણિ ધર્મનું, ઉલટો અધર્મ થાય;
સદાવ્રતો બાવા લઇ, ઉદ્યમ વિણ અથડાય. ૪૫૪
ઢોંગ ઉપર કરિ ધૂર્તના, પાખંડિનો વિચાર;
ઉપર શુભ આચાર પણ, ભીતર પાપ અપાર. ૪૫૫
ઇશ્વરના મનમાં નથી, કોપર હેત કહેત;
અબુધ આરોપણ કરે, સમજે નહીં અચેત. ૪૫૬
ત્યાગ અર્થ નહિ મરિ જવું, નવ નાસવું કો ઠામ;
પણ જગ ચિતમાં રમિ રહ્યું, તે છોડવું તમામ. ૪૫૭
કમળ રહે જળ સંગમાં, ડુબે નહિ જરાય;
ભકત તેમ સંસારની, ભ્રમણાથિ ન ભેદાય. ૪૫૮
જગજનને સહુથી વધૂ, હેત લક્ષ્મીમાં હોય;
ત્યમ પ્રભુની લક્ષ્મી ભગત, દુભે ન તેને કોય. ૪૫૯
મોત તણો કો જીવને, નથી નિશ્ચિત [illegible];
નહિંતો નીચ બની જગે, કર્યા [illegible]. ૪૬૦
પ્રાણિ પથારી મોતની, [illegible];
સહુ જાશે સાથે તું પણ, [illegible]. ૪૬૧
ન્યાય કરીને વિદ્વજન, [illegible];
પણ સજ્જન એથી [illegible]. ૪૬૨
આપચામાં આવેશ તે, [illegible];
તેમ મલીન અંતર [illegible]. [illegible]

રવિ સામે આસ્યા થકી, નિજ છાયા ન કળાય;
ત્યમ પ્રભુની ભકતી કરે, નાશ થાય અજ્ઞાન. ૪૬૪
જદપિ દયાળુ હોય પણ, ખુનિને ફાંસી થાય;
દયાળુ પ્રભુથી પાપિને, શિક્ષા તેમ કરાય. ૪૬૫
મનુષ્ય ડરેછે દુઃખથી, દુઃખ પાપથી થાય;
પણ પાપો પાપી મનુષ્યથી, નહિ દૂર કરાય. ૪૬૬
મોટા દેખાતા જનો, અંતર મોટાં પાપ;
ચંદનવૃક્ષ વડું છતાં, વીંટએ ભીંતર સાપ. ૪૬૭
પાણી પાયા વિણુ સુકે, જદ્દર વૃક્ષ ગુલાબ;
ત્યમ સજ્જન સતસંગ વિણુ, દિન દિન થાય ખરાબ.૪૬૮
પાપી શિષ્ય ગુરૂ કથન, ગુણમય માને કેમ?
વિષના નિત્ય વિલાસિને. અમૃત ન રૂચે જેમ. ૪૬૯
કોઇન કદિ આપી દિયે, દિન જનને ભંડાર;
તોપણુ ના ધરતું વરે, પ્રભુએ આપ્યું ધાર. ૪૭૦
દુખ દેખી નિજ કે અવરનું, પ્રભુ પર ધરિ પ્રેમ;
વળ્યા સુમાર્ગે ઝટ દઇ, તે દુખ કહિયે કેમ! ૪૭૧
સુખ આપ્યું સષ્ટિપતી, વિમુખ થાય પ્રભુ નામ;
તે સુખ નવ ગણુ સમજ વિણુ, આખર એ દુખધામ ૪૭૨
મન મલીન પણ દ્રવ્યથી, તિર્થે દોડ્યો જાય;
પણુ ઘર એસાં શુદ્ધ ચિત, તેને તિર્થ સદાય. ૪૭૩
જોરાવરનો જગપતી, છે ન સહાય કરનાર;
દિનદયાળ દિનપર ખુશી, દિન વા'રે ધાનાર. ૪૭૪
ઉપરથી અશરાફ બની, ફોગટ કરે પ્રલાપ;
લાભ જુવે જે પાપમાં, તો કરતો રે' પાપ. ૪૭૫
જ્ઞાન વિનાનો ગુરૂ કરે, ક્યાંથી આપે જ્ઞાન;
કંજુસની શેવા કરે, તો શું આપે દાન. ૪૭૬
જ્ઞાન દિયે ભકતી ન દે, ભકતી ન દે દે જ્ઞાન;
બંને સાથે શીખવે, એ સતસંગ સુજાણુ. ૪૭૭
મોટા પથ્થર ઘણુ વિના, કટકા કરિ ન શકાય;
મલીન અંતર શિખ રૂપી, ઘણુ વિણુ નવ ભેદાય. ૪૭૮

રસ્તા મુકિ ઉવાટમાં, ચાલે લુટે ચોર;
ત્યમ નીતીપંથ છોડતાં, પાપી બને ચકોર. ૪૭૯
રૂપવંત દિસતા જનો, અંતર હોય ખરાબ;
આડંબર ધરી ધર્મનો, પીતા પ્રીતે શરાબ. ૪૮૦
જમે કરાવ્યાં બેંકમાં, નાણાં આવે કામ;
ત્યમ સંકટે સાહ્ય દે, જપતાં પ્રભુનું નામ. ૪૮૧
સજ્જન સમ ક્યારે બને, ક્યારે પામે સુખ;
નિજનું બુરૂં કરનારને, સુખ આપે, નવ દુઃખ. ૪૮૨
આજ્ઞા અધિપતિની તજે, તો મેળાપ ન થાય;
ત્યમ પ્રભુ હુકમ ન પાળતાં, પ્રભુ પદ કેમ પમાય.૪૮૩
શુભ કરનારાનું સરસ, કરે જગતની રીત;
પણ સજ્જન સહુ શુભ કરે, ખમી આપ વીપરીત ૪૮૪
ઢોંગીજનનો પ્રેમ તે, કેવળ વૃથા જણાય;
ધાસ તાપણી ધડિકમાં, ભડકો થઇ ઓલાય. ૪૮૫
આ ઇશ્વરના રાજ્યમાં, નાસી નહિં છુટાય;
બધે નજર છે બાપની, પાપી ઝટ પકડાય. ૪૮૬
મચ્છ નીરથી કુદિને, પડે નીરની માંય;
ત્યમ ઢોંગી ભગતો સદા, પાપે વસે સદાય. ૪૮૭
તોફાને ચડયું જહાજતે, ઓથે શાંત જણાય;
ત્યમ સંસાર સમુદ્ર દુખ, પ્રભુ ઓથે ન જણાય. ૪૮૮
દિવા કરે જન સાંજરે, ઘરમાં થાય ઉજાશ;
અંધ દિવો ઘરમાં કરે, પણ નહિ આશ ઉજાશ. ૪૮૯
વૃક્ષ વડું વધિ જાય તે, બળવા અગ્ની માંય;
પાપી તેમ વડો થતાં, નર્કે જરૂર જવાય. ૪૯૦
દુરજનને નિત દુષ્ટતા, કોણ શિખવવા જાય;
અણી કાંટાના મુખની, કોણ કાઢવા જાય. ૪૯૧
અક્કલ હિંણાને ધડિકમાં, લાગે સંગ પ્રસંગ;
જેમ ઘાસમાં ધડિકમાં, અગ્ની લાગે અંગ. ૪૯૨
પ્રેમીનું અંતર કદી, છુપાવતાં ન છુપાય;
જ્યમ દીવો બળતો હશે, તો નહિ સંતાડાય. ૪૯૩
મુસાફરીમાં ડર ન જરી, સાથે હોય સિપાઇ;

મરણ પછી હરિ ભજનથી, હર નવ દીસે કાંઇ. ૪૯૪
દયા દુષ્ટની દીલ ગણો, સદા અદયા સમાન;
ઘેટું પાળે ખાટકી, આખર હણે નિદાન. ૪૯૫
જીભ થકી ફીટે ફસે, દુષ્ટ ન લાગે વાર;
સદા ચારી જીભે કરી, ઝટ છૂટા થાનાર. ૪૯૬
અવિચારીની જીભ છે, જ્યમ તાતી તલવાર;
ઘા મારે, પણ જ્ઞાન નિભે, કુશળ સદા કરનાર. ૪૯૭
આપ એબ ખોલે અવર, જાતે સુખ મનાય;
વિદ્વજનથી અવરની, ઢાંકી સદા રખાય. ૪૯૮
કુવિચારીને કપટથી, મનન રહે જરિ સ્થિર;
શુભવ્રત ધારીને સદા, અતિ આનંદ શરીર. ૪૯૯
ઝેર ઉતાર્યાની દવા, મળે, ન ઝેર ખવાય;
પ્રભુભક્તિ પાપો બળે, પાપ ન તેથિ કરાય. ૫૦૦
સંત દુખી પાપી સુખી, એથી ન ચિત ધર ક્ષોભ:
વૈભવિ નર નરકે જશે, સ્વર્ગે ગરીબ લોક. ૫૦૧
મેહેલ મહીં મોટા રહે, ગરીબ ઝુંપડી માંય;
તેથી ઇશ્વર દ્રષ્ટિમાં, જરી નથી અન્યાય. ૫૦૨
સમુદ્રમાં સરિતા સહુ, સમાય પણ ન ભરાય;
ત્યમ લોભી ચિત જગતમાં, ધનથી નહીં ધરાય. ૫૦૩
રણમાં જે લાગ્યા ન ઘા, તે શુરવીર ન ગણાય;
દુખ ન પડે જગમાં કદી, તો નવ ભક્ત થવાય. ૫૦૪
દુનિઆં આ દમડે રચી, દે દમડાને માન
પાપી જશ જગ મેળવે, ભક્ત ન ખાવા ધાન. ૫૦૫
મન ઉપજતું દુઃખ તે, કયમ કમિ કરી શકાય;
તરંગ ઉઠતા નિધિમહીં, શાથી બંધ કરાય? ૫૦૬
નીતીવાનને નિતિમા, આવે છે આનંદ;
કારણ કે નીતી મહીં, નથી ફસ્યાનો ફંદ. ૫૦૭
જેને કાંઈ જરૂર નહિ, એજ વડા ધનવાન;
સહુ પોતાને છે ધણી, ચાખે સુખ પકવાન. ૫૦૮
વશ મન નહિ ભગત થયો, ગયો ન ભેદાભેદ;

એ પાપી પૂરો જગે, એમ કહેછે વેદ. ૫૦૯
આયુષ્ય અધિક જગે થયું, જાણી ન નીતી ટેક;
વપુ ભાર લઇ વિશ્વમાં, રઝળ્યો ધરિ અવિવેક. ૫૧૦
પ્રભુમા પ્રીતી નીતીમા, લાગ્યુ જેઘક ધ્યાન,
તેને જગત હિસાબ શો, સતોષે ધનવાન. ૫૧૧
સેવા સરવેની કરે, તેમા સુખ મહાન;
સેવામાં મેવા મળે, જાણો આરિ જહાન. ૫૧૨
અન્ય ચીજ ભરતાં પ્રથમ, વાસણ ખાલી થાય;
એમ પ્રભૂ ભજતાં પ્રથમ મન, ખાલી કરો સદાય. ૫૧૩
અવર દોષ દ્રષ્ટી પડે, નિજ દોષન નિરખાય;
પોતાનો વાસો કદી, નિજ આંખે ન જણાય. ૫૧૪
અવર અધમતા ભર્યું દિસે, ત્યા સુધી દુખરૂપ;
આપ અધમ સ્વરૂપે જુઓ, જો સુખ ચહો અનુપ. ૫૧૫
નિજ દુરગુણને ઢાંકિને, કરમાં અવર પ્રકાસ;
પ્રકાશ ઢાંકેલા થશે, વાણી તણો વિલાસ. ૫૧૬
દુનિયામાં દરબાર રહે, પણ ચિત રાખ સુ ઠામ;
પશુ જંગલ ચરવા જતાં, ચિત રાખે રહેઠાણ. ૫૧૭
ઠામ થકી જો ચિત ઉઠયું, પડશે ઠામ કુઠામ;
ઇશ્વરથી અળગો થતાં, અન્ય કુઠામ સુકામ. ૫૧૮
મનુષ્ય કરાવી કામને, પુરી કરે છે આશ;
જગપતી કેમ ન જાણશે, તારો શ્રમપ્રયાસ. ૫૧૯
તારું સભાળ્યા વગર, અવર તરફ નવ ન્યાળ;
અન્ય તણા પગમા બળે, પણ તારે શિર ઝાળ. ૫૨૦
દેખછ તે દુખ રૂપ નથી તૂજ અંતરે ભરેલ;
જુએ અવર ચિતને ચિતે, દુખની આવે રેલ. ૫૨૧
કે બીજા જનનું જુએ, પાપ થાતું નિશ્પાપ;
જવાબદારી તારિના, તો શું તને સંતાપ. ૫૨૨
શું ધન પુત્ર સબધી છે, જગમાં સહુ પુછનાર;
કયમ વર્ત્યો પૂછે પ્રભુ, અવતરીને સંસાર. ૫૨૩
દુનિયાની દ્રષ્ટે કદી, નિજ દુરગુણ ન કળાય;

આંખ નિરખે અવરને, નિજ કાન ન દેખાય. ૫૨૪
માતાનું હરદમ રહે, નિજ શિશુ પાસે ચિત્ત;
ત્યમ પ્રભુજીની જગતના, જીવો પર નિત્ય પ્રીત. ૫૨૫
પ્રેમ વિના કર્તવ્ય સહુ, મિથ્યા જગે મનાય;
લુણ વિણ પકવાનો સરસ, પણ સ્વાદીષ્ટ ન થાય. ૫૨૬
એક આપતાં લાખ લે, એ ખોટું ન જરાય;
વાવી એક કણ જમિનમાં, લાખ ગણી લેવાય. ૫૨૭
જડ પણ બદલો આપતાં, ઉપકારીને અપાર;
આંબો એક અનેક દે, ફળ, બદલે ઉપકાર. ૫૨૮
આપ વિષે દુરગુણ ભર્યા, અવર આપવી શીખ;
તે બીજાને બોધરૂપ, બની ન લાગે ઠીક. ૫૨૯
મુરખ નિજ ચિતમાં ગણે, જગને મુર્ખ સ્વરૂપ;
આપ અંધપણુ જગતને, અધા ગણે ઉલૂક. ૫૩૦
કપટી ચિતમાં સદ્ગુણો, ટકે નહીં પળવાર;
નદિમાં આવ્યું પૂર તે, ઝટદઈ ઉતરનાર. ૫૩૧
અવર દોષ નિરખે નજર, કરે ન બીજું કામ;
એઠ ખાઇ જ્યમ જગતની, ભસ્યા કરેછે શ્વાન. ૫૩૨
થડથી ડાળ જૂદી પડી, તેને ફળ ન થનાર;
સદ્ગુણથી વીમુખ હદય, સુખ નહીં સાંપડનાર. ૫૩૩
નીચ વચન વદનારને, કહો ન નીચું વેણ;
ભુંકતા સામું ભુંકવું, ગદ્ધાને સુખ દેણ. ૫૩૪
મળી ચહેનચાહત સુખદ, કર્યાં નીચ કદિ કામ;
નરક ગયો સુખ ના મળ્યું, દાઝ્યો ઉપર ડામ. ૫૩૫
વિષયો મનુષ્ય હદય વિષે, ટકવા દે ન જ્ઞાન;
વારી રહે જ્યમ ચાળણીમાં, ત્યમ ગણો તમામ. ૫૩૬
સુખમાં સરવે જન મળે, કહિ મારો બહુવાર;
ફુલાવે પણ આખરે, આઘાં ખસિ જનાર. ૫૩૭
કુદરત જોતાં પ્રભુ તણો, મહિમા મહાન મનાય;
કેમ વરતવું તે મહિં, શાસ્ત્રોથી સમજાય. ૫૩૮
અરી હણવાને લશ્કરી, રાખે છે હથિયાર;

દુરગુણ અરી હણવા જગે, કર સદ્‌ગુણ તૈયાર. ૫૩૯
સંગત કરતાં ધર સુરત, ધર નહિ ઢંગ કુઢંગ;
આખર આવી લાગશે, સંગ પ્રમાણે રંગ. ૫૪૦
સદ્‌ગુણ વિણનું માનવી, કશું કરે નહિ કામ;
જેમ છાયા વણ છાપરી, થાય ન કોયિ મુકામ. ૫૪૧
અન્ય વાંક માફ ન કરે, ઝાઝું રાખે ઝેર;
તોડે પુલ પરલોકમાં, જવાતણો નહિ ફેર. ૫૪૨
કુમતણું ધન સૃષ્ટિમાં, નિષ્ફળ નિત્ય નિરખાય;
જળથી ભર્યો સમુદ્ર પણ, તરસ્યાથી ન પિવાય. ૫૪૩
અંગારા જળમાં પડી, આપે ઓલઇ જાય;
ત્યમ પાપો સદ્‌ગુણ વિષે, નાશ નિરંતર થાય. ૫૪૪
મોટું થાવા આગળે, નાના થવું જરૂર;
નાનાથી મોટું બને, એ વિચાર ધર ઉર. ૫૪૫
શાંતિ વૃક્ષને બે લતા, જોતાં જનો જણાય;
એક ખમી રહે આપ સહુ, બીજી માફ કરાય. ૫૪૬
ડુબતાં દરિઆમાં અહો, કાષ્ટ, નહિ ડુબનાર;
ભવ વારિધીમાં કાષ્ટરૂપ, દીસે જગ કરતાર. ૫૪૭
વ્યાયામે સુધરે શરિર, આપ રહે આરોગ્ય;
ત્યમ પ્રભુ ભજને મટિ જશે, જન્મ મરણરૂપ રોગ. ૫૪૮
ધમણ થકી ધમતાં થનો, પ્રદીપ્ન અગ્ની પ્રકાશ;
ત્યમ પ્રભુ ભજને જિવજડ, સુધર્યાની છે આશ. ૫૪૯
જેવું અવરને આપવું, એવું અહવું આપ;
કૃપા સહુપર રાખશું, તો ટળશે સંતાપ. ૫૫૦
કૃત્ય પ્રમાણે આખરે, ફળ જન મેળવનાર;
બાવળ વાવે શૂળ ફળ, આંબે કેરી ધાર. ૫૫૧
શેઠ તણી પ્રીતી થવા, દુકાનમા ધર ધ્યાન;
પ્રભુની વિશ્વ દુકાન છે, ધ્યાને મળશે માન. ૫૫૨
વડબીજક નાનું છતા, વાવે વૃક્ષ સમાન;
ત્યમ સદ્‌ગુણ નાના છતાં, ફળ પહોચે અસમાન. ૫૫૩
મરી જવું પણ વિષયમાં, જગત રહ્યું લવલીન;

જેમ પતંગ બહુ ઉડતાં, પડિ દિપ થાતા દીન. ૫૫૪
ફાંસિ ગળે હાસિ મૂખે, નહિ ડા'પણુ દેખાવ;
કાળ મુખ પડિયા જનો, પણુ ખેલેછે દાવ. ૫૫૫
ઢોંગ ધરે સાધુ તણા, પણુ આખર પકડાય;
અનાજ મિશ્રીત કાંકરા, છે, પણુ વિર્ણી કઢાય. ૫૫૬
લોલકથી ચાલે સદા, નિયમ સહિત ઘડિયાળ;
તેમ દુખથી સરવે મનુષ્ય, ચાલે છે શુભ ચાલ. ૫૫૭
ભગત કહે સહુએ તદા, ના ભગ થકી તરેલ;
ભગવત દીઠા ભગતજન, અવિદ્યામાં ઉછરેલ. ૫૫૮
જનસુખ કરવા જગતમાં, જો પ્રભુના અવતાર;
પણુ જન પ્રભુને પામવા, યત્ન કરે ન લગાર. ૫૫૯
મંદીરમાં દોડી જતાં, કરે પ્રભુ કયમ મેર;
સ્થુળ શરિર દરશન કરે, મન તો બાંધ્યું ઘેર. ૫૬૦
પેઢી વડી મનાય છે, જ્યાં છે ઝાઝું વીત્ત;
મોટા મનુષ્ય મનાયજો, પ્રભુપર અખંડ પ્રીત. ૫૬૧
સદ્‌ગુણિનું શુભ થાય ના, તો ન થવું દીલગીર;
ભવ ભય ભંજન પ્રભુ દિસે, સહુની ચિતમાં પીડ.૫૬૨
નીધણીયાતા જગતમાં, રાડે દુખિ દેખાય;
ધણી ધુરંધર ધરણિધર, છે સૌભાગ્ય સદાય. ૫૬૩
વિશ્વપતી તજી વિષયને, પામરજન ભજનાર;
વિશ્વપતીથી વિવિધ સુખ, વિષયે દુખ પડનાર. ૫૬૪
અંધ કોણુ આ જગતમાં, આંખ છતાં અથડાય;
નેત્રંબંધ સુવિચારનાં, ગાડો ગોથાં ખાય. ૫૬૫
મનસુબા મોટા છતાં, પ્રભુપર નહિ વિશ્વાસ;
ધુમાડાના બાચકા, ભરે ન પુરણુ આશ. ૫૬૬
આસ્તિકની ઉંડી નજર, પહોચે ત્રિભુવન માંય;
પ્રભુ વ્યાપક જગ નાસ્તિકો,ને, નજરે ન જણાય. ૫૬૭
સુજન સંકડાશે કદિ, રહે જગતમાં રોજ;
પણ પ્રભુના ધામે સદા, વડી મારશે મોજ. ૫૬૮
અશરણુ શરણુ અવનિપતી, પાળે સૃષ્ટી સદાય.

ઉભય કરતાં મેળવે, એ પ્રભુ નિર્મળ ન્યાય. ૫૬૯
ઉધમ વિણુ અવનિપતી, ફળ નવ દિયે લગાર;
મળે શ્રીફળ મેહેનત વિના, ખોપરૂં નવ મળનાર ૫૭૦
અક્કલહીણા અવનિમાં, અથડાવ્યા અથડાય;
ખાલી પીપ ગબડાવતાં, જ્યાં ત્યાં દોડી જાય. ૫૭૧
સજ્જનથી સતસંગ વિણુ, પળ પણ રહ્યું ન જાય;
વારિ વિખુટાં માછલાં, પડિ નવ જિવવા ચા'ય. ૫૭૨
કેશ લડે જો કોર્ટમાં, ગોતે ગુણી વકીલ;
ત્યમ પ્રભુ કોરટમા જતાં, વકીલ ગુરૂ ગુણશીલ. ૫૭૩
અધીક મળે પણ આ જગે, અસંતોષી અથડાય;
ન મળે પણ આનંદમાં, સંતોષિથ રહેવાય. ૫૭૪
પ્રેમ વિહિન માયા પ્રબળ, સૂણે ન પ્રભૂ વખણ;
હરીજન જમદુત સમ ગણે, આખર રહે અજાણ. ૫૭૫
સરિતા સકળ સમુદ્રમાં, જઈ પામે આરામ;
ત્યમ સહુ ધર્મોનું દિસે, ઇશ હરવાનું કામ. ૫૭૬
મોટાપણા સુખ કારણે, કરેતા દીસે કમ;
મફત જગત પ્રભુએ દિધું, તેં શું ખરચ્યું દામ? ૫૭૭
બોધ અસર એ ઝટ કરે, જેનું પવિત્ર ચરિત્ર;
તાર તૂટયા વિણુ હોય તો, વાગે વાજું વિચિત્ર. ૫૭૮
સહુ જો પ્રભુનું ધારતો, તું થી પ્રભુ ના દૂર;
તારૂં ધારે તો તરત, દુખરૂપ પ્રભુ પ્રતિકૂળ. ૫૭૯
માયા ઇશ ઉભય વિષે, જામ્યો આ જગ ખેલ;
એક ગ્રહે તજિને અવર, છે દુખમાં ડુબેલ. ૫૮૦
માર્ગ મોક્ષનો વિકટ છે, કાંટા વિષય અપાર;
જ્ઞાની ગુરૂ જોડા દિયે, તો સુખ અપરપાર. ૫૮૧
માયીક સુખદુખ રૂપ છતાં, જો સેવે ગણી સુખ;
સુખ સ્વર્ગથી વેગળો, થઇ પડશે દુખ કૂપ. ૫૮૨
નિજ ઇચ્છા વિષયે વળે, ત્યાંથી લાવી ઘરમાંય;
પ્રભુગમ વાળે તો વધૂ, સુખ સંતોષ સદાય. ૫૮૩
નાશવંત સંસારમાં, નાશવંત કરી શોક;

શેવે પણ પ્રભુ ના ભજે, વહન કરે એ વેઠ. ૫૮૪
પાપ માર છુપાડના, ત્તે છુરે તુજ પાપ;
હણાય નહિ તુજને હણે, પાપ તણોજ પ્રતાપ. ૫૮૫
સબંધ વધુ સદગુણનો, તો દુરગુણ રહે દૂર;
સુર્ય સમા જાતાં તિમિર, નાસે દૂર જરૂર ૫૮૬
મરે અકસ્માતે મનુષ્ય, પણ નહિ નર્ક જાય;
પાપ કરે જાણ્યા છતાં, ત્યારે નર્ક જવાય. ૫૮૭
તું તારી ઇચ્છાતણે, નથી આધીન પળનાર;
પ્રભુ ઇચ્છાએ પરવરે, પણ તારી તું ધાર. ૫૮૮
પ્રભુ કૃપાથી પૃથ્વીમાં, મોટા મનુષ્ય મનાય;
પણ તેની પાસે પ્રભુ, અંતરમાં ન જણાય. ૫૮૯
જગતજનો શોધ્યા કરે, પરમ મોક્ષનો પંથ;
પણ દીનતાને શાંતિથી, મળે, હોય સતસંગ. ૫૯૦
જ્ઞાનહિણ ગુરૂથી કદી, મુંઢ ન સમજાવાય;
ઉંઘતાથી ઉંઘેલને, જગાડિ જરિ ન શકાય. ૫૯૧
લોકલાજ ચિતમાં ધરે, પ્રભુ ડર નહીં લગાર;
છાનાં કરે કુકર્મ પણ, જગ શુભ દાખવનાર. ૫૯૨

ડુબેલા દંદે દિસે, જગજન જો જંજાળ;
ગારૂડી વિણ કયમ ઉતરે, કરડેલો વિષ વ્યાલ. ૫૯૩
મોહનીંદમાં આ જગત, સુતું તાણી સોડ;
કયમ જાગે કઇ યુક્તિએ, સાંજ સવાર બપોર. ૫૯૪
નીંદકનાં નીચ વચન પર, નવ કરવી તકરાર:
આગળ વધતાં અટકવું, એ ન ગણો જન સાર ૫૯૫
શ્વાન ભમે કરીવર સમું, કરીવરથી ન ભસાય;
નિંદા નાસ્તિક નર કરે, શાણા કહે ન કાંય. ૫૯૬
શાસ્ત્ર શિખ્યો અનુભવ વિના, તે નવ આવે કામ;
જોયું કદિ ન કહેવાયના, નકશામાં જોઇ ગામ. ૫૯૭
સત્તા સમજણ વીણની, કદી ન આવે કામ;
અંધે હાથ મશાલ ધરિ, દે અન્યને ઉજાશ. ૫૯૮
જ્યાં ધર્મમાં સત્યતા, ત્યાં ન પડે દુઃખ લેશ;

દીપકના ઉજાશમાં, કૈંક ખાય પગ ઠેશ. ૫૯૯
આલય ઉજાસ્યું સરસ, ધરી બત્તી નિત્ય બેશ;
પણ અંધો અજ્ઞાનથી, ખલકે ખાશે ઠેશ. ૬૦૦
ઈશ્વર પાપી આંખથી, નહિ જણાય કોવાર;
પણ પ્રભુની આંખોથી દુર, પાપી નહિ જનાર. ૬૦૧
બીજાની ભૂલો ભણી, જે કરતા દરિઆઈ;
પણ પોતાની ભૂલ કદિ, નથી જાણતા આપ. ૬૦૨
શાને તું કરતો ફીકર, મોટો બનિને આજ;
દાંત દિધા દુનિઆં વિષે, આપે એજ અનાજ. ૬૦૩
ઠપકો દે સુતને પિતા, શુભ ઇચ્છા ધરિ ઉર;
ત્યમ દુખમાં પણ પ્રભુ તણી, મતલબ કાંઇ જરૂર.૬૦૪
દુષ્ઠમાં કરિને સુરખ, કાં સુખચિતમાં ચ્હાય;
હરામ વૃક્ષો વાવતાં, ફળ મુશિબત નિ.ધાર. ૬૦૫
બરસો નહિં તન જિવનનો તોપણ મમત અપાર;
જુઠી મીલકતમાં દિસે, ગફલત ગાડું ધરાર. ૬૦૬
મોટો મનુષ્ય ન થઇ શકે, ભલે હોય અધિરાજ;
પાળે પોષે જગત આ, મોટો ગરીબ નવાજ. ૬૦૭
શુભ કામે હીંમત કદી, હારો નહિ લગાર;
આંબો વાવ્યે આખરે, અમૃત ફળ દેનાર. ૬૦૮
પ્રભુ અંતર નહિ ભેદ જરિ, સહુજન એક સમાન;
કૃત્ય તણાં ફળ ભોગવે, સુખ કે દુઃખ નિદાન. ૬૦૯
દુશ્મન દુનિઆં શું કરે, જો રાજી છે રામ;
રામ રૂઠે સુખ કયાં મળે, દુનિઆં રૂઠે તમામ. ૬૧૦
અંતર અશુભ વિચાર ધરિ, ઉપર વેશ વિચિત્ર;
પ્રભુ મંદીર તેં પાપિયા, આપે કર્યું અપવિત્ર. ૬૧૧
મનુષ્ય મુસાફરમાં કયો, ભેદ ગણો ગુણવંત;
પ્રભુની સૃષ્ટિ સરાહ[1] છે, ખોળો ધારી ખંત. ૬૧૨
પાપી સુખ ભોગે જગે, સમજુ નવ મુંઝાય;
કસાઇ કર્મે તણે તું અજ[2], કાતા થકી કપાય. ૬૧૩
પ્રભુની ઇચ્છા આપણે, જાણવાનું નથિ કામ;

[1] ધર્મશાળા. [2] બકરો.

કરશે સર્વ વિચારિને, તર્તુજ સમાન તમામ. ૬૧૪
પાપીને જીવાડતા, પ્રભુ એટલા કાજ;
કર્યાં પાપ પસ્તાઇને. કરશે કાંઇક ઇલાજ. ૬૧૫
દુનિઆંનો ડાહ્યો હશે, ઘેલો પ્રભુને ઘેર;
ગાંડો પ્રભુનો ગેહિયો, એ જોને અંધેર. ૬૧૬
પટાવાળો પોસ્ટનો, વાચી કાગળ નામ;
ત્યમ જિવને જમ મોતનો, પહોચાડે પેગામ. ૬૧૭
જન્મી નાઠો મોતથી, જાણે નાસું દૂર;
તુજ સાથે જન્મેલ તે, કાયમ તુજ હજુર. ૬૧૮
મુંગો મનુષ્ય થકી રહે, બોલે પ્રભુને ધામ;
દુનિઆમાં ડખ ડખ કરે, તે ત્યાં ચૂપ તમામ. ૬૧૯
કરોડ કે લાખો ધરી, ફરી મળે ન શરીર;
એ ફોગટ શું ગુમાવવું, ભજ્યા વિના રઘુવીર. ૬૧૨
પાળ્યો તેનો પાંડ બહુ, વિસર્યો તુ સરજનાર;
અપકારી તુથી અધિક, અવર નથી કોહાર. ૬૨૦
વાહ વિષે ઉત્સાહથી, ધાર્યો ચાહ અથાહ;
આહ ગ્રસ્યો મુરખ હસ્યો, વાહ વાહ એ વાહ. ૬૨૨
ઘર કામો સરવે કરે, નિજપતિમાં સતિ ધ્યાન;
જગજંજાળ મહિ રહે, ન તજે પ્રભૂ નિશાન ૬૨૩
દુરજનને શિખ આપતાં, સુધરે નહિ કોનાર;
તળો કાંકરા ઘૃત વિષે, પોચા નથિ પડનાર. ૬૨૪
દુષ્ટ જનો દુનિઆ વિષે, અક્કડ અતિરે'નાર;
મગ પલાળતાં ગાંગડુ, પલળે નહિ લગાર. ૬૨૫
જગત ભગત જરિના કરે, પ્રભુ તણી દરકાર;
પ્રભુ ભગતને જગતની, અગત ન, તેથિ ધિકાર. ૬૨૬
દુખાડે દુખ દંદમાં, આ જગતણી સગાઇ;
તરણી રૂપ તારે તગત, સત સગત જગમાંહી. ૬૨૭
લક્ષ્મી લાખો મેળવી, સાર્થક કેમ કથાય;
બનતી મદદ ગરીબને, પ્રભુને નામે અપાય. ૬૨૮

આ અવનીમાં આવિયા, આપણ સહુ મિજબાન;
બે દીન રહી ચાલ્યા જવું, અસલ જહાં રહેઠાણ. ૬૨૯
ઉપરનાં કામો લગી, જન વખાણ કરનાર;
શી મતલબથી છે કર્યાં, પ્રભુ તે તપાસનાર. ૬૩૦
તસ્કરથી ડરનાર નર, દીપ રાખે ઘર રાત;
પાપ થકી ડરનાર નર, પ્રભુ સ્મરણ કરનાર. ૬૩૧
મહા પ્રભુના રાજ્યમાં, જરા નથી અંધેર;
ચંદ્ર સૂર્ય પેદા કર્યાં, તિમિર કેમ તે ઘેર ! ૬૩૨
નાશીને જાશે કીયાં, પ્રભુ રાજ્યથી દૂર;
પોલીસ પાપ હાજર કરે, હાકમ તણી હજૂર. ૬૩૩
ગુર ગુણહીણ કયમ દઇ શકે, શિષ્યને રૂડો સુબોધ !
અભણેલો શું શિખરે, કર ચિતમાં તું શોધ. ૬૩૪
મોટા કુળથી શું થયું, જો સદગુણ નહિ લેશ;
પ્રભુ ધામમાં કુળ વડું, કામન કરશે બેશ. ૬૩૫
આપ્યું આપતું આવરને, જોન આપ તો પાપ;
આપ ન આપ્યું નાતને, આપ આપ કંઇ આપ. ૬૩૬
સમરાંગણ[1] સૃષ્ટિ વિષે, વિચરો આણી બ્હાલ,
બખતર સદ વર્તન તણું, પરોપકારી ઢાલ. ૬૩૭
વેશા સમીવિલક્ષણી, માયા જગે જણાય;
થુંવાની ઉતરે કે તરત, અવર સંગચિત ચાય. ૬૩૮
માયાનું ઘર મોતમાં, રહે માયામાં મોત;
મોત ભણી ઘસડે સદા, માયા કાયા સોત.[2] ૬૩૯
કૃપાજનોપર સત્ય ચિત, નવ ત્યાગો પળવાર;
નાઠેલી સંપત તને, મળશે બીજીવાર. ૬૪૦
જો તારામાં શક્તિ છે, કરવાને શુભ કામ;
કરિ દે આજ ઝડપ કરી, લેન કાલનું નામ. ૬૪૧
જ્ઞાની જન જ્ઞાને કરી, ચિત શાંતી ગ્રહનાર;
પણ મુર્ખોને લાજવિણ, અવર નથી મળનાર. ૬૪૨
દુર્જન અવર અનિષ્ટ ચહી, સુખ પામે ચિત માંહ;
ઘુવડ રવીથી રાજિ ના, ચિતમાં રાત ચહાય. ૬૪૩

૧ લડાઇનું મેદાન. ૨ સહીત.

દાનો થા દુનિઆ વિષે, રહે દુષ્ટથી દૂર;
દુષ્ટ તને દોરી જશે જિવતાં નર્ક જરૂર. ૬૪૪
અત્તર અંગનામાં અમૃત, કવિ કે' વારંવાર;
હરી, પરિણામે અમે, દીઠું ઝેર અપાર. ૬૪૫
જૂઠો, ગર્વી, લાલચૂ, કૃતઘ્ન, ક્રૂર. ગમાર;
વૃથા, તરંગી, સંપહિણ, તજ ઝટ દુઃખ થનાર ૬૪૬
દુષ્ટ કામથી જગતમાં, ફળ નહિ શુભ મળનાર;
અંગારામાં પગ ધરે, તો દાઝી જાનાર. ૬૪૭
કુસંગ સંગ થકી જગે, શુભ ન થાય લગાર;
બગલ વિષે અંગાર લે, કપડાં દાઝિ જનાર. ૬૪૮
લાલચથી જગના જીવો, ખરૂં દુઃખ ખમનાર;
દાણાની લાલચ ધરી, પક્ષી જાળ જનાર. ૬૪૯
ડાહપણ દુનિયાથી અવલ, સ્થાપિત હતું સદાય;
અવનિમાંહી' ઇશનું, જો ડાહપણ દેખાય. ૬૫૦
દુરાચાર સંચારથી, ભલું ન જગમાં થાય;
પણ નેકીના સંગ્રહે, મોતથકી મૂકાય. ૬૫૧
સમર્થ પણ આળસ કરી, ઠોકર હાથે ખાય;
નિર્બળ નર ઉદ્યોગથી, સુખિયો સૃષ્ટિ માંય. ૬૫૨
હોઠ છુપાવે પણ હૃદય, અંતર કહિ દેનાર;
સાકરમય [1]આડુ કરો, પણ કટુતા દેનાર. ૬૫૩
મુંગું તે મોટું સદા, દીસે ડાહપણદાર;
પોલું બોલે સર્વદા, જન થપાટ ધરનાર. ૬૫૪
અમૃત સજ્જન જીભમાં, આનંદિત બહુ થાય;
મુર્ખ બુદ્ધી ઓછી થકી, કઇક જીવથી જાય. ૬૫૫
લોકલાજનો ભય બહુ, અહંકારી ધરનાર;
નમ્રજનો આ જગતમાં, શાને રાજિથનાર. ૬૫૬
કપટીનો સંકટ સમે, જરૂર થાયછે નાસ;
પ્રમાણીકને નેકિથી, તૂટી જાતા ત્રાસ. ૬૫૭
પ્રભુ કોપ સમયે જરા, દ્રવ્ય ન આવે કામ;

---

[1] અરીસું.

નેકી હશે ને નમ્રતા, તો ભય ટળે તમામ. ૬૫૮
આબાદીના શહેરમાં, પ્રમાણીક વસનાર;
કિલ્લો મજબુત બીકના, ભય દુષ્ટને અપાર. ૬૫૯
નિચજનો નિચ વચનથી, ચહે અવરનો નાશ;
પ્રમાણીક વદી શુભ વચન, રાખે દૂર વિનાશ. ૬૬૦
ગુપ્તવાત બીજા તણી, દાનો નહિ કરનાર;
એબઢાંકવી અવરની, એ સજ્જન અધિકાર. ૬૬૧
લોભી જન જ્યમ માયવે, દ્રવ્ય સદા શિર સાટ;
ત્યમ સતી પ્રાણાંત તક, જાય ન આડી વાટ. ૬૬૨
દુષ્ટ કરીને દુષ્ટતા, બચી ન જગમાં જાય;
આખર અહિત થશે અતી, દાના કહે સદાય. ૬૬૩
ગંદ્દાને સોનું ધરે, શરિરે નહિ સુહાય;
રાખે લોટે રોજ તે, બોજ કેમ વેઠાય. ૬૬૪
શુભ શોધે શુભ સાંપડે, અશુભે અશુભ સદાય;
ભલી બુરી જયમ ભાવના, તે સમ જગે જણાય. ૬૬૫
શુભ ટપકાનો મુર્ખ નર, ધરશે કદિ ધિક્કાર;
છુટે ક્યાંથી જગતમાં, પ્રીતે વિષ પીનાર. ૬૬૬
નીચ નીચતાથી રહે, કુમતી કીચની વીચ;
કુમતીમાં પડિ કષ્ટ લે, રહે નીચનો નીચ. ૬૬૭
વિચાર આ વ્યહવારના, જનને દુખ દેનાર;
હોંશે હીંમત વાન નર, હિમત ધરી રહેનાર. ૬૬
કપટીના અંતર વિષે, કાયમ દીસે કલેશ;
સદાચારી અંતર મહી, હોય આનંદ હમેશ. ૬૬૯
સુખ સાચવતાં શરિરનું, જરૂર રક્ષણ થાય;
મ્હોળું મ્હોં કરતાં જગે પ્રાપ્ત વિનાશ થનાર. ૬૭૦
એદીની ઇચ્છા વડી, તૃપ્ત ન થાય લગાર;
ઉદ્યોગી અવની વિષે, સુખે સદા વસનાર. ૬૭૧
શુભ રસ્તે ચાલ્યા જતાં, રક્ષણ થાય સદાય;
સંકડાશમાં પેસતાં, શરીર છોલાઇ જાય. ૬૭૨

મનુષ્ય જીવનું પામતે, દ્રવ્ય વિધ દેખાય;
એક દ્રવ્ય શુભાર્થ વરે, બીજે દુઃખ દેખાય. ૬૭૩
વાદ વિવાદ થશે જ્યાં, જ્ઞાન નહિ, અભિમાન;
શાંતચિત દિનરાત રહે, જ્યાં છે સાચું જ્ઞાન. ૬૭૪
પાપ કરી પેદા કર્યું, તે ધન નહિ ટકનાર;
સંચય શુભ કરમે કર્યો, તે વધતું ટકનાર. ૬૭૫
આશાનારિ અંતર તણી, જો ફળવાળી થાય;
વંઝા રહેતો જિવનનું, ઝાડ જરૂર કરમાય. ૬૭૬
વચન તુચ્છવદિ મુર્ખનર, વ્હોરી લિયે વિનાશ;
દક્ષ પુરૂષ દાનાઇથી, જીવન કરે પ્રકાશ. ૬૭૭
શુભ શિખ નવ સંચય કરે, તે દુખિયો થાનાર,
વિદુર વચન દુરજો કર્યાં, દુખિ કૈરવ સંસાર ૬૭૮
ફળતી ઇચ્છા અહરનીશ, લાગે મિષ્ટ મહાન;
દુરાચારથી દુર થવા, તું નવ રહેતું ભાન. ૬૭૯
મુરખ સાથે ચાલતાં, જિવનું જોખમ થાય;
દુશમુખ સંગ મરિચ ગયો, મૃગ થઇ, શરે[1] હણાય.૬૮૦
શુભ સંગતમાં ચાલતાં, મળતું માન મહાન;
રામસંગ હનુમાનને, પૂજે સકળ જહાન. ૬૮૧
પ્રાપસંગ નુકશાન નર, ગણજે છે હાગેન;
જમમ પખીને પકડવા, પુડે બાજ પડેશ. ૬૮૨
પીતા છતાં જો પુત્રને. શુભ શિખ દેવા માટ;
શીક્ષા ન કરે તો કરે, સુત સુખ તણો વિનાશ. ૬૮૩
મતોષી નર સૃષ્ટિમાં, થોડા થકી ધરાય;
અસતોષીનું ઉદર કદિ, ભવમાં નહિ ભરાય. ૬૮૪
જો ગોરી ગુણવંતતો, ભાગ્યું ઘર બંધાય;
નાલાયકનારી થકી, વૈભવિ ઘર વિંખાય. ૬૮૫
એક માર્ગમાં મનુષ્યને, લાગે છે બહુ ઠીક;
પણ તે રસ્તે હરદમે, કાળ બ્યાલની બીક. ૬૮૬
બહુ હસે તે બહુ રડે, એ કહેવત છે બેશ;

૧ બાણ.

હરી રહેલા ખાટી રહે, કયમ નવ આવે કયેશ? ૬૮૭
ડાહ્યા જન હરીને રહે, નિત દગ્ગુરુથી દૂર;

માર ખાય પણ મુરખનર, હોંગે જાર હજૂર. ૬૮૮
મુરખજન નિત માનતા, માગી ખોટી વાત;

ડાહ્યા દીલ નવ માનશે, કર્યા વિના સાક્ષાત. ૬૮૯
દક્ષ જનોના શીરપર, વિધા મુગટ ધરાવ;

મુર્ખ ગર્દીપતિને ગિરે, એવકુફિ બંધાય. ૬૯૦
મજ્જન પામે દુર્જનો, નમતા નિત્ય જગ્યાન;

સદાચારિના દ્વારમાં, પાપીજન પગ્તાય. ૬૯૧
ઉદ્યોગે લક્ષ્મી વધે, એવો આમથી ન્યાય;

વાતો કરે બડાઇની, તો દીનતા વધિ જાય. ૬૯૨
પ્રજા વધારામાં જુવો, પ્રજા પ્રતીને સુખ,

પ્રજા નહિતો પતિ નહિ, કમી પ્રજાએ દુઃખ. ૬૯૩
કમી કરે ઝટ ક્રોધને, જો છે નમ્ર જવાબ,

તેલ તાતું શીતળ બને, ચંદન પડે જરાક. ૬૯૪
કટુ વચને ક્રોધી બને, વધી વિરોધ ધગાય;

આગ્ની ધરી ફુંકવા થકી, વધુ મળગતો જાય. ૬૯૫
તાત શીખનજનાંતનુજ, પડે દુખે નવિવાર;

મશાલ વિણુ તિમિરે જતાં, ખાડે પડે ધરાર. ૬૯૬
જેવી અંતર વૃતિ છે, તેનું ફળ નિરધાર,

નેકિવાન શુભ ફળ વિયે, દુષ્ટ દંડ સહનાર. ૬૯૭
જ્ઞાનીના હોઠો સદા, કરતા પર ઉપકાર.

બે શબ્દો સુણતા જનો, છે ડાંપણુ અહનાર. ૬૯૮
જેનો જે અધિકાર છે તે શોધના જરૂર.

બુદ્ધિ શોધે બુધ જનો, શઠ શઠતાઇ ઉર. ૬૯૯
નેકીનું ઘર છે સદા, સમૃધી થકી ભરેલ,

પાપીનું ખાલી સદા, પાપ હૃદય ઉપજેલ ૭૦૦
સીધે રસ્તે સંત જન, ચાલે સુખિ સદાય,

ચોર ચડી આવળે પથે, દેશ પતિથિ દંડાય. ૭૦૧

---

૧ સાપ.

આળસુના રસ્તા વિષે, છે કાટા બેગેલ;
દક્ષ જનોને સહુ દિશે, છે જનાનું રેલ. ૭ ૨
જ્ઞાનીના રસ્તા સદા, ઉચ્ચા રહે ઉછળેલ;
જેમ ય ત્રેથી અહર્નિશ, ઉચે અંબુ[1] રેલ. ૭૦૩
હલકો બનિ ઉચે ચડે, જ્ઞાની ગુણ અહેલ,
પાપી ભારે પાપના, નીચે રહે પડેલ ૭૦૪
માન માન કરનારને, નથી માનનું ભાન;
દીનતા ધર દિલમા પ્રથમ, પછી માન મન માન. ૭૦૫
અન્યાયે ધન મેળવી, કોટી પતિ કહેવાય,
ગરીમ નેક તેથી રૂડો, જગમાં જરૂર જણાય. ૭૦૬
નૃપ કંટાળા રૂપ ગણ, દુષ્કર્મને મદાય,
રાજ ઉધું એથી વળે, શુભ કામથિ સ્થપાય. ૭૦૭
સાકરોહા[2] બેસતા, રાજ સભની માય;
ફળ ખુશામત નિપજે, ભવે રાજ્ય રોળાય. ૭૦૮
રાજા તણી કૃપા મદા, નિભાવની મુસ્કેલ,
વાદળ ભાદરવા તણા, એક રગ ન રહેલ. ૭૦૯
રાય અને જમદૂતના, કોપ વિષે નહિ ફેર;
ભક્ત અને ડાહ્યો પુરૂષ, શાંત કરે તતખેવ, ૭ ૦
બરસો ભુપ કૃપા તણો, દક્ષ ન દિલમાં ધાર;
વાદળની છાયા પડે, ટકે ન ઝાઝી વાર. ૭૧૧
કેશ શ્વેત શિશ પર થયા, મહિમા મુગટ પ્રમાણ;
શ્વેત કામ કરિ શ્વેતને, સારિ રિતે શોભાવ. ૭૧૨
પરાક્રમી પૃથ્વી વિષે, મ્હાન નગર જિતનાર;
પણ તેથી જબરો ગણું, ક્રોધ ઉપર રહે સ્વાર. ૭૧૩
ગરીબની મશ્કરી કરી, તે પાપી જગમાંય;
પ્રભુનાં કામ વખોડતો, નીદે નાથ સદાય. ૭૧૪
મુર્ખ માનથી માનતા, દાના ઠપકે લાજ,
લાજ નહિ જેને જગે, નાનું સરખું રાજ !!! ૭૧૫.
ભલો સીહ છેડાયલો, ભલો સર્પ વિષવાન;

1 પાણી. 2 ખુશામતખોર.

પણ મૂરખ મૂરખાઇમાં, સામો મળે, નમાન. ૭૧૬
જવાઇનો બદલો મળે, ભુંડાઇથી ભરેલ;
કોપ તે પરે ઇશનો, જાણુ સદા ઉતરેલ. ૭૧૭
લડાઇનું કારણ પ્રથમ, હોય નાની તકરાર,
બધું [1]ત્રાડિ નગવાટથી, જરૂર ઝ્હારે જનાર. ૭૧૮
ધાયલ મન સુકાવતું, હમેશ જનનાં હાડ;
આનંદીત હૃદય ગણો, ઉત્તમ ઔષધ ઝાડ. ૭૧૯
નિર્દોષિત દોષિત ઠરે, દોષિત રહે નિર્દોષ;
એ નહિ ઉત્તમ, ઠાપદો, છતાં ગણું હું સદોષ. ૭૨૦
જ્ઞાન ખરિદવા નિકળે, બજારમાં ધનવાન;
બુદ્ધિ વિણ ફરો જ્ઞાનનું, ફરશે કોણ નિદાન. ૭૨૧
મન નીચે કામે જતાં, અહીત પ્રાપ્ત થનાર;
ત્યમ જિભ વિપરિત પથ જતાં, હાનીમાં પડનાર. ૭૨૨
જોનારામાં કંઇ નથી, તો ચુપ રહે પળવાર;
ચુપકીદી તુજમાં બધું, ડાંપણ દાખવનાર. ૭૨૩
દુષ્ટ પણું આવે પછી, તુચ્છતા રહે ન દૂર;
અપકિર્ત્તી સાથે વશી, નીદા નિત્ય હજૂર. ૭૨૪
દુષ્ટ તણી વગ રાખવી, એ ન સારૂંઇનસાર;
જેમ જનો દુખ કારણે, બચાવિ લેવો સાપ. ૭૨૫
મુર્ખ તણા હોઠો દિસે, જો કજિયાનું ધામ;
મુખ માગે છે ઝાસડાં, પણ ભૂલતા તમામ. ૭૨૬
મુર્ખ મુખ જગ જાણવું, કરશે આપ વિનાશ;
જ્યમ શીઘ્ર [1]વૃશ્ચિક તણું, કરતાં માનુ નાશ. ૭૨૭
ઉત્પતી ગર્વ તણી સદા, કરે આપનો નાશ;
ભડિ ભાદરવા તણો, ફાલી થાય વિનાશ. ૭૨૮
ડાહ્યાનું દીવડું ચહે, થાવા વિદ્યાવાન;
વિદ્યા શોધે વિશ્વમાં, જ્ઞાની જનના કાન. ૭૨૯
વાત સાંભળ્યાથી પ્રથમ, જો પ્રતિઉત્તર થાય;
લજ્યાવાળી રીતે એ, શઠતા મહા મનાય. ૭૩૦

---

[1] વીંછી.

નેક માનવી મૂખના, ફળથી તૃપ્ત થનાર;
મિઠિ વાણીથી મહિ વિષે, સંપત્તિ મેળવનાર. ૭૩૧
મરવું જિવવું જીભમાં, નહીં જીભથી દૂર;
એક જીભ ઉગારશે, મારે એક જરૂર. ૭૩૨
ધનવાળાના મિત્ર સહુ, જગમાં થાતા જાય;
જર જાતાં પ્હેલાં તુરત, સ્વાર્થી અળગા થાય. ૭૩૩
જુઓ દીનતાની ખુબી, થતાં દૂર સહુ થાય;
પાછળ દોડે પણ હવે, જોતાં દુર ખસિ જાય. ૭૩૪
એ હિક નહિ અધિકારિ પર, હાકમ હોય ગુલામ;
શોભે નહીં પગ પાવડી, જોડા પાઘડિ ઠામ. ૭૩૫
મુર્ખ નૃપતિની નજર શુભ, ફળદાયક નવ ધાર;
ઘાસ પરે ઝાકળ કદી, બહુ વખત ન ટકનાર. ૭૩૬
આજ્ઞા પાળક બાપનો, આત્મા રક્ષણહાર;
ઉલ્લંઘન કરી ચાલતાં, પળમાં માર્યો જાય. ૭૩૭
મનુષ્ય જાતની આબરૂ, રહેવું ટંટે દૂર;
પણ મુરખ ટંટો કરી, જગ દાખવતા શૂર. ૭૩૮
સજ્જન શીખથી સુધરે, મુર્ખ ન ધારે લગાર;
તેજી ચમકે તાંતણે, ખરને ડીફાં માર. ૭૩૯
આંખ બંધ કરિ ઉંધમાં, નથી દીનતા દૂર;
એદી જન ઉંધી રહે, બને ઉદ્યમી શૂર. ૭૪૦
મોતી માણક ને હિરા, અજબ તરેહના રંગ;
શુભ વાણી સમ રત્નમાં, નથિ દેખાતા રંગ. ૭૪૧
ચોરીની ચીજો મિઠી, લાગે વાપરતાંજ;
પણ શિક્ષા વખતે કડુ, દેખે સર્વ સમાજ. ૭૪૨
અધર[1] ઉઘાડા જે કરે, તેનો તજજો સંગ;
છાનિ વાત સહુની જગે, જાહેર કરે પ્રસંગ. ૭૪૩
તિમિર હોય ત્યાં ઉલ્લુક રહે, રવિ તેજે સંતાય;
મુર્ખ રાજ્યમાં દુષ્ટ રહે, શુભ નૃપથી દુર થાય. ૭૪૪
કૃપા સત્ય જો રાયમાં, રક્ષણ કરે સદાય;

---

[1] હોઠ.

દયાથકી ભરપૂર નિત્ય, ગજ્યાસન દેખાય. ૭૪૫
સુવાન ગોભા નમતા, વિદ્વાને શુભ ગુણ;
વૃદ્ધ વેશ શિર શોભતાં, પવીત્ર પળી[1] અનુપ. ૭૪૬
હૃદય ગર્વે ભર્યું અહરનિશ, આંખે અતિ અભિમાન;
દીવારૂપ થઇ દુષ્ટનું, પાપ ચડે અસમાન. ૭૪૭
ઉદ્યોગી પુરૂષ કદી, તંગીમાં નહિ જાય;
અવિચારી ઉતાવળો, હાથે દુખિ દેખાય. ૭૪૮
જૂઠ કામ કરી જગતમાં, ધન સંપાદન થાય;
ધુંવાડના બાચકા, ભરતાં ફળ નવ કાંય. ૭૪૯
ગુન્હાકરી ભરપૂર નર, રસ્તો વીકટ જણાય;
શુદ્ધ ચિત્તવાળો પુરૂષ, સડકે ચાલ્યો જાય. ૭૫૦
કંકાસી સ્ત્રી સાથમાં, મ્હેલ વશે નવ સૂખ;
તેથી જંગલ ઝુંપડી, દેરૂં સૂખ અનૂપ. ૭૫૧
ગરીબ બુમને સાંભળી, કરે બધ એ કાન;
તેનું દીનના સમયમાં, કોન કરે સનમાન. ૭૫૨
સત્ય પુરૂષને ન્યાયથી, અતિ થાતો આનંદ;
આનંદ બદલે ન્યાયથી, દુષ્ટ કરે આક્રંદ. ૭૫૩
ભૂપ અને ઈશની ધરો, નિત સારી સંભાળ;
નહિંતર તમને નાંખશે, મુશીબત જગ જંજાળ. ૭૫૪
માની બને અભિમાનિ નર, આવર કરિ તિરસ્કાર;
મદ ઉન્મત્ત થયા પછી, આખર નાશ થનાર. ૭૫૫
આળસુ નર ખોરાક વિણ, જરૂર મરી જનાર;
ઉદર ઉતાવળ બહુ કરે, કર કામ ન કરનાર. ૭૫૬
રણાંગણે[2] પગનાં પ્રથમ, અશ્વ કરે તૈયાર;
શુર, તદપી છે જીતવું, કેવળ પ્રભુ અધિકાર. ૭૫૭
ધન અર્જ્યું પણ નામ નહિ, તો શું આવે કામ;
દામ દુઃખ રૂપ થઇ રહે, નિશ્ચીત સુખરૂપ નામ. ૭૫૮
માણુકહિરા મોતિયો, દાટયાં અગણિત દામ;
દામ નામ વિણ દામ નહિ, નામ દામ નહિ કામ. ૭૫૯

---

1 સંકેત વાળ 2 લડાઇનું મેદાન.

કુસમય જાણી પ્રજાનર, ઠંડો થઇ ફેરાય;
આયુધ ઉતારી કરિ ગરે, દાઝે દિલે સદાય. ૭૬૦
શિશુ હૃદય સાથે રહી, છે મુરખાઇ શું થાઇ;
સોટિ હણે શુભજ્ઞાનની, તો શઠતાઇ પરાઇ. ૭૬૧
સંત વચન સ્વારથ રહિત, ગુણ કેવળ ધરિ કાન;
અંધકાર અંતર ખસે, પ્રગટે દીપ સુજ્ઞાન. ૭૬૨
દુઃખ ન દેવું દીનને, દીન દીન નિત દીન;
જુલમ મહા સાગર મહી, દીન બન્યાં મનમીન. ૭૬૩
ક્રોધી સાથે કોઇદી, કરમાં નર મિત્રાઇ;
અગ્નિ સંગે રાખતાં, સહેવી પડે તવાઇ. ૭ ૪
હાલા, મુરખ સંગમાં, બોલ ન એક બોલ;
રંગ એક નવ જાણશે, પીપલ કાગળ તોલ, ૭૬૫
શિક્ષાની ઓટી થકી, બાળક નથિ મરનાર;
ઉતરે અવળા પથ થકી, સોટી, નહિ ઉપકાર. ૭૬૬
માબાપો તુંથી જગે, થયાં ન કિર્તિ વાન;
તો તુજ જન્મ શું કામનો ? ચિત વિચાર નાદાન. ૭૬૭
ક્ષુદ્રી’ થકી ખરીદ જે, સત્ય અને સુજ્ઞાન;
વૃથા વિશ્વ પણ જ્ઞાન સત, જ્ઞાને પામે માન. ૭૬૮
વેસ્યાની પ્રીતી વૃથા, ઉંડું દુખ આગાર;
ઉપર સુખ આળેપ ઓપ, પામર જન પડનાર. ૭.૯
દુષ્ટ કામમાં દુષ્ટ થઇ, જરિના ચિત્ત વળગાડ;
દુષ્ટ સંગમાં દુરગુણો, વળગે જ્યમ વળગાડ. ૭૭૦
સજ્જનની સામા કરે, દુષ્ટ સદા દુષ્ટાઇ;
રવિ સામે રજ નાંખતાં, આંખ ભરાશે ભાઇ. ૭૭૧
સજ્જન નર નેતર સમાં, વળિ વળિ સિધા થાય;
દુરજન કાષ્ટ સમા ગણો, વળાયના, મરડાય. ૭૭૨
દુશ્મન ધરે નહિ કોઇની, જહાં સાફ ઇનસાફ;
ન્યાય હોય ઇન્સાફમાં, કૃપા વિષે હેમાફ. ૭૭૩
દુષ્ટ જનોને શુભ કહી, ચડાવવા એ પાપ;
જગત દુખરૂપ થઇ નડે, કરતા પાપ અમાપ. ૭૭૪

શુભ ફળ થાવા લાગતાં; કરકંટકને દૂર;
ગર્જસભાથી દુષ્ટ દુર, કરતો સુખ જરૂર. ૭૭૭
નમ્ર રહે નૃપતી કને, જો તું સાચો શૂર;
મુર્ખ રાજાના મૂખથી, મોત રસુંન[1] નહિ દૂર. ૭૭૮
હાકેમ હા કેમ સાંભળે? હા કે'શે હાકેમ?
હાંકે શે હાકેમ એ, હાકે જો હાકેમ ૭૭૯
મોટું થવું જો હોય તો, જઈને નીચે બેશ;
ઉંચો થઇ નીચું જવું, એ ગણાય નહિ બેશ. ૭૮૦
અમૃત ઉત્તમ અવનિમાં, હદ બહાર ન ખવાય;
જરૂરથી વધતું વિષ બની, મૃત્યુ ભણી લઇ જાય. ૭૮૧
પાડોશી ઘર કામ વિણ, મુરખ કાં જા રોજ;
સહવાસે સ્રષ્ટીપતી, નો, પણ રહે ન ઓજ. ૭૮૨
સંકટ સમયે સ્નેહિનો, ભરુસો નહિ રખાય;
ભિડ ભાગે ભવની તદા, સંકટ નહિ શોસાય. ૭૮૩
ઠંડા પાણીથી જતો, તપેલ તન પરિતાપ;
ત્યમ પત્રો વાંચી જતો, વ્હાલાં તણો વિલાપ. ૭૮૪
મન કબજે નહિ તેથિ કદી, સુખ જરિ ના સંચાય;
કીલા વિણુ નગરિ બને, તો રક્ષણ ક્યમ થાય? ૭૮૫
મોટાઇને તું શોધ માં, શોધે મળે ન કાંઇ;
મોટાઇ શોધે તુજને, તો તુજ ખરિ મોટાઇ. ૭૮૬
વિષયં માહ દુખ અનુભવે, પડે વિષયની માંહી;
શ્વાન કરીને ઉલટી, ખાતા ત્યમ જગમાહીં. ૭૮૭
સમય વિણ વરસાદ જ્યમ, શોભે નહી જરાય;
ત્યમ મોટાઇ મુરખને, શોભા નથિ દેનાર. ૭૮૮
મુરખને ન જવાબ દે, એ નર્થો તૃજ સમાન;
એ જેવો તું થાય તો, દેગે ઘટે જવાબ. ૭૮૯
મુર્ખ સાથ જે નર કરે, ગુપ્ત અહતણી વાત;
પગો સલામત રાખવા, શીરની કરવી ઘાત. ૭૯૦
હજાર ડાહ્યા જનથિ પણ, ગણુશે ડા'પણદાર;
મુરખની એ રીત છે, શોચ ન તેમાં ધાર. ૭૯૧

[1] નોકર.

સળગનારાં ન હોય તો, થાય ન કદિ કંકાસ;
બળવાનું ન હોય તો, આગ શું કરે વિનાશ. ૭૯૨
એક પડે અંગાર તો, કાષ્ટ બહુ બળિ જાય;
એક ચાડિયાથી જુવો, ઘર ઘર ક્લેશ સદાય. ૭૯૩
દૂષી જનના મુખમાં, ને ચિત જુદું કરેલ;
મણિ અહિના શિરપર તદા, અંતર ઝેર વસેલ. ૭૯૪
મીઠું બોલે ચોકે થકી, ઘર નહિ ચિત ઇતબાર;
લીન થતાં વાજિંત્ર મૃગ, ત્યાં ઝટ થાય શિકાર. ૭૯૫
વચન શરે ઘાયલ કરે, દુષ્ટ જીભ જગમાંય;
ત્યમ મ્હોડું ખુશામતી, પાયમાલી કરનાર. ૭૯૬
ફુલ જોઇને ફુલમાં, ફુંદી ઘર ન ફુલાશ;
ફુલ થયાં તો ફળ ગયાં, ફુલે ફળનો નાશ. ૭૯૭
સંકટ સમયે મિત્રનો, કદી કરવો નહિ ત્યાગ;
ભાઇ સમો સ્નેહે લિયે, તારા દુખમાં ભાગ. ૭૯૮
અત્તરની સુગંધથી, જન આનંદિત થાય;
શુભ સલાહ સનમિત્રની, ખુશબોદાર સદાય. ૭૯૯
વૃક્ષ ઉછેરે વ્હાલથી, તોછે ફળ મળનાર;
જડઉજો બદલો આપશે, ચેતન દે નિરધાર. ૮૦૦
આરસિથી દેખાય છે, સામું નીજ સ્વરૂપ;
અંતર આરસિમાં પડે, સામાજનનું રૂપ. ૮૦૧
સોનું રૂપું પરખવા, ભઠ્ઠીમાં મૂકાય;
જનસ્વભાવ જોવા કરે, મુખે વખાણ સદાય. ૮૦૨
ખાંડણીમાંહિ ખાંડતાં, છોડાં તજતા કૂર[1]
પણ મૂરખને મારતી, શઠતા કરે ન દૂર ૮૦૩
પાછળ પડતાં નાસતા, શઠજન અને શિયાળ;
સિંહને સત્ય પુરૂષ ઉભય, ઉભા રહે, ન ખસનાર; ૮૦૪
લોભિ નજરનો દોડતો, નિત્ય દ્રવ્યની પાસ;
દરિદ્રતા પાછળ પડી, તેનો કરે ન ક્યાસ. ૮૦૫
ખૂશામત કરનારથા, શુભ ઠપકો દેનાર;
પેહેલાથી દાટજ વળે, બીજો શુભ કરનાર. ૮૦૬

---

૧ ચોખા.

કજિયા જોજનમાં વધે, તો દુષ્ટોને લાભ;
એ પાસે ફરતા ફરે, લઇ ઉંડળમાં આભ. ૮૦૭
મન ભરંસે ભવમાં ભમે, તે નક્કી મરનાર;
ડાંપણુને આગળ કરે, તે સુખ સંગ્રહનાર. ૮૦૮
દુષ્ટ ઉદય જે દેશમાં, ત્યાં જનથી ન વસાય;
મરકી વધતાં જેમ જન, નાસી જાય સદાય. ૮૦૯
રૂપકો બહુ મળવા છતાં, અક્કડ રહે ઉરમાંય;
નગ્ન પુઠે બાવળ ઉગે, છાંયા ગયે સદાય. ૮૧૦
ભલા વધે સુખ જગતને, દુષ્ટ વધે દુખદ્વંદ;
રવિ ઉગતાં ખીલે કમળ, ચંદ્ર ઉગે આફંદ. ૮૧૧
સુત.સંપતિ જોઈતાતને, અતી થાય આનંદ;
શશિ ઉગે આકાશમાં, નિધિ ખેલે સ્વચ્છંદ. ૮૧૨
મુર્ખ જનો બોલી બતાવે, પોતાનો ક્રોધ;
શાણો શાંત રહે સદા, વધે ન તેથિ વિરોધ. ૮૧૩
હૈરામ હાકમ પાસ જે, હાજિર હાજિ કરનાર;
ભલાજનોને દુઃખ રૂપ, એવા જન થાનાર. ૮૧૪
જાૂઠી ચાડી સાંભળે, હાકમ ધરિજે કાન;
સાન નથી જરિ જ્ઞાનની, એ નાદાન, નિદાન. ૮૧૫
દુષ્ટોને વધતાં ભલા, જનો રહે પરિતાપ;
પાયમાલ થાશે પતિત, નિચતાને પરતાપ. ૮૧૬
બોલે વગર વિચારથી, તેથી કામ ન થાય;
તે કરતાં સુરખ ભલો, ચુપ જે રહે સદાય. ૮૧૭
નીચોજન ઝટ થઇ જશે, જો મનનો મગરૂર;
નમ્રવાન નર આ જગે, પામે માન જરૂર. ૮૧૮
દુષ્ટજનો ડરતા રહે, નેકી પથથી દૂર;
જેમ તરણીથી અહરનિશ, તિમિર દૂરને દૂર. ૮૧૯
દ્રવ્ય અને દારિદ્રતા, છે બંને દુખરૂપ;
એક પ્રશ ભુલે કરે, બીજો પાપ અનૂપ. ૮૨૦
દૂર થવા દારિદ્રથી, જાઠ હદય કર દૂર;
દૂર થતાં દુઃખડથી, જઈશ તું ધણી હજૂર. ૮૨૧

ભૂખ્યો વતી ગ્રામનો, તે કહો શાથી ધરાય ?
રેતીવાળી ભુમિકા, જળે ન તૃપ્ત થનાર. ૮૨૨
ક્રોધીને શાંતી નથી થાય જગતનો નાશ; ,
અગ્નીમાં સહુએ બળે, પણ નવ તજે પ્રકાશ. ૮૨૩
કુકર્મીને કુલટા સ્ત્રિને, સરખાં ગણો સદાય; .
કરે કુકર્મ પણ મુખ થકી, કહેતાં નિત્ય નકાર. ૮૨૪
ગણું નહિ પણ મોજમાં, લગાડતા ધક ધ્યાન; .
એ આખર દારિદ્રતા, માં, ડૂબે નાદાન; ૮૨૫
દ્રવ્યવાન શું હિસાબમાં, જો નર નેકી હોય;
દાઢી મુછ પણ શંઢને, મરદ કહે નહિ કોય. ૮૨૬
તુજ ડાંપણનો વારસો, જો જગને મળનાર; .
પણ તારી મુરખાઇનું, ફળતું ભોગવનાર ૮૨૭
નિજ સ્વરૂપ શુધ હોય પણ, કુસંગ કરતા ભંગ;
પવન બને વીટાળિયો, પામી ધૂળ પ્રસગ. ૮ ૮
કામ કુડું કરનાર નર, ફળ ખગબ લેનાર;
વાવે જો અન્યાય તો, વિપતિ છે લણનાર. ૮૨૯
હૃદય શુદ્ધ તેને જગે, છે ના કશી જરૂર; .
શુદ્ધ હૃદય લઇને જશો, પ્રભુની જરૂર હજૂર. ૮૩૦
આળસુ ઘર બાહર જતાં, ધ્રૂજે હાડોહાડ;
જાઉં બહાર તો શું કરૂં, પડે વિપતિનો પ્હાડ. ૮૩૧
જમિન જોરૂ જર માટ કાં, મરતા કરી લડાઇ;
તમે જશો મિજમાનરૂપ, એતો અહીંને આંહી. ૮૩૨
વિષય વ્યાલ વિષથી પ્રબળ, કરડે ચડે અપાર; .
ગારૂડી ગુરૂ ગોવીંદ વિણ કોયિ ન ઉતરનાર. ૮૩૩
ટાલા બોલો મુરખ મુખ, શોભે નહિ લગાર;
હરામિ હાકમ હાથથી, પ્રજા સુખી ન થનાર. ૮૩૪
દોષ ઢાંકનારા સદા, કરતા પ્રીતી શોધ;
બકબકિયા આ જગતમાં, વધારતા વીરોધ. ૮૩૫
માયાની ઘંટી મહીં, જો જગજનો દળાય;
ખીલડા રૂપ પ્રભુ આશરે, રહેતાં ભય ન જરાય. ૮૩૬.

# ચુપ રહેવું ક્યાં સારૂં ?

## દોહરા.

જ્યાં મૂરખ ઝાઝા જણા, સમજિખારિને ભૂપ;
ત્યાં ગુણિયલ તુજને ઘટે, મકુથી રહેવું ચૂપ. ૮૩૭
દગો કરી દિલદારને નાખે કૂડાકૂપ:
ત્યાં બોલે તુજ મોત છે, સારૂં રહેવું ચુપ. ૮૩૮
ગુણહિણુ જ્યાં ઝાઝા મળ્યા, ચિત માન્યા સુખરૂપ;
ગણના નહિ ગુણવાનની, ત્યાં શુભ રહેવું ચૂપ. ૮૩૯
મૂઢમતીના મ્હાનજન, આપે અક્કલ ફૂપ;
જરિ ઉણા મન નવ ગણે, ત્યાં શુભ રહેવું ચૂપ. ૮૪૦
દાનાઈ લહે દિવાળિયો, શાહને ન મળે સુખ;
અંધો આગેવાન ત્યાં, શુભ રહેવું ગણ ચૂપ. ૮૪૧
ન્યાય વિષે પચ્ચીશ મત, આપે ગણે અનૂપ;
અહંકૃત અભિમાનમા, ત્યાં શુ રહેવું ચૂપ. ૮૪૨
વેશ્યાને વડેલ જ્યાં, કરતાં લુંટા લુંટ;
શિખ શાણાની વ્યર્થ છે, ત્યાં શુભ રહેવું ચુપ. ૮૪૩
જડ મતિજન ઝાઝા મળ્યા, સમાન શિતને ધૂપ;
અજા મહિષી એક જ્યાં, ત્યાં શુભ રહેવું ચુપ. ૮૪૪
આપ અમંકૃત અવગુણે, પણ કરિ તૂતા તૂત;
અવર ગણે અવગુણ ભર્યા, ત્યા શુભ રહેવું ચુપ. ૮૪૫
મળ્યા લબાડી લુંટવા, દિન જનને દુખરૂપ;
બોલે ખમણી હાણ છે, ત્યાં શુભ રહેવું ચુપ. ૮૪૬
પથરોને પારસ ભણી, ખેતું ન જુવે સ્વરૂપ;
એક આપ અંતરગણે, ત્યાં શુભ રહેવું ચુપ. ૮૪૭
સુમતીથી છેટે વસે, કુમતી ચાહે કુરૂપ;
તે મૂરખ મંડળ વિષે, સારૂં રહેવું ચુપ. ૮૪૮
પરહરી શુભ પરિણામને, ગ્રહણ કરે દુખરૂપ;
માથું ઝીંકે ન માનતા, ત્યા શુભ રહેવું ચુપ ૮૪૯
અદેખાઇ અતર અધિક, નિજ બનિ નીંદક રૂપ;
હરામિ બનિ હાહા કરે, ત્યાં શુભ રહેવું ચુપ ૮૫૦

અતિ નહિ પણ ભરતાન બની, જગમાં રહે જડરૂપ;
ડાહ્યા દુનિઆમાં ગણે, ત્યાં શુભ રહેવું ચુપ. ૮૫૧
શ્રીમંત પણ શ્રીમત્તથી, ગણેન શું સુખરૂપ ?
કુપથે દુખ ગ્રહી સુખ ગણે, ત્યાં શુભ રહેવું ચુપ. ૮૫૨
મત્ત મદીરા પાનથી, વદતો વેણ અશુભ;
લઘુ શિખ તેને કથી, શુભ રહેવું ત્યાં ચુપ. ૮૫૩

## સાચે રામ રાચે.

### દોહરા.

દીધાં દાન હજાર તેં, કરવા સ્વર્ગ મુકામ;
પણ તેમાં તેં શું કર્યું ? સાચે રાચે રામ. ૮૫૪
માળા ધારી કર વિષે, જપતો આઠે જામ;
છેતરવા સૃષ્ટિ પતી, સાચે રાચે રામ. ૮૫૫
સુકૃત કર્યું ન કોઇ દિન, કર્યાં નીચ બહુ કામ;
તો કયમ સદગતી સાંપડે, સાચે રાચે રામ. ૮૫૬
ભલાજનોને ભૂમિમાં, બુરા ગણ્યા તમામ;
તેં માન્યો તુજને ભલો, સાચે રાચે રામ. ૮૫૭
અનિતીથી અવની વિષે, મેળ્યાં ધનને ધામ;
તેથી તારૂં શું વળ્યું ? સાચે રાચે રામ. ૮૫૮
ચાડી કરિ ચોરે ચડી, સદ્ગુણી નરની તમામ;
અંતર ચહી ઉત્તમ થવા, સાચે રાચે રામ. ૮૫૯
છેતરિને મેળ્યાં બહુ, તેં દુનિઆમાં દામ;
આખરે કામ ન આવશે, સાચે રાચે રામ. ૮૬૦
ધાર્યો વેશ વિરાગિનો, અંતર કપટ તમામ;
ભજને કર્યું ભૂલાવવા, તો કયમ રાચે રામ. ૮૬૧
અતિથિ આવ્યો આંગણે, સંતાઈ પેઠો ધામ;
દમડી દમ સાટે કરી, તો કયમ રીઝે રામ. ૮૬૨

## ચંદન પ્રત્યે.

### દોહરા.

ભૂંગ, બાવલુ, બોરીગ ભડ, ભરાયલા તુજ સાથ;

નહિનો ચંદન સકળ જન, વસત આવિ તુજ પાસ.૮૬૩
તુજ ઇચ્છા છે સુખદ પણ, સોબતિ અતિ અકળામ;
અજર સ્પર્શવા જાય તો, ડંખી ફાડી ખાય. ૮૬૪
તોય જનો લાલચ કરે, ચંદન તુજ સુવાસ;
ચંદન ગણિ પાડોશ તરૂ, હોશે કરે વિનાશ. ૮૬૫
જો ચંદન નહિ હોત તુજ, કને ભાલુ ભોરીંગ;
તો સુગંધ તુજ સૃષ્ટિથી, જઇ પહોચત નભ અંત.૮૬૬
તું શીતળ જાતે તદા, પડખે દાહ સ્વરૂપ;
પ્રથમ દંખમા દાહ તે, શુદ્ધ ન તુજ સ્વરૂપ. ૮૬૭
જો તુ ઉગે ગામમાં, તો ચિત ગણું સુખરૂપ;
પણ તુજ સોબતિથી ઉજડ, થાતું ગામ અનૂપ. ૮૬૮
શીતળતા શા કામની, વધી અગ્નીની પામ;
શીતળતા અગ્ની બની, અદકી આપે આંચ. ૮૬૯

## ખુવારીથી ખશ.

### દોહરા.

જ્યાં તુજ ધ્યાન પડે નહીં, ત્યાં ન રહે પળવાર;
રોકાણે રમખાણ છે, ખશ નર થઇશ ખુવાર. ૮૭૦
સ્વાર્થ કારણે સહુજનો, જ્યાં પાડે પડકાર,
ઉપકારીને આપદા, ખશ નર થઇશ ખુવાર. ૮૭૧
હરામિ જ્યાં હરનીશ વસે, ન્યાય ન જ્યાં તલભાર;
'ત્યાં ગુણિયલનું શું ગજું', ખશ નર થઇશ ખુવાર. ૮૭૨
સત્તા જ્યાં શામા તણી, વિવેકનો ન વિચાર;
ત્યાં તારી નથિ આબરૂ, ખશ નર થઇશ ખુવાર. ૮૭૩
પાજીને પીડા થતાં, કાં પાડે પડકાર;
પીડા હરતાં પજવશે, ખશ નર થઇશ ખુવાર. ૮૭૪
યોગ્ય નહી જ્યાં અધિપતિ, ગુણ પારખે ગમાર;
પાજી પ્રભુ સમાન જ્યાં, ખશ નર થઇશ ખુવાર. ૮૭૫
કરેલનો ઉપકાર ના, ન કરે તો શીર માર;
જશ ન જડે, જૂતી જડે, ખશ નર થઇશ ખુવાર. ૮૭૬

જ્યાં હરામિ રે' હાજિયા, હોંશે કરે હકાર;
ત્યાં સાચા શું ચાલશે? ખરા નર થઇશ ખુવાર. ૮૭૭
હેતુ થઇ હોંશે હણે, ગણે ન પ્યાર લગાર;
હરામિ હેતુ સંગથી, ખરા નર થઇશ ખુવાર. ૮૭૮
સત્ય તણું ચાલે ન જગિ, ધક્કા ખાય ધરાર;
જૂઠાનો જાલમ જુલમ, ખરા નર થઇશ ખુવાર. ૮૭૯
દયા દહન દિલની કરી, અદવા અંગીકાર;
શુદ્ધ ન નિર્બળ ત્યાં નભે, ખરા નર થઇશ ખુવાર. ૮૮૦
ઘર ભુવને શત્રુ સમુહ, જ્યાં ન તારૂં કો ધાર;
કામ છતાં શુર સાંધિ તું, ખરા નર થઇશ ખુવાર. ૮૮૧
આબાદી જ્યાં આપની, અવર ન અંગીકાર;
કૂટે આપ કસાઇ થઇ, ખરા નર થઇશ ખુવાર. ૮૮૨
મ્હોં ઉપર મીઠું વદે, અંતર ઝેર અપાર;
ભોળા જ્યાં ભૂલી મરે, ખરા નર થઇશ ખુવાર. ૮૮૩
દિન દીઠું રહેવા ન દે, રાતે લઇ લેનાર;
એ ચોરોના સમૂહથી, ખરા નર થઇશ ખુવાર. ૮૮૪
ગરજ લગણ ગુણ જે ગણે, મટતાં મહા ધિક્કાર;
અવગુણ નિત્ય આગળ ધરે, ખરા નર થઇશ ખુવાર. ૮૮૫
શુભ દેખાડે ઉપરથી, અંતર પાપ અપાર;
ધર્મી, ઢોંગી થઇ ખપે, ખરા નર થઇશ ખુવાર. ૮૮૬
આપ ઉદર અનિતિ ભરી, અવરે જુવે અપાર;
અવનીમાં ઓથે ઠગે, ખરા નર થઇશ ખુવાર. ૮૮૭
પાજી જ્યાં રાજી રહે, સદ્ગુણનો શણગાર;
જ્યાં કુબ્જો રહે દુઃખમાં, ખરા નર થઇશ ખુવાર. ૮૮૮
સડી જેવા સ્નેહિનો, માન ન મનમાં કાર;
સોપારી જ્યમ છેદશે, ખરા નર થઇશ ખુવાર. ૮૮૯
કુવચન જ્યાં કાંટા ભર્યા, દુષ્ટ તણું દરબાર;
સદ્ગુણી નર શોભે ન ત્યાં, ખરા નર થઇશ ખુવાર. ૮૯૦
આપે આપતિમાં અલગ, ખસે ન થાય ખુવાર;
હણે હેતુ થઇ અહરનિશ, ખરા નર થઇશ ખુવાર. ૮૯૧

શુભ કહેવા જતાં કરે, અશુભ અંગીકાર;
દેખાડે તુજ દોષ ત્યાં, ખશ નર થઇશ ખુવાર. ૮૯૨
ભકે મુખે બકવાદ બહુ, કશું ન જે કરનાર;
પળાશ સમ એ પુરૂષથી, ખશ નર થઇશ ખુવાર. ૮૯૩
આપ અધમ ઓલાદ પણ, માને માન અપાર,
ખળની ખુળે ખબર પડે, ખશ નર થઇશ ખુવાર. ૮૯૪
લઘુતા જ્યાં લક્ષ્મી તણી, મ્હગુણનો શણગાર;
ધારેણુ કરે ન પંડ પર, ખશ નર થઇશ ખુવાર ૮૯૫
ચમાર જેવા ચાડિયા, વસતા વારંવાર;
તેનું માને મહતજન, ખશ નર થઇશ ખુવાર. ૮૯૬
અવર શુભ ન ખમિ શકે, આપ શુભ ઇચ્છનાર;
નાહક નડે નીતી વિરૂધ, ખશ નર થઇશ ખુવાર. ૮૯૭
હેતુ હેતુ હોંશે કહે, અંતર વિષ આગાર;
લાગ મળે ચૂકે નહી, ખશ નર થઇશ ખુવાર. ૮૯૮
અહિત હીતની ખબરના, છતાં ગણે હુશિઆર;
શત્રુ મિત્ર સમાન જ્યાં, ખશ નર થઇશ ખુવાર. ૮૯૯
લક્ષ્મીની લાલચ ઘણુ, કુકર્મનો નવ પાર;
બહુ પાપે પણુ મેળવે, ખશ નર થઇશ ખુવાર. ૯૦૦

## પાજી પુર પિછાન.

### દોહરા.

અવર અનિષ્ટ સદા કરે, શુભની ધરે ન સાન;
માન લિયે મન માનતું, પાજી પૂર પિછાન. ૯૦૧
ઓકાવે સહુ અવરને, દે ન દીનને દાન;
દાતા જેવો થઇ ભમે, પાજી પૂર પિછાન. ૯૦૨
વિત હરતો વારસ તણુ, જગમાં થઇ જમાન;
દમડી ના પાછી દિયે, પાજી પૂર પિછાન. ૯૦૩
હરામી કામે અહર્નિશ, ધીક તું રાખે ધ્યાન;
શુભ કામો નવ સંગ્રહે, પાજી પૂર પિછાન. ૯૦૪
સારૂં કરનારા તણુ, બુરૂં કરે નિદાન,

માને માન હમેશં મન, પાજી પૂર પિછાન. ૯૦૫
સ્વાર્થ વિણુ પરમાર્થનું, જરી ન આપે ધ્યાન;
પાપ સ્વાર્થે કારણુ કરે, પાજી પૂર પિછાન. ૯૦૬
મદદ કરે તેને હણે, ગણે ન પાપ નિશાન;
બહાદુર માને આપને, પાજી પૂર પિછાન. ૯૦૭
નીતી પથ દૂર કરિ દિયે, અનીતિ ને અભિમાન;
આખો દી રહે અંગમાં, પાજી પૂર પિછાન. ૯૦૮
જીજ્ઞાસા જગ જિતવા, ગંડુ ધારે જ્ઞાન;
જ્ઞાન સાન ન કરે રૂડું, પાજી પૂર પિછાન. ૯૦૯
નિતિવાળાને બહુ નડે, આપે અનીતિવાન;
લાલચ દે તજવા નિતિ, પાજી પૂર પિછાન. ૯૧૦
દક્ષ બને દાનો બને, કરમાં ક્રૂર કૃપાણુ;[1]
પ્રાણુ કાઢતો ગરિબનો, પાજી પૂર પિછાન. ૯૧૧
કુડ કપટ ક્રૂરતા કરી, શ્રમ વિણુ બન્યો શ્રિમાન;
ફુલાઇ પછિ ફરતો ફરે, પાજી પૂર પિછાન. ૯૧૨
કૃતજ્ઞતા બદલે કરે, કૃતઘ્નતાનું ધ્યાન;
પણુ ચિતમાં શરમાયના, પાજી પૂર પિછાન. ૯૧૩
ફાટયો થઇ જગમાં ફરે, કરિ મોહ મદિરા પાન;
બક બક કરતો બેવકુફ, પાજી પૂર પિછાન. ૯૧૪
પાજીને પ્રીતે દિયે, શુભ રીતે સનમાન;
જ્ઞાનવાનથી દૂર રહે, પાજી પૂર પિછાન. ૯૧૫
પરોપકાર તણું જગે, જેને ભળે ન ભાન;
પાપ કરી ડરતો નથી, પાજી પૂર પિછાન. ૯૧૬
ભરી પડે મોટાઇમાં, કરિને કૂડાં કામ;
જગ જૂતા ખાતો ફરે, પાજી પૂર પિછાન. ૯૧૭
નિતિ જગત નવ નિરખતો, અનિતિને અસમાન;
બહુન બની રહે બેવકુફ, પાજી પૂર પિછાન. ૯૧૮
ભગત બને ઠગવા જગત, ભીંતર નહિં ભગવાન;
પાપ પેટમાં પ્રભુ મુખે, પાજી પૂર પિછાન. ૯૧૯

---

[1] તલવાર.

દયાન ધારે દીનની, આપે અનીતિવાન;
નાસે નીતીથી નષ્ટ, પાજી પૂર પિછાન. ૫૨૦
પર નિંદા પ્રીતે સુણે, કરી ખુલ્લા બે કાન;
સુણ્યા પછી પોતે કરે, પાજી પૂર પિછાન. ૫૨૧
લબાડ ને લાંચોડિયો, છતાં માગતો માન;
માન ન દે માઠું કરે, પાજી પૂર પિછાન. ૫૨૨
આપ થકી અદકો ન કો, અંતર એ અભિમાન;
માન મોમપર ચડિ રહે, પાજી પૂર પિછાન. ૫૨૩
સ્વાર્થ સરે કો રીતથી, અતિ ખમતો અપમાન;
માન ગણે અપમાન જે, પાજી પૂર પિછાન. ૫૨૪
કાર તણી દરકાર નહિ, ધરે દ્રવ્યમાં ધ્યાન;
દમડા દોષ કરી ગ્રહે, પાજી પૂર પિછાન. ૫૨૫
વડો થવાને નાતમાં, ધાંધલ કરી દે ધ્યાન;
અધમ હોય ઓલાદ એ, પાજી પૂર પિછાન. ૫૨૬

## માગે ન મળે માન.

### દોહરા.

આપ વિષે અક્કલ નહિ; તોપણ તનમાં તાન;
દોડાદોડી બહુ કરે, માગે મળે ન માન. ૫૨૭
મોટો દેખાવે છતાં, કામો નીચાં તમામ;
તોપણ ઇચ્છા અંતરે, માગે મળે ન માન. ૫૨૮
દુનિયાને દેખાડવા, ગોખી રાખ્યું જ્ઞાન;
પણ ઉંધાં આચરણથી, માગે મળે ન માન. ૫૨૯
ટીલાં ટપકાં બહુ કરી, ભુલાવવા ભગવાન;
પણ પ્રભુના દરબારમાં, માગે મળે ન માન. ૫૩૦
પર દુખ જોઇ રાજી થતો, કરતો નહિ નિદાન;
વધતું દુખ ઉમેરતો, માગે મળે ન માન. ૫૩૧
દોડી જાતો દોટ દઇ, હોય જ્યાં વિદ્વાન;
અક્ષર એક ન આવડે, માગે મળે ન માન. ૫૩૨
લાખોપતિ કદિ તું થયો, અંતર ધર્યું અભિમાન;

જ્ઞાન વિના નાદાનને, માગે મળે ન માન. ૫૩૩
અક્કલમાં ઉંધું કરે, ગણે સુકૃત સમાન;
ભાન વિના ભટકી મરે, માગે મળે ન માન. ૫૩૪
અધિક થવાને અવરનું, કરતો અતિ અપમાન;
એ ઇચ્છા તુજ વ્યર્થ છે, માગે મળે ન માન. ૫૩૫
આધીન રહે નિત અંગના, માને મળે ન માન;
જાણે લોકો રાંડવો, માગે મળે ન માન. ૫૩૬
માત પીતાને મહિ વિષે, અતિ કરિયાં અપમાન;
તુજ રાંડે, જોયા કર્યું, માગે મળે ન માન. ૫૩૭
દીકરા કે દોલત બની, ઉર આવ્યું અભિમાન;
તે ઓથે અવની વિષે, માગે મળે ન માન. ૫૩૮
દેશહિત દોલત કદી, કરી નહિ કુરબાન;
મુઠિ વાળી છે મુરખ તેં, માગે મળે ન માન. ૫૩૯
શાણાને છેટા કર્યા, જૂઠા કર્યા જમાન;
આખર તું ઉપડી જશે, માગે મળે ન માન. ૫૪૦

## એ વિદ્યા છે વિત્ત.

### દોહરા.

નીતિ નમૃતા નામના, શુભ કામે રહે ચિત્ત;
અયોગ્ય ન કરે અવરનું, એ વિદ્યા છે વીત્ત. ૫૪૧
શુભ ચાલે ચાલે સદા, વદતો વચન વીનીત;
ગ્રહે કોય સંતોષનો, એ વિદ્યા છે વીત્ત. ૫૪૨
લ્હાલ ધરે વિદ્વાનપર, હોંશે કરતો હીત;
પ્રીત કરે પર શુભ થવા, એ વિદ્યા છે વીત્ત. ૫૪૩
હઠ નવ કરે હરામમાં, પાજીની નહિ પ્રીત;
હૃદય શુદ્ધ શુભ વાંછના, એ વિદ્યા છે વીત્ત. ૫૪૪
દોલત દોડી આપતો, જહાં દેશનું હીત;
ચીત વિચારે સર્વદા, એ વિદ્યા છે વીત્ત. ૫૪૫
અવર ઉંધું વળંતા જુવે, સવળું કરે ખચીત;
ખમી નુકશાન ખુશી થકી, એ વિદ્યા છે વીત્ત. ૫૪૬

દેશ સુધરવાની કરે, ઇચ્છા ધરે કુચીત;
પર ઉપકારે પ્રીત તો, એ વિદ્યા છે વીત્ત ૫૪૭
દિનજન કારણ દુખ ખમે, ચિત જરિ નવ ભયભીત;
ગેક સુખે રાજી રહે, એ વિદ્યા છે વીત્ત ૫૪૮
અયોગ્ય કર અભિમાનના, પંડિત સાથે પ્રીત;
દક્ષજનોથી દૂર નહિ, એ વિદ્યા છે વીત્ત ૫૪૯
આનો ગ્રહે અજ્ઞાનથી, ગણી આપતું હીત;
જ્ઞાને ગેષ્ટી વ્હાલી ઉરે, એ વિદ્યા છે વીત્ત. ૫૫૦
પાજી નરના પ્રીત તે, આપ ગણે અનુચીત;
[1]સજ્જન સોબત સર્વદા, એ વિદ્યા છે વીત્ત. ૫૫૧
યોગ ગણે તે નિત કરે, નહી વીપ્રીતની પ્રીત;
નિસ નવાં સુખ અનુભવે, એ વિદ્યા છે વીત્ત. ૫૫૨
ખલક મહી ખધા અને, ખળથી ખમે ખચીન;
સત્ય સ્નેહ શાંતી ધરે, એ વિદ્યા છે વીત્ત. ૫૫૩

## ઉઠી આઘો બેશ.

### દોહરા.

હરામી જ્યાં હાજી કરે, દિલમાં રાખી દ્વેષ;
શુંદું કર્યા નો ભાવ જ્યાં, ઉઠી આઘો બેશ. ૫૫૪
ક્રુરતા ધરે કસાઇ સમ, દયા ન દિલમાં લેશ;
ક્રુર કાફર જ્યા નિત વસે, ઉઠી આઘો બેશ. ૫૫૫
સારૂં કરે ન કોઇનું, હત ભાગિયો હમેશ;
દુર કરે દિલથી દયા, ઉઠી આઘો બેશ. ૫૫૬
શુભ કામો ન કરે જરી, મુખે લગાડે મેશ;
હમેશ એવા દુષ્ટથી, ઉઠી આઘો બેશ. ૫૫૭
પાપ કરે પ્રીતે થકી, લાભ હોય નહિ લેશ;
પચ્યો રહે નિત પાપમાં, ઉઠી આઘો બેશ. ૫૫૮
નિતિ વિરૂધ કામો કરી, માને મનમાં બેશ;
અવર ગણે ગુણહિણ સદા, ઉઠી આઘો બેશ. ૫૫૯

---

1 નમ્ર.

કામ્યુ વિણ્ કુટુંબમાં, કરે હમેશાં કલેશ;
લેશ લાજ નહિ ઉરમાં, ઉઠો આઘો એશ. ૯૬૦
ભીતર તો પાપે ભર્યું, બન્યો ઉપરથી એશ;
દુધ ઉપર અંતર, ગરલ,[1] ઉઠો આઘો એશ. ૯૬૧
શિખ શાણુાની ના સુણે, અનીતિનો આદેશ;
લાગ્યો જેના હૃદયમાં, ઉઠો આઘો એશ. ૯૬૨
શુભ કરનારાનું ચહે, અનિષ્ટ આપ હમેશ;
પાપ ન જાણે જગતમાં, ઉઠો આઘો એશ. ૯૬૩
સંત હૃદયને દુખ કરે, દુષ્ટ ધારિને દ્વેશ;
આપ અસત આનંદમાં, ઉઠો આઘો એશ. ૯૬૪
સદ્ગુણ શોભા નવ ધરે, કાયરતા ને કલેશ;
વહાલાં કરતો વિશ્વમાં, ઉઠો આઘો એશ. ૯૬૫
કામ કરે કે' કામની, આપ સમજ નહિ લેશ;
એવા ભડવા ભાઇથી, ઉઠો આઘો એશ. ૯૬૬
કારભારિ જ્યાં કુડિયા, નઠ્ઠૂટ હોય નરેશ;
તે રાજ્યે વસવું નહીં, ઉઠો આઘો એશ. ૯૬૭
લાખો હોયે ઘર વિષે, વૈરાગીનો વેશ;
ધરિ રહેતો ધરણી વિષે, ઉઠો આઘો એશ. ૯૬૮
અંધકાર વ્હાલો ઉરે, અયોગ્ય ગણે ઉજેશ,[2]
એવા ઘુડના ઘરથકી, ઉઠો આઘો એશ. ૯૬૯
પરનું નિજનું ન પારખે, દાનાઇ દીલ ન લેશ;
ગોળ ખોળ સરખા જહાં, ઉઠો આઘો એશ. ૯૭૦
ફાટ્યો ફરતો જગતમાં, ધરિ વંઠેલો વેશ;
લોજ જગત કુળની તજી, ઉઠો આઘો એશ. ૯૭૧

## એ નર ગણ નાદાન.

### દોહરા.

વિવેક નવ વ્હાલો જરી, ઉરમાં અતિ અભિમાન;
જ્ઞાન સાનના ચિત વિષે, એ નર ગણ નાદાન. ૯૭૨

---

૧ ઝેર. ૨ અજવાળું.

જ્ઞાતાથી છેટો રહે, દે મુરખને માન;
દાન આપતો દુષ્ટને, એ નર ગણુ નાદાન. ૯૭૩
કુડાં કર્મ કરી સૃષ્ટિમાં, મેળવવાને માન;
મથે, એ મહા ગજબ છે, એ નર ગણુ નાદાન. ૯૭૪
ભાઇ સાથ લડિ ભુમિમાં, દે અરિને સનમાન;
ભાંડું ભાવ જેને નહિ, એ નર ગણુ નાદાન. ૯૭૫
અમૃતને અળગું કરે, કરે હળાહળ પાન;
મરણુ માગિ જિવવા ચહે, એ નર ગણુ નાદાન. ૯૭૬
કામ કરે કુડાં સદા, પાછળનું પરિણામ;
વિચારે નહિ વિશ્વમાં, એ નર ગણુ નાદાન. ૯૭૭
નવિ નારી લાવી કરે, નિજ સુતને હેરાન;
કદિ કલ્યાણુ કરે નહિ, એ નર ગણુ નાદાન. ૯૭૮
ભુંડાઇ ભણ્યો નિશાળમાં, ભલાઇનું નવ ભાન;
ભલી જતો ભલાઇને, એ નર ગણુ નાદાન. ૯૭૯
જેનો જગમાં હોય જો, આપ ઉપર અહેશાન;
ભુરું એનું તાકયા કરે, એ નર ગણુ નાદાન. ૯૮૦
જિરતો રાખે જે જગે, કરી સંકટમાં કામ;
એને ઉલટો દુખ દે, એ નર ગણુ નાદાન. ૯૮૧
સારા સમયે ના કરે, શુભ જનનું સનમાન;
પડતીમાં પોકે રૂવે, એ નર ગણુ નાદાન. ૯૮૨
અક્કલ જરી ન આપતો, કરતો વડાં વખાણુ;
ફોગટ ફૂલીને ફરે, એ નર ગણુ નાદાન. ૯૮૩
ભાઇ કહી ફૂલાવતાં, આપ ચડે અશમાન;
પડે છતાં પડિત ગણે, એ નર ગણુ નાદાન. ૯૮૪
નમ્ર જનોને નમવવા, તનમાં ધરતો તાન;
સાન નહિં સજ્જન તણી, એ નર ગણુ નાદાન. ૯૮૫
બુદ્ધી દુર અંતર થકી, કરે ઉઘાડા કાન;
જે બોલે તે સાંભળે, એ નર ગણુ નાદાન. ૯૮૬
સંપ ચહે ન સગા વિષે, કુસંપ વિષનું પાન;
પ્રીતે કરતો પ્રસન્ન બનિ, એ નર ગણુ નાદાન. ૯૮૭

પુરૂષ બને વાદે પશુને, માને મનમાં માન;
પુરૂષાધમ આપે બને, એ નર ગણ નદાન. ૯૮૮
પારખ નહી પુરૂષ તણી, હેતુ અહેતુ સમાન;
ઝેર વિષ પરખે નહિ, એ નર ગણ નાદાન. ૯૮૯
કરી મુર્ખની ચાકરી, માને મનમા માન;
દમડા વધિ લે ડામ તો, એ નર ગણ નાદાન; ૯૯૦
કામ કરાવે અવરને, દે ન સમે જરિ દામ;
હરામ એ હક માનતો, એ નર ગણ નાદાન. ૯૯૧

## સુખ આપે સંતોષ.

### દોહરા.

મોહ મહીં માર્યો જતો, હૃદય ધરીને રોષ;
દોષ તુજ દેખાડિને, સુખ આપે સંતોષ. ૯૯૨
અધિકાર કદિ ઇંદ્રનો, કોટી ધનનો કોષ;
દહન દીલ દિન દિન કરે, સુખ આપે સંતોષ. ૯૯૩
તારૂં તું ઢાંકે ફરે, અને અન્યના દોષ;
દેખાડે સુખ ના જરા, સુખ આપે સંતોષ. ૯૯૪
સોથી ધાય સહસ્ત્રને, સહસ્ત્રે લાખ કરોડ;
અબજે બહુ ઉચાટ છે, સુખ આપે સંતોષ. ૯૯૫
તારતમ્ય તુજ વૃત્તિનણું, અહે અવરનો દોષ;
દોષ તુજ દ્રષ્ટિ ન પડે, સુખ આપે સંતોષ. ૯૯૬
અવર ઉચો જાતો ગણી, રોજ ધરે ચિત રોષ;
તેમાં તારૂં શું વળે, સુખ આપે સંતોષ. ૯૯૭
ધગાય નહિ ધનથી જરા, ઉરમાં નહિ આક્રોશ;
ઉચાટ આખો ભવ કરે, સુખ આપે સંતોષ. ૯૯૮
મોહ મદીરા ઉતરે, મટે અવરનો રોષ;
રાજી રોજ હૃદય રહે, જો ગમે સંતોષ. ૯૯૯
અદેખાઇ અળગી કરે, તૃષ્ણા તજે અદોષ;
સ્વર્ગ સમુ સુખ નીરખે, જો ચિતમાં સંતોષ. ૧૦૦૦
અવગુણ ગણવા આપના, અવર ન જોવા દોષ;
મજા પડે મહિમાં વધુ, જો ચિતમાં સંતોષ. ૧૦૦૧

## એવા સંસારને શું કરૂં ?

### શાર્દૂળ વિક્રિડિત છંદ.

જોતાં સર્વ જણાય ભોગ સુખના તેમાં હુખું ને તરૂં,
ના ન્યાળી શકું દ્રષ્ટિ બા'ર લગિરે આનંદ એમાં લરૂં;
આડી જ્યાં ઉકલી કરી નજર ત્યાં કાંઇયે ન રૂપી મરૂં,
સત્યા સત્ય થકી વિલક્ષણ દિસે સંસાર હુ શું કરૂં ? ૧
જ્યાં સુજન્ય તણી રૂડી પ્રિતિ દિઠી દીઠી દયા હીનતા,
દીઠો ચાહ લગાર ઉર સહુનો દીસે ઊઠી ક્રૂરતા;
માતાં તે સગ્વે ખસ્યાં દુર ખરે કેતી ક્ષમો શું સ્મરૂં,
એવા અંત અભાવ રૂપ ઉદધી સંસાર હું શું કરૂં ? ૨
સંભાળે સહુ એ હમેશ મહુનું બીજાનું કાં સાચવે,
રાચી રોજ રમે સહુ સ્વસુખમાં પાછી વધારો થવે;
બીજો બધ સહે તથાપિ ન લહે ચિત્તે, કહું કાં ઠરૂં,
એવો દ્વૈત રૂપે હમેશ રમતો સંસાર હું શું કરૂં ? ૩
મારો મૂખ પગ કહે જિન જતાં મારો કરે તે પરો,
ઉભો દૂર રહે નિહાળી નજરે કાલા કરે ખરૂખરો;
ચિંતા શી તજ શોચ ભાવિ થવું છે થાશે ન કોથી પરૂં,
એવો સ્વાર્થ વિષે વશો સ્થિત થઇ સંસાર હું શું કરૂં ? ૪
ચાહે નિત્ય ભલું તથાપિ ચિત્તમાં ના લેશ લાવે દયા,
ધારે ઉર અનિષ્ટ, કેમ વધતું, એના ઠરે, કાર્ય આ;
ચોડેથી ન ધરાય હાય વધતી લાગી ગળે શું મરૂં ?
એવો લોભ સ્વરૂપ પુર્ણ દુખિયો સંસાર હું શું કરૂં ? ૫
પોતાનું કરતા હમેશ શુભ જે પુરૂષાર્થ પાકો કરે,
બીજાનું બનતું અનિષ્ટ ચિત્તમા વીચાર એ કાં કરે ?
માયાના મહિમા મહી ગળિ જવા ધારે બધું હું ઠરૂં,
એવો છે લપટેલ આપ મતમા સંસાર હું શું કરૂં ? ૬
મારૂં કામ કરો જરૂર કરવું છે આપને, એમ કે',
છે ના અન્ય ઉપાય ન્યાય શુભ એ, તું શ્રેષ્ઠને એ ધરે;
આપીને ઉપલી વડાઇ તુજને પ્રેરી, કહે હું ઠરૂં,

એવો આપ વડાઈ માંહિ વસનો સંસાર હું શું કરૂં ? ૭
સંસારે હું દુખી ન કો જગતમાં, મારૂં રહું આદરે,
સૌ છે નિર્દય આપ નિત્ય દિલના, દીસો દયાળુ ખરે;
આપે પ્રાણ જતાં ઘટેજ કરવું, શું ઉપકારો સ્મરૂં,
ચાતાં દુષ્ટ ખસે દુરે પતિત આ સંસારને હું શું કરૂં ! ૮
લાવો જ્યાં સુખ રોજ રોજ નિકળે લાવે મળે માન જ્યાં,
ના લાવ્યો, અપમાન નીચ નજરે ધિઃકાર ધારેલ ત્યાં;
લાવે દુઃખ ન લાવતાં અસલતા ક્યાં દ્રષ્ટિ નાંખી ઠરૂં,
એવો જે ગ્રહનાર રોજ જિવનો સંસાર હું શું કરૂં ! ૯
સૌ સૌની ગરજે મળે તદપિ તે દેખાડતાં ના જરા,
તારાથી સુખિયાં અમે સ્વજન સૌ, પાખંડમાં ખેલતાં;
તું જાતાં ન હિસાબ હાય ! ચિત્તમાં ધારે વગોણું કરૂં;
એવો ઉપરથી ન પ્રીત ચિત્તમાં સંસાર હું શું કરૂં ? ૧૦
ચાહે સૌ સુખ રોજ રોજ ચિતમાં ના દુઃખ દ્રષ્ટે પડે,
તેમાં લાગિ રહ્યો પ્રયાસ સહુનો હુબે રડે ને મરે;
માને માન સુખે તથાપિ ઉરમાં ના માન દીઠું કસ્યું,
એવો માનહિણો સદૈવ દુખિયો સંસાર હું શું કરૂં. ૧૧
આનંદે ઉભરાય નિત્ય રમવું, ન્હાતાજ આનંદથી,
છેટે રે' શતગાઉ, કષ્ટ થકિતો તોયે મળે એ નકી;
માન્યો જ્યાં નિજ ગર્વમાં સુખતણો કાંટો સુખે દુઃખનું,
એવો છે આનંદથી દુર જતો, સંસાર હું શું કરૂં. ૧૨
આવે એક અનેક ચિત્ત વળગે છોડે ગ્રહે વળિ તજે,
કો દીને રમતાં દિસે વળિ ખિજે કો દીન ભાવે ભજે;
શાંતીહીન સદૈવ એજ સ્મરતાં, ધરતાં ન ચિત સત્યશું,
એવો લોભ તણો ન થોભ લગિરે સંસાર હું શું કરૂં ? ૧૩
જ્યાં છે વ્યાલ વસ્યા બધા વિષયના રહેછે સદા સાફડે,
નાખે હાથ ચિડાય નીજ ચિતમાં, દોડી ઘડીમાં ડસે;
લાગે લેર હમેશ કલેશ ચિતમાં એ વ્યાલ સાથે વસું,
એવો વીષ સમાન વ્યાલ રૂપ આ સંસાર હું શું કરૂં ? ૧૪
ભેળો થાય ઘડીકમાં વળિ ઠરે વીખાઇ વીવાદમાં,

આનંદે ફરતા દિસે ઉપરથી વૃત્તિ ન આનંદમાં;
લાગી હાય હમેશ કલેશ ચિતમાં ના એક ત્યાં શું સ્મરૂં;
મેગારૂપ હમેશ અલેશ દિસતો સંસાર હું શું કરૂં! ૧૫
આવ્યું એક ધગાય ના ચિત્ત થકી તત્કાળ બીજુ ચહે;
એ છોડે વળી લે બીજું ઝટ ત્યહાં ત્યાં ચિત્ત ત્રીજે ઠરે;
એકે હાય ન આવતું મન સદા, આતૂર ઉણું રહ્યું,
એવો પુર્ણપણે કદી ન દિસનો સંસાર હું શું કરૂં? ૧૬
સર્વે નાશ સ્વરૂપ છે તદપિ તે લાંબા રહે સંગમાં;
તો હું તૃપ્તિ અહું કહે મુખ થકી હમેશ આનંદમાં;
જાવાનુંજ સ્વરૂપ છે જગત આ તેમાં સ્થિતી માનશું,
એવો એક સ્વરૂપ નક્કી ન થતો સંસાર હું શું કરૂં? ૧૭
દેખાતોજ ઘડીકમાં લય થતાં પાછાં વળી નીપજ્યાં,
દોડાદોડિ કરી રહ્યાં જગતમાં ઉંધાં ચડી આથડ્યાં;
થોડાં સ્થીત રહ્યાં વળી પડિ ગયાં જાણે ન સુખ ક્યાં ગયું,
એવો નાશ થતો ક્ષણેક્ષણું દિઠો સંસાર હું શું કરૂં? ૧૮
ઉનાળા મહિં દીસતાં રવિતણા તાપે રૂડાં ઝાંઝવાં,
મોટા એ ઉદધી સમાં જળ ભર્યાં છે તોય અંગાર ત્યાં;
ખાસું હોય સલીલ તેમ દિસતું બ્રહ્માંડ આખું ભર્યું,
એવો છે મૃગવારિશો દિશિ રહ્યો સંસાર હું શું કરૂં? ૧૯
સુતાં સેજ નિશા સમે બહુ સ્ફુરે સ્વપ્નાં જૂદી જાતનાં,
છે સાચાં ન તથાપિ નિત્ય દીસતાં એવે સમે સત્ય આ;
જાગે લેશ જણાય ના નજરથી ત્હોયે વ્યથાયે મરૂં;
એવો ખાલિ ભરેલ નિત્ય દુખથી સંસાર હું શું કરૂં? ૨૦
આ મારૂં ધન ધામ છે અવનિમાં આ નિત્ય રાજ્યાસને;
આ લ્હીમે નહિ નાશવંત કદિએ લક્ષ્મી ઉભી બારણે;
આ નીરોગિ શરીર કોદિન પડે એવું વિચારે ઘણું;
તોયે નાશ થનો દિસે ક્ષણમહી, સંસાર હું શું કરૂં? ૨૧
મોટું જોઇ કુટુંબ રોજ હરખે લવે ન કોની દયા,
સત્તા દૂર થઇ સદૈવ જણવે ને દીન સૌ દેખતા;
આપે છે ન અનાથ સાથ સરવે કોનું જગે કામશું,

એવા હરિ ગણેશ આતુરશું સંસાર હું શું કરૂં! ૨૨

આવ્યું પુર સદૈવ ઉર કિન્તુ તેણું સરીતા વિષે,
પોતે સ્થીર ઉભો ગણે મન વિષે બીજા તણાતા દિસે;
પોતાને કરડેલ વ્યાલ વિષનો પીછે ચડ્યું ઝેર શું,
એવો મોહ મહાંધરૂપ દિસનો સંસાર હું શું કરૂં? ૨૩

જેનું ઇષ્ટ ચહું સદા ચિતમહીં જાને પ્રયાસો કરૂં,
જેનું સૌ સુખ કાજ અન્ય જનના ના લોક લાજે ડરૂં;
સર્વે વ્યર્થ જતું દિઠું જગતમાં છે માત્ર દુખ તો ઉભું,
એવો સુખ મહીં સદૈવ દુખિયો સંસાર હું શું કરૂં? ૨૪

ચિત્તે ના સ્થિરતા રહે ઘડિકમાં આમાંથી આમાં જતું;
માને સુખ સદૈવ દુઃખ મહિ એ શાંતી નથી પામતું;
આપો દીન ઉચાટ વાટ ન જડે શાંતી અને સુખ શું,
એવો દુઃખ સ્વરૂપ નિત્ય દિસતો સંસાર હું શું કરૂં? ૨૫

આશા એક ઉરે સદા ભમિ રહે પૂરી ન થતી જરા,
ત્યાં બીજી નિકળી કરે વિકળતા શાંતી ન પામે જરા;
આશા તંતુ તણે વિશાળ દિસતો ઝાલી ઉંચે હું ચડું,
એવો આશ સ્વરૂપ સુખ નહિ જ્યાં સંસાર હું શું કરૂં! ૨૬

દોડી દોડિ હમેશ એશ ગણિને લક્ષ્મી ઘણું મેળવું,
માણું મોજ સદૈવ જીવિ જગમાં આનંદમાં ઉછળું;
જાતી જો મતિ લક્ષ્મિ આયુષ્ય ટુકું શું ભોગવું શું તજું,
એવો જે પરહાથમાં સુખ રહ્યું, સંસાર હું શું કરૂં? ૨૭

મેટા જ્ઞાતિ મહીં થવા અવનવા નિત્યે વરા આદરૂં,
બીજાથી બનવા સદૈવ શુભ હું ધારી પ્રયાસો કરૂં;
તોપે માન મળે નહિ જગતમાં હો માન મટે મરૂં,
ખાતાં દુર જતો રહે સ્થિર નહી સંસાર હું શું કરૂં ૨૮

આ વેળા જગમાં મળ્યું મહત્વનું મારૂં ન તેમાં કંઇ,
તોયે માન્યું, સદૈવ મારૂં મનમાં આશા ફરે એ રહી;
વસ્તુ સર્વ વિભૂતણી જગતમાં મારી ગણીને મરૂં,
એવો વસ્તુ વિષે સદૈવ દુખિયો સંસાર હું શું કરૂં? ૨૯

પ્રીતિ ધારિ સદૈવ વસ્તુ ઉપરે સારી ગણી સંઘરૂં,

હું એ ભોગવવા ધરૂં ચિતવૃતિ કે પુત્ર માટે ધરૂં;
પુત્રો સ્થીર નહીં હું એ સ્થિર નહિ ના વસ્તુ, શું વાપરૂં,
એવો અસ્થિરતા વિષે હરિ રહ્યો સંસાર હું શું કરૂં? ૩૦
મારા પુત્ર કલત્ર બાહુ સર્વે માતા પિતા માહરાં,
તે માટે કરિને અપાર શ્રમને મેં દુખો મેં હર્યાં;
હું જે દુઃખવિષે મરૂં જગતમાં શું સુખ એને કહું,
મારાં માનિ દુખી થતું જગ બધું સંમાર હું કરૂં? ૩૧
આપે પૃથ્વિપતી છતાં દિન બની કંગાળ જાતે ખતું;
હા! હું આ જગમાં હણાઇ દુખિયો એવું મુખે ઉચરૂં;
મરાથી અદકું ન કો જગતને સંતાપ નિત્યે સ્મરૂં,
એવો નિત્ય સમર્થ દીન દિલનો સંસાર હું શું કરે? ૩૨
વસ્તુમાં સુખદુઃખના, મનમહીં હમેશ તાજું રહે;
બીજાનું તદપી ગણી નિજ તણું સંતાપ ને સંગ્રહે:
લાગે તાપ શરીરમાં હરનિશે સંતાપનો હું બનું;
વસ્તૂ અન્ય તણી બનું હુ ચિતમાં, સંસાર એ શું કરૂં? ૩૩
રે'વાનું નહિ સ્થીર કોઇ અહિયાં અસ્થીર આડંબરે;
માને લાખ ભવો વિષે સ્થિર હતું કાનાથ ચિત્તે ધરે?
સ્વપ્નામાંહિ વિલોકતા અવનવા ભોગો રહ્યો ભોગવું,
છે એ સત્ય સદૈવ માનું મનમાં ના વાસના હું તજું;
જાગે છે ન જરાય નોતું કદિએ હોશેન એ ના સ્મરૂં;
એવો સ્વપ્ન સ્વરૂપ રોજ દુખિયો સંસાર હું શું કરૂં? ૩૫
લાખો એક કમાયને અવરને કોડિ ન કામે મળે;
રાજી એક સદૈવ રે' હદયમા બીજે બળીને મરે;
સુખી એક દુખી ગણે અવરને નેત્રો થકી ન્યાળું હું;
એવો આપ સુખે દુખે વસિ રહ્યો સંસાર હું શું કરૂં? ૩૬
સર્વે વ્યાપ્ત દિસે મને નજરમા ભઠ્ઠી ત્રણે તાપની,
લાગે છે સહુના સુણા હદયમા વાતોજ સંતાપની,
નાખે ઇંધન રોજ રોજ નવલાં ક્યાં શાંતી વાળી રહુ;
એવો આ ત્રણ તાપમાં ધગિ રહ્યો સંસાર હું શુ કરૂં? ૩૭
રાજા કોઇ બન્યા દિસે જગતમા, કો શેઠ કો રંક છે,

કોને ના મળ્યું- અર્તાર્જ જગમાં કોનો વડો વાંક છે;
કર્મોનાં ફળ ભોગવે જગત આ એમાં શું કે'વું રહ્યું;
એવો કર્મ રૂપે રહ્યો વિલસતો સંસાર હું શું કરૂં ? ૩૮
થોડે કોઇ ધરાય ના ચિત વિષે વીશેષ ચ્હાતા રહે,
ઓછું જો પડિ જાય તો હરનિશે દાઝયા કરે અંતરે;
નાણું ના ખરચ્યું છતાં કરિ રહે ઓછું મને છે મળ્યું,
એવો ફેકટ છે છતાં વધુ ગ્રહે સંસાર હું શું કરૂં ? ૩૯
સ્ત્રીની એક વિષે ગમે ન વસવું બીજું ચહે ઉર આ,
કંટાળી વળિ જાય ત્યાં ઘડીકમાં ત્રીજા તણા લોભમાં;
આપે દુઃખિ કરે દુખી અવરને ત્યાં શાંતિ શું ભોગવું,
એવો નિત્ય અશાંતરૂપ દિસતો સંસાર હું શું કરૂં ! ૪૦
સત્તા હોય નહી જરી શરિરમાં તોયે સદા દોડતો,
સેવા સુખ સદૈવ આપ ચિતમાં બીજાથી મોટો થતો;
છે જાતે નિરમાલ્ય તોય મનમાં માનું વડું માન હું,
એવો માન અને મરે મમતમાં સંસાર હું શું કરૂં ? ૪૧
મારાં માત પિતા વડાં જગમહીં હુંએ વડો સર્વથી,
મારૂં ઉત્તમ કૂળ છે અવનિમાં સર્વે નિચાં હું થકી;
કાર્યો શ્રેષ્ઠ થયાં વધૂ સુજ કુળે છે કોણુ મારી સમું;
એવો ગર્વ વિષે ગુંચ્યો નિત રહે સંસાર હું શું કરૂં ? ૪૨
એવું નામ ધરૂં રહે જગ મહીં રાત દી નામના,
કોદી ના દુર થાય આ જગતથી યાદી કરે સર્વદા;
ગોચે નિત્ય ચિને ગમાર બનનો શું કામ હું આદરૂં,
એનો મોટપમા મચેલ દીસનો સંસાર હું શું કરૂં ? ૪૩
રાજા દુખી દિઠા દિઠા અમિરને દુઃખી દિઠા શેઠિયા,
લાખોના રળનાર જોઇ દુખમાં જાણ્યા જગે વેઠિયા;
આવ્યા છે કરવા મજૂરિ ભવની તોયે ગણે શેઠ હું,
રાચી રોજ રહેલ ગર્વ ભરિયો સંસાર હું શું કરૂં ? ૪૪
સારૂં એક કરે બિજો ઝટ કહે એ છે ન્હારૂં ખરે,
એવું યોગ્ય નથી તને જગતમા એવું મુખે આવિ કે;
પોતે સર્વ કરે ચિને શુભ ગણે કો દીન કહેતો કુકું;

એવો આપ વખાણમા વગગનો, સમાર હું શું કરું ? ૪૫
આજે એક ગયું, જશે જગતથી કાલે બીજુ આપડું,
આવે એક વળી બીજું ત્વરિત યે પુરી કરે ગાબડું,
પાણી જેમ પ્રવાહમા દઃનિશે રહેતું સરીતા તણું,
એવો નિત્ય પ્રવાહ રૂપ દિસનો સસાર હું શું કરું ? ૪૬
ખોટું તોય ખરૂં ગણે ચિતમહીં મ્હા કષ્ટ વેઠે સદા,
મેળે ના બહુ મેંનતે જગતમા આનંદ ના, આપદા,
દોડી રોજ મરે મૃષા મૃગ જળે ના તેજ કષ્ટી તણું.
એવી અધ સ્વરૂપ આખ બનતી સસાર હું શું કરું ? ૪૭
માતા કોઇ હણે પિના ભગનિને ભ્રાતા સગા સાગત્રા,
કોયે નાય હણા હણ્યા સ્વ સુતને એ રીત અંધ્રા થયા,
સ્વાર્થે લાગિ રહે ચહે અવરને હોશે હણે હુ નસુ,
એ દીસે છ ફણાયલો અવરથી સસાર હું શું કરૂ ? ૪૮
સર્વે સુખ ભજે તજે પ્રભુતણું એશાન આ જગતમાં,
એ બોલિ બતાવતા સુકજનો ચાળા કરી ભક્તતા,
ભક્તી ના લવલેશ ચિત્ત દિમતી, છે કાર્ય કુડાં કરૂં,
ભાર્યુ ભીતર પાપ શુભ ઉપરે સમાર હું શું કરૂં ? ૪૯
સારૂ જાણ્યું સદૈવ ચિત્ત વમિયુ છે, નીચતાથી ભર્યું.
બીજા એ શુભ છે કહ્યુ ઉપરથી તો ચિત્ત રાજી થયુ;
દેખાડે દુનિઆતણી નજરમા સારૂં, કરે છે કુડું,
સારૂ ઉપર છે, ભરેલ નિચતા સંસાર હુ શું કરૂ ? ૫૦
દીનાતે ફરિને સહુ વનતણાં પક્ષી વસે કોટરે,
વીસામો લઇને વળી ફરિ જતા પ્રિતેથકી જગને;
આવે જાય વળી જરી સ્થિર રહે એની દશામાં કશું,
રૈ'તુ ના સ્થિર એક રૂપ બનિને સસાર હું શુ કરૂ ? ૫૧
સ્નેહેથી સરિતા જતી નિધિ ભણી આનંદ લેવા ચિત્તે,
ઉચે પાછી ચડી જતી નભમહીં જે બાષ્પરૂપે પ્રીતે;
થાતી, પાછિ પડી વળી જળરૂપે જાતી નિધીમા લહુ,
એ રીતે જગમા થતુ સતત તો સસાર હુ શુ કરૂ ? ૫૨
સ્વાદ્ય માન દિયે તણી મરી જતા છે અંત તો ત્રેગળું,

ભૂલે ગુણ્યુ સદૈવ દૈવ બનિને શાં કૃત્ય તેમાં કહું:
સત્યે દૂર અસત્યમાં પ્રથમથી આવી વસે દીસતું,
એવું આ જગકાર્ય માત્ર દિસતું સંસાર હું શું કરૂં? ૫૩

તું મારો શણગાર સારૂં રૂપ તું તું દૂળાનું ભૂષણ,
શોભે તુંથિ સદૈવ આ જગ બધું તુંમાં નથી દૂષણ;
બીજા સર્વ હશે રૂડા તદપિ છે તુથી નિચાં હું ગણું,
એવું બોલિ છરી હણે ગરદને સંસાર હું શું કરૂં? ૫૪

ભક્તીભાવથકી કરે સહુ જુવે સૌ સત્ય આવી વસ્યું,
ટીલાંને ટપકાં કરે કરવડે, અજ્ઞાન દીસે ભર્યું:
જ્ઞાની માંહિ ગણાય હાય ન દિસે આજ્ઞાન આધું ખસ્યું,
જોનારા ગણતા પવિત્ર પ્રિતથી, સંસાર હું શું કરૂં? ૫૫

હુંમા કાંઇક ભર્યું દિસે ચિત્તવિષે ધારી રહ્યા ગર્વમાં,
ટોપી પેરિ સદૈવ શીર ઉપરે મોટાઇની સર્વમાં:
આપે માન ન આપતાં અસુખ છે, માગે મુખે યોગ્ય હું,
છે નાલાયક તોય લાયક ગણે, સંસાર હું શું કરૂં? ૫૬

સુધા ન્હોય સુધા સમું, મુખ વદે ભૂલાવવા અન્યને,
નાદાનો ભુલિ જાય જોઇ ઉપલું રાખ્યું ઉંડે વિષ તે;
સુધા પ્રાશન કાજ મુખં પળતા મ્હોહું કરી મોકળું,
અને ઝેર મરે સુધાસમ ગણી સંસાર હું શું કરૂં? ૫૭

મારી શક્તિ અપાર પાર જરિ ના ત્યાં કોઇ પામી શકે,
ભૂલે, ઇશ; હુંમાં સહુ વશિ રહ્યું એ મુર્ખ મ્હોંયે બકે;
સર્વે આપ વિષે લહે અન્તરમાં છે કાંઇ ના સંગ્રહ્યું,
એવા સર્વ જુએ ભરેલ નિજમાં સંસાર હું શું કરૂં? ૫૮

આપે હોય અસત્ય તોય કદિયે માને ન કોની કને,
પોતે સત્ય પ્રવાહરૂપ દિસનો બિજા બધા નીચ છે;
ડાહ્યા આપ ગણે ભણે ગુરૂ વિના, આ સત્ય છુપાવવું,
સોનું ઉપરથી મહીં પિતળ છે સંસાર હું શું કરૂં? ૫૯

કીધેલો ઉપકાર કોઇ સમયે ના યાદ આપે કરે,
બીજાનો, નિજનો કરેલ લઘુ તે પ્રીતેથિ અગ્રે ધરે;
આપે નિર્દયતા ભર્યો હરનિશે તોયે ન ચિત્તે વસ્યું,

પાપી આપ-સ્વરૂપ દુષ્ટ ઉરમાં સંસાર હું શું કરૂં! ૬૦

વીશ્વાસીતણી ઘાતમાં નવ ગુન્હા, એનું ગણે અંતરે,
ફાંસી દે જગમાં ફસાવિ જનને પાપી બને ભીતરે;
હાથે લેશ દયાન જીવ હણતાં, તોયે દયામાં વસું,
એવું નિત્ય બતાવનો અધમ આ સંસાર હું શું કરૂં! ૬૧

દોડે દોટ દઈ હમેશ સુખને શાંતી વિના ભેટવા,
ભાળે ભીતર રોજ તોય જાણે ચિત્તે જરી દુઃખના;
હોળી છે સળગેલ નિત્ય હૈડે તોયે દિવાળી સમું;
દેખાડે સહુને સદૈવ અવળું સંસાર હું શું કરૂં? ૬૨

ફુંકે પ્હાડ ઉરાડતો જગતમાં ને વાણિથી વિશ્વ આ!
દ્રષ્ટીથી દરવાર દૂર ખસતા શૂરો નમીને સદા;
તેનો છે નહિસાબ આ જગમહીં, ત્હોયે બની મુર્ખશું,
ધારે છે નિત શક્તિવાન ચિતમાં, સંસાર હું શું કરૂં! ૬૩

સૌ જાતા નિરખે સદા જગતથી તેગે જવાનો નથી,
ભારી એમ સદૈવ ગર્વ ધરનો કુબુદ્ધિ ચોપાગથી;
નિત્યે કામ કરે કરૂં નિડરના ધારે મને રોધ શાં.

સર્વે હું કરનાર છું ભવમહિં એ ખ્યાલ ખાલી કર્યો;
તુંથી શું કરિ જો શકાય અહિયાં હાલે ન કો પાંદડું,
તોયે ગર્વ ભર્યો ગુમાનિ બનતો સંસાર હું શું કરૂં. ૬૮
પ્રાસ્યું ઝેર બનેલ પ્રાયચિતમાં ડાહ્યા બીજા હું થકી;
છે ના આ જગમાં, મતી ઉંચી થઇ ઉંધે ઉંધુ જો નકી,
આવી લ્હેર દિસે હળાહળ તણી તોયે સુધા શું ગણું;
એવો વીષ સમાન, અમૃત ગણું, સંસાર હું શું કરૂં ? ૬૯
દેનું'ના દિલમાં ગણ્યું પ્રિય કદી લેવું સદા સર્વથી,
દેવું દુખ તમામને જગતમાં એ માનિયું ગર્વથી;
રાજી લેઇ થતો, તથાપિ રડતો ઓછું દિઠું આવતું.
ધારે એક મળે બિજું ગતિ સમું, સંસાર હું કરૂં ? ૭૦
હું મોટો કુળ છે વડું વળિ વધુ વિદ્યા તણો શોખિલો,
નાણાંનો નહિ પાર સાર જગમાં હુંથી બિજો ના ગણો;
સર્વે દ્રષ્ટિ વિષે અસાર દિસતાં કોને વડું હુંથી કો,
સર્વેથી હું વડો નથી અવરકો, સંસાર હું શું કરૂં ! ૭૧
બીજાથી વ્યહવાર રોજ નિભતો તોયે ગણે આપથી,
સત્તા માનિ અપાર ચિત્ત ન ડર્યો કોદી કુડા કામથી;
દ્રષ્ટે દીઠું અસાર તોય ચિતમાં છે સાર રૂપે રહ્યું,
પ્રેરે છે શુભ આપમાં અધમ આ, સંસાર હું શું કરૂં. ૭૨

## માસીક મજાહના અધિપતિએ ખાસ પુછાવેલા પ્રશ્નો.

### "સતી શરણ નહીં થાય."

#### દોહરા.

આભ ઉંડળ આવી શકે, પાતાળે પહોંચાય;
રવી રશ્મી અટકે છતાં, સતી શરણ નહિ થાય.
ન હોય તે નિપજી શકે, નિપજ્યું ઉજ્જડ જણાય;
હીમ બને પાવક તદા, સતી શરણ નહિ થાય.
સુધા કરથિ કદિ વિષ ઝરે, બ્યંડળ વીર ગણાય;
શ્વાન સીંહરૂપ થાય પણ, સતી શરણ નહિ થાય.

ત્રૈલોકના રાજ્યે કદી, દરિદ્રથી દૂભાય;
યમ અહી દડ હણે તદા, સતી શરણ નહિ થાય.
પાવસમાં પાવક પડે, રવિમાં તિમિર જણાય;
મીઠો મે'રામણ બને, સતી શરણ નહિ થાય.
ગજ દંતુશળને ગ્રહે, સિંહ મૂછ ખેંચાય;
વજ્ર સહન નવનિત કરે, સતી શરણ નહિ થાય.

## "આદમીનું તોલ એક બોલમાં પીછાનીએ."

### કવિત્ત.

રૂપીઆને પાણા સાથે પ્રીતથી પછાડી પછી,
સાચો ખોટો ચિત્તે પરો પારખી પ્રમાણીયે;
એક રંગ સંગ રહે અંગમાં ઉમંગ ધારી,
કોયલ કે કાગ રાગ સાંભળી વખાણીયે.
ગુણી કે ગમાર દિલદાર છે કે દૂપીજન,
પથ્ય કે અપથ્ય પરખાય પટ વાણીયે;
દાદી દિલજાન વાણી લાણી માની લલ્લુની આ,
આદમીનું તોલ એક બોલમાં પીછાનીયે.

## "કનક ન થાય કથીર."

### દોહરા.

શુદ્ધ શુદ્ધતા જે હૃદય, ભરી, ખમીર અમીર;
દુરિજન કયમ દબી શકે, કનક ન થાય કથીર.
કામ રાગ અનુરાગ કરી, તજે મુર્ખ મર કીર;
ફિકર ન ફીર ઉરે જરી, કનક ન થાય કથીર.
સદ્દગુણિની નિંદા કદી, દુરજન કરે ધરિ ધીર;
આખર સજ્જન શ્રેષ્ટ રહે, કનક ન થાય કથીર.
ઘુવડ છીંપા ને વાગળાં, ચિબરી ચક્ષુ વિહીન;
"રવિ નથી," કે'તો શું ગયુ? કનક ન થાય કથીર.
સતી નારી નાગી ભમે, પે'રે ગુણિકા ચીર;
ચિતમાં ક્ષોભ જરા ન સનિ, કનક ન થાય કથીર.

દુષ્ટ સુખી દ્રષ્ટે પડે, સજ્જનને બહુ પીડ;
દુષ્ટપણું સજ્જન નહિ, કનક ન થાય કથીર.

## "દાઢી દુષ્ટ ગણી છે દારા."

### ચંદ્રાવળા.

દાઢી દુષ્ટ ગણી છે દારા, આવ અંતથી ધાર;
રાવણ કૌરવ કીચકિચકના, કુળ તણો સંહાર;
કુળ તણો સંહાર થયો છે, કરવું રાજ તજીને રખડ્યો છે,
સહ્યા બહૂ શિર દુખના બારા, દાઢી દુષ્ટ ગણી છે દારા.

## "કુદરત કરશે કામ."

### દોહરા.

આંબામાં આંબો ધરે, શીફળમાં જળ જામ;
અંડ જીવ સમ અગમ બહુ, કુદરત કરશે કામ.
જળ થળ થળ જળ પલકમાં, ગુરૂને લઘુ તમામ;
નાનાનું મોટું કરી, કુદરત કરશે કામ.
અક્કલ જ્યાં અટકી પડે, ગુરૂની રહે ન હામ;
તે સ્થાને મરજે સુલભ, કુદરત કરશે કામ.
શકતી વખત વિચારને, પાછળનું પરિણામ;
મહાન મદદ તેમાં દઇ, કુદરત કરશે કામ.
થાવાનું નક્કી થશે, વેલું મોડું તમામ;
માત્ર નિમિત્તરૂપે તું તો, કુદરત કરશે કામ.
હું કરૂં એ ગર્વિષ્ટ કહે, તું નાદાન તમામ;
માતુ ઉદર પોષણ તણું, કુદરત કરશે કામ.

## "દુનિયામાં દિલજાન, જીભ જૂડાની જૂડી"

### કુંડળીઓ.

જીભની જુદી જિભો, લાખો લોગ લવાય;
સુરા તણા દરબારમાં, સાચો સન્માનાય.
સાચો સન્માનાય, રવી ઉલુકની પેઠે;

કેશુ કહે રવિ છે ન, દીનકર સરવે દેખે.
સાકી ધ્રુવડના ચોગ, છિપાં, ચિબરી, કે' રડી,
દુનિઆમાં દિલજાન, જીમ જાહાની જાદી.

## "પ્રેમ પરસ્પર વ્યર્થ."

### દોહરા.

દ્રષ્ટી પડે દુખ ઉપજે, એથી સરે ન અર્થ;
સીંદ અજાને સૃષ્ટિમાં, પ્રેમ પરસ્પર વ્યર્થ.
અદેખાઇ આલમ તણી, ઉરમાં ચહે અનર્થ;
તેને પ્રેરે પ્રજ ગમ, પ્રેમ પરસ્પર વ્યર્થ.
મીની મુશકને મારવા, છે સર્વદા સમર્થ;
સમજાવટથી કયમ શિખે, પ્રેમ પરસ્પર વ્યર્થ;
નાઃારી નર જે ગ્રહે, આપ હોય અસમર્થ;
તેને રણભુમિ રંગનો, પ્રેમ પરસ્પર વ્યર્થ.
શિખ થાગ્યા થકિ દઇ, એથી સરે ન અર્થ;
ધર્મી અધર્મીનો ગણો, પ્રેમ પરસ્પર વ્યર્થ.
જેણે અર્પ્યું અંગ આ, દેશ હીતને અર્થ;
એ નરને જીવન તણો, પ્રેમ પરસ્પર વ્યર્થ.
લાયકને લાંચોડિયો, સજ્જન અને સમર્થ;
દારૂ ને વળી દેવતા, પ્રેમ પરસ્પર વ્યર્થ.
કુગામિને કુલટા ત્રિયા, ઉરમાં ચહે અનર્થ;
તે સંગે સતિ શાણિનો, પ્રેમ પરસ્પર વ્યર્થ.
રહ્યું નથી રહેશે નહીં, સેવ્યે સરે ન અર્થ;
જિવ જડ પદાર્થનો જગે, પ્રેમ પરસ્પર વ્યર્થ.
એક ઉરે અતિ ચાહના, અવર ચાહ અસમર્થ;
એવા ઉરનો અવનિમાં, પ્રેમ પરસ્પર વ્યર્થ.
દહન થાપ દૃષ્ટિ પડે, સંગે સરે ન અર્થ;
ઉભય તણો અવની વિષે, પ્રેમ પરસ્પર વ્યર્થ.

## "ક્રોડ ઉપાય કરે નર પાવન પાપ તજે મરતાં કદી પાપી."

### સવૈયા.

કેમ તજે તનથી બુરિ ટેવ શકે અકમેવ કદી શું ઉથાપી,
થાપિ શકે ન કદી સ્થિરતા ચિત અસ્થિરતા ઉરમાં રહિ વ્યાપી;
પાપ પયોધિવિષે પડિયો ચડિયો લહરે શું શકે નર માપી,
ક્રોડ ઉપાય કરે નર પાવન પાપ તજે મરતાં કદી પાપી.
પાપ પ્રતાપ બુરો પરખ્યો હરખ્યો તજવા ચિતમાં શુધિ વ્યાપી,
વ્યાપિ રહી સ્થિરતા સ્થુળ ભીતર અસ્થિરતા કરમાંહિ ઉથાપી;
થાપિ હણી થિર પાપ તણે પછિ પુણ્ય રૂપે પ્રતિતી ઉર થાતી,
ક્રોડ ઉપાય કરે નર પાવન, પાપ તજે! મરતાં નહિ પાપી.

## "જૂઠો જરનો જોર."

### દોહરા.

શ્રીમંતે શ્રીમંત થઇ, કાં ધર જુલમી દોર;
લાખો જો ભૂમાં ભળ્યા, જૂઠો જરનો જોર.
પલકારો ખદ્યોતનો, વા વાદળનું જોર;
ટકે જેટલી વાર તેમ, જૂઠો જરનો જોર.
શર ગણીને આપને, અવર ન ગણ કમજોર;
નિશો ચડ્યો તુજને નકી, જૂઠો જરનો જોર.
માદક આશાનો મહી, શાહ, ગણે કાં ચોર!
તોર નહીં કોનો નિભ્યો, જૂઠો જરનો જોર.
જુલમ ન કર જાલમ બની, જવું અંધારૂં ઘોર;
ત્યાં તારો કયાં ચાલશે? જૂઠો જરનો જોર.
પળમાં પળનું પડયું મુકી, પ્રાણ રહે નહિ પ્હોર;
તુજને રાખે કોણ ત્યાં? જૂઠો જરનો જોર.



# કાવ્ય-સંવાદ.[1]

## મહુવાવાળા કવિ લલ્લુભાઇ કાળીદાસ ઓઝા એડે મી. તારાપોરવાળાને ચાલેલા

### પ્રશ્નોત્તર.

("લલ્લુ સતશાઇ" તથા "કાવ્ય પ્રભાકર"ના કર્તા કવિ લલ્લુભાઇ કાળીદાસ ઓઝાનું નામ કવિતાના શોકીનોમાં અજાણ્યું નથી. 'ઔષધો શરીરમાં જેટલી અસર કરે છે, તે કરતાં વાણીની અસર ઘણી જબરી થાયછે. બોલની અસર વિજળી કરતાં વિશેષ છે." આ શબ્દો જે ધણીએ પરૂ વાપર્યા હોય, તેધણી તેની મહત્વતા નહિ સમજે એ અસંભવિત છે. કવિ લલ્લુભાઇની કવિતામાં કુદરતિ મિઠાસ, કુદરતિ-જોસ્સા અને કુદરતિ જડ=ઝમક છે. ગુર્જર કવિઓની જે હારમાળા અમે રજુ કરવા માંડી છે, તે હારમાળામાં કવિ લલ્લુ એક અલૌકિક રત્ન ગણાશે. કુદરતી-કવિત્વ-શક્તિના જોસ્સા આગળ કાવ્યના કાયદાની દર્કાર ન રાખનારા એક કવિ તરીકે અમારા મિત્ર કવિ ગણુપતરામ રાજારામ ભટ્ટ પછી આ કવિ બીજા છે. એક કુદરતિ કવિ પોતાના કુદરતિ વિચારોને કદી અટકાવતો નથી, જે પગલે ચાલનારાઓમાં આજ સુધી અમે ઉપલા બે ગ્રંહસ્થોને જોયા છે. અમો પોતે પણ કવિશ્વરો ગણુપતરામ તથા લલ્લુભાઇના વિચારોની પક્ષના છીએ, પરંતુ એક વિચારથી જૂદા છીએ કે કુદરતિ જોસ્સાઓને ન અટકાવતાં કાવ્ય પ્રસાદી કાયદા કરનાર કવિની ખરી બલિહારી છે. આંજે કવિ લલ્લુભાઇ જોડે ચાલેલો "કાવ્ય-સંવાદ" રજુ કરતાં શોકીન વાંચકોને નમ્ર અરજ છે કે દરેક પ્રશ્નવાળો દોહરો અને તેનો કવિએ આપેલો જવાબ અનેકવાર ચીપી ચીપીને વાંચતાં કાવ્યામૃતની ખરી લેહઝત ક્યાં છે તેનો આપ મેળે આભાસ થશે.)

### દાદી પ્રતિ ઉક્તિ.

(છંદ વિજય.)

સંશય ચિત્ત વિષે ન રહે જરિ વાંચિ મટે મતિ હોય વિવાદી,

---

[1] માસીક મજલ જાનેવારી ૧૮૯૮

વદિ અને પ્રતિવાદિ થવું નહિ એ ઉરમાં ધરવી જન યાદી;
ફૂલિ ફરેન ભુલી ભવમાં જરિ ચાખિ સુનીતિ તણીજ પ્રસાદી,
દાઢિ ખસે દુરગૂણ સહૂ દુર વાંચિ વિવેકિ, બને ન પ્રમાદી. ૧
નમ્ર રૂડાં વચનો દિપતાં સુખિ થાય વધૂ સુગુનાં મતિ માદી,
સંગત સંત તણી કરવા હરવા તનથી કુમતી તણિ બાદી;
સાદિ શિખામણ શુભ કરે નિત કોદિ ભુલાય નહિ, રહિ યાદી.
અર્પણ એયિ ઉમંગ થકી કરૂં લલ્લુ પ્રિતેથિ તને પ્રિય દાદી. ૨

### પ્રશ્ન ૧ લો—દોહરો.

વિવેક વ્હાલો કોણને ?–સજ્જનનો શો ધર્મ ?
કોણ વચન લોપે નહીં ?–કિયું દુષ્ટ દુષ્કર્મ ?

### ઉત્તર ૧ લો—દોહરો.

વિવેક વ્હાલો વિદ્વજન, સજ્જન સહુ સુખ કર્મ;
નમ્ર વચન લોપે નહીં, પાપ દુષ્ટ દુષ્કર્મ.

### પ્રશ્ન ૨ જો—દોહરો.

ધીર વીરનો ધર્મ શો ?–પરગજુ કયો પ્રયાસ?
કોણ ન મૂકે કોઇને ?–કઇ નારીનો નાશ ?

### ઉત્તર ૨ જો—દોહરો.

દિન રક્ષણ ધીર વિર ધરમ, પરગજુ શ્રમ પ્રયાસ;
પાપ ન મૂકે કોઇને, કુલટા કાંતા નાશ.

### પ્રશ્ન ૩ જો—દોહરો.

ઉત્તમ કવિનું કામ શું ?–પ્રબળ કોણનો પ્યાર ?
કોણ શરણ સર્વેશને ? ઉરમાં કોણ ઉદાર ?

### ઉત્તર ૩ જો—દોહરા.

શુભ રસ્તે સૃષ્ટી પળે, એ દેવો ઉપદેશ;
ઉત્તમ કવિનું કામ એ, જેમાં દોષ ન લેશ.
ચાકર, સુત, સ્ત્રી ભ્રાત ને, ભગની સુતા સુમિત્ર;
એ સહુ પ્યાર પ્રબળ છતાં, માતુ પ્યાર વિચિત્ર.
સૃષ્ટિ શરણ સર્વેશને, દૂર ન જેથિ લગાર;
ઉદાર ઉપર સકળ જન પણ રવિ ઉર ઉદાર.

ઉત્તર ૪ થા—દોહરો.

ભય કોને ભગવાનનો ?—કોણ મૂરખના રાય ?
ડરે કોણ નહિ દેવથી ?—કોના જર જશ જાય ?

ઉત્તર ૪ થા—દોહરા.

પાપીને પ્રભુ ભય ઘણો, પાપ કરી પસ્તાય
પણ સજ્જનને સુધિ ભય, પાપ પંથે ન પળાય.
પરહિત સ્વહિત ન આચરે, શુભ ન કર્મ સધાય;
ગાળે આયુષ્ય અનિતિમાં, તે મૂરખનો રાય
ડરે ન દેવથિ નેક નગ, સ્મરણ કુકર્મ ન ચીત,
જાશે જગ જશ મારતા, વ્યભિચારી જશ વીત.

પ્રશ્ન ૫ મો—દોહરો.

કહિયે કાયર કોણને ?—કિયા પુરૂષને શૂર ?
ભવમા ભુડો કોણ છે ?—કઇ નારીને નૂર ?

ઉત્તર ૫ મો—દોહરા.

શુભ કામ ન સાધી શકે, દિન વારે નર ધાય;
શક્તિ છતા શુભ નવ કરે, તે કાયર કહેનાય.
ગા, ગોરીને, ગરિબની, વા'રે વે'શે ધાય,
દેહ વણી દરકાર નાહ, તે શુર નૂર મનાય.
સર્પ, સીંહ, નથિક વધુ, ભવમા ભુડા ભણાય;
ભુડો સહુથી ચાડિયો, વચને જન વધ થાય.
તેજસ્વી તારા ઘણા, વળિ ચદ્ર ને સૂર,
એથી પણ શોભે અધિક, સતિ શામા સુખ નૂર.

પ્રશ્ન ૬ ઠો—દોહરો.

નાથ નિરંતર ક્યાં વસે ? ભવે ન કોને ભીડ ?
લેશ લાજ નહ કોણને ? સુખિયુ કયુ શરીર ?

ઉત્તર ૬ ઠો—દોહરો.

નાથ નિત્ય સઘળે વસે, સંતોષિને ન ભીડ;
લાજ ન જરી કુલટા ઉરે, સાજુ સુખી શરીર.

પ્રશ્ન ૭ મો—દોહરો.

સર્વોત્તમ સુખે શા વિષે ?-ધરે કોણ્ડું જ્ઞાન ?
મન મજબૂત નર ક્યાં રહે ?-કઇ નારી નાદાન ?

ઉત્તર ૭ મો:—દોહરો.

સર્વોત્તમ સુખ સંપમાં, ઘટે આળસનું જ્ઞાન;
મરણે મન મજબૂત નવ, કુલટા સ્ત્રી નાદાન.

પ્રશ્ન ૮ મો—દોહરો.

નાશવંત કવિ! કોણ છે?-કોના મનમાં ક્હેર?
કઇ રસના રાજી કરે?-વળી કઇ પીરસે ઝેર?

ઉત્તર ૮ મો—દોહરો.

નામ રૂપનો નાશ છે, કુકર્મીને મન ક્હેર;
શુભ રસના રાજી કરે, અશુભ આપે ઝેર.

પ્રશ્ન ૯ મો - દોહરો.

સજ્જન કહિયે કોણને? દુર્જનનો શો દોષ?
કઇ વનિતા વશ વ્હાલથી?-કઇ રમણીને રોષ?

ઉત્તર ૯ મો—દોહરો.

સહુ સુખ ઇચ્છે તે સજન, દુર્જન અશુભ દોષ;
વ્હાલ વચનથી વશ સતી, કુલટા કાળજ રોષ.

પ્રશ્ન ૧૦ મો—દોહરો.

શાથી સહુ સુખ સાંપડે?-શાથી દળદર દૂર?
લોચન વિષ ક્યાં ઉપજે?-શું સાધે નર શૂર?

ઉત્તર ૧૦ મો—દોહરો.

સકળ સુખ સંતોષમાં, પરિશ્રમ દળદર દૂર;
અરિ જોઇ લોચન વિષ ઝરે, સાધે પર સુખ શૂર.

પ્રશ્ન ૧૧ મો—દોહરો.

પંડિત પરવશ થાય કે?-કોણ મુરખનો મિત્ર?
કોણ દ્રવ્યનો દાસ છે?-કોનાં વચન વિચિત્ર?

ઉત્તર ૧૧ મો —દોહરો.

પંડિત પરવશ જ્ઞાનથી, પાજી મૂરખ મિત્ર;
લોભી દ્રવ્યનો દાસ છે, શિશુનાં વચન વિચિત્ર.

પ્રશ્ન ૧૨ મો—દોહરો.

દુનિઆં ક્યાં દોડે કહો?-ભાખે કોણ ભવિષ્ય?
કવિ લલ્લુ. સમજાવશો?-થવું કોણના શિષ્ય?

ઉત્તર ૧૨ મો—દોહરો.

દુનિઆં દોડે સ્વાર્થમાં, ભાખે કામ ભવિષ્ય;
દાદી દુનિઆમાં થવું-ઘટે સરસ્વતી સિષ્ય.

## નાથનાં નેણાં.

ગરબી.

"જુઓ દેખો સખીરે ડાલરિયો કાળંદ્રીને કાંઠે ઉભોરે." એ રાગ

સખી જેને ભાગ સમ ઝાંખી, નેણાં નંદલાલનાં જીરે;
જેણે ભરમાવી ભુરકી નાંખી. નેણાં ટેક
ચપળ ચકોર ચારે દિશાએ ન્યાળતાં;
આંજેલાને અણીયાળાં. નેણાં. ૧
આતુર કરે વિરહાતુર ચતુરને;
હેતુ જોવાને હોશીલાં નેણાં. ૨
પ્રફુલિત પદ્મ સમાણાં પેખાય છે;
ઝાઝા જાદુથી ભરેલાં. નેણાં. ૩
ઝાઝી ચતુરાઇએ ચિત હરી લેતાં;
જોને હાવડાં થઈને હરેલાં. નેણાં. ૪
ત્રાસી નજર કરી નેહેથી ન્યાળતાં;
આપે ભરેલ અમીવાળાં. નેણાં. ૫
જેને જોવાથી જગ જોવું ગમે નહિ;
પ્રેમ તણો પાશ નાખનારાં. નેણાં. ૬
જેને જોયા વિના બહાવરી બનીશું;
મારું ચિતડું ખચીત ચોરનારાં. નેણાં. ૭
હેતુની ભીડ ભાંગવાને હોંશીલાં;
એવાં કુટીલ કલેજું કોરનારાં, નેણાં. ૮
સુધા સમાન ભરી શાંતી કટાક્ષમાં;
મારું દ્રષ્ટીમાં દીલ ખેંચનારા નેણાં. ૯
સ્વર્ગ અપવર્ગની સહુ તણી ચિતરી;
લક્ષ્યુ લાલચ ટાળનારાં. નેણાં. ૧૦

## નયનામૃત.

તારી જોડ નગીના નંદનારે, તારી મીટમાં મોહનવેલ;

વંદ્રાવની વાટમાં કરનો, ગોવાળીયાશું જોગ. વારી. ટેક.
જળ જમુનાનાં હું ગઇરે, મારે માથે જળની હેલ;
ત્રાંસી આંખે નીરખી, મારૂં કાળજડું કોરેલ. વારી.
પ્રાણજીવનની પ્રીતડીરે, એની જીવડલા શું જડેલ;
છુટા બીલોરી કાચનારે, નથી સાંભળ્યા છુટા પડેલ. વારી.
પ્રીતમ ધાગા પ્રીતનારે, ગળે નંદ કુંવર નાંખેલ;
'તાણ્યુંતો તૂટી જાય છે, દિઠો મેં ખરાખરીનો ખેલ. વારી.
ધગતી'તી ત્રણ તાપથીરે, વ્યવસસાય થકી વીટેલ;
શાંત સુધા સમ થઇ રહીરે, જોઇ નાથના નેણનો ખેલ. વારી.
આવજ્યો મારે આંગણેરે, કાંઇ છોગલાં મેલી છેલ;
લલ્લુ નેણાં લાલચુ મારા, નાથ સાથે લાગેલ. વારી.

## સુતેલા પતિને.

"ઉઠિ પ્રભાતમાં સમરીયે શ્રી ગણેશ દેવા."

ઉઠની નાથ ઉઠની નાથ શું રહ્યા રિસાઇ,
ન ધરે તુજ હૃદય નાથ આવી કહીયાઇ. ઉઠની. ટેક.
મુજ અનાથ સાથ નાથ ન રહો રીસ સાંહી;
અબળાનું શું જોર રહે દુઃખમાં રિબાઇ. ઉઠની. ૧
વશિ શું નાથ હૃદય માહિ મારિ કુટીલાઇ;
કે ગયા શું નાથ અન્ય નારિમાં ફસાઇ. ઉઠની. ૨
પ્રથમ પ્રીત કરિ ઉચીત ચિત્ત ચોટયું જ્યાંઇ;
થઇ હવે વિપ્રીત હીત ચિત્તમાં ન કાઇ. ઉઠની. ૩
મુખકમળની વાણી જાણતા અતિ અધિકાઇ;
પણ વદો ન વેણ પ્રભુ તેથી રહું મુંઝાઇ ઉઠની. ૪
અમી ઝરંતી આખ ચિત્તમાં અતિ સલુકાઇ;
શુદ્ધ પ્રેમ ચમકતો શું ચક્ષુમાં છુપાઇ. ઉઠની. ૫
કનન સમ સઘળું દેખું આનન કારણ આંહીં;
ઉજડમાં અથડાઉં તદપિ સુજ ન પડે કાંઇ. ઉઠની. ૬
મન ક્રમ વચને કદાપી નાથ ચુકી નાંહી;
તદપિ વસ્યો વાંક વપૂમાંહિ એ નવાઇ. ઉઠની. ૭

કૃષ્ણજી નિરાધારના, આધાર અખિલ માંહિ;
આપ છો અવસ્ય, એમા સંશય ન કાંઇ. ઉઠની. ૮
કૃપા કટાક્ષ કંથનું ન, એજ કષ્ટ આહીં,
વિરહ અગ્ની નાથ વપુમા રહે છવાઇ. ઉઠની. ૯
કુસુમ મમ રૂડો સુબોધ, ના વિરોધ કાંઇ;
આપતા ઉમંગથી રસમસ હૃદય ભરાઇ. ઉઠની. ૧૦
લટકતી સુચાલ વા'લ ઉપજે હૃદય માહિ;
નયન નમ્રતાથિ નિરખી રહે જળે ભરાઈ. ઉઠની. ૧૧
નવ સગાંનો પ્યાર કરે આપનિ સરસાઇ;
માત્ર મુખ ઉપરથી વ્હાલ એથી રહું રિબાઇ. ઉઠની. ૧૨
સાસુ શ્વસુર દિયર જેઠ, માત તાત ભાઇ;
સૃષ્ટિમાં એ સહુની સાથ સ્વાર્થની સગાઇ. ઉઠની. ૧૩
નિરખી શું પ્રિય નયન નાથ મારી એ વડાઇ?
માફ કરો હું અજાણ સમજ નહિ કાંઇ. ઉઠની. ૧૪
તુજ વિયોગનો પ્રયોગ દીલમાં દુખદાઇ;
છે અયોગ્ય તદપિ ભોગ્ય ધારી રહ્યા સાહી. ઉઠની. ૧૫
ભોળું હૃદય ભામનિનું રે' દુખે રિબાઇ,
પ્રાણનાથ લલુ રહો ગોદમાં લપટાઇ. ઉઠની. ૧૬

## નાથને વિનતી.

પતિથી વિખૂટી પ્યારા પ્રેમદા રહેલ;
કામની તે કંથજી છે કલંકે ડુબેલ,
શાણા શાયબાજીરાજ આવડો શો વાંક અબળાનો વસ્યો રાજ. ટેક ૧
સ્નેહ કરી સ્વામિ છોડવી ન ઘટે આજ,
અંતરમાં આપના તે કેતાં આવેલાજ. શાણા. ૨
આપથી અંતર રાખી કર્યું શું કુકાજ,
જીભે વસ્યું હોય ઝેરતો કાપી નાખો આજ. શાણા. ૩
ભામનીની ભુલ હૈયેધરોના ભરથાર,
માફ કરી માનુનીને કરો અંગોકાર. શાણા. ૪
વિષમ છે દુખ વિયોગનું વિશ્વમાંય,

ઓલાયના આપદા નેકાળી થાય કાય. શાણા. ૫
અંગનાએ અંતરમાં રાખીને આધાર,
હેતે પ્યારા હાથ આપ્યો, ચોરીમાં એકવાર. શાણા. ૬
જાણતજો આમ તો અરપત નહિં અંગ,
ઠગ જો જાણેતનો કરત નહિં સંગ. શાણા. ૭
નારી અવનિમાં નિરાધાર ગણાય,
નાથજી સંભાળ તેની રાખે ના જરાય. શાણા. ૮
સમજાવો વાંક મારો સ્વામીજી આવાર,
ફરી વાર કદી ગુનો ના કરૂં ભરથાર. શાણા. ૯
સ્વામીની આજ્ઞામાં રહેવું નારીએ હમેશ,
ટંટો કરી કોય દહાડો કરવો ન કલેશ. શાણા. ૧૦
શાસ્ત્રમાં શામાના એવા ધરમ કહેલ,
કુમારજી જાણવીજે ધર્મથી ફરેલ. શાણા. ૧૧
તજવીન ઘટે સ્વામી ગોવિંદ ગુણવાન,
લલ્લુ પ્યારા શીખ આપો ધારૂં તે હું ધ્યાન. શાણા. ૧૨

## રિસાયલા પતિને.

શામ શાને નથિ આવતા મારી શેરી,
તલપતાં આ નયન જોવા હેરી હેરી. શામ. ટેક
ગુણવંતા શું ગુમાન ધર્યું છે, કે મારી જોવી ઘણેરી:
આવી મળો અલબેલા આપને, એણે મતી શું ભંભેરી. શામ.
આતુર છે આનન જોવા આ નેન, ચાતુર ચિંતા ઘણેરી;
વિકસે કમળ આપ રવિ મુખ નિરખી, રવિને શું રિસ કોઇએ પ્રેરી. શામ.
દર્શન વિણુ નથી પરમન હરખે, એવી સજડ આપ કેરી;
ચોંટી છે પ્રીતી શામ આ છતીમાં, એ દુઃખે ફરૂં ઘેરી ઘેરી. શામ.
દેદાર દેખવા આ દુખી આંખને, સ્નેહ બર્સાતથે ભભેરી;
અવલંબન કર્યું ઓટનું આપે, એથી રે' આંખ તરેરી. શામ.
વિષ સમ વિશ્વ સકળ મુને લાગે, આગે બળું ફેરી ફેરી;
લલ્લુ પ્યારા શું ધ્યાન ન આપો, આ,રૂપ ગંડુ નગરી અંધેરી. શામ.

ગરબી.

શાને માટે રીસાણા, સલુણા શાને માટે રિસાણા;

કૂડા શું બોલ કહેવાણા સલુણા.
સ્વામીજી છો શિરછત્ર અમારા, પાણ થકી પ્યારા જાણ્યા. સ.
દર્શન વિના હું દિવાની ભમુંછું, રોશે રામા શું ભરાણા. સ.
ભગ્ન ભર્યો કોઇએ ભરથાર ભીતર, સદેહ આવ્યો શું શાણા. સ.
લોચનમાં જરી વ્હાલ ન દેખું, લેખું ભીતર ભૂલવાણા. સ.
આજ્ઞાથી ઉધું આચરણ નવ આચરૂં, તોય રઢ લાગી શું રાણા. સ.
લસ્સુ પ્યારા સુખ લાખ ટકાનું, મ.ણી, છો ચાચા કચાણા. સ.

## વિદેશી પતિને.

### લાવણી.

દીલદર દયા શું ન ધરી દીલ દાગની,
સંકટની ખબર ન પડી કદી મારાની; ટેક.
જે દિવસથી નાથજી ગયા તજી દારાને,
કરૂં યાદ દુખી દીલ બની રોજ પ્યારાને.
નાવ્યો સંદેશો શામ એક મુજ પાસે,
કુશળતા જાણિ ન કંય તેથી દિલ ત્રાસે;
કયું નગર દિપાવ્યું નાથ વસી ત્યાં વાસો,
કટકો લખિ કાગળ શામ દીધો ન દિલાસો,
હૃદયે સલે છે રોજ પ્રીતી પ્યારાની. દી.
આતુરતા ઉરમાં અધિક મુખ જોવાને,
મળિ વાત હૃદયની કરી દુખ ખોવાને;
એ શુભ દીનની હું હોશ દીલમાં ધારૂં,
દીન એક વિષે દશવાર શામ સંભારૂં.
એ વિણ શું જોર અધીક અમારૂં ચાલે,
રડિ રહીએ નાથ વિયોગ વપુમાં સાલે;
પીડ જાણી પધારો પિયુ હૃદય મારાની. દી.
કુમુદનું કાળજું સદા ચંદ્રમા કોરે,
ચાતકનું ચિતરડું તેમ વૃષાજળ ચોરે;
બે દુખિયાં મિત્ર વિયોગ થકી રે' રોજે,
પણ પિડા ખરિ કદિ મિત્ર હૃદય નવ ખોજે.

ત્યમ પોયણુ પ્રીયનું નામ જપે નિત્ય મુખે,
તજિ પોયણુને પ્રિય વસે વિદેશે સુખે;
એ કલમ કંથ નવ હોય ન્યાયિ ધારાની. દી.
છે ન્યાયી નરનું નૂર શર શુભ કામે,
વિદ્યા વિનયે ભરપૂર જણાયા નામે;
નીતીના નિયમે નાથ, ચિત બોભાણું,
વરી તેથિ ધરીને વ્હાલ, હાલ આ ટાણું.
નથી ઘટતું નાથજી વધુ વિદેશે રહેવું,
કરી કૃપા સુંદર્શન નાથ નારિને દેવું;
પિડ કરો દુર વશિ પાસ પ્રીય દારાની. દી.
છો ચોખ્ખા દિલના શામ તોય અદેશો,
રહે છે મુજ મનમાં અધિક માફિ એ દેશો;
શું અન્ય નારિએ નાથ ભમાવ્યા તમને,
ગુણ વસ્યા તેહના તજ્યાં અગુણિ ગણી અમને.
ન ઘટે તરછોડવિ નાથ હાથ ગ્રહી દારા,
હકુ લુંટાતો જોઇ અંગ ઝરે અંગારા;
ઉગારવિ પડે પ્રિય પીડ પંડ મારાની. દી.

## પરદેશ ગયેલા પતી પ્રત્યે.

હું પ્યારા તુજ ભાવની ભૂખી, કાગળ ન લખ્યો કટકો,
પ્રથમ પ્રીત લગાડિને પ્યારા, પ્રીતમ શાને પટકો. હું પ્યારા ટેક.
વિયોગનું દુઃખ દિલમાં લાગે, વેણુ વીંછીનો અટકો;
વેદના વંઝા કેમ પીછાને, પ્રસુતાને ઉર ખટકો. હું પ્યારા.
હાય લગાડી હેતની હૈયે, શામ શાને હવે છટકો;
છેતું પાડે કેમ છુટશો, અડ આંખિમાં અટકો. હું પ્યારા.
આમ આગળથી નોતું જાણ્યું, જે મનમાં હોશે ખટકો,
નહિતર નાથ જવા ન દેવાને, ખંતથી રાખત ખટકો, હું પ્યારા.
શામ ભૂલ્યા તમે સુંદરીને કે, આપ ભૂલ્યા પાછી બટકો;
લડકોમાં તમે લાલચે લલ્લુ પળ વિદેશે ન ટકો. હું પ્યારા.

## માનવતિને.

### ગરબી.

બાગો તમે અલબેલી, અબોલા ભાગો તમે અલબેલી.
કોમળ કાળજ્યું કઠણ થયું કયમ;
પ્રીત ચિત્તથી વિસારી મેલી. અબોલા.
નેહ નયનમા નૃત્ય નિત્ય કરતો,
થાતી પેતીપર ઘેલી. અબોલા.
પ્રેમદાનો ધર્મ પ્રેમ રાખ્યાનો,
હેતે દિધો શું હડસેલી અબોલા.
અંતરમા અવગુણ કેમ ઉતર્યો,
કે શીખ દીધી સાહેલી અબોલા.
વારે વારે સમજાવી કહુછું;
માનતી નથી મન મેલી. અબોલા.
ચડાવી ચતુરા કોઇયે છળીને,
ધીંગાણા રસ્તે ઘેલી. અબોલા.
લલ્લુ કહે નથી રોસમાં કંઇ સુખ,
વાત કહું છું આ છેલી. અબોલા.

## વનનો ભમરો.

### સ્રગધરા વૃત.

દીઠો છે કોઇ કાજે ચતુર ભ્રમરને રાખમા લોટતા તો,
ચારે સાથે મળી છે સરિતતટ વિષે બોલિ સાહેલિ ત્યાં તો;
છેના પુષ્પો સુવાસી વિટપ નહિ જલ્લા મોગરોને ગુલાબો,
ચંપો જાઇ ન એકે કુરબક બકુલો એ છતાં મોહશાનો; ૧
બોલી બાળા પ્રિનેથી અહિહતિ પુરવે કેતકી ગંધ વાળ;
દા'લાગ્યો તો અચીતો વન બળિ ગયછે માનિ ભૃંગે રૂપાળી,
વા'લે વીંટાયલો છે-જબર દિલ થયુ દુઃખ વીયોગ કેરૂં;
આળોટે ગોતવાને ગુણિયલ પ્રિયનું સ્થૂળ જે ખાખ ભેળું, ૨
દાહે જ્યારે જળાવી પ્રિય વધુ ઝટપી ભૃંગ ભાગી ગયો કયા ?

મોડી રાખે હવે શું મધુકર કરશે પ્યારની રીત એના;
જ્યારે પ્યારી જળી છે દહન દિલ કરી ભૃંગ ત્યાં પાસ ના'તો,
અગ્ની લાગી અજાણી ઘડિક દુર ગયો ભૂલ એ શોચતોતો; ૩
આવી પાછો હવે એ પ્રિય વધુતનનાં હાડ શોધે છ સ્નેહે,
રૂડી થાત્રા ગનીને ભગિરથિ તટમાં લૈ જવા સ્નેહિ શોચે;
બાળા બોલી ઉઠી છે મધુકર સમિપે રાખ શા માટ ચોળે,
વર્ષા રૂતૂ વિષેતો તુરત તુજ પ્રિયા કેતકી પાછિ કોળે. ૪
જેવી તારે ઘટે છે મધુકર ચિતમાં વાટડિ તે સમાની,
બેસો આવી પ્રિતેથી કરિર તણિ દિસે કોળતી વાડનાની;
થાતો આપે ઉદાસી મધુકર વદનો બ્હાઇએ શું બકો છો,
પ્રીતીની રીત ન્યારી સકળ ચિત વિષે મસ્કરી કાં કરો છો. ૫
મારી પ્યારી હતીએ ચિતમહિં પ્રિતથી કેતકી નિત્ય ચા'તો,
છોડી કામે ગયોતો દહન સમયમાં ના કદી બા'ર જાતો;
બેસું નાહું કરીરે મરિશ કદિ જગે રાખમાં સોટિલોટી,
આછે મારૂં નકામું વપુપ્રિય વિણહા ! રાહ ચીંધો ન ખોટી. ૬

## કુમુદનું વાદળી પ્રત્યે વચન.

શાને ઢાંક્યો શામ, સખિ મુજ શાને ઢાંક્યો શામ;
હું પ્યારાના પ્યારની પ્યાસી, હૃદય માંહિ મુકામ. સખિ મુજ. ટે૦
અવનિતળમાં આવિ વસિને, ગોઠવ્યું મારૂં ગામ;
વાલમ મારા વપુમાં વસિયા, હેરવા હૈયે હામ. સખિ મુજ.
અધર આકાશે ઉચાળા, તનમાં તોર તમામ;
અધુરિયાં મારે ઉછાળા, છલકી જાશે આમ. સખી મુજ.
શોકલડી તો સહુને હોશે, કો ન કરે આવું કામ;
શામ સંતાડી છાનો દીધો, દિલડે મારે ડામ. સખી.
આંગત રાખે શોક્ય ઘરમાં, દે નહિ છુટવા શામ;
લલ્લુ કુમુદને લ્હાય તનમાં, ધગતી એહી ધામ. સખી.

### ઠુમરી.

"માડિ મોઘડું કારી નાગન ડસીરે" એ રાગ.

પ્યારી કાં તરસાવે નેનાં મારી, પ્યારી. ટેક

દેદારથી આ મારૂં દિલ છે પ્રફુલિત;
નયન જુવેછે નેહે ન્યારી. પ્યારી.
વિદ્યુત સમ વીધું જતની વદન તુજ;
કલેજામાં હણી દે કટારી. પ્યારી.
વાયદાના દિવસો તો વીતતા આવ્યા વા'લી,
અધીરજ અંતરે વધારી. પ્યારી.
આ મુજ જીવીત છે તુજ ખાતર;
ખલક તું વિના મને ખારી પ્યારી.
વન્દીમા વીંટાયેલો વાલમ વા'લીઆ;
લલના લસ્લુને લે ઉગારી. પ્યારી.

## કુમુદ પ્રત્યે ચંદ્રનું કથન.

**ઢગ રસભર મારે દિલ છાઇ રહી. એ રાહ.**

વ્હાલી વ્હાલમાં વિંટાયો, બીજે કયાં જઇ ફરૂં!
તુજ ફંદમાં ફસેલો, હું ફકીર થઇ ફરૂં. વ્હાલી ૧
છું હું દેદારે દિવાનો, છાનો આથડું રડું;
તુજ પદ રજ લઇ પ્રિયે, શીર હું ધરૂં. વ્હાલી ૨
તુજ મસ્તીનો મદિરા, પિધો મસ્ત હું રહું;
પ્રિયે એની શું લેહજત, મુજ મૂખથી કહું. વ્હાલી. ૩
ત્રણ તાપમાં તપેલો તુજ નામથી ઠરૂં;
પ્રિયે 'કલેજું' કાપિને હું આહુતી કયાં ધરૂં! વ્હાલી. ૪
ઉડી શાંતી, રહિ બ્રાંતી, પ્રિયે કયાં હું વિચરૂં;
થયો દરદે દિવાનો, દવા કયાં જઇ કરૂં. વ્હાલી. ૫
છે તું અશરણ શર્ણ, શર્ણ અવર કાં રહું;
મારા દિલનું આ દર્દ, બીજે કયાં જઇ કહું? વ્હાલી ૬
હિરા માણિક કે હેમની, ન પરવાહ કરૂં;
દમેદમ હરદમ, પ્રિયે પ્રિયે ઉચરૂં વ્હાલી ૭
તુજ નેનનો ઘવાયો તવાયો તનેં રહું;
વ્હાલી વૈદ હું છુ રોગી, કર કયાં જઇ પકડું. વ્હાલી. ૮
કદી સુર્ય શશી સામી, નેહે દ્રષ્ટી ના ઠરૂં;
ફીકું લાગે મુજ નેને, તેજ તેનું શું કરૂં? વ્હાલી. ૯

તુજ વિયોગે મરેલો, અમૃતે શું ઉગરૂં;
પ્રિયાતેનના અમૃત વિણ ઝુરી હું મરૂં. વ્હાલી. ૧૦
તુજ દ્રષ્ટીથી હું જીવું, દ્રષ્ટી કાળના મરૂં,
દ્રષ્ટી વિણુ કષ્ટી સહુ દિરે જીવું ના મરૂં. વ્હાલી. ૧૧
તુજ મૂખ સૂખ માટી, શીર પદ હું ધરૂં,
લટકાળી હું છું લ્હેરી, લટે લટકી મરૂં. વ્હાલી. ૧૨

પદ ૨ જું.

અલબેલી પ્રિયે શેં, ના મૂખ ચુંબન કરે,
શેના ચુબંન કરે, લોક લાજે કાદરે. અલબેલી. ટેક
આછે અંગને અમલ પિડ કો કહી શકે ?
તુજ દેહરની આશ પ્યારી છે મૂત્યુતકે. અલબેલી. ૧
પ્રિય આરતી ઉતારી મુખ આરતી કરે,
તોયે શાને દરકાર, ચિત પારતી ધરે. અલબેલી. ૨
મુખ શ્વેત જોઇ પ્રિયે તુજ હેત સાંભરે;
અને શામ જોઈ શામા શાને દીવતું ડરે. અલબેલી. ૩
છે આ બંધને બાંધેલ વપૂ ખોળતું ફરે;
નથી યોગ્ય કંઇ ઉપાય વ્હાલી કયાંથી વીચરે. અલબેલી. ૪
રહે આશામાં ઉમંગી સંગી ભેટે કોપળે;
આશા વીફ્ળ થતામાં ચિત્ત ચરર બળે. અલબેલી. ૫
હું છું રાક નથી વાંક ટાંક આમશું કરે;
દીલે શાને, તું દયાળી હજી ક્રુરતા ધરે. અલબેલી. ૬
વશી વ્હાલથી તું ભવ્યતા ભગેલી ભૂતો;
તુજ આશક ઉદાસી વ્યોમ માહિ વિચરે. અલબેલી. ૭
તન કોમળ તો મનકાં અકોમળ કરે,
ચંદ્ર તુજ પ્રેમ પાથોધિની લ્હેરામા તરે. અલબેલી ૮

ગઝલ.

આનંદેના ઉરમાં ઉમળકા, તોય તનમાં ફંદરો;
દિલદાર આદરનો વિલાની, દ્રષ્ટી દેદારમાં. ૧
પેખી કળી ખિલતી કુમુદની, કાળજે કંઇ ખિલિ શું;
નેથી ભમું ભૂમાં અવકલટ, પામવા શુભ પ્યારમાં. ૨

દ્રષ્ટે ન દેખું તોય આ મન આંખ આગળ શું ખડી;
ચડી તોય હાય નહિ દયા, દિલદારના દેહાગમાં. ૩
પર્વતપરે જઇને પડું, પ્યારે કદાપી પ્યારીજ્ને;
તુજ પાય કિરણો પરસદા, ચંદા પસારી પ્યારમાં. ૪
આખું જગત હું આથડ્યો, પણ ના જડ્યો પત્તો જરા;
દીત્રા કરે દેહારના દીઠા મરૂં દરબારમાં. ૫
આ ચિત્તચોહ મહિં બળે, આહુતી ઉર એમાં ધરૂં;
દિલદારના દરબારમાં, આળોટું જઇ અંગારમાં. ૬
શાણા સદા ગોતે અમોલડ ના હણે નાતું નમ્યું,
નાનો થયો નીચો નમ્યો, તોયે હણ્યો સસારમા; ૭
દીનતા ધરે તો શરહણે, આશો નિમમ સસારમાં.
એવો નિયમ તે આદર્યો, પાળી શું રાખે પ્યારમાં. ૮
કાંનો કલેજું તુજ કડણુ, કાંમન કોમળ માહરૂં;
છેના સમોલડ તેથી શું, આ બેવફાઇ બજારમાં. ૯
પકડ્યું પ્રથમ મેં પ્યારી પાસે, દોસ્ત દાંડી થઇ રહે;
હું દૂર પોતે રાજિ રહે, વા'લી તણા વીહારમાં. ૧૦
વધતી વિયોકી પ્રજળતા, પાપીજનો પટપટ કરી;
પરવાહ ન કરિ તોય હણિયો, પ્યારિ તેં પળવારમાં, ૧૧
છો પ્યાર પ્યાર કરે ખલકજન, હાય ભાર ન પ્યારમાં,
છે જો નયન મહિ તો વધુ, તૂટે નહિ તલભારમાં. ૧૨
પાછળ ભમ્યો બહુ આથડ્યો, શિરડાભ આ દુખનો ઉગ્યો;
લ્હેરિની લ્હાય વધૂ વધી, આથી ખરી પળવારમાં ૧૩

## કમળમાં બિડાયેલો ભમરો.

### ગઝલ.

મૃત્યુ મુખે પડેલ મિત્રને ઉગારિ લે,
ઉમેલ આશને કિનારે પ્યારી તારિ લે. મૃત્યુ ટેક.
સબધ છુટતો ન દીલ દાઝ છે અતી;
મતી કરી ફર્યો તું ફંદમા ઉગારિ લે. મૃત્યુ.
સગાં સબધિ છોડિ દોડિ દ્વાર આવિયો;
દિનાંતમાં અઘોર અધકાર ધારિ લે. મૃત્યુ.

કદી શામ આં શરીર ઉજળું હૃદય ખરે;
તથાપિ ભૂલી દુઃખ દેશું હૃદય ન્યાળિ લે મૃત્યુ.
ચંપા ચમેલી જાઇ જુઇ જોવ પ્યારિને;
તજી તું પાસ આશ મૃત્યુ ! હા ! ઉગારિ લે. મૃત્યુ.
જમેલ કરૂં કદાપિ જડ હું કાષ્ટવત્ હરી;
તથાપિ અંગ સ્પર્શ ઇષ્ટ છે ઉગારિ લે. મૃત્યુ.
બજારમાં બહુ ભમ્યો ગુલઝાર જોઈ ના;
દરબારમાં શિ દીનતા દિસે છે પ્યારિ કે. મૃત્યુ.
તું જોઇ શામ અંગ રાત્રિ રૂપ માનિને;
ગળિ જાય કાં ગુમાનિ દયા દૂર ધારિલે. મૃત્યુ.
પ્રજળી મરૂં હું ચંદન તરૂ હોય તું વિના;
તું શું દયા હીણી હવે રાજી વિદારિને. મૃત્યુ.
વિશેષ સુખ મૃત્યુ સુતાં પ્યારિ ગોદમાં;
આધિન એથી જીવ આ, શાંતિ સમાવિ છે. મૃત્યુ.
કોમળ ઉપરથી જીવ કઠણ કેમ પ્યારિ આ;
વ્હાલાતણી વ્યથા હવે વા'લી વિચારિ લે. મૃત્યુ.
આપ છું અશરાફ માફ કર તું સહુ ગુન્હા;
દિલદારને દેદારની આશા સ્વીકારિ લે. મૃત્યુ.
જરીક ના વસાય દૂર પ્યારિ તું વિના;
હતો હું દૂર તે ગુન્હો ? શું પ્યારિ ધારે લે. મૃત્યુ.
દહન થતું સદૈવ દીલ તાપમાં તપી;
પીવા પીયુશ દ્રષ્ટી નાંખી સહુ શમાવિ દે. મૃત્યુ.
ભમ્યો ઉમંગ ભેર ઝેર જગત ભાસતું;
પીયુશ ઘુંટડા પિવાનિ આશ મારિ છે. મૃત્યુ.
આવેલ શર્ણું અરી ન હણે ન્યાય નીતીએ;
મિજબાનને અપમાનનિમતિ તું વિસારિ દે. મૃત્યુ.
ભીતરમાં ભરેલ કષ્ટ શુભ ઉપર થકી;
ચઇ મોહવશ મરૂંછુ હે પ્રિયા ઉગારિ લે. મૃત્યુ.
આ ચીતવૃતિ શાંત પ્યારિ શાંત ચીતના;
સ્હેદિની શાંતિ પ્યારિ શું ગિતમાં સમાવી દે. મૃત્યુ.

# પ્રીતમની શોધ.

શામ તજિને ચાલિ ગયા ક્યાં, અંગના વિણુ આધાર;
પાછો પ્રતિ સંદેશો ન કહાવ્યો, દોટ દીધી દરબાર.
પ્રિયતમ જઇ ઢુંઢું હવે દરબાર. ૧
આ તન વિરહાગ્નીથી વિંટાયું, રોમે રોમે ઝાળ;
ધુંવો જવાને લેશ જગાના, હારે જળે છે હાડ. પ્રિયત
અવધી માંહી અંતજ આવ્યો, આપ ઠર્યા ક્યાં આમ;
નામ વસે છે આ ઘટ ભીંતર, દાઝયા ઉપર ડામ. પ્રિયતમ.

અવગુણુ અંતર શો આવરો છે, નેહ નજર થઇ દૂર;
અનુરાગથી અપરાધ વધ્યો શો, ઉલટું ચાલ્યું ઉર. પ્રિય.
દ્વારે દ્વારે દોટજ દીધી, કીધી ઇચ્છિા મુખ ધ્યાન;
પણ નહિ પજતાં આનન દર્શન, મિથ્યા ગુમાવ્યું માન. પ્રિય.
કોયલ પ્યારી બેન વને જઇ, કર પિયુ નામ પોકાર;
આરતિ અંગીકાર કરે ના, પ્રતીધ્વની ન લગાર. પ્રિય.
કોને વ્હાલા એક દીવસની, મ્હોબ્બત શું મેલાપ;
યાદી આવે અંગ ગળે છે, વિરહ વ્યથા ન વેઠાય. પ્રિય.
અગણિત જીવો ઉદ્ભવ થાતા, પળતા રહિ પળવાર;
કોને વિરહે શોક ન થાતો, દિલગીરી નહિ દે-ાર. પ્રીય.
કોણુ દિવસની આ ઘટમાંહી, મૂર્તિ ધારી માન;
બેઠી છે પણુ આપે છેટે, જીવું ધરી એ ધ્યાન. પ્રીય.

પાણી પ્રીતીનું પણુયું મળેના, લાગી વીરહ ઉર લાય;
અનિલ અગ્નિનો અધિક થયો છે, ભડ ભડ ભીંતર થાય. પ્રીત.
આશા રાખી એક ઉરે મેં, આવ્યો તારે દ્વાર;
હાથ દિધા હૈયું ગભરાણું, બંધ બે જોઇ કમાડ. પ્રીય.
આ જીંદગીને કરમાં ઝાલી, વ્હાલી વૃતી થઇ અંધ;
પ્રેમાગ્ની વીણ પેખું ન બીજું, આંખ છતી પણુ અંધ. પ્રીત.
માર ધરે તો અસી ઉઠાવી, કાં દે કલેજે કટાર;
કાંતીરથી તન વીંધી દે વ્હાલે, પણુ નવ રીસી માર. પ્રીય.
ક્યાં આ દિને ક્યાં છે એ દીલ, લેશ ન સાથ સંબંધ;

દેવ ગતીએ પ્રીતી બંધાણી, તોય તેમાં શું ધંધ. પ્રીય.
પ્રીતીતણો આ ઝગડો જાગ્યો, જ્યાં મન રૂપ મેદાન;
કોટ કાયાનો કેમ ખસું હું, મેદાન કીધું મસાણ. પ્રીય.
પ્રીતીની રીતી જાણો તથાપી, ગુણિયલ આ શું ગુમાન;
માન પ્રીતીની પુર્વે ઘટે છે, કો સખી મળી શું અજાણ. પ્રીય.
આગણે આવી આશક ઉભું, માશુક મન ન લગાર;
હાય પ્રીતીએ પ્રાણ ગયાની, આનન નહિ ઉચાર. પ્રીય.
મેં જોવાની જે નવ ઇચ્છા, તો તન હણુ મેદાન;
ભેદે માર્યો કો નવ જાણે, ખુચે બાણુ કમાન. પ્રીય.
પ્રાણુ હણે પણ એકે તથાપી, ગત્ર એ ગુણવાન;
રીઝી મારે વ્હાલાં થઇને, શું પડે જગને જાણુ. પ્રીય.
આ તનમાં તાકાદ નથી કંઇ, નહિતર પીયુ તમ પાસ;
ઉડી આવત અવની ઉલ્લંઘી, નયન મટાડત પ્યાસ. પ્રીય.
મોટા શું મ્હોં ફેરવવું એ, મમોવડે છે સમાસ;
દાસને દુખડઇ રહેવું ખુશીમાં, કરશે કુડો કો કયાસ. પ્રીય.
ગાંઠ પડી છે ગુણિયલ હૃદયે, જો છોડો એક વાર;
ફરી ભરી પડવા ન દઉં હું, સુણો ને શામ પોકાર. પ્રીય.
કાયામાં કરવત મુંકાયું, સુખ જરી નવ બોલાય;
બધા વેઠીને રહેવું વેરીમાં, મનની સહુ મનમાંય. પ્રીય.
આ તપ વર્ષાશીત સહનતા. ઉલ્લંઘી ચાલ્યા પગ પ્હાડ;
તોય'ન બેટા ભવ્ય સુરતિનો, ગાળું દિમાળે હાડ. પ્રીય.

## પ્રેમનો ગુલામ.

### ગજલ.

પદ પંકજે પડયો પ્રિયા ગુલામ પ્રેમનો;
રૂચ્યો ન પ્રેમ પંથ જગત નીતી નેમનો. પદ. ૧
યોગ્યને અયોગ્ય જ્યાં ન ભાસ હૃદયને;
ગુલતાન-જ્ઞાન ધન સમાન સાક્ષિ બોગનો. પદ. ૨
નહિ દેહની દરકાર કાર જગત કયમ ધરૂં;
ઉપાધીને અર્પુન નિત્ય સંગી સત્યનો. પદ. ૩
ઇચ્છા વિરામ કામ હામ કયાં બિજે જશે;

ઇચ્છા વિરોધિ વિશ્વમાં રમુજું ? જન્મનો. પદ. ૪
આકિર્તિ કિર્તિ રૂપ કળા પ્યારી સંગમાં;
ક્ષય વૃદ્ધિએ અનાદિ પ્રેમ પંથ સાંપડયો. પદ. ૫
દિલદાહને ઉત્સાહને ઉર વાહ શું કરું ?
જ્યાં દાહને ઉત્સાહ છે પ્રવાહ નેત્રનો. પદ. ૬
ઇચ્છું ન ઉર વિશ્વ બ્રહ્મ સ્વર્ગ લોકને;
પડવું વળી સ્પૃહા વિંટાવું અંશ દુઃખનો. પદ. ૭
ત્યાં ઝેર અમલ નેત્રમાં અચળ વસે અમી;
નમી ગમી ખમી ખરો પિડયો અનંગનો. પદ. ૮
પુરાણ પંડિતો કુરાન કાજિ ન્યાયિ ન્યાય;
ભલે બધાં વસે હું બાજિ તારિમાં પડયો. પદ. ૯
કદિ અંત છે, અનંત પ્યાર કેમ છુટશે;
દિનનો નથી ટૂકાર કાળ છે દિદારનો. પદ. ૧૦
સુધા યકી તું શુદ્ધ શુદ્ધ તુંસમના સુધા;
સુધાધિ શાંતિકાળના ભળે અનંતનો. પદ. ૧૧
આવરણ છે ઉપાધિ શુદ્ધ ભાસના થનો;
ત્રિકાળની હણી ઉપાધિ શુદ્ધ ભાસને. પદ. ૧૨
અનંત વિશ્વ કાળ પણ અનંતમાં ભમ્યો;
નમ્યો ન કયાંઇ તો અનંત કાળ કયાં અડપો. પદ. ૧૩
નિંદા સ્તુતી મમ ન જ્યાં અપમાન માન ના;
દિદારમાં દિલ્લદાર દિવાનો થઇ ભમ્યો. પદ. ૧૪
તજ્યાતું ફક્ત કષ્ટ મ્હાન સુખ મીનનમાં;
થયું કષ્ટ નષ્ટ મિલન સુખ તું રૂપે થયો. પદ. ૧૫
રૂચે ન હવે ભાસ હું સુખ કયાસ કયાં કરું;
લ્હેરી ટળ્યો વિનાશ જો પ્રકાશમાં પડયો. પદ ૧૬

## કમળીનો ભમરો.

ઉપજાતી, વંશસ્થ,નો રાહ.

મૃગાક્ષિ તારાં ધ્વળ નેત્ર બેએ,
પાયો મને પ્રેમ રૂપી મદીરા;

તે કંદમાં નિત્ય નિમગ્ન થઇને,
હમેશ પ્યારી તુજ પ્રેમ યાચતો. ૧
પીયૂશ પીધે તન શાંતિના યતી,
શશી અહીં અગ્ની વધૂ વધારતો;
પ્રિયા ઉછાળે કદિ દ્રષ્ટી વારિધી,
ગુમાનિ તારાં કિરણો બુઝાવશે. ૨
આકર્ષણે દ્રષ્ટી તણા પ્રિયા તેં,
ચોરી લિધું છે ચિત ચોકમાંથી;
મૂકી ઉઘાડું હું સુતો કટાણે,
પ્રભાતમા પ્યારિ ન પાછું આવ્યું. ૩
અમરેશ તેતો અમથા કથાય છે,
રાજ્યાસને કો જરિ ખોટ શું છે!
તિલોત્તમા ઉર્વશિને રચી વદી,
પ્રિયા સદા નેત્ર કટાક્ષ તું વિષે. ૪
ગુમાવ્યું આયુષ્ય જગે ભવે ફરી,
ન પ્રેમ પોથી લગિરે શિખ્યો હું તો;
કૃપા કટાક્ષે ઉજ્વળ કરી મને,
શું પ્રેમનો પાઠ પઢાવિ દીધો ૫
હતું વધૂ સૂખ મળ્યો ન હું પ્રિયા,
વીયોગમા દુ:ખ જરા ન વ્યાપતું:
મળ્યા પછી આ મનને ઠગી પ્રિયા,
પ્યારું ગણીને પ્રિય પાસ રાખ્યું તે. ૬
અહો શું પીડે જડતા શરીરે!
આપે હિમે ઉજ્વળ મેલ ચિત્તે;
તું નેત્ર જેવું ધ્વળ ચિત્ત તારું,
હમેશ પીડે ગ્રહથી વિશેષ. ૭
ભલા થયા આ જગ જોગિરાજ,
કામ્યા ન, પામ્યા કદિ નેત્ર તારાં;
અર્ધી ભર્યા, આશકને નિહારે,
તપેશ્વરીએ જગમાં કર્યું શું! ૮
ભકે ભલે પ્યારિ તું ફંદમા પડ્યો,

સહુાં સુખે મુજ જીવ છે ચડયો:
કદી તણો દોર સુનેત્ર ખેંચિને,
હમેશ પ્યારી મુજને, ઝુલાવશો. ૯

સહુ રમે સ્વાર્થ તણા જુગારથી,
પડાવું કંઇ એ ચિત્તમાં વિચારશે:
નિઃસ્વાર્થ તારી ધ્વજદંડીમાં પડયો,
તજ્યું બધું એ અહીં શું ગુમાવશે ? ૧૦

શું મારી પાસે રહ્યું કે પ્રિયા હવે,
નસાડિ લીધું ચિતડું કટાક્ષથી;
અભેદ્ય ભેદ્યાં ચિતમાં કટાક્ષ તે,
રહેલ બાકી વિચરે સુમાર્ગે. ૧૧

ચોરી કરે ચોર નિશા સમે તો,
હમેશ રાખે ભય રાજ્ય દંડે;
બેભાન કીધો પ્રિયના કટાક્ષે,
ચોટા વિષે ચેતનને મતી લઇ. ૧૨

મરે કદી ભૂખ વિષે જગે તો,
ભીક્ષા લઇ કોણ સુખે મુકે આ;
પ્રાણ, સુકર્યું પ્રિય બોલ તારા,
ગમે શું બીજું જગમાં મને કહે. ૧૩

હમેશ જે એકનું એક કામ,
કંટાળિ જાતા કરતા પ્રિયા તે;
ધીક્કાર હું તે જનનો ધરીને,
સ્મરૂં હમેશા પ્રિય તારૂં નામતો. ૧૪

પ્રિયા હમેશાં મુજ ચિત્ત આરશી;
પડયું પ્રતીબીંબ ખરેખરૂં ત્યાં;
એકાંત ન્યાળું નિત્ય દૃષ્ટિ મીંચિને,
કરૂં શું બીજાં વ્યસનમાં પડે તો. ૧૫

બીજા જુએ જો કદિ તારિ સામું,
તે જોઇને આંખ બળે અદેખી;
વારૂં હું તોયે મન એક રાખતી, ...

જોતાં જિગરને અટકાવવાને. ૧૬
બીજાં રહે તલપી દિદાર માટે,
ત્યારે હમેશાં પ્રિય નેન હાળની;
કશનિને કામ મજૂર પાસે,
કૃપા કટાક્ષે બદલો ન વાળે. ૧૭
શું કોમલાંગી તુજ દષ્ટી કોમળ,
લઇ બધી કોમળતા ઘડી તને;
ઉદારતાથી ઘડયું વળી અંગ,
શું વાણિમાં તાણ કરી પ્રભુએ. ૧૮
શ્રીમંત ઘેરે કરવા ઉજાશ,
પડે પીડામાં સહુ દીપમાળે;
હજાર મારે મન દીપમાળ,
પ્રિયા તણા નેત્ર કટાક્ષમાં છે. ૧૯
નાનો હતો તે વખતેથિ ધૂળે,
ન્હામો હતો આ જગમાં રમીને;
ગંદાં થયાં ગાત્ર બધાં ગળીને,
મિલાવ તુજ નેત્ર નિરે ન્હવાડી. ૨૦
પિયુષ્ય આપી તુજ બોલ જેના,
કર્યું જરી સ્પર્ષ થયેલ, તેનું;
જીવીત સુખ રૂપ જગે થયું છે,
ફેરો ગણાશે ન વૃથા અહીઆં. ૨૧
રતનાદિ ટોચે ચડિ મેં વિકાસ્યું,
વિવીધ રૂપે જગનું સ્વરૂપ આ;
ફરી ન ત્યાંથી ઉતરી શકયો હું,
આવ્યો હતો તે પ્રિય વાટ ભૂલ્યો. ૨૨

કુંતાજિ મંદોદરિને સિતાનો,
અહલ્યા અને દ્રૌપદિ સાથ તારા;
પતીવ્રતા પૂર્વ થઇ બધી ખરી,
તેથી હું તુંને ચડતી ગિણું. ૨૩
કલંક હિન જિવન જે સતી તણું,

કર્મે મનેને વચને પતી બીજે;
ન સ્વપ્નમાં સંશય જે હદે ધર્યો,
મને તું પાસે પતિવ્રત તુચ્છ છે. ૨૪
મળ્યાં સુનેત્રો પ્રિતિમાં પડ્યાંતે,
આનંદ નિત્યે વધતો જણાતો;
થયો પરાધીન પછી પ્રિયા હું,
તાણુજ દૈને ચિત્ત લીધું તાણી. ૨૫
દષ્ટી તણું આ જગમાં દયાળ જે,
દેખી દુખીને દિલ દુઃખ ધારતાં;
દયાળિ દગનો દુખિ દીલમાં હું,
ખર્ચો પ્રિયા તો નહિ ખોટ આવે. ૨૬
કથા સુણે કોણ વૃથા ગણું હું,
જ્યાં નામ તારું ઉચરાયના તે;
અભાવતું કેમ ગળે ઉતારું,
શો લાભ તેમાં મુજને પ્રિયા કે' ૨૭
ન્યાળે પથે જે ઘડિના વિરામે,
દિદાર મોંઘા પળમા થતાના;
તલ્પી રહે ચાતક જેમ નેત્ર આ,
ના દ્રષ્ટિ દ્વારે જળ બુંદ પામે. ૨૮
પ્રિયા પડયો હું તુજ પ્રેમ વારિધી,
ચડયો હિચોળે રમવા ચડયો ત્યાં;
ગુમાન મેલી મુજ નામ રૂપનું,
સમાગમે તું સમ હું થયો પ્રિયા. ૨૯
બધાં કહે આ જગ પ્રીત જૂઠિ તે,
મને હું માનું જન સુર્ખ એ હશે;
ખરી પ્રીતિ તું સ્વરૂપે ખડી પ્રિયા,
પ્રુચ્છે શું જોવા પછિ સ્વર્ગ સુખ કે.' ૩૦
રાણી તું તો છો મમ સ્નેહ આર્દ્રા,
વર્ષાવ નેત્રે જળધાર પ્રેમની,
જળેલ વિરહે તન શાંતિ પામે,

એથી કરીદે ૫૫ પ્રીતની જો. ૩૧

કદી પધારો સમયાનુકુળ તો,
ગરીબનું પાવન ધામ તો થશે;
ઉતારું લઇ આરતિ હું શશીરવી,
જો આરની આરિ સ્વિકારશો તો. ૩૨

કહેછ ભંડાર કુબેરના મહીં,
રિદ્ધી અને સિદ્ધિ વધુ ભરેલ છે;
તથાપિ ભંડારની ભવ્યતા પડી,
વધી ન તારા પ્રિય શબ્દથી પ્રિયા. ૩૩

બધાં સુખો આ જગના લઇને,
તુલ્ના વિશે એક સમે મુકયાં મેં;
બિજી ગમે નેત્રનું સુખ મૂકયું,
નીચું નમ્યું આ જગનાં સુખોથી. ૩૪

રહું ઉદાસી લઉં તારું નામ,
મુંઝાઉં તો નેત્રપિ. નિર્ખતો હું;
પિડા પડે તો ચિત પ્યાર જાણી:
ઉદાસિ દાસી સમ વર્ત્તતી ત્યાં. ૩૫

મદાંધ થાતા મદિરા પિને ઘણા,
શુદ્ધી ગુમાવી કુળ:નાશ કિધું છે;
સ્વરૂપનો વારૂણિ મેં પિધો પ્રિયા,
રહેલ બાકીનું ગુમાવવાને. ૩૬

ગાંડો ગણે કે જગ મુર્ખ ધારે,
ગુમાનિ કે ચિત્ત ગણે સ્વચ્છંદી:
તોયે મને શું? તું વિચાર પ્યારી,
નેત્રે થતો નિર્મળ હું પ્રિયાના. ૩૭

માતા પિતા ભ્રાત થયા નમેરાં,
ધક્કા દઇને ઘર બ્હાર કાઢયો;
વિરૂદ્ધતા વિશ્વ જને કરી ત્યાં,
દીઠું નહી અંતર અંતરે પ્રિયા. ૩૮

વીચિત્ર જોનો જગની પ્રિતિ હું.

પાણી વિષે લેખ લખ્યા દિસે તે;
ભુંસાય, તારી પ્રિત લેખતો છે,
લખેય શીલાપર, ના ભુંસાશે. ૩૯
દેખુંછું હું યાચક આ જગે બધા,
છે કાઇને કાઇ હું પાસ યાચતા;
માગ્યું ન દેતાં બનતા કઠોર તે,
માગ્યું ન, તોએ મનની મૃદુ બની. ૪૦
અંબુ વિષે મચ્છ રવી સુકિર્ણે,
તૃ'તી ધરે અંબુજ અંતરે તો;
નિર્ખી જિવે સારસ જોડિ જોઇ,
મુખેંદુ દેખી જિવ તું ચકોર આ. ૪૧
મૃદુ મુખે શી મૃદુતા છવાઇ છે,
રમ્યાતું મુખ પંક પરાગ ઇચ્છું;
બન્યું ગરીબી સ્થિતિ ગાન પ્યારિનું,
હું છું શિલીમૂખ પ્રિયા સરે.જનો. ૪૨

## પ્રિયને આમંત્રણ.

### રાગ દેશી.

સોહી રામ સમરોરે મારા આતમના આધાર. એ ટ્રાહ.
વાલમ આવોરે આજ રમવા માઝમરાત;
લઇએ લા'વોરે પછી પરવરજ્યો પરભાત. ટેક
મન મેડીમાં પલંગ બીછાવું, તનનો તખતો ટાંગું,
વિવેક રાખું દ્વારપાળમાં, રજની સારી જાગું;
વાલમ વશમીરે, પછિ કહું વિયોગની વા'ત. વાલમ. ૧
શાતી નહીં ત્રણુ તાપે તપી છું, ભીતર નહી કાંઇ ભાન,
માન છુશ્ર મ્હેલ્યું મન મારે, દો અમીરસતું દાન;
શાંતી પામુંરે, હિયુ ભાગી કહી પાત. વાલમ. ૨
આનનમાં આદર્શ અતીશય છે, ઘણું ધરે ઘમસાણુ,
વૃતિ તણો વ્યવસાય વધારે, આવું શું ધણીને ધામ;
સાસરીયામારે, વમવું એ વશમી વાત. વાલમ. ૩

કુમતી નણદી કાળજ્યું કાપે. મારે મેણાં નીશદીન,
સાસરીયાંની શળી સાચી, પુરી હું નહોતી પ્રવીણ;
નહોતી જાણીરે, પરથમ આ વીતક વાત વાલમ. ૪
ઘરમાંથી બાહેર જાવાન દે કો, ક્યાં જેઉ શામ શરીર,
નીશદીન દુખ દે થઇ નમેરાં, વાકો નણદલ વીર;
સહુ સંતાપેરે, જ્યે હું ચિત્રરં વાલમ વાટ. વાલમ. ૫
દર્શનમાં આવાં દુખ આવે, ક્યાં મતિ થાયે સ્થીર;
વિયોગમાં વશમા દીન કાઢું, નયને વરસે નીર;
તનડું તલખેરે, મુખ જોવા અંતર આશ. વાલમ. ૪
શશી પુનમનો સોળ કળાનો, અમૃતવરસે નેણ,
તે ટાણે ચિત રમ્ય અગાશી, શાંતી ચાહે શેણ;
બેઠાં સજ્જોડેરે, ભાળું પ્રિય અંતર બ્રાંત વાલમ. ૫
અત્તર ઉમદા આંલય છાંટું, ભાવે કરૂં ભોજન;
આનંદ આજ અભયપદ મારે, ધન આજુનો દીન;
જિવતર લેખેરે, સલુણીનું સુણો આ વાત. વાલમ. ૮
આવો અધીપતિ એક વખતજ્યે, રમવા આ રંગમ્હેલ;
મન મેળાવો એનો કરૂં જે, છુટવું મુશ્કેલ છેલ;
શાંતી સલુણીનેરે, દેજો પછી દિનને રાત. વાલમ. ૯
ઘણા દીવસની ઘટ અમરાપણ, આજ થવાની વિનાશ,
દુઃખરૂપ આ સહુ નહિ દેખશે, આપ સ્વરૂપે સમાશ;
અમિરસમાં હુંરે, ડુબી રહું દિનને રાત. વાલમ. ૧૦
ભણકારા ભડકાવે ભીંતર, આ અંતર અવીનાશ;
દ્વાર ઉઘાડું ત્યાં ન મળે કાંઇ, નિશ્ચય થાઉં નિરાશ;
વિષયાનંદેરે, ઘડી ઘડી આનંદ આઘાત. વાલમ. ૧૧
અભેદરૂપે રહો અહોનિશ, હું થાઉં આપ સ્વરૂપ;
આનંદનો અદકો દિન મારે, રાંક સમા સહુ ભૂપ;
ચિત્તમાં ભાસેરે, લલ્લુ આ અવળી વાત. વાલમ. ૧૨

## પ્રિયને સંદેશો.

### ધોળ.

વ્હાલી ચાલ વિદેશો તું વાદળી, જા તું શામને ધામ આવાર;

સરીતા જ્યાં સાર, રમે રંગ છોડીને. ૧
તારા સ્વરૂપે પતીતી દે શામને, તેના સત શરીરે પ્રકાશ;
એનોને અવાસ, જજે બાઇ દોડીને. ૨
મેં'તો સાહેલી સુંઢાડી સરીતાને, નાથ સાથે થવા નવો નેહ;
ત્યાં તે ભૂલી દેહ, સંદેશો ન કહાવીયો. ૩
લાગી આટલી લગનાને વાર ત્યાં, હુતો આપે અકળાઇ અધીર;
સુધા શો સમીર, વ્હાલી એની લાવીયો. ૪
ભલે આવી લડું તારાં ભામણાં, માની જાઉં તું છો સગી બેન;
મને થાય ચેન, મનાવ્ય જો નાથને. ૫
રસીઓજી રીસાયા છે શે દુખે, શાને સંતાયા શામ શરીર;
મને લાગે તીર, જપું જોડી હાથને. ૬
શાણી સાહેલી ગઇ દરબારમાં, ભેળવીને કરી નિજ રૂપ;
પલટીયું સ્વરૂપ, અવર કેમ ઓળખે. ૭
મોકલું જે મનાવાને માનવી, સ્વામી સ્વરૂપે સહુ બની જાય;
કહે કયાંથી હાય ? સંદેશો મને પરે. ૮
થાકી એની હું સ્થિર મનડું નથી, અંગોઅંગ લાગી મને આગ;
જડે નહીં જાગ, બીજે ચીત ના ચડે. ૯
શાણી જા ત્યારે સ્વામીની આગજે, બુદ્ધી સ્થિર કરી બેસજે બાઇ;
વીરહની જે જ્વાળ વ્યથા તે વિચારજે. ૧૦
જઇને સંદેશો કહે જે તું શામને, "કયા અવગુણે આપ ઉદાસ"
સાહેલી ને વાસ," કહે તે સ્વીકારજે. ૧૧
શાણાછો સદગુરૂએ શરમ ધરે, નહે નરમથી નાશી ન જાઓ;
ચતુરોને ચાહો, અધિકાર આપનો. ૧૨
બાંધ્યું શીર છોડે ન સદ્દી પણ, મતિમાં ઉતરું જે મહાન;
કદાપી અજાણ, પીડા પાપ પોટલો. ૧૩
અતીમાન મોટપને અંગે વસે, નીચા જનના નાલાયક ગુણ;
નીચું ગણી નર, ગરવા નર ગળી જવા. ૧૪
થાયે વાભીટ સુખ સ્વરૂપમાં, પુણ્યનો નહીં એ પરતાપ;
સગુણરૂપ આપ, નિર્ગુણમાં ગળી જવા. ૧૫
શાણી લાવી હરણકરી શામને, કહાડી ક્ષાર નીધીથી નિ:શંક;

એટી શામા રંક, સોંપણુ થતી ચંતની. ૧૧
ઉઠ અધીપતી બેન આનંદઆ, દિવ્ય ચક્ષુએ દીઠા દેદાર;
નરમ દીલ પ્યાર, લલ્લુ ઘડી આનદની. ૧૭

## પ્રિયાનું અવલંબન.

### શિખરિણી વૃત.

રહ્યો આધારે હું અવર અવલબન કયમ કરૂં,
દિવાનો દેદારે અધિક સુખ આશા ચિત સ્મરૂં;
ગણી પોતાનો જે પરમસુખ આપ્યું જગવિષે,
વિસરૂં કે' શાથી પ્રબળ વૃતિ તારી ગમ વળે.
બિજું સુઝે શાને તરૂણી તુજ નેત્રો વિણુ દ્રગે,
સદા શાંતીવાળાં પિયુશ ઝરતું રે' જોઈ મુજને;
જિવાદોરી મારી જિવન લટકયું પ્રિય કરવડે,
જિવાડે કે મારે કુલ હક દિધો પ્રીય ચિતને.
હવે શંકા શાની પ્રિયતમ સમો પ્યારિ નિરખ્યો,
રહુ રંગે રાચી સબળ પ્રિત સાચી મુજ મને;
છુટે કો' શી રીતે પ્રબળ ગુચવાડે ચિત ચડયું,
શકે જે ના જોઇ અવર રૂપ વક્તીમય થયું.
મિઝા બોલે બોલો પ્રબળ પણુ ચીત્તે શિર ધરૂં,
ધરૂં પ્યારી ધ્યાને અવર પરવાહ સહુ તુજ રહું;
કરે શું કંગાલો મરછી સમ છોને બકબકે,
ઉચારે બુરૂં કે સરસ કહીં સ્તૂતી ભર કરે.
કદાપી દેખાડે ઉર મહિ રહ્યો અગ્નિ ભભુકો,
ધુંવાડાથી કાળું ઉપર કરિ દે છો જગતને;
પરંતુ કો વેળા ઉદધિ ઉછળે જો રમ્ય ઉરમાં,
બધું બુરી નાંખે વિકૂળકતિ દુષ્ટોનિ પળમાં.
મને આશા એવી સુખમય બિજું કોણુ તું થકી,
દુખો છે દેનારૂં કવણુ જગમાં સુઝતું ન નકી;
અરે આધી વ્યાધી તણુ કદિ ઉપાધી ચિત્ત ચડે,
તું જોતામાં શામા પરમ કદિ તોયે કશું કરે?
સદા હારે તારે શિતળ કણુ અમૃત છવ્યરે;

અરે કોને મારે અવર જનને જીર્ણ દિપે,
મુંઝાણો આવ્યાનું સુખમય પ્રિયે સ્થાન તું ખરૂં;
સદા મારૂં શાણી ગુરૂજન મિજા કાં ચિત-લહું,
બધાં છોડે બંધૂ તનય તનયા જો પ્યારિ કહિને;
તજે માતા પીતા તદપિ ચિત શોકાગ્રસ્ત ન રહે.
અદેખાઇ આંજી જગત જન નેત્રે વિકળતા,
વિલોકાશે ત્યારે ચિત રમિ રહે જો પ્રિય પ્રભા,
ચડયા દિસે સર્વે નિસરણિ અહીં સ્વાર્થ કરમાં,.
ચડે ઉંચે ઉંચે અવર પટકયાનું કાર્ય ઉરમાં.[૧]

હું છું તુ ઉચ્છંગે-ફિકર જરિ છે ના દુષ્ટ જનની,
સદા આનંદે રહું નિરખું ગતિ ટેના કાર્ય નિયની;
તજે સર્વે વા'લાં તદપિ દુર નાખે સ્વાર્થે જરિ ના,
અરિ જાતે તોયે ઉપ-ધિ રહે જેમ અરિ ના.
અરે જુદાં આ શાં અતર પટ રાખે જગત કાં,.
હશે શી ઇચ્છા તે ખબર જરિ ના વા'લ વશ કાં;
વદે વ્હાલો વ્હાલો મુખ ઉપર મીઠું ક્રૂર ઉરમા,
રહ્યું છે સંતાઇ પકડિ શિર છેદે જન બધા.

દયા ના દીઠી મેં હરદમ દયાળુ મુખ વદે,
મિઠું મોંયે બોલી વિષમય હમેશા ઉર ખરે;
રહે જો વિશ્વાસે પલક મહિ નાખે હણી બધાં,
બતાવીને પ્રીતી અરિ સમ કરે કાર્ય જગમા.
રમેલાં દીઠાં મેં કનકમય છે પીતળી બધું,
ન દેખાતું દ્રષ્ટે પરમ દુખ કષ્ટે છતું થતુ;
અને તોયે દે'તાં કનક નહિ છે ના ગાન્ય ઉરમા,
નરે'તું છા'નું તે પ્રગટ થઇ જાતું જાણું કરમાં
તથાપી તારામા જરિ ન કુડ આવી વસ્તું દિસે,
બધું સારૂં મારૂ મુખ ઉપર ને અતર ખરે,
અભેદાનંદે જો હૃદય શુભ તારૂં છલ્મતું,

---

૧ જાગુનાર.

અને ત્યાં ન્હાવાને હૃદય મુજ વ્હાલે વિલસતું;
અમી દીસે આંખે સકળ પર અદ્વૈત ચિત્તમાં,
ચારીને હેતનું સતત શુભ થાવા ખલકમાં;
અમીવાળી આંખે દરદમ જુવે સર્વે સમું હું,
બધા પામે શાંતી પરમ સુખ એવું ચિત્ત ઇચ્છતું.
અને તારા દ્વારે સતત ભિક રે'તી હેતુ જનની,
સુખો લેવા માટે વિલસિ રહિ જ્યાં વૃતિ સહુની;
સુધા છોડી શાને વિષ જગત લે આપ કરમાં,
સુધામાં છે શાંતી મરણ નજરે છે વિષ મહીં.
અને હું'નો તારો અનુપમ થયો દાસ સખી જો,
પછી શેની પીડા અવ્રમ જનની આ ચિત્ત ધરે;
સહૂ ખારા નીરી મહિં ચિત્ત ચહે મિષ્ટ જગને,
તજી દે ખારાને ઉદધિ તદપીના ચિત્ત લહે;
મિઠી મીઠું તુંમાં અનુપમ સુધાથી સુખ ખરે,
શું કામે છડિ એ પિતથિ નકિ પ્રાણી અમર રે';
રહે જાતે જીવી અમર સમ પ્રાણી અમર એ,
અને તે માટે તો તુજ પર ધરે પ્રીતિ અમરે.
મને તારો જાણી પરમ પ્રિત આણી શાંત ચિત્તમાં,
ધટે દેવું પ્યારી અમિરસ ભર્યું સ્થાન જગમાં;
ફકીરી તે સ્થાને ફિકર તજિ તારા સ્મરણમાં,
કરું પૂરી પ્રીતે જિવન લગિ એ આશ ઉરમાં.

## પ્રેમીના ઉદ્દગાર.

### શાર્દુલવિક્રિડિત છંદ.

છે ઘોડો શણગારિયો સદનથી શામે વિદેશે જવા,
આવી ઝ.લિ લગામ લાડિ ઉચરી રોકાવ શાંતી થવા;
ઉતાપી ન થવું ઘટે ચિતવિષે શાંતી ધરો સાહ્યબા,
મોંકો આ ચિતમાં વિયોગિ બરછી ખાગોથિ જીવાય ના.
વાધે સુખ વિશેષ નિત્યક્રમથી આસ્તેથિ ઉંચે ચડે,
વીયોગી દુખ દીલમાં નવ ગણે વાલીડિ વા'લા વધે;
ઘા પાડી ઘટમાં સદૈવ દુખ દે રીબાઇ રે'વું જગે,
તેથી સુખ અપાર ચીત ગણશું જો પ્રાણ સાથે પળે.

શામા શામ વિલોકવા લઘુ પ્રિતિ ધારી ધમી ધ્યાનમાં,
સાહેલી ધરમાં કદાપિ મળશે પૂછું જઇ પ્યારમાં;
છે ઝાઝા જન આગળે પુછતું શું વીચાર એવો થયો,
હૈયાનો ગુજ હાર કે પ્રિય સખી ભૂલી શું છે ત્યાં રહ્યો. ૩
કંઠે લાગી રહી લલીત લલના સાનંદથી શામની,
છે ભીડી ભુજ બાથ નાથ પુલકી રોમાંચ તન્ની બની;
કીધું ચુંબન સ્નેહિએ અધરનું એકાંત એવી મળી,
દાબી કંઠ ભુજે મુખે પ્રિય વદી શામા સમૂળી ગળી. ૪
દીસે છે વધતો કદાપિ પળમાં થાનો પરો તો પળે
રાજી થાય ધડીકમાં ધડિકમાં, શોકાગ્નિ છાની દિસે;
છે ના પારખ પ્યારની હૃદયને ત્યાં પારખું શું પડે,
એ છે સ્વાર્થ તણોજ સ્નેહ જગમાં ગાંડા કને ગાભરે. ૫
દીસે જ્યાં નિજ દ્રષ્ટિયે દુર થકી ઉત્સાહને ચાહ જ્યાં,
મીટે મીટ મળે ઠરી રૂપ તણી આનંદનો પાર ના;
સુખે સુખિ દુખે સદા હિમ દહે વાસો વસે અંતરે,
એતે પ્યાર, બિજું વૃથા જિવન છે જોડાં કજોડાં કરે. ૬
છો આ જીવ તણા પિયુ જિવન હું, મીથ્યા બીજું માનું છું,
હું છું પ્રાણ સમાન પ્રીય તમને આનંદમાં એથિ છું;
ઓરીમાં કદિ શામ હું નિરખવા આ વાર આતૂરતા,
ધારી ઉભિ ન ધ્યાન માન મનશું દ્રષ્ટી કરી ના જરા. ૭
પ્યારા સાથ પડેલ વાદ વદતાં સામા મળે શેરિયે,
મારું હાકલ હાથ નાથ નથિ આ નેનો કહે હેરિયે;
હૈયું અંધ બને કને મન નહીં વારું શું કોં વાલિડા,
છે આ અંગ શિથીલને ચપળ છે નેનો કરે નાચ શા. ૮
માંડી પ્રેમ તણી દુકાન વકરો વા'લે વધારે કર્યો,
છું માલેક દુકાનમાં સરસ લૈ છે માલ મેં સંઘર્યો;
વેચ્યું વાલમ હાથમાં હૃદય આ કાણુ નથી કે ડિનો,
આ આકાર અમુલ્યવા નહિ તદા છેકાર એ કંચનો. ૯
થાકી પત્ર લખી પ્રતીઉત્તરના છે પ્યાર પાઠો હડ્યો,
કે ભૂલ્યા ભટકો નહીજ કટકો કોવાર પ્યારા લપ્યો;

છે અતિ ઉજ્વળ અંગ રંગ મુખશો ગુલાબ જામી રહ્યો,
શી લાવી અધરે અધિક મધુરતા આનંદનો ઉભરો,
વા'લાને નજરે જરી નિરખતાં ખર્તા શું પ્રેમાશ્રુ આ,
ભેટે ભેદ જરી ન ભીતર દિસે મુગ્ધા મને માનશાં. ॥ ૧૮

છૈના લેશ સ્વરૂપને અવયવો આપે નથી ઓપતા,
લાગે ના લલનાં લલીત પણ છે ભૂષીત શ્રંગારમાં;
નેત્રોમાં નહિ માલ હાલ શુભના રામા ઉરે રંગના,
મારા નેત્ર થકી તું જો સુરપતો દેખીશ દેવાંગના. ૧૯

શું દીસે મુખની રૂડી મધુરતા આનંદમાં મન્મરે',
ગોરીશી ગુણવાન ને ચપળ છે ઉત્સાહ શો છે ઉરે;
આપે માન ગુમાનના મન વિષે આધીન શી અંગના,
આ એઠી પતરાળિ છે અવરની મિથ્યા ધરે મોહકાં. ૨૦

મા બાપો તણિ તેં ઉતારિ રમણી પ્રીતી પિયૂને દિધી,
પીવાને તઇયાર તું પિયુશના પ્યાલા હું પ્યારા થકી;
સુહૃદનો તજિયો શું સ્નેહ ચિતના શામા તણા સાથમાં,
તેવાં તાત તણાં તમામ તજિયાં આજે ભુંડી આમકાં. ૨૧

સાડી ધારિ શરીરમાં જડિ લિધા બુટ્ટા શું બિલોરમાં,
લાગે લીલિ કિનારિ નારિ બનિ શી નિલાંબરે ચંદ્રમા;
ત્રીયાગી તન આતુરી ચરિરમાં શી ચાતુરી ચિત્તમાં,
પ્યારાને મળવા મહાન મનની દોડી દીઠી રૂપમાં. ૨૨

ક્યાં મારો શણગાર સાર રૂપ ક્યાં ક્યાં ભૂલી માતા પિતા,
ક્યાં મેવાં સુહૃદો વિસારિ ચિતથી આ અંગનો રંગ ક્યાં;
હું મુગ્ધા મતિ હીણિને હણિ તમે પ્યારા કિધી આકળી.

વા'લીડા ન વિયોગ યોગ્ય ઘટમાં દાડી દહે દેહ આ,
સા આ ખાખ શરીર છે તમ વિના, બાકી રહ્યો જીવ આ. ૧૦
ફીકો અંગ તણો શું રંગ, સખિ આ હૈડું નહી શહિસે,
સૂકૂ શું મુખ પંક રંક સમ આ ગાત્રો શું ઢીલાં પડે;
રોતી સાસ ઉસાસ ઉર ભરતી શું દુઃખ દેહે સખી,
રીસાયા રસિયોજિ શોક ધર જઇ, તેને દુખે દુબળી. ૧૧
દીવાની દરદે બની દિલ વિષે, સત્તા ઘટી સ્થુળની,
પ્રેમેનો રોગ અયોગ્ય આવિ અડિયો, હું ભોગ તેની બની;
રોગે રોજ રિબાઉં રીસ હૃદયે, આ અંગમાં રક્તના,
પીળી કીકિ તરે ન નાથ નજરે, જોતી સુપો જોગમાં. ૧૨
પે'લી પ્રીત લગાડિ લાડિ ઉરમાં, આધીન ના અંગ આ,
પાડી છે પરહાથ નાથ મુજને, છેટી ધરી શામકાં;
વીયોગે દુખ છે વધૂ વપુ વિષે, કોની કને જઇ કથું.
ઝૂરીને મરવું રહ્યું જગતમાં, આ ભાગ્યમાં એ લખ્યું. ૧૩
જાણ્યું ના પ્રથમે પિયૂ પિડ થશે, મુગ્ધા મતી હીણિ હું;
આની પાશ વિષે પડી, પિડ હણી એવું ઉરે ધાર્યું'તું.
એડી તોડિ નખાય નાથ કદિયે, કેદી બને કોઇનો;
આજે પાશ ગળા વિષે પ્રિતમ તે, તોડયો નથી તૂટતો. ૧૪
વ્યાધી આ વપુમાં વધી વિરહની, વા'લા વિયોગે વધૂ;
રે'તી રોજ રિબાઇ કાંઇ ન ભજે, રોગે હું રામા રહું.
જાણે કોણ અજાણ પીડ દિલની, દર્દી વિના દુઃખનું;
ક્યાં જૈને કહું કથ આ વધુવ્યથા, કોઇ નથી માનતું. ૧૫
હસ્તી છે વશ અંકુશે મૃગસદા આધીન છે ગાનને,
દીસે મીન સદૈવ આધિન થતાં ગોળી ગળેને મરે;
દેખી દ્રષ્ટ પતંગ રંગ દિપનો, દોડી મરે ના ડરે,
પ્રીતી જાદુ કરી કરી વશ મને, આ જીવ આધીન છે. ૧૬
આશી છે તનની લગ ચપળશાં નેત્રો ચતૂરં તણાં,
શો આ કંપ જરી ન જંપ ચિતમાં સંકોચતાં અંગશા;
મૂખે શો સિતકાર પ્યાર વધનો ઝબૂકે જરી ઝાલતાં,
આ શું કામ તણી પ્રિયા રતિ રહી મુગ્ધા રૂપે માનમાં ૧૭

છે અ વિહ્વળ અગ રંગ મુખશો ગુલાબ જામી રહ્યો,
શી લાંબી અધરે અધિક મધુરતા આનંદનો ઉભરો,
વા'લાને નજરે જરી નિરખતા ખરા શું પ્રેમાશ્રુ આ,
બેઉ ભેદ જરી ન ભીતર દિસે મુગ્ધા મને માનશાં ॥ ૧૮
છેના લેશ સ્વરૂપને અવયવો અપે નથી ઓપતા,
લાગે ના લલના લજીત પણ છે ભૂષીત શ્રૃંગારમા;
નેત્રોમા નહિ માલ હાલ શુભના રામા ઉરે રંગના,
મારા નેત્ર થકી તું જો મુસ્ખતો દેખીશ દેવાંગના. ૧૯
શું દીસે મુખની રૂડી મધુરતા આનંદમા મગ્નરે',
ગોરીશી ગુણવાન ને ચપળ છે ઉત્સાહ શો છે ઉરે;
આપે માન ગુમાનના મન વિષે આધીન શી અંગના,
આ એઠી પતરાળિ છે અવરની મિથ્યા ધરે મોહકાં. ૨૦
આ આપો તજિ તેં ઉતારિ રમણી પ્રીતી પિયૂને દિધી,
પીવાને તઇયાર તું પિયુશના પ્યાલા હું પ્યારા થકી;
સુહૃદનો તજિયો શું સ્નેહ ચિતના શામા તણા સાથમાં,
તેડા તાત તણાં તમામ તજિયાં આજે ભુંડી આમકાં. ૨૧
સાડી ધારિ શરીરમાં જડિ લિધા બુટ્ટા શું બિલોરમાં,
લાગે લીલિ કિનારિ નારિ બનિ શી નિલાબરે ચંદ્રમા;
શ્રીનાગી તન આતુરી શરિરમાં શી ચાતૂરી ચિત્તમાં,
પ્યારાને મળવા મહાન મનની દોડી દીઠી રૂપમાં. ૨૨
ક્યાં મારો શણગાર સાર રૂપ ક્યા ક્યાં ભૂમી માતા પિતા,
ક્યાં મેવાં સુહૃદો વિસારિ ચિતથી આ અંગનો રંગ ક્યાં;
હું મુગ્ધા મતિ હીણિને હણિ તમે પ્યારા કિધી આકળી,
પાછી ના નિકળી શકી હું રૂપથી આવી મળીએ મળી. ૨૩
આવ્યા નાથ ન સામું જોયુ લગિરે દિધો ન મેં આદરે,
નેહેથી નમિના જરી પ્રિત ધરી નાપાન દીધું કરે;
આવ્યા એમ ગયા ન આસન દિધું, લીધું ન ધ્યાને જરી,
રીસાઇ વગિયાજ મ્લાન મુખથી, તારી સખી શીખથી. ૨૪
અ શા એક ન ચીત્તમા પ્રિય સણી પાછા ફરે કંથએ,
પસ્તાવું રહ્યું રોજ આ નસિબમાં શાને કર્યો તંતએ;

શાંતીના ચિતમાં પળ્યા પ્રિતમજી ઝુરી મરૂં રાતદી,
આવે એમ કરે ત્વરાથિ પ્રિયને એવી ન એકે સખી. ૨૫
મેડી બારિ વિલોકતી પથ અહિ આતૂરતા ધારીને,
જોતી'તી ચપળા સમી નજરથી વ્હાલા પથે વાલિએ;
મીંચે આંખ લગીરના ચિત મહીં ઝાંખી જુવે નાથને,
આવ્યા આવિ ગયા હશે જરૂર એ નહિતો હવે આવશે. ૨૬
આંખે લાલિ દિસે ઉદાસિ મુખડું દેખાતું ઉજાગરે,
સ્થીતી પાય તણી બરાબર નથી જ્યાં ત્યાં પડી આથડે;
અંગે આળસ છે ભરેલ દિસતું છેના ધડો શબ્દનો;
પ્રાતઃકાળ વિષે ઉભા મુજ ધરેને નામ મુખે સ્મરો. ૨૭

સોરઠા.

હું તુંમાં તલીન. તું હુંમાં દીસે નહીં,
મતિ શું થઇ મલીન, ગણી પ્રીતની રીત એ. ૧
દે દગને દેદાર, ચશ્મ હરે શશિ કીરણુ સમ;
અધિકાર સહુકાર, મુર્ત્તિમાં મન શમ રહ્યું. ૨
પ્યારા તારો પાશ, પળે પ્રાણુ પશુના પળે,
બળે છે બારે માશ, અંતર આ અંગાર સમ. ૩
પ્રથમ ન પ્રીછ્યું આમ, જામ પિધો ત્યારે જરી;
હું કૈફ મસ્તાન, તાન બીજું તનમાં કશું. ૪
બાળા બાળે વેશ, બાળા ભવ બાળ્યા કરે;
દૂરી તજે ન દ્વેશ, અંતર પટ અળગુ કરી. ૫
પણુ છે કરી પિછાન. તીરે તોર બધો હણ્યો;
કયાં ગયું બાણુ કમાનરી શર લાગ્યું જે સોંસરૂં. ૬
અંતર આવે યાદ, વા'લાની વાલપ વધુ;
કરૂં કયાં જઇ ફરિયાદ, રોવું રહ્યુ જઇ રાકડે. ૭
સંભારૂં શું સ્નેહ, દેહ તણી દરકાર નહિ;
થાણા દેવો છેહ, ધરે નહીં ધર ધર ધણી. ૮
આપે છે ઉદાર, તો કંજુસ ગુન્હા કશા;
ધ્યાને નહીં ધરાર, ધરવા ધુરંધર ધણી. ૯
શાને પીડો શામ, દિનતા દઇ દરશન વિના;
ધરે નહીં ગુણધામ, ગ્રેં બાંધીને માનવું. ૧૦

સોરઠો.

સ્નેહ વિના સહુ શુન્ય, સારે સંસારે દિસે;
સ્નેહી નહિ અનુકૂળ, શુન્ય વિને ચોપાટશી. ૧

દોહરા.

નજિક નજર પિઉ નહિ જરી, દૂર થતાં ઉર દાહ;
લગ્ની આ અગ્ની સમી, નજિક દૂર દૂર પાસ. ૨
પાણી પાવક માંય, નાંખેથી શીતળ બને;
આ અગ્ની ન ઓલાય, અંબુથી ઉલટી વધે. ૩

સોરઠા.

પખે જાશે પ્રાણ, પ્રજળે પવને કોલસા;
દસી જાત અજાણ, પ્રાણ હરણ પંખો ન કર. ૪
થૈશી બનું ગભરાટ, જન વદતાં કંઇ ઝોડ છે;
અંતર અધીક ઉચાટ, ચાક ઉપર ચિત છે ચડયું. ૫
જો સ્વામી સુખ થાય, તો તન આ ટુકડા કરૂં;
ધરૂં આગ, ઓલાય, લાહ્ય લાગિ તન વિરહની. ૬
હારૂં હૈયે હર્ષ, જો પ્યારા પદવી ઉચી;

---

૩ પતિ વિદેશ જવાથી મુર્ચ્છામાં પડેલી નાયકાને દાસી પાણી છાંટે છે. દાસી પ્રત્યે કહે છે કે પાવક એટલે અગ્નીમાં પાણી નાખવાથી બુઝાય છે પણ આતો વિરહની લાહ્ય છે. તેથી પાણી નાંખતાં વધતી વધે છે. માટે પાણી ન છાંટ.

૪ દાસી પંખો કરે છે તેને નાયકા કહે છે કે પંખો ન કર, કારણ કે પંખે પ્રાણ જાય છે. કોની પેઠે કે જેમ સળગેલા કોલસાના પવન નાં. ખવાથી પ્રજળીને ખાખ થઇ જાય છે તેમ વિરહાગ્નીથી સળગેલી હું તે પંખો નાંખતાંજ બળીને ખાખ થઇ જઇશ. પણ તે તને ખબર ન હોય કેમકે તું દાસી છો તે પ્રેમની પિછાંન તને કયાથી હોય? કોઇ કહેશે કે દાસી શું માણસ નથી કે પ્રેમ ન જાણે? તેના જવાબમાં એટલુંજ કે પ્રેમમાં વિભાગ હોઇ શકે નહિ પ્રેમ એકજ વસ્તુ અવલંબન કરી શકે છે. અને દાસી તો એક પતિના મરણથી બીજો પતિ કરી શકે છે તે પ્રેમ કેમ જાણી શકે?

છતે શકું જગ જઇ, પ્યાર ભેટશો પ્યારિનો. ૭

શીતળ વાય સમીર, પીડ ટળે તનની બધી;
વિરહી તનમાં તીર, વાગી વીંધાઇ જતું. ૮

રંગ ન છાંટ અનંગ, રગ રગે વ્યાપી રહો;
નંગ ન, આજ અનંગ, પ્યારા પાસે પ્રાણ છે. ૯

જાશે આખર જીવ, યાચે આગળ અંગના;
આતો છે નિર્જિવ, જિવન પાસ જઇ ઝડપ કર. ૧૦
અવગુણ અધિપતિ લાખ, વ્હાલાંના વિસરી જવા;
મન ન કરે જો માફ, અંતર અંતરમાં દિસે. ૧૧
વિરહ વ્યથાની વ્હાર, વ્હેલી કરજ્યો વાલિડા;

---

૮ વિદેશી પતિ પ્રત્યે કહેણ છે કે નાથ જો આપને સુખ થતું હોય તો આ દેહના ટુકડા કરૂ અને અગ્નીમાં આહુતી આપું કે જેથી મને વિરહની જે આગ લાગી તે બુઝાઇ જાય. અને આપને પણ મારા પ્રત્યેનો અભાવ છે તે શાંતી થાય.

૯ અહીં કામદેવ પ્રત્યે નાયકાનું કથન છે. વસંતરતુ છે તેમાં અનંગ એટલે કામદેવને કહે છે કે અનંગ તારો રંગ મને ન છાંટ. કારણકે મારા પ્રાણનાથની પ્રીતીનો રંગ મારી રગે રગ વ્યાપી રહેલો છે. આ અંગ છે તે નાથ વિનાનું અનંગ છે. નંગ નહીં. મતલબ કે નિર્જિવ છે. મારો પ્રાણ તો મારા પતિ પાસે છે. ધ્વની એ કે મારા પ્રાણનાથને જઇને સતાવ કે જલદી આ તરફ આવે.

૧૦ અંગના એટલે જેને અંગ નથી એવા કામદેવ પાસે યાચના કરે છે કે તારા બાણથી આ જીવ તો આખર જવાનો છે. ઉપર કહ્યું તેમ પ્યારાની પાસે પ્રાણ છે તેથી આ નિર્જિવ છે. માટે મારો જીવન મારા પ્રાણનો આધાર જે વિદેશમા છે ત્યાં જઇને તું તેને તારા બાણ માર. ઝડપ કર ઉતાવળ કર ને ત્યાં જા કે તે વેહેલા આવી શકે.

૧૧ વિદેશી પતિ પ્રત્યે કહેણ મોકલે છે કે હે નાથ વ્હાલાંના લાખો અવગુણ આપને ભુલી જવા ઘટે છે કારણ કે આપ અધિપતિ છો, તેમ છતાં જો મારા અવગુણને આપનું મન માફ નહિ કરે તો તમારા અંતરમાં જરૂર અંતર એટલે જુદાઇ સ્પષ્ટ છે.

દુખ સાલે દરબાર, વિણ દેદારે દહન તે. ૧૨
તનમાંથી તૈયાર, જવાને ઝડપી રહ્યો;
માગ્યું કરી મનવાર, અંતર આનન ઓરતો. ૧૩
દુશ્મનને દરબાર, તરવારે ટુકડા થવું;
વિરહે વારંવાર, જળવું એ જીવિત બુરૂં. ૧૪
જો અંતર અનુરાગ, વ્હાલાં પર વધનો દિસે;
અનંગ તારી આગ, અંબુ સમ આપે બને. ૧૫
કાંતો દિલમાં ડાગ, કાં અવરે ઉચું કર્યું;
કાં મતિ ગઇ મહા ભાગ, વ્હાલાંને વિખુટાં કર્યાં. ૧૬
કાંતો કર્મ કઠેર, કાં આચરણ દિઠું ઉધું;
કાં આ તનનો તોર, નરમ દિલે દાખલ થયો ૧૭

---

૧૩ વિદેશી પતિને કહેણ મોકલે છે કે આ મારા શરીરમાંથી જીવ છે તે જવાને તૈયાર થઇ રહ્યો છે. તૈયારી ઉપર તૈયારી કરે છે. પરતુ મેંજ તે જીવ પરો મનવાર કરીને માગી લીધું છે કે હમણા સબુર કર. કારણ એજ કે તમારૂં આનન એટલે મુખ જોવાનો ઓરતો હોંસ છે માટે.

૧૪ વિદેશી પ્રત્યેજ કથન છે. દુશ્મનના દરવાજામાં તલવારથી ટુકડા થઇ જવું એ સારૂં છે. કે એકજ વખતે ફેસલો થઇ જાય. પણ વિરહ વ્યથાથી વારંવાર રીબાવું ને મોત ન આવે એ જીવતર આ જગતમા મને તો બહુ બુરૂં લાગે છે.

૧૬ વિદેશી પતિ પ્રત્યે કથન છે. કાંતો આપના દિલમાં મારે વાસ્તે કાંઇ સંશય છે. અને તેથીજ તમો જુદાઇ પસંદ કરો છો. અને જો તેમ ન હોય તો કોઇ અવરે એટલે બીજી કોઇ સ્ત્રીએ મારા પ્રત્યે આપનું દિલ ઉચું કર્યું છે. અને જો તેમ ન હોય એટલે મારા માટે તમારા દિલમા ડાગ ન હોય, ને કોઇએ ઉચું પણ ન કર્યું હોય તો હે મહા ભાગ! તમારી અકલ મારી ગઇ છે કે પ્રાણથી પણ વિશેષ વ્હાલી ને વિના કારણે દુર કીધી છે.

૧૭ વિદેશી પ્રત્યે કથન છે. નાયકા કહે છે કે કાંતો મારાં કર્મ કઠોર લાગે છે. અને જો કર્મ કઠોર ન હોય તો મારૂં કોઇ આચરણ આપે ખરાબ દીઠું છે પરંતુ જો એમાંથી એકે વાત ન હોય તો તમે તો નરમ દીલના છો. અને હું નાનપણમા તોરી પ્રકૃતિની હતી. ( મતલબ કે નવોઢા હતી.) તેથી આલીંગનનં પ્રસગે મારા તનનો તોર તમારા નરમ દિલમાં દાખલ થઇ ગયો જણાય છે.

પુષ્પે પ્રિતિ પરાગ, રાગ મધુકર મન ધણો;
ચંપે કદિ ચૈરાગ, જાગે નહિ જ્યોતિ કરે. ૧૮
વચને વ્હાલા વ્હાલ, પણ ભીંતર ભણકાર નહિ;
શામાં ઉરમાં સાલ, ભારે પડ્યું ભરથાર હાં! ૧૯
ભાવે ધરજો ભાવ, સાવ તથાપી તે ચિત્તે;
આવિર્ભાવ અભાવ, ભાવતણું ભક્ષણ કરે. ૨૦
આતન લઇ તલવાર, વ્હાલા વ્હાલે વિદારિયે;
દરશન કરૂં દેદાર, ફોગટ ફેરો આળસે. ૨૧
મરજો માં મતિમાન, માનહીણુ માનુનિ મરો;
જગમાં જીવિતદાન, એમાં હાથ શું ઓડવો. ૨૨
ફૂડો કીધો ક્યાસ, નીંદકનાં નિચ સુખિ વચન;
અંતર હવે ઉજાશ, મળું ક્યાં જઇ મતિમાનને. ૨૩

૨૧ વિદેશી પતિ પ્રત્યે કહેછે કે આજે મારૂં શરીર છે, તે હાથ તલવાર લઇને કાપી નાંખો. વ્હાલથી બહુજ પ્રીતીથી ઘા કરો. કોઇ અણગમતી ચીજનો નાશ બહુજ આનંદથી કરાય છે તેમ. પણ આપ તલવારથી જ્યારે મને મારો તે વખત તમારાં દર્શન થશે. ( મતલબ કે સામેથી તલવાર મારનારનાં તલવારના ઘા ખમનારને દર્શન થાય છે) તેથી શું થશે કે તમારા દર્શન વિના મરી જાઉં તો ફરી ફરી તમારામાં પ્રીતી છે, માટે ચોરાશીલાખ યોનીમાં ફરવું પડે. તે જો તમો તલવારથી કાપી નાંખો તો તમારાં દર્શન પણ સાથે થાય કે ફોગટનો જન્મ મરણનો ફેરો છે તે આળસી જાય !

૨૨ વિદેશીને હે મતિમાન આપ દિર્ધાયુષી થાઓ પરંતુ મારા જેવી માન વિનાની ( તમારા જેવા પતિના માન વગરની ) સ્ત્રી ભલે મરો. તેનો કાંઇ શોચ નથી. કારણ કે આ જગતમાં માનહિણુ સ્થિતિમાં જીવવું જીવનની ઇચ્છા કરવી એ કાંઇ ઉત્તમ નથી તુચ્છ જેવા જીવિત માટે હાથ શું ઓડવો. મતલબ કે માન વિનાનું જે તુચ્છ જીવન એમાં શું લાંબો હાથ કરવો.

૨૩ વળી કહેછે કે હું નાની હતી તે વખતે કોઇ નીંદક માણસે તમારી મારી પાસે નીંદા કરી હતી અને તેથી મારી અણસમજથી મેં જરા માની લીધું પરંતુ હવે તો તે નીંદક મને નીચ લાગ્યો છે અને મારા અંતરમાં તમારા સદગુણનો ઉજાશ થયો છે. તો હે મતિમાન હું તમોને ક્યારે મળીશ ?

સ્વામી છેટે હોય, તોય નયન નિરખાય છે;
પ્રેમી નેત્રે જોય, છાતીમાં સ્વામી ઉભા. ૨૪
જાણું પ્રીતની રીત, પણ પાંખો નહિ પિંડમાં;
નહિતો મળત ખગીત, ઉડિ આવી ત્યાં આપને. ૨૫
તમમાં મન તલ્લીન, દીનપણાથી દુખ ખમે;
રે' કયમ જળ વિણ મીન, પણ આશા અંકુર ઉરે. ૨૬
સાચું મુજ સૌભાગ્ય, આપ પ્રાણપતિ અવનિમાં;
ધરી વીરહની આગ, દરશન નીરે ઓલવો. ૨૭
જેને જે શું પ્યાર, તે છુટું ન પડી શકે;
દેહ ફરે સો હાર, પણ મૂર્તી મનમાં રમે. ૨૮
જો જાણત જગ માંય, પ્રીતીમાં પીડે વિરહ;
સમજાવત સમુદાય, કો નવ કરશો પ્રીતડી. ૨૯

## રાજ્ય દર્શન.

### દોહરા.

પ્રજા પતી, પાળક પ્રજા, નરેશ, તો નર ઇશ;
ભૂપાળે, તો ભૂ. પતી, નહિતો નગુણો કહીશ. ૧
સમ તોલન, ડોલન ન, દ્રઢ, બોલ સત્ય કરનાર;
ન્યાય નરપતી થઇ કરે, સત્ય પથે પળનાર. ૨
શાયક સમ પાયક બને, પિડે પ્રજા દિન રાત;
'નાયક ના લાયક' જુવે, કે' કયાં વીતક વાત! ૩
રક્ષણ કાજ ગુલામ છે, ભક્ષણ થાય ન ભૂપ,
તોત રાજ્ય સુત દામ દુખ, એ અન્યાય અનૂપ. ૪
પેટ પ્રજાપતિનું પ્રજા, જો પ્રેમે પોષાય;
તો અવયવ અધિપતિ ખિલિ, દિવ્ય રૂપ દેખાય. ૫
અનીતિ અધિપતિ આપની, પ્રસરે પ્રજા પિડાય;
અધમ અનુકરણ ઉચ્ચનું, દેખત ન્યાય મનાય. ૬

---

૨૯ વિરહી સ્ત્રી વળી કહે છે કે જો હું પ્રથમથી જાણતી હોત કે પ્રીતીમાં વિરહની પીડા ભોગવવી પડે છે તો જરૂર આ જગતમાં જે માણસનો સમુદાય છે એને પ્રથમથીજ સમજાવત કે કોઇ પ્રીતી કરશો નહિ.

ન્યાય નીતિ તજતાં તું નૃપ, પતિત થઇશ પળમાંય;
ઉપર છે અનુરાગ પણ, ભીંતર ભસ્મ બળાય ૭
શિયાળ તાબે શીંહ નહીં, છતાં જુવે કો કાગ;
પ્રજા પાછિ હઠશે તરત, બસે ઉંચી કર વાગ. ૮
જો અધિપતિ છો એક દીન, તો ન દીન કચરાય;
ક્રૂરતાથી કચરાય તો, અધીપતી પદ ઓલાય; ૯
બાપ ન, બોળે બાળને, કુપ, જરિ કરે બગાડ;
બાપ આપ અવની પતી, લાત હણે પણુ લાડ. ૧૦
અંધ નૃપતિ છે આંખ વિણુ, અવર નેત્ર નિરખાય;
પૂછે શું દેખ્યું? પછી, પ્રજા રોજ પીડાય ૧૧
પ્રજા રૂપ છે ગાયનું, નૃપ પોષી દેનાર;
તો મેળવશે દૂધ ઘૃત, નહિતો પાટુ પ્રહાર. ૧૨
પરાક્રમી જો તુજ પ્રજા, તો નૃપ તું આબાદ;
બને બીકણુી બાયલી, રાજ્ય તુજ બરબાદ. ૧૩
વૈભવી તું પણુ વત્તિથી, નહિતો કોણુ હિસાબ;
ગિરિ રૂચે બાવળ સમો, કર દિલમાં દરિયાફ. ૧૪
દે અધિપતી ઉમંગથી, પ્રજા પીડમાં પ્રાણુ;
તો તુજ ખાતર સહુ મરે, અવની નથી અજાણુ. ૧૫
તું જોતાં જો તાહરા, તનુજો ને તલવાર;
હણે અવર, સુણ નવ ઉચર, તો ન તું નૃપતિ ગમાર. ૧૬
નાયક રાખે નાયકા, પાયક પાતર સાથ;
બને કપાતર જોઇ તુજ, પ્રજા હણે નિજ હાથ. ૧૭
અનીતિવાન તું અધિપતી, લાયક નથી લગાર;
બગડે આપે એક તું, તુજ દેખિને હજાર ૧૮
શીશ્ય પ્રત્ય નૃપતિ એહે, સોહે ફિરે નિજ ચોત;
ઉપરથી સહુ ઓળિયા, અંદર ચહે અહીત ૧૯
લાંચ લઇ લાતો હણે, ગણે ન તરી બીક;
ધણી નપુંસક તું ખરો, જોગ કરે ત્યમ ઠીક. ૨૦
જો સારો માલીક નહિ, અહિ નથિ કો પુછનાર;
રહિપતિ છોડે નડી, હાહો દરબાર. ૨૧

નજરાણો દઇ નૃપતિ તું, છુટવા ચિત્તમાં ચાય;
પાઇ પડાવી અહિં લિયે, ચોકી છોડી જાય. ૨૨

## સંસાર દર્શન.

### દોહરા.

અવર ઘાવ અટકાવવા, ધર ધીરજની ઢાલ;
પાછા વાળ નહિ પતિત, ન એ સુજ્ઞ અધિકાર. ૧
અંગારા સમ અંગ આ, આપે દાઝિ ઓલાય;
તાપનાર તન નવ તપે, મહિમા મહત મનાય. ૨
નિજ વાંક ન નજરે પડે, અવર ન ઓળખ થાય;
તોય ન તજવું તન તણું, મહત માન અન્યાય. ૩
નજર બહાર છે ઓછિયા, નજર પડે ધીક્કાર;
સમજ સકળ સંસાર આ, વિવેક રાખિ વિચાર. ૪
શમતા સમ નમતા અવર, નમતા શમતા સાથ;
દમતાના દુશ્મન જરી, નમતા ધરી નાથ. ૫
ગુમાન ધરતાં માન ગયું, માન માન નહિ મન;
ગોચ શુધર નાદાન થઇ, શુભ તજિ અશુભ જતંન. ૬
સ્વારથના રથપર ચડી, હાંકે થઇ હુશિયાર;
પરમારથ પિછાયના, નહિ ભારતમાં ભાર. ૭
નિંદક છે નહિ જગતમાં, તુંજ નિંદક જગધાર;
તું કહિ તુજ મુખ આગરની, અવરે તુજ નિરધાર. ૮
શાણાને શો ઓરતો, મૂરખ પશ્ચાતાપ;
શાણો સહુ જાણે પ્રથમ, મૂરખ મન નહિ માપ. ૯
બાપ થયો કે પાપ તું, દહો તજ દરબાર;
મહત થયો ત્યમ માન ગયું, બન્યા બિજા તઇયાર. ૧૦
રજ નથિ ગરજ જગત ચિતે, કાં ગરજુ ગુણુ હિણ;
ગરજ સગો ગત થઇ ગરજ, દીન બન્યો નિશ દિન. ૧૧
મન મસ્તાનો આખલો, આંકુશ કરિ ત્રિશૂળ;
ખાય માર પણ ખમત બહુ, વીચરે પથ દુખ મૂળ. ૧૨
ખાય ખાંસડા મુખપર, તોય જાય દરબાર;
દરબારે ધિક્કાર પણ, મન મોટપ ના પાર. ૧૩
ચમ જગત દેખાડમાં, અશુભ બાંધ્યું અંગ;

અવની છે તુજ આરશી, રસભર જોશે રંગ. ૧૪
ફરજ અદા કરિ તે વિષે, માન હોય મન માંય;
તો ખોટું તુજ કામ છે, બનિ જા બે પરવાહ. ૧૫
સિહવત છોતો ડરશું ચિત, જગનિંદક મનધાર;
આસ મૂખધર જગતનો, તજિ સઘળી ત રાર. ૧૬
ધર્મ ધર્મ કેગો કરે, ઉરન ધર્મ અધિકરે;
અધર્મી ધર્મીને કહે, ધગ ગહીં ધીઃકાર. ૧૭
તાબે તારે શબ્દ છે, મુખ કિલ્લામાં હોય;
તું તેને તાબે થયો, બ્હાર ગયા પછિ જોય. ૧૮
સ્વારથના રથ પર ચડયાં, જગ જન જો ચોપાસ;
પ્રીછે કાં પરમાર્થને, તનમાં જરી ન તપાસ. ૧૯
જરવ બો કર્મો કરે, જબુન, છતાં જશવાન;
આંખ જુવે વૈભવ વધુ, નર નારી નાદાન. ૨૦
કરતાં શુભ કરમો સદા, શુભ ન મળે સનમાન;
પાપ કરે લક્ષ્મી પતી, પામે માન મહાન. ૨૧
ઉત્પત્તિ જગ નિંદા થકી, પ્રાશન કરતાં પ્રાણ;
ટકે, અધર્મ અવનિ વિષે આખર સકળ અજાણ. ૨૨
માર માર તુજ શત્રુને, માર માર ઉપકાર;
માર બિજે માથું ન ધરે, ગજબ માર ઉપકાર. ૨૩
સો લાભો સૃષ્ટિ વિષે, કર્યા ન લેખા માંય;
એક બન્યો અપકાર તો, ઢંકારી સહુ ધાર. ૨૪

જશ નીંદક જગ જાણજે, જરા વધતો જન જોઇ;
આગળ જઇ અટકાવવા, તત્પર સરવે હોય. ૨૫
તું તાનથી જો હઠો, તો સહુ તુથી દૂર;
વીણુ કિનારાની નદી, વ્યર્થ જાય જયમ પૂર. ૨૬
નીદા કરિને અવરની, નિજ નીંદા ન કરાવ;
અવર ચેલિ ઉખેળવા, વચન કોશ ન ભરાવ. ૨૭
છે કોયલ કે કાગડો, પેખે નવ પરખાય;
વચને વરતારો પડે, શુભ અશુભ સદાય. ૨૮
આ સદગુણી દેખાડના, અચળ સદગુણ અંગ;

પડશે ઝાંખું પટ તુરત, પડખે દુરગુણું રંગ. ૨૯
માન વિના મન જોઇને, પળ ન રહે પળવાર;
ઉમંગથી એ આંગણે, રે'તો જગ ધીઃકાર. ૩૦

સોરઠો.

જો જગને અનુકૂળ, તો પાછો પરખાય તું;
સહુને સુખનું મૂળ, બને કેમ બહુ મ્હેનતે ? ૩૧
ઉંચી કરે અયાળ, સિંહ ગજશિર છેદન થવા;
શાંતી ન ખો શીયાળ, કરિ કુંભ સ્થળ ચીરવા. ૩૨
અંતરમાંન ઉજાશ, ભીંતર અંધારે ભર્યું;
દિઠો બહાર પ્રકાશ, ભર્યો ભિતર એ ભરમ થયો. ૩૩
લાવે ત્યારે લાખ, લાલ લાડિ લાલન કરે;
ઉંચી કરે ન આંખ, જો જર હિણતું જગતમાં. ૩૪
ગરથે નર ગુણવાન, ગરથ સમો ગરથે જનાં;
ગુણનું જ્યાં નહિ જ્ઞાન, ગરથ ગુણરૂપ ગણિ રહ્યાં. ૩૫
વિશ્વ વિષે વેપાર, જડમતિ જરવાળા કરે;
જગજર કરે જુહાર, કેમ કર્યું કુડું કહે. ૩૬
પાછો પૂર પિછાન, ગળાં કરે પછિ ગરથ લે;
મુખ પડ્યું જો મિષ્ટાંન, ભલો બહુ ભરડા ભણે. ૩૭
ઉચરે એક ખરાબ, ત્યાં બીજો હાજી કહે;
અનુભવ દેશું જવાબ, ગાડોગાડરિયો બને. ૩૮
જો મૂરખતો માલ, મતી માનતો મહત પિંડ;
પુણ્ય ઉપર ધરિ પ્યાર, બાંધિ પાપની પોટલી. ૩૯

દોહરા.

આરધુ ડાહ્યું આ જગત, શું મુજ લેખા માંય;
આખો ડાહ્યો એકલો, મળી દોઢ દેખાય. ૪૦
કૂએલો દેખે અન્તર, ગળકાં આપે ખાય;
તોય બીજો કૂએ કહી, મદદે મોટા જાય. ૪૧
ગયો એક વખતેથિ તું, ફરિ ન હાથ ચડનાર;
જાણે છે તેથી જગત, પીડ પુરણ કરનાર. ૪૨
નીંદકનો ઉપકાર ગણ, ઉર ન જરી અપકાર;

સાવચેત રાખે તુંને, તુજ સુધરે સંસાર. ૪૩
હેતૂ છે, પણ સ્વાર્થનાં, હોંશ ન ચીત લગાર;
જિવનાં જોએ ટળિ ગયો, તો પરખિશ પળવાર. ૪૪
જો ડાહ્યો આપે થયો, તો શિર છે જગભાર;
અજાણ કે'શે એટલું, તજજો ડા'પણ ભાર. ૪૫
બેલ જગતનો તું બન્યો, પડ્યું કાંધ ક્યાં જાય;
ધોંસરૂં તજતાં કાગડા, કાંધ ઠોલિને ખાય. ૪૬
નવરા વરા કર્યા કરે. નવરાવવા વિચાર;
નાગો થઇ નવરા કર્યા, તો નવરાનો માર. ૪૭
પિતા મ્હાનપદ કાં ન હું, એ મતની તકરાર;
પીતા મ્હાન નહિ તું લઘુ, ઘર સમજણ ચિત ધાર. ૪૮
ભય ભક્ષ પણ ન તજે કદી, વદી દુસહ દુખ વે'ણ;
તક ધરે જ્યમ પય વિષે, દધિ બનિ મુળ રૂપ રહેન. ૪૯

સોરઠો.

અવગુણ ખાણ અજાણ, જો ખોજે તું અવરની,
હાથે કરિને હાણ, કાણ બદલ કંકોત્રી. ૫૦
કાં ચિતમાં ગભરાય, જો આવ્યો રણનો પછી;
મરિ મેદાન કરાય, એ વિણ અન્ય ઉપાયશો ? ૫૧
હાંસલ કાજ હરામ, દાનત કીધી દોદળી;
કોણ પાડશે કામ ? કપટી કળ્યા પછી કુનર. ૫૨
જાવું જાણ જરૂર, કાં આક્રૂર હ્રદય કરે;
હાકમ પાસ હજૂર, નર વિના નાનપ દિસે. ૫૩

દોહરા.

થવા ગરિબપર ઘાતકી, જગજન ઉર ઉત્સાહ;
ક્રૂરજને પછિ કાળ સમ, વદે સબળને વાહ. ૫૪
શાણો તદપી સૃષ્ટિજન, ઉનમતાઇનાં યાર;
સાધુતાઇ છાજે નહિ, દુષ્ટ તણો દરબાર. ૫૫
નિજ દુરગુણ નજરે તદા, ટરે ન કદિ સ્વિકાર;
આપ ઢાંકવા અન્ય નગ્ના, કરશે અંગીકાર. ૫૬
શઠ સાથે શઠ થઇ વસે, પામે માન મહાન;

ઉલટું શુભ આચરણથી, દુર્ખ ઉપજે પરિણામ. ૫૭
સગવડ ઘર શોભા ન ઘર, શોભા ઘર સુખ જાય;
શોભા મોભામાં મરે, સગવડ ના સચવાય. ૫૮
હાજીમાં રાજી રહે, પાજી આ સંસાર;
નાજીનારાજી અહે, હાજી બેડો પાર. ૫૯

## ધર્મ દરશન.

### સોરઠો.

વૈરાગીનો વેશ, તોય રાગ તનમાં ઘણો;
દૂર કર્યો નહિ દ્વેશ, ગારો સંસારી તું થી. ૧

### દોહરા.

ટીલાં ટપકાં તન ધરી, ધર્યો ધરામાં ધંધ;
દિવ્ય ચક્ષુ મમદેહ આ, વંદિને દોરે અંધ. ૨
જે ધારણ કરતાં સુવભ, નિત સુખ લહે અત્યંત;
ધર્મ ધરાતળ ધારએ, બાકી પાપી પંથ. ૩
તનયા તનય દુખી થયાં, ધરી ન પીરા ધ્યાન;
માન કાજ દઇ દામ દુખિ, સધર્મ શાને માન. ? ૪
તન ધોયું મન કાળું છે, તો શું વડું ગુમાન;
ઉજ્વળ જગને દાખવે, ધારે ચિત નાદાન. ૫
સ્વાર્થ ચક્ષુ પડદો ધર્યો, કયમ સાચું દેખાય;
અંધ ઓળખાવે અવર, તું પડદાળો થાય. ૬
ત્રાસી ભવ અર્ણવ થકી, કાં દુષ્કર્મ અખાર;
વિના જ્ઞાન વૈરાગથી, તજ્યું કેમ ચિત ધાર ! ૭
ધિક્તો ધન તૃષ્ણા થકી, અસુખ ઉર અપાર;
માને સુખ મોટા પરે, જાણે લાજ જનાર. ૮

## મોક્ષ દરશન.

### દોહરા.

ન્યુનાધિક કોછે નહીં, સરખું સકળ પ્રમાણ;
દાગીના જૂદા થતાં, કનક ન મટે અજાણ. ૧
નાખ્યા ખરમ્યાં ના જરી, નો કયમ તારું હોય;

ગભે પડ્યુ જાણી જગત, ગરભ સમો ગણિ જોય. ૨
બીજક તું શિશુ તું ખરો, તું યુવાન વૃધ થાય;
તપાસ તન તારૂં ન તે, સમયે સકળ સુહાય. ૩
તું પળતાં પરદેશમાં, સથવારો સહુ હોય;
કો છુટું પડ્યું તું રડગો, મને વિચારી જોય. ૪
તું જ્યારે તારો મરે, તો સહુ તુજ મટિ જાય;
ધાંધલ શેની ધાર ચિત, સમયે સહુ સમજાય. ૫
તું જતાં કયમ જગતમાં, પડશે મહાન દુકાળ;
કાજિ હિસાબ કચેરિના, કાછ્ઝ ચિત સંભાળ. ૬
મહુએ સહુનું સાચવે, તું તારૂં ન સંભાળ;
બાળ ગણી ચોંચો દિધો, અહો હાય થઇ કાળ. ૭
પીડા કરતાં આળસ્યા, એ ઉર છે દુખ મૂળ;
હવે રક્ત પીશું કીયાં, સાચું એ ચિત શૂળ. ૮
દુનિયા દરવાજા વિષે, ઉંટ આગળે જાય;
કરિ હડશેલે ઉંટ મરે, દ્વાર અવર ખેલાય. ૯
જાયું તે જાશે સકળ, જાશે પછિ જણનાર;
જોશે રોશે કોણ એ, કર વપુમાંહિ વિચાર. ૧૦
ઉદય માત્ર આનંદ ચિત, અસ્ત થતાં આક્રંદ;
આખો ભવ ઉછાયા કરે, ફસ્યો જગતને ફંદ. ૧૧
તું સહુ કાં તારાં ગણે, તારૂં છે નહિ કોય;
અહિત નીરખી આપનું, પછવાડે સહુ રોય. ૧૨
દુખરૂપ આ દુનિઆં નથી, તું દુનિઆં દુખરૂપ;
બાંધી પોટકી દુ:ખની, પછિ ગણ ચિતમાં ભૂપ. ૧૩
આરંભે વ્હાલો અધિક, આખર આપ અસાર;
સાકર વ્હેંચી એક દિન, એકદીન ધર બા'ર. ૧૪
બાકી કોઈ રહ્યું નથી, અમીર અને ઉમરાવ;
સહુ મંભાયા આ જગે, જાનો રહ્યો જમાવ. ૧૫
જન્મ થયો આનંદ જ્યાં, હૂર કાળ દુખ રૂપ;
સાંધે ચોંટગો તાહરે, ભસે ભુગીનો ભૂપ. ૧૬
હોય ભિખારી ભૂપ કે, પક્ષપાત ન લગાર;

સાત સકળ મુખપર ધરે, નહીં કાળદરકાર. ૧૭
લઇ લાખ આવ્યો નથી, કો ન સંગ્રહે સાથ;
રમત રમે ચુકે અહીં, આપે બને અનાથ. ૧૮
જતન રતન રોળી કરે, દહન કરે નિજ દેહ;
ઝુંટી જાય જતન છતાં, ચિત હજી શાં સંદેહ! ૧૯

સુત સુખરૂપ કાંગણુ તું ચિત, જન્મ થકી દુખરૂપ;
અસાર તો અગ્નો અધિક, સાર મરણુ મહાદુઃખ. ૨૦
જો સંબધી હિતકર ન તું, તો પછિ જો દેખાવ;
તિરસ્કાર દ્રષ્ટી તું પર, નાંખે ધરી અભાવ. ૨૧
સત્તા શુભ કરવાદિ જો, તો સહુનો તું ધાર;
ગમે તેમ કર નીચ પણુ, આપે માન અપાર. ૨૨
હું તરૂં ન શુભ કરિ શકે, એ તુજને અનુમાન;
તોપણુ મોટપ ધારિ મન, માન્યું સુખ નાદાન. ૨૩
તું કોનો નહિ તારૂં કો, ચિતમાં સકળ વિચાર;
ચાર દિવસ મુસાફરી, તેમાં સહુ મળનાર. ૨૪
જશ લેવા જગ ધાય તો, અપયશ વ્હોરત થાય;
પુણ્ય પામવા પ્રીતતો, ગાંઠે પાપ ગુંથાય. ૨૫
કરે ગુણુ તો અવગુણુ બને, આપ રૂપ અવગુણુ;
ગુણુ આરોપણુ થાય તો, આપ બને અવગુણુ. ૨૬
બાંધેલો બકવા કરે, છુટું કેમ થવાય;
બંધાયો હાથે કરી, ગાંઠ છોડ સુખ થાય. ૨૭
તેં વ્હોરત હાથે કરી, કાં પછિ મન પસ્તાય;
વ્હોરત વેચાશે નહીં, અંતે આગળ થાય. ૨૮
ગતનો શોચ ગમાર શું, હતું શું તુજ તલભાર;
વિણુ મુડી મડાણુ આ, ખોટ તને ન લગાર. ૨૯
જ્ઞાનીને ચિત હોય ના, જગત ભાસ આભાસ;
ત્રાસ ન વાસ છતાં કરે, અલગ ઉભો રહિ કયાસ. ૩૦
તારાં બની તુજને હણે, ગણે ન દોષ લગાર;
તું લગિરે તીખો બને, ધરાર દે ધીક્કાર. ૩૧
આધિનતા ઉપર ધરે, સ્વાધિનતા ચિત માંય;

અવળિ વૃતિ અવળું કરે, તો ન તુંથી બોલાય. ૩૨
વિષય વારિધીમાં ચડયો, પડયો પ્રેમને પર;
પાંપય પીને અમર થા, કાં પડિને ચકચૂર. ૩૩
દૂર દેખતાં દોટ દે, દર દોટે રહે દૂર;
કાં થાકી મૂરખ મરે, મૃગ તૃષ્ણાને પૂર. ૩૪
જતો હોય જ્યમ ગામમાં, ત્યમ આપે ઉપદેશ;
ફરિ ફેવી સફર હજી, ઉરમાં એ આદેશ. ૩૫
લડે પડે રખડે ચડે, ઉખડે નડે અપાર;
કયાં છે તારી હાજરી, તો કાં કર જંજાળ. ૩૬
જશ ન મળ્યો જૂતી મળી, તો કાં શોચે ચિત્ત;
ભોક્તા નથી રે'નાર ત્યાં, ભોગ્ય રહે કયમ નિત્ય? ૩૭
માન ભોમપર જઇ ચડયો, જ્યાં અભિલાષ અંગાર;
જળે કહે ના મુખ થકી, ત્યમ નહિ ઉતરનાર. ૩૮

## ઇશ્વર દર્શન.

### દોહરા.

નીચતણે પાયે નમ્યો, વંદી વારંવાર;
અચ્યુત પદ નવ ઓળખ્યું, માર ભલે કે તાર. ૧
બાપ ગણીને અવરને, બોલાવ્યો બહુ વાર;
ભૂલ્યો તને ભટકી ભમ્યો, માર ભલે કે તાર. ૨
અણુ જગા ઉણી નહીં, એ ચિતમાં ન વિચાર;
માન્યો એક જગા પરે, માર ભલે કે તાર. ૩
દ્રષ્ટી વિણ દરપળ નહીં, ચાલે આ સંસાર;
પાપ કર્મથી નવ બિહ્યું, માર ભલે કે તાર. ૪
નજર ન ગઇ નાગર તણી, તાણિ ખેચતા તાર;
છાનાં ગણ્યો સાકાર મેં, માર ભલે કે તાર; ૫
હું જેવો હતભાગી મેં, ધાર્યો તને ધરાર;
વિશ્વંભર વિખુટો પડયો, માર ભલે કે તાર. ૬
કણ ફાડીને હસ્તિ મુખ, હોંશે દીધો હજાર;
બિહ્યું ન તે નૈવેદ ધર્યું, માર ભલે કે તાર. ૭

આજરામર અવિનાશી જે, ધરે ન અહીં અવતાર.
છતા માન્યું મૂરખ બન્યો, મારં ભલે કે તાર. ૮
વશ નહિ વિશ્વપતી જરા, માયાનો નહિ માર;
મુર્ત્તિ માનિ અબર ધર્યો, મારં ભલે કે તાર. ૯
રચનામાં રમતાં ફરે, બધી વિશ્વનાં બાળ;
હિંડોળે હલચ્યો ધરી, મારં ભલે કે તાર. ૧૦
કુદરતની રચના થકી, કર્યો ન ચિત કરાર;
ગુરૂ મુખ રમનામાં રસ્યો, મારં ભલે કે તાર. ૧૧
તુજથી ન કો વધનો ધરે, અવનીપતિ અધિકાર;
ધરાર ધાર્યો અવર મેં, મારં ભલે કે તાર. ૧૨
અણુસમજુ ગુરૂનાં કર્યાં, વચનો અંગીકાર;
ઓળખ રહિ નહિ આપની, મારં ભલે કે તાર. ૧૩
મસ્ત થયો માયા તણા, કેફે, અવર નકાર;
લાગ્યો નહિં લગાર ઉર, મારં ભલે કે તાર. ૧૪
અંધ બન્યો અણુત્ર પડ્યો, છુટ્યો સહુ સુવિચાર;
નયનહીન નાત્રિક મળ્યા, મારં ભલે કે તાર. ૧૫
છળ કરીને બહુ છેતર્યાં, ચિત્ત નવ કર્યો વિચાર;
સુખ માન્યું સમૃધિ વિષે, મારં ભલે કે તાર. ૧૬
ગુરૂરૂપ ગુરૂને નવ દિઠા, અવગુણના આગાર;
છતાં સાર સમજી રહ્યો, મારં ભલે કે તાર. ૧૭
અધમોદ્ધારણ ધારિને, ધારણ ધરી ધરાર;
આશા રખી એક ઉર, મારં ભલે કે તાર. ૧૮
તારણ તરણ તમામનો, તો હુંમાં શો ભાર;
અવલંબન અધિકાર રંગ, મારં ભલે કે તાર. ૧૯
ગરિબ નિવાજ નિવાજતો, દીન નાથ દાતાર;
જાણ્યા પછિ જીવ્યો જગે, મારં ભલે કે તાર. ૨૦
પાપ હડે પ્રભુ નયનથી, નહિ તપાસ અધિકાર;
ગમે તેમ તો શું હવે, મારં ભલે કે તાર. ૨૧
ગામે ગામે ગોતવા નિકળ્યો વારંવાર;
રચરાચર 'સર્જ્યો નહીં', મારં ભલે કે તાર. ૨૨

પાપ પેખતાં પાર નહિ, અધિક આપ ઉપકાર;
દ્વાર ચડયો ધિક્કાર નહિ, માર ભલે કે તાર. ૨૩
સરિતા જતાં સમુદ્રમાં, મટે નામ આકાર;
નાથ ની'રી નહૈંટ હું નહિ, માર ભલે કે તાર. ૨૪
દ્રષ્ટીમાં અમૃત દિસે, મૃત નહિ જો દેદાર;
ફિકર છેડિ શબવત્ ભમ્યો, માર ભલે કે તાર. ૨૫
શરણુ અવર નહિ અવનિમાં, આપ એક આધાર;
મધ ચુસ્યું મધમાંખિ થઇ, માર ભલે કે તાર. ૨૬
સેવા દાન દિધે નહીં, સેવ્ય શીર ઉપકાર;
ભજન કરે, ભવતારશો, માર ભલે કે તાર. ૨૭
સંપતિ પતિ સરદાર છે, જગત ન્યાય નિરધાર;
હક છે સંપતિ હીનનો, માર ભલે કે તાર. ૨૮
નારી નાગી હોય તો, ધણિને લાજ ધરાર;
કરાર એવો પરણુતાં, માર ભલે કે તાર. ૨૯
નાથ છતા વિધવા થવા, નવ ઇચ્છે કો નાર;
અનાથ નાથ ઇશાપતી, માર ભલે કે તાર. ૩૦

"પુણ્ય કરે પામે" છતાં, છે એ ક્રૂર કરાર;
ન કરે તો પાપી શું છે? માર ભલે કે તાર. ૩૧
કરી ખુશામત ખલકમાં, ભરિ ભાટાઈ મુખ ભાર;
સ્વતંત્ર તો અપરાધ શો? માર ભલે કે તાર. ૩૨
આશ્રિન ઇચ્છે વા નહી, ભલું કર્યાનો ભાર;
શિર છે સૃષ્ટિપતી સદા, માર ભલે કે તાર. ૩૩
કિડી તણા ગુન્હા કરા, હાથી પાસ હજાર;
લેખું લેવું લાયક નથી, માર ભલે કે તાર. ૩૪
તને ભાળવા ભાવથી, ભટક્યો ગુરૂને દ્વાર;
માયા કજ્જળ આંજિયું, માર ભલે કે તાર. ૩૫
ગાંડા તણા ગુન્હા ગણો, નાથ ન આવે પાર;
નાગર ન્યાયાધીશ છો, માર ભલે કે તાર. ૩૬
પડયા ઉપર પાટુ તણો, પ્રજ્ઞ ન મારે માર;
ભવ્ય શક્તિ ભરૂસો ભલો, માર ભલે કે તાર! ૩૭

સ્વર્ગ તણો મહિમા સરસ, છો માને સંસાર;
સાર ન સ્વર્ગે નજર સરસ, મારં ભલે કે તાર. ૩૮
ચડે ઉચો પડવા તણી, ઉરમા ફિકર અપાર;
વૃથા વ્યથા વેઠાઈ કા, માર ભલે કે તાર. ૩૯
ભજન ભુલ્યા જન કારણે, અંગ ન તુજ ઇતબાર;
ભવ્ય શક્તિ ભરૂસો ભવો માર ભલે કે તાર. ૪૦
પાણીમા પટ જો પડે, હણે મેલ દઇ માર;
ગંદવાડ ઉર નવ ગ્રહે, માર ભલે કે તાર. ૪૧
કુરૂણાનિધિ સંશય કશો, કરૂ કેમ કરતાર;
શિક્ષાનો મારગ શું છે? માર ભલે કે તાર. ૪૨
સારૂં નઠારૂં સંગ્રહે, દરિયો કા દરબાર;
દયાનીધી કયમ ચિત ડરૂ માર ભલે કે તાર. ૪૩
દહન કરે દુષ્કર્મ જો, દયાનીધી ધરબાર;
દયાનીધી શાની દયા, માર ભલે કે તાર. ૪૪
તખ્ત પાસ તખ્તેશના, શિર ધર્યું વારવાર;
કાપો કે કલમષ હણો, માર ભલે કે તાર. ૪૫
રજરૂપ તારા નામને, ગજરૂપ કર્યું ગમાર,
ધર્મગુરૂના ઢોંગથી, માર ભલે કે તાર. ૪૬
રીંછ બનાવી રાંકને, ધર્મ ગુરૂએ ધરાર;
મુખ લાકડિ હિંધિ નવ છુટે, માર ભલે કે તાર. ૪૭
તરાય કે ન મરાય જરિ, માર નયનનો માર;
દરબારે દરવાર રહું, માર ભલે કે તાર. ૪૮
પેગામે પેગામનો, કૂડો કર્યો કરાર;
અદેખાઇ ઉભી કરી, માર ભલે કે તાર. ૪૯
બાપ પુંજની પોટકી, દર્શાવા દરબાર,
લઇ આવ્યો દ્રષ્ટિ પડી, માર ભલે કે તાર. ૫૦
કલમષની કાળપ જવા, તિર્થે વારંવાર,
ડુબકી મારી દોડીને, માર ભલે કે તાર. ૫૧
અનિતિ અંતરમાં ભરી, ઉપર થના ઉદ્ધાર;
દેખાડી દાનાઇ મેં, માર ભલે કે તાર. ૫૨

મહા પ્રભુસમગેગ્નિ મનુષ્યને, જે અધના આગાર;
પવિત્ર માન્યા પતિત થઇ, માર ભલે કે તાર. ૫૩
જાગુન કર્મ જગમાં દીઠાં, ગુરૂનાં જેમ ગમાર;
તોય પવીત્ર પ્રમાણુવે, માર ભલે કે તાર. ૫૪
ગુરૂ સ્વારથની ધટિયે, ડોથી સમ દરવાર;
દળણું દળ્યાં મફત ગયાં, માલ ભલે કે તાર ૫૫
મોટપ માની મોજમાં, નાનપ હતી નિરધાર;
પર્ણ ચશમે સુઝયું ન તે, માર ભલે કે તાર. ૫૬
મહાન નજર નકરી જરી, ટુંકી કરી તકરાર
મુજ શુભ અવર અશુભ છે, માર ભલે કે તાર. ૫૭
સુઝયો નહિ સ્હેલો ચિલો, જે જાતો ભવપાર;
ગુરૂ અભિમાને ધુંચવ્યો, માર ભલે કે તાર. ૫૮
મતિ માને નહિ મહિ વિષે, એ પણ અધિકાર;
કર્યું કે'ણુ કપટિ તણું, માર ભલે કે તાર. ૫૯
આલમની માલમ તને, જાલમ જનકે જાર;
માલમ નહિ માલમ મને, માર ભલે કે તાર. ૬૦
અવર અનિષ્ટ અનંત સુખ, નિજ દુખ પણ સુખ ધાર
ધારી ઠોઠ ઠસાવીયું, માર ભલે કે તાર. ૬૧
ધની સંચરે સ્વર્ગમાં, રહું જો નર્કાગાર.
ગુન્હો તમારો ગુણુનિધિ, માર ભલે કે તાર. ૬૨
રસનાથી રટતો રહે, પાપી વાર હજાર;
રસનાહિન થાયી રટું, માર ભલે કે તાર. ૬૩
પાજી રાજી મેળવ્યે, ભલાઇના ભંડાર;
ઉપાડું કયાં અધિપતી, માર ભલે કે તાર. ૬૪
તર પાપે તીરથે ગયો, ડબકી દઇ દરવાર;
પેખી ફુલ્યો પંડ આ, માર ભલે કે તાર. ૬૫
તને ભુલાવા ભાવથી, સદગુણ મુખ ઉચ્ચાર;
ભીંતર ભડ પાપે ભર્યું, માર ભલે કે તાર. ૬૬

## દેશી.

પામરજનથી ન પ્રામી શકાય, સત્તા એ સરવેશની. ટેક.

ભવ વારિધી તોફાનમાંરે, નૌકા પડ્યું તણાય;
નાવિક નારાયણ બનીરે, સહુને શુભ પથમાં લઇ જાય. સત્તા.
વિષય વ્યાલ ડસતાં ચડ્યુંરે, વિષ કરતા આક્રંદ;
જ્ઞાન મહોરો લઇ આવશેરે, મારા ગારૂડી સ્વરૂપે ગોવીંદ. સત્તા.
માયા જાળ જગે પડીરે, વિધ વિધ ધરિયા ફંદ;
ફંદ મટે ફાંસી કટેરે, બલીહારી છે બાળમુકુંદ. સત્તા.
સુધન્વાને ઉગારીયોરે, તેલ ચકી તતકાળ;
ઠંડકરૂપ થઇને ઠર્યારે, મારા ગોવીંદ ગુણના આગાર. સત્તા.
ટીટોડીએ બાળક ધર્યારે, સ્થાન ગણી સુખ કંદ;
લશ્કર જાતાં જાળવ્યારે, ગજ ઘંટા સ્વરૂપે ગોવીંદ. સત્તા.
ગજ ઘેરાણો ગ્રાહથીરે, ફરયો કાળને ફંદ;
અરજ સુણીને આવિયારે, મારા ગરૂડે ચડીને ગોવીંદ. સત્તા.
પ્રલ્હાદને પિડે પિતારે, શીરપર દુખનાં વૃંદ;
થંભ ફાડી થાપે હણ્યોરે, મારા ગુણિયલ ગરવા ગોવીંદ. સત્તા.
પાંચાળીને પીડા પડીરે, ઉઘડ્યાં અરિથી અંગ;
લજ્યા રાખવા દાસનીરે, ચીર રૂપ થઇ આવ્યા ગોવીંદ. સત્તા.
હરણી પડીછે પાશમાંરે, ચીંચાણા પર બાજ;
મૃગ માર્યો મોર વ્યાધને, વ્યાલ રૂપે ડસ્યા મહારાજ. સત્તા.
રાડ કરે રૂશિયા વધુરે, નહિ જાપાનને જંપ;
લપાટ મારી રીંછનેરે, ગ્રહરૂપ થઇ ગરવા ગોવીંદ. સત્તા.
અવગુણ ભક્ત તણા પ્રભુરે, ચિત નવ લાવ્યા કાંઇ;
આપે એ ઓધારિયારે, પીપો રોહીદાસ સજન કસાઇ. સત્તા.

## ગ્રીષ્માંતે વરસાદ.

### શિખરિણી વૃત.

વિખાણી છે વેણી તન કૃષ થયું છે વિરહથી,
ભુરા રજો ભાસે સકળતન ફિકું દુ:ખ થકી;
ક્ષતો મોટાં ભાસે વિસરી તનનું સુખ બધું પ્રિયા,
હરેએ યાચે શું પરમ પુનિતા પ્રિય પતિદયા.
સુકાંશાં આગાત્રો વિકળગતિ ભારી પ્રિયતને,

નપૂછી પ્યારાએ વધતિ દુખ સરીતા ઉર વિષે;
પિડા પામે પાખી પ્રિય વિણુ જુવે ઉંચ વૃતિયે;
હવે આવ્યાની છે અવધ કરિ યાદી દીન લહે. ૨
ઉડે અંગે આગ્યે વિકળ ગતિ જે વેણિનિ થઈ;
રહી જેવી તેવી સુધરિ નહિ વિરહે પ્રિય તણે,
સુધારે સ્વામી તો બિકળલટ વેણીબધ બને;
નથી ત્યાં નીરાશા વિમુખ પ્રિયથી કયમ સમિધરે. ૩
જ્યે પ્યારા પ્યારા તૃષિત નયનો મટકું ન કરે,
રહે ચારે પાસે પરમ પ્રિયપતી દર્શન ચહે;
ન દેખે બીજું કંઇ, વિરહિણુ દયા પાત્ર બનીશું,
બિજું શું દ્રષ્ટે લે દરદ દિલનું કો નવ લહે. ૪
સુકાં ખુલ્લાં અંગો વિપુલ વસનો સહુ જીર્ણ બનતાં;
મહીંથી દેખાતાં કંપ, નિરખિ નેત્રો દુખિ થયાં,
સુભાગી સ્વામી છે વિરહિણી પ્રિયા પાત્ર ભળતો;
વિયોગે દેખાતી કંપતનું ખિલે દ્રષ્ટિ પ્રિયતો. ૫
પુછે સાહેલી કો કયમ કંપતનું બાઇ દિસતું,
મુખે આ શી ગ્લાની છવાઇ રહિ શેના વિલસતું;
ઉભી શાને માટે હૃદય જડતા આ તુજ દિસે,
પિયૂજી આવ્યાની અવધ વધતી કાંમન વસે. ૬
નથી ચૂકયા ટાંણું સુજતન સુકાણું વિરહથી,
ઉભી પ્યારા માટે નજર કરવા અહીં ત્વરિત થઇ;
કદી દેખું દ્રષ્ટે દુખ ચકી મિંચું નેત્ર કયમ હું;
વિચ્ચેથી વ્હાલાની નજર ન પડે એ ચિત ડરૂં. ૭
દિનો વિત્યા જ્યારે અવધિ અંતકદિન નિરખિને,
પિડા પામે પ્યારી અગન જળતી મહિ ધૃત ધરે;
થતાં રાતાં અભ્રો, ગગન પટ આચ્છાદિત થયું,
ખિલી સંજા શાણી સખિશું ચિત વીહવળ બનિ રહ્યું. ૮
બજે બોલી બાળા સહચરિ પ્રમાણી પ્રિયતણી,
પધાવાની પ્રીતી પ્રિયપતિ કને આતુર બની;
સખી જો સ્વામીની નણુદિ મુજ મારી નજર કર,

થઇ છે આ કેવી કૃપ સકળ કાયા પ્રિય વગર. ૯
જઈને કે'તીના વિકળગતિ મારી પ્રિય કને;
રખે એ રીબાશે પ્રિયતણિ વ્યથા કહ્યું સુણિને,
કહું ત્યારે શાણી પરમ પ્રિય બેની વચન બે;
જઈને કે' જે ત્યાં સુહૃદ ચિતથીને શાંત વૃતિએ. ૧૦
કદી જો કે' કામ્યે જવું જરૂર શાણી અવરને;
તથાપી મારી આ લગિર નવ ઉતાવળ કરે,
પ્રસારીને શાંતી અમલ સુખ રાખી સુહૃદથી;
મિઠાં વેણુ મારી ! અરજિ ધરજે પદપ્રિત થકી. ૧૧
જઇને જોશેતો નયનમિચિ પ્રીતમ નિજ હ્રદે;
હશે બેસાડીને નિરખિ પ્રિયવદતા પ્રિયતમે,
બને છે શું પાસે નજર જરિ તે પર નવ કરે;
હશે એ એકાંતે વગર ચિત ભ્રાતે વિચરજે. ૧૨
તથાપી બોલીને પ્રિયતમ તણી દ્રષ્ટિ ફરવા,
બિરાડે ના બાળા ઉરપ્રિત ઉછાળા પ્રિતમના;
તને તેવે ટાણે લગિર પ્રિય પાસે શમીજવુ,
ઘટે સારૂં છે એ ઘટિત નહિ ધ્યાને ચુકવવું. ૧૩
પ્રતીશ્વાસે કે'તા વિમળ વૃત્તિ અંતર પ્રિય તમે;
"હવે ક્યારે ભેળાં થઈ શું રમશું ક્યાં રંગ ઝગડે"
ન બોલાવે બાગી લગિર સિતકારી સુખ કરે;
જશે ત્યારે જાગી નિરખિ સખી સામાં નયન બે. ૧૪
પુછી જોશે પ્રેમે પ્રબળવૃત્તિ વાળી પ્રિય સખી;
શું લાવી કઇં પ્યારી ખબર પ્રિયતમ કે' ઉલટથી;
તું તેટાણે કે' જે પ્રિય સખિ સુખી વાંચ્છી તમને,
રહેછે રાજી એ પ્રબળ ગતિ વિધિની ચિત ગણે. ૧૫ ૧૫
પુછ્યા છે શાણીએ કુશળ, વિરહેથી દહન થઇ;
તથાપી ઇચ્છે છે અમલમુખ દર્શન્ ચિત થકી,
વિદેશીને વાંકો વિકટપથ પ્રીતી ચિત દિસે;
પિડા ના પામે એ મુજમમ દઇ પ્યારી વદજે. ૧૬
જરા જો રીબાશે તુજ વચન કહેવાની કૃતિથી,

હુંથી ના: જીવાશે વિકળ ગતિ જોઇ પ્રિય તણી;
હતો દાણું મારૂં વિરહ દુખ આશા વગળમાં,
શું કામે પ્યારાને અમણું દુખ આપું વરણિઆ. ૧૭
થયું ત્યારે જાખા મરજિ સમ તારી પ્રિયકને,
કહેજે મારૂં કંઇ પ્રિતમ ચિત ગ્લાની દુર કરે;
હુતો જાતે દાહી તદપિ ગરજુ શું ચિતસહે,
નહી ભૂલે બાઇ વચન મુજ કેવાં પ્રિતમને. ૧૮
ગઇ ગોરી ઉભી ત્રિનય થકી વ્યોમે વિલસતી,
ઉઠે ઉર્મી ઉરે વિધ વિધ પિડાતી પ્રિયવિણી;
ઉપાએ અંધારી કજળ સમ સાડી ઉરધરી,
ખુટા દેખાતાકો ચમક ચમકે જે ઉપરથી. ૧૯
વડીવ્યોમે વીંટી સકળતનું પુલકે પ્રબળ થઇ,
ઝિણા સૂરે શાણી નિબિડ તિમિરેથી ઘટ બની;
પણુ ત્યાં દેખાયો, શશિ ઉદય પશ્ચિમ દિશિમાં,
દ્વિતીયા કેરોએ સરક સરિજાતો અબ્ધ ઉરમાં. ૨૦
દિઠો દ્રષ્ટે શાણી તુરત શશિ જાતો શશિ ઉરે,
મને બંધાણી ત્યાં પ્રબળ વૃતિ જાવા પ્રિયકને;
અને આકાશે ત્યાં ઉદધિ અહિં હોડી સમ દિસે,
જતાં તેમાં હુંને ખચિત લઇ જાશે પ્રિયકને. ૨૧
વહું જો વારીધી શરણુ અહિ હોડી શશિકળા,
હું હું ધામે ધામે પ્રિતમ મળશે ત્યાં પલકમાં;
નથી બીજી ક્યાંઇ અવર મુજથી એ હૃદયમાં,
ઉરે એ આશા છે પ્રિતમ ફળ પામું પલકમાં. ૨૨
મળે જો વ્હાલો તો પ્રથમ ઠપકો દે દુઃખ રડું;
ન લાવ્યા ચિત્તે કંઇ વિપતિ મુજની એ બધું કહું,
સુકાણું શ્રોણીતે કરચલિ પડી અંગ ઉપરે;
દુખે દાઝી દેહે, વિકળગતિ નિત્યે વપુ લહે. ૨૩
દમે વેરી દાંડી કપતનું છતાં કષ્ટ કરવા,
વધારે વીતડે પરમપ્રિય તારા વિરહમાં;
ઉઠે ઉર્મી ઉરે લહરિ વહિ ઝીણી ઝરણુથી,

ઉછાળા મારે એ ઉરમહિં રહિ મસ્ત બનિ થી. ૨૪
બધે વ્યાપ્યો દીસે જળહળ થતો અગ્નિ ભભુકો,
અને તેમાં સર્વે જગતજન તાપે બળિ જતાં;
ત્રિ તાપે દાઝેલાં ઉપરથિ રવી તાપ નિરખી,
બળી જાતાં દીઠાં મગજ ફરી જાતો જગતથી. ૨૫
દિસે છે રેતીના સકળ કણુ અગ્ની સમ બન્યા;
અને દાઝે સર્વે કણુમહિ પડી દુઃખ ખમતાં,
વડાં વૃક્ષો માંહીં તરત છુપિ જાતાં પખિગણુને;
પડે ડાળેથી તો જમિનપર લાગે અગ્નિ ભડકો. ૨૬
બિચારાં નાનાંશાં મૃગમૃગિ ફરે શાંત બનવા;
ઢુંઢે પાણી પ્રીતે અથડિ મરતાંતાં મૃગજળે,
મૃષા દીઠું સાચું હૃદય મહિ શાંતી સુખ થવા;
સદા દોડે સામે મૃગજળ મૃષા ના નિરખતાં. ૨૭
અને રેડાતો જ્યાં ગરમ રસ ચારે દિશ મહીં;
બળી જાતાં દીઠાં સકળ જિવ જંતુ રખડિ ત્યાં,
દિઠી જ્વાળા રેલી જળહળ થતી ચાર દિશમાં;
અને તેમાં આવ્યા મકળજન કાળાં થઇ જતાં. ૨૮
દયા શી એને કો' હૃદય કુર જેણે ગ્રહિ લીધું,
દઝાડી માર્યાનું જરૂર પણુ પ્રીતે કરિ ઉરે;
વડાં વૃક્ષો માંહી કપિગણુ દીઠાં છે પ્રજળતાં,
અને શીશૂઓને પ્રબળ દવમાંથી તજિ જતાં. ૨૯
પડયાં દીઠાં પંખી વિટપ પરથી તાપ અડતાં,
ન પાછાં દેખાયાં ટળવળિ થયાં મૃત્યુ વશ ત્યાં;
દિઠા જ્યાં અગ્નીના નિધિમય વડાલોઢ વળતા,
અને તે માંહીંતો સકળ જિવ જંતૂ બળી જતાં. ૩૦
તજ્યાંતીરૂપાયે નિજ શિશુ પ્રિતી હીન બનિને,
અને છોડી દીધાં તરૂવર રૂડાં અગ્નિ સમજે;
વહે ઉનો ઉનો અનિલ અડકે અંગ ઉપરે,
જગાવી દેતોએ જન શરિરને વ્યાલસમ એ. ૩૧
અને વૃક્ષો સુકયાં પ્રબળ દવથી તો જળિ જવો;

ગ્રીના ખાખે ત્યાં ઉડિ ગઇ બધી આગની પવને,
દઝાડે દાડી જ્યાં નિશિચર સમો ગ્રીષ્મ અરિતો;
રહે ત્યાં શી રીતે સજિવન જરા અમૃત પિવે. ૩૨
કપી વૃંદો દોડે શિશુનિજ ગ્રહી છાતી પગતે;
રણે ચારે દિશે જળિ જળિ જતા પાય સહુના;
બળે, તેને ટાણે પકડિ ડરથી એ નિજ શિશુ,
નિચે નાખી બેસે જિવન વધતું છે સહુ થકી. ૩૩
દયા જ્યાં વેચાણી જનક જનનીના ઉર તણી,
પ્રભાએ પેખાણી ક્રૂર ચિત તણા ગ્રીષ્મ તણી એ,
ન કોનું કો થાતુ નિજ સુખ થવા સર્વ મથતા,
બચાવે પોતાને અવર જનના દાઝ ધરતા. ૩૪
સહુ દોડે દોટે પ્રબળ દવથી તો શાત બનવા,
ક્યાં એવા દીસે જગત જનના હાલ અહિઆ;
વહે વારીધી શો ગરમ અનિલે ક્રૂર બનિને,
સદા નાખે શેકી જરિ નહિ વિવેકી ચિત લિરે. ૩૫
વિતાડે વિશ્વે આ ઉર ધરિ અભીમાન અદકુ,
ન હુથી કો બીજો નજર દિસતો ક્રૂર જગમા,
દયા હોયે શાની ડરગરિ કસાઇ નજિકમા,
પશુઓ પીડે જ્યાં, અધિક પિડના આશ ઉરમા. ૩૬
ગણે પાપી મોટો અગણિત કરી પાપ ચિતમા,
દયા શાને રાખે કમતિપણુ ધારે સ્વબળમા;
રહે પાપી રાજી સકળ જન પીડા વધુ મહે,
અને પોતાનુ જો વધતું બળ દેખે જગત નો ૩૭
દયા શાની એને નિરદય બન્યુ પાપિ દિલડુ.
ન દીસે ત્યાં કોદી જરિક મૃદુતા ભાન ચિતને;
સ્વામત્ત ફેલાવે જગત મરવાનુ મન નહીં,
વિચારે પહેલા એ સ્વબળ બતનાવા જગતને. ૩૮
અદેખા ગ્રીષ્મે તો અગણિત કર્યાં ઘાવ ઉરમા,
વ્યથા વેઠાડીને નબળ બનનાને પનકમા,
તથાપી નોટ્યું આ ત્વરિત ચિત તુ ગા કયમ ખસે,
બધા વૈરી થાયે તદપિ તનથી શુ ચિત હઠ ૩૯

નથી બાકી હાવાં, પ્રિતમ મુજ શીરે પિડ તણી,
વિચારો વ્હાલા તો નબળિ ગણિ આંખો અતિ રડી;
જિવાશે ના ઝાઝું વખત વધતો જો વિરહનો,
થશે તો શેકાશે, કુમળું ઉર ભેટો ન પ્રિયનો. ૪૦
અતીશે અંગારા, વિરહ વપુમાંહીં તપી રહ્યા,
હું દાઝું છું દાંડી, વધતિ ચિત વ્હાલા નિત વ્યથા;
તથાપી ક્યાં બોલું, ઉરનું દુખ મારૂં અવરને,
કરે શું બીજાં કો મફત લવું શાને અરિ હસે. ૪૧
શકે સાંખી કે'શે પ્રબળ દુખ કાયા કુસુમ આ,
બળે છે બે તાપે કયમ ન કરમાશે પ્રિયતમા;
જૂદાઇનો ઝાઝો અનળ ભિતરે છે ભવ્ય બળનો,
દઝાડે દાંડીએ પ્રબળ વૃતિથી ગ્રીષ્મ અરિ તો. ૪૨
કહોને શી રીતે કુસુમ કુમળું આ ખમી શકે,
સુકાયે ચિરાયે પ્રબળ દવમાં ક્યાં વિકસશે;
નમેરા શત્રૂ છે દુખદઇ દિસે રાત્રિ વધતા,
રહે છે એ રોજે પ્રિતમ વિણુ પાછી પજવતા. ૪૩
બાળા વદી એટલું મુર્છનામાં,
અને પડી પૃથ્વી મહીં બીચારી;
ન ભાન પોતાનું રહ્યું લગીરે,
ન ચિત્ત દીઠું જરી સ્વસ્થ ના ત્યાં. ૪૪
પડી બીચારી વિરહે વીંટાઇ,
ભલાઇ કયાંથી, કુરતા કસાઇ;
આવે ન કો દી ચિતમાં વિચારો,
રૂડું કર્યા ના કદિ દુષ્ટને તો ૪૫
બિચારી બાળા પતિના વિયોગે,
સહે બધું દુઃખ મિલાપ માટે;
હરામીયો ત્યાં પિડતા હમેશાં,
ખમી શકે કેમ સૌજન્યને તે. ૪૬
તથાપિ બેલી પ્રભુ છે બધાંનો,
જિવાડનો અર્ણુવમાં પડેલાં;

ઉગારી લેતો અગની ભૂખેથી,
અને પીધું હોય કદાપિ વિષ તો. ૪૭
બિચારી બાળા લવિને પીયુતું,
પિયુશ જેવું અભિધાન મૂખે;
શાંતી તજીને પડિએ ભૂમીમાં,
અને થઇ મૂર્છીત ત્યાંજ બાળા. ૪૮
ભલાં દીશો જ્યાં મળતાં ભલાંને,
હમેશ થાતાં દુખી જોઇ દુઃખ એ;
અને નીશા ત્યાં પગલે ધસી છે,
ધગી રહેલું જગ ઢાંકવાને. ૪૯
પિડા ઉર્યાનું ચિતમાં વિચારી,
છે શાંત સાડી સહુને વિંટાળી;
બળી જતાં શાંત થવાજ દિલો,
કર્યા બહુએ સખિયે ઉપાયો. ૫૦
અનીલ ટંડો ધરિને કરે એ,
મુર્છીત બાળા પર વીંઝતીતી;
તપાપી બાળા બળતી રહેલી,
જ્વાળા સમો શ્વાસ ઉશ્વાસ લેતી. ૫૧
દુખીજ જોઇ સહુએ બિચારી,
અનીલ પણ બે ઘડી વાર થંભ્યો;
ન ઝાડનાં પત્ર જરાય હાલે,
દયા ધરી વીરહિણી પ્રિયાની. ૫૨
થયું બધું શાંત પ્રીયા ન બોલી,
સહુ કરે ત્યાં કકળાટ ઉભા;
દયાળુ ચિત્ત નિરખે સહુએ,
અને ભરી આંખ તમામ અશ્રુ. ૫૩
ધરી નીશાએ સહુને ઉચ્છંગે,
રમાડતી વ્યોમ અને ધરાને;
દુખી દીઠિ દીલથી આજ બાળા,
ફુટી ગઇ ધીરજ એમની ત્યાં. ૫૪

રડી પડી જોઇ રિપતી વિયોગી,<br>
કોને ન થાશો કદિ આવું દુઃખ;<br>
સહુ ચિત્તે માત્ર વિચાર એક,<br>
બિચારીનું દુ:ખ જજ્યો ટળીને. ૫૫

મુર્છીત જોઇ મનનાં દયાળુ,<br>
સુખી થવા અંતર યાચતા'તાં;<br>
રૂવે રૂંવે અશ્રુ વહે બધાંને,<br>
દુખી ગણી આ સુકુમાર બાળા. ૫૬

ગરીબના શ્વાસ ઉશ્વાસ માંહી,<br>
રહો ચમતકાર અકાશ ભેદે;<br>
ગળી જતા પથ્થર શ્વાસ માંહી,<br>
તો શું કહેવું દીલનાં દયાળુ. ૫૭

પડી બિચારી ભુમિ ભાન ભૂમાં;<br>
ને ગાઢ તિમિરે ઢંકાયલીએ,<br>
લચી રહ્યાં વાદળ વ્યોમ માંહિં;<br>
દુ.ખી તણું સંકટ નિર્ખવાને. ૫૮

તીમીર કાળું વળિ અભ્ર ઉંચે,<br>
નમી રહ્યાં, કાળું વધૂ થયેલું;<br>
બાળા પડી ભાન ભુલી વપુનું,<br>
ને ગાઢ નિદ્રાવશ તુર્ત થાતી. ૫૯

સ્ફુરે નવાં સ્વપ્ન પતી મળ્યાંનાં,<br>
આનંદ ઝાઝો નીરખી થનો'તો;<br>
પણે પતી પાસ સખી ગયેલી,<br>
સંભ્યા કહી વીતક વાત પ્હેલી. ૬૦

દારા દુખી છે વધતા વિયોગે,<br>
છે વર્ણુની વાત બધી હિતેલી;<br>
સુણી સખીથી પ્રિયના દુખોની,<br>
વાણી દયા દીલ વધૂ વશી છે. ૬૧

દયાળુનું દીલ હમેશ પોચું,<br>
હશે સદા માખણથી વધારે;

સ્વતાપથી માખણ તો ગળે છે,
ને અન્ય તાપે હૃદયું દ્રવે છે. ૬૨
દુખી સુણી જ્યાં વિરહેથી બળા,
અરી વ્યથા જ્યાં વધતી ગુજારે;
દયાળુ પ્રેમી દિલ ઉછળ્યું ત્યાં,
જાણે નિધી એ મરજાદ મેલી. ૬૩
ધુધૂ થતું ઉગ્ર સ્વરૂપ જાણે,
નીધી તણું શું જગ બોળિ દેશે;
ચડયો વધૂ ક્રોધ સુણી સખીના,
ખરાં સખૂનો પ્રિય વિપત્તિનાં. ૬૪
આવી સખી યાદ પડી વિખુટી,
જે વિહૅનાં દર્દ હશે સહેતી;
નહીં જીવે એ અબળા બિચારી,
અરે અરેરે ભુલથી વિસારી. ૬૫
ઘટે ન આવું ઘરના ધણીને,
વિસારી મૂકી રમણી સખીને;
હશે નિરાધાર હું વીણ એ તો,
અને વળી દુષ્ટનું દુખ સ્હેતી. ૬૬
હું જીવતાં જો અબળા પિડાઇ,
ધિઃકાર જીવ્યુ મુજ જગતમાં છે;
દાતાર એ, યાચક પાછું કેદી,
ફરે નહીં, દાંઇ મળ્યા વિના તો. ૬૭
અને ખરો માગણદાર એ તો,
લિધા વિનાના ફરતો ઘરે એ,
સત્તા છતાં જો દુખ ના નિવારે,
ધિઃકાર તેને જગ આ કરે છે. ૬૮
જીવું છતાં જો દુખિ થાય નારી,
સત્તા ન મારી, કંઇ કામની છે?
અરી પરે ના અજમાવી સત્તા,
સત્તા ન એ તો ખરિ શંઢતા છે. ૬૯

પ્રચંડ માર્યો પડકાર ત્યા તો,
કુલીશ વિદ્યુતનું હાથ લીધું:
ફેંક્યું પ્રિયાનું દુખ ટાળવ ને,
અરી વિદારી મુખ નિખેવાને. ૭૦
છે વ્યોમ ચીરાયું દીઠું સહુએ,
અને દીઠી સહુ સ્થળ આગ લાગી;
ચીરી દિધું તીમિર ગાઢ તોય;
ને પેટ ફોડી દિધું અંધકારનું. ૭૧
પ્રિયા દીઠી જ્યા વિરહે પડેલી,
ગુમાવીને ભાન શરીરનું એ;
છે માત્ર તે શ્વાસ ઉશ્વાસ લેતી,
એ શ્વાસમાં અગ્ની વસેલી પૂર્ણ. ૭૨
બ્રહ્માંડ ત્રણે સળગાવવાને,
એ અગ્ની ભેદી જઇ આભમા જો;
અને થયો વિદ્યુતનો ઝબાકો,
જનો તણી આંખ ઉઘાડવાને. ૭૩
જાણે શું આ પર્વત શૃંગ ચીરે,
કુલીશથી વાસવ ક્રોધધારી,
કે શું ત્રિપુરાસુરને હણ્યામાં,
મહાન શકતી શીવજી ઉપાડી. ૭૪
કે'શું પ્રિયાના દુખના નિસાસા,
જ્વાળામુખી શા પ્રગટ્યા શું વ્યોમે;
અને જણાવે પ્રિયને પીડાએ,
અસહ્ય આ વિપત્તિ ફેડવાને. ૭૫
દારૂણ શું દેવ અનેજ દાનવે,
માંડ્યું દિસે યુદ્ધ અકાશમાહી,
કેગાધિ તનના શુભ યજ્ઞ માંહીં,
સુ બાહુ શું રામ શરે હણાતો. ૭૬
અનીલ ઠંડો લહરે ચડીને,
ઇશાન દીશા મહિથીજ વાહો;

જાણે પડી-મુર્છિત બાળિકાને,
જગાડવા વેદ સમાન થાતો. ૭૭
વળી પડેલા જખમો જળે ત્યાં,
સમીર ઠંડાઇથી સુખ આપે;
કૃત્રીમ ત્યાં શ્વાસ ઉશ્વાસ દેતો,
પડેલાં બેભાન જગાડવાને. ૭૮
ગુલાબ ગુલબાસ સુવાસ લોટી,
બેટી પયે કુંદ તણી કળીને;
આનંદ દેવા વિરહી સખીને,
દયાળુ થૈને સહુમાં ફર્યોએ. ૭૯
અને પ્રિયાનું દુખ જોઇને પીયુ,
એ વ્યોમમાંથી પડવાનું ધારતો;
સ્નેહી તણા દુખ સમે દયાળુ,
આકાશ ચીરી પ તું મુકે છે. ૮૦
તૈયારિ સ્વારી નિકળ્યાનિ કીધી,
ડંકા નિશાને જણુવ્યું બધાને;
ને આગવાની કરતો સમીર,
ચડો થઇને જગમાં ધુમે છે. ૮૧
ઝીણી ઝિણાં ત્યાં પગલાં ભરીને,
ખરે વિયોગી સખિ ભેટવાને;
અને દુખી કેવિ હશે વિચારી,
અશ્રુ વધૂ આંખથી મૂકતોતો. ૮૨
ચુમી રૂડાં અશ્રુ સખી તણાં રૂવાં,
મૂર્છા છતાં એ ચમકી ઉઠયાં છે;
મધુર કોકીલ અને પપૈયા,
હતા બહુ દાદુર દ્વાર પાળો. ૮૩
આનંદનો ઉમળકો ધરીને,
ધ્વની કરે સતિ જગાડવાને;
પીયૂ પીયૂના કરતો ઉચ્ચારો,
ચેતાવતો વિરહીણી પ્રિયાને. ૮૪

કલાપિને કોકિલ ગાન ગાઇ,
દરેક ટૌકે જણુવે ખુશાલી;
ઉઠો સખી નાથ પધારવાને,
વિલંબ છે ના સજિલો શ્રંગારો. ૮૫

સુણે ન મુર્છા મહિ નીંદ લાગી,
અને થયો સ્પર્ષ અનીલમીઠો;
થયું વળી સ્વપ્ન પિયૂ સમાગમે,
એ સૂખમાંથી કયમ ઝટ્ટ જાગે. ૮૬

પ્રભાત થાતું ગઇ રાત વીતી,
અને બધાં પંખિ ઉચારતાંતાં;
ગુણો પિયુના સુણ્યુ નિંદમાંથી,
અને ખુશાલી મહીં ઝબૂકિ જાગી. ૮૭

આનંદ આનંદ રહ્યોજ રેલી,
રૂંવે રૂંવેથી સરિતા સમો ત્યાં;
પ્રવાહ આનંદ તણો જગે શું,
નીધી સમો થઇ ઉભરાઇ જાતો. ૮૮

મીઠો ધ્વનીકર્ણુ પડયો સુતેલી,
"પિયુજિ આવ્યા", ઝબકી ઉઠી ત્યાં;
દિઠેલ દ્રષ્ટે પિયુને ઉભેલા,
ઘડીકના સાચું ગણ્યું મને તે. ૮૯

જાણે થયું સ્વપ્ન તથાપિ જાગૃતે,
રહેલ સંસ્કાર સ્ફુર્યો હશે એ;
તથાપિ ચોળી નિજ આંખ હાથે,
હું જાગતી ભાન થવા વધારે. ૯૦

થઇ ખરી ખાતરી જાગૃતિમાં,
ફળ્યું હતું સ્વપ્ન, તથાપિ સત્યમાં;
મળી મિટે મીટ પિયુજિ સાથે,
આનંદ ઉભરાઇ વહ્યો શરીરે. ૯૧

બધે સરીતા સરમાં ભરાઇ,
પ્રવાહ આનંદ તણો અધીક;

જાણે પડી મુર્છિત બાળિકાને,
જગાડવા વૈદ સમાન થાતો. ૭૭
વળી પડેલા જખમો જણે ત્યાં,
સમીર ઠંડાઇથી સુખ આપે;
કૃત્રીમ ત્યાં શ્વાસ ઉશ્વાસ દેતો,
પડેલાં બેભાન જગાડવાને. ૭૮
ગુલાબ ગુલબાસ સુવાસ લોટી,
ભેટી પયે કુંદ તણી કળીને;
આનંદ દેવા વિરહી સખીને,
દયાળુ થૈને સહુમાં ફર્યોએ. ૭૯
અને પ્રિયાનું દુખ જોઇને પીયુ,
એ વ્યોમમાંથી પડવાનું ધારતો;
સ્નેહી તણા દુખ સમે દયાળુ,
આકાશ ચીરી પ તું મુકે છે.
તૈયારિ સ્વારી નિકળ્યાનિ કીધી,
ડંકા નિશાને જણુંવ્યું બધાને;
ને આગવાની કરતો સમીર,
ચડી થઇને જગમાં ઘુમે છે.
ઝીણી ઝિણું ત્યાં પગલાં ભરીને,
ખરે વિયોગી સખિ ભેટવાને;
અને દુખી કેવિ હશે વિચારી,
અશ્રુ વધૂ આંખથી મૂકતોતો.
ચુમી રૂડાં અશ્રુ સખી તણાં રૂવાં,
મૂર્છા છતાં એ ચમકી ઉઠયાં છે;
મધુર કોકીલ અને પપૈયા,
હતા બહૂ દાદુર દ્વાર પાળો.
આનંદનો ઉભળકો ધરીને,
ધ્વની કરે સતિ જગાડવાને;
પીયૂ પીયૂના કરતો ઉચારો,
ચેતાવતો વિરહીણી પ્રિયાને.

રેલ્યો સરીતા સર છોડિ છેદ,
મળ્યો મહા પ્રેમ પયોનિધિમાં. ૯૨
જોડી પડયાં બેય વિયોગ અંતે,
ને એક સૌની દ્રષ્ટે જણાયાં;
પુછયાં સમાચાર ખુશાલિના સખી;
અને કહી વીપતિ ગ્રીષ્મ કેરી. ૯૩
હણ્યો હવે ના ધર બીક બાળા,
હું જો ઉભોછું ધરી શસ્ત્ર સામો;
જો સામું દેખાય રૂડું ધનુષ્ય એ;
હણ્યો અરીએ થકિ ગ્રીષ્મ મ્હેં તો. ૯૪
બીરૂ પ્રિયા ના કર ચિત્ત તું હવે,
જરીય ના સંકટ સોસવા દઉં;
આનંદનો આજ ખરો સમો છે,
પ્રભૂનિ ઇચ્છા શુભ ભેટવામાં. ૯૫
વિયોગનો યોગ ઘડીક થાય,
કદી ન પ્રેમી જિવથી જિવાય;
હશે કૃપા એ કરૂણાનિધીની,
સુખ સમાં જિવન પ્રેમિ પામે. ૯૬
એ પ્રેમ કો' કે પ્રભુની કૃપાએ,
જ્યાંથી બધું વિશ્વ પ્રકાશ પામે;
અને જિવે જેથિ સુખી સદૈવ,
એ પ્રેમ પીયૂશનું પાન કેવુ ! ૯૭

